શ્રીમત્તપાગચ્છાચાર્યવિમલશાખીયમહાકવિ

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરનિર્મિતઃ

# પ્રાચીનસ્તવનરત્નસંગ્રહઃ

## ભાગ ૧ લો.

સંગ્રહકર્તા તથા સંશોધક.

શ્રીમત્પન્ન્યાસસૌભાગ્યવિમલગણિશિષ્ય-

પન્ન્યાસમુક્તિવિમલગણિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રેષ્ઠિવર્ય જમનાભાઇ ભગુભાઇ.

શેઠ મનસુખભાઇની પોળ—અમદાવાદ.

અમદાવાદમાં ત્રણદરવાજા પાસે ચૂડીઓળમાં નંબર ૧૦૮૩

વાળા મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમૃતલાલ જેશીંગભાઇએ છાપ્યા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કિંમત બે રૂપીઆ.

શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત-

## પ્રાચીનસ્તવનરત્નસંગ્રહસ્ય

# પ્રસ્તાવના.

આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ ગૂર્જરભાષામાં સુપ્રસિદ્ધ શ્રીમત્તપાગચ્છાચાર્ય-વિમલશાખીય-શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજીએ રચ્યો છે. તેઓશ્રી વિક્રમસંવત્ ૧૮ મા સૈકામાં થયા છે. તેમના ચરિત્ર તરફ દૃષ્ટિ કરીએ તો તેઓ ગૃહસ્થઅવસ્થામાં શ્રીભિન્નમાલનગરના રહેવાસી હતા અને વિશાઓસવાલવંશમાં તથા વાસવગોત્રમાં આભૂષણરૂપ શ્રીવાસવશ્રેષ્ઠિપિતાના તથા કનકાવતીમાતાના સુપુત્રરત્ન હતા, અને તેઓશ્રીનો વિક્રમસંવત્ ૧૬૯૪ વર્ષે જન્મ થયો હતો. માતાપિતાએ " નાથુમલ્લ " એવું નામ સ્થાપન કર્યું હતું. અનુક્રમે બીજના ચંદ્રમાની જેમ વૃદ્ધિ પામતા આઠ વર્ષની વયવાળા થયા, તેવારે શ્રીમત્તપાગચ્છમંડન અગણ્યગુણસંપન્ન મહાવૈરાગી શુદ્ધક્રિયાવંત શ્રીમાન્ પંડિતવિનયવિમલગણિના શિષ્યરત્ન પંડિતશ્રીધીરવિમલગણિમહારાજની પાસે ધર્મોપદેશ સાંભળી પ્રતિબોધ પામ્યા. " આસન્નસિદ્ધિ જૈનશાસનપ્રભાવકપુરૂષોના હૃદયમાં ગુરૂમહારાજનો દીધેલો ઉપદેશ જલદી અસર કરે છે " તેવારે પ્રતિબોધ પામ્યા પછી અપારવૈરાગ્ય ધરીને પંડિતશ્રીધીરવિમલગણિની પાસે વિક્રમસંવત્ ૧૭૦૨ વર્ષે શ્રીનાથુમલ્લજીએ દીક્ષા અંગીકાર કરી. ત્યારે ગુરૂમહારાજે તેમની દીક્ષા સમયે "શ્રીનયવિમલ" એવું નામ સ્થાપન કર્યું. હવે દીક્ષા લીધા પછી નવદીક્ષિત શ્રી નયવિમલમુનિએ અહર્નિશ સ્વપરશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. તેવારે પૂર્વપુણ્યના ઉદયથી, જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમને લીધે તેમની ( શ્રીનયવિમલજીની ) બુદ્ધિ જળમાં તેલબિન્દુની જેમ સર્વસ્વપરશાસ્ત્રોમાં વિસ્તાર પામી હતી.

यदुक्तं-जले तैलं खले गुह्यं, पात्रे दानं मनागपि ।

प्राज्ञे शास्त्रं स्वयं यांति-विस्तारं वस्तुशक्तितः ॥१॥

તેઓશ્રીએ શ્રીઅમૃતવિમલગણિકવિરાજ તથા શ્રીમેરૂવિમલગણિ કવિરાજ નામે વિદ્યાગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરી, કાવ્ય, તર્ક, ન્યાય શાસ્ત્રાદિ સર્વશાસ્ત્રોમાં અત્યંત નિપુણતા મેળવી. એહવીરીતે શ્રીનયવિમલજીની સર્વગુણે યોગ્યતા જોઇને, તેમના ગુરૂમહારાજનો સારો અભિપ્રાય દેખીને, વિક્રમસંવત ૧૭૨૭ વર્ષે મહાસુદી ૧૦ને દિવસે મારવાડદેશમાં સાદડી પાસે ઘાણેરાવનગરમાં મોટા ઉત્સાહ-પૂર્વક શ્રીમત્તપાગચ્છાચાર્ય શ્રીવિજયપ્રભસૂરિમહારાજે "શ્રીનયવિ-મલજીને" પંડિત(પંન્યાસ)પદ આપ્યું, ત્યારપછી પોતાના ગુરૂશ્રી ધીરવિમલજીગણિની સાથે પૃથ્વીમાં વિચરી ભવ્યજીવોને ધર્મોપદેશ દેઇ કૃતાર્થ કરવા લાગ્યા. અનુક્રમે તેઓશ્રીના ગુરૂરાજ શ્રીધીરવિ-મલગણિમહારાજ વિક્રમસંવત્ ૧૭૩૯ વર્ષે સ્વર્ગે પધાર્યા, ત્યારપછી તેઓ પંડિતપદે શોભતા, ભવ્યજીવોના મનને મોહતા, જ્ઞાનક્રિયા યોગે શુદ્ધધર્મોપદેશે ભવ્યજીવોને સંસારસમુદ્રમાંથી ઉદ્ધરતા, અને જે ભવ્યજીવો પ્રતિબોધ પામીને દીક્ષા લેવા ઉજમાલ થાય તેઓને લઘુદીક્ષા આપીને ગચ્છપતિશ્રીવિજયપ્રભસૂરિની પાસે લાવીને નવદીક્ષિત ઘણા શિષ્યોને વડીદીક્ષા અપાવતા હવા. તેવારપછી શ્રીવિજયપ્રભસૂરિના આદેશવડે કરીને 'વિક્રમસંવત્ ૧૭૪૭ વર્ષે અણહિલપુરપાટણમાં પધાર્યા. ત્યાં તહિજ વર્ષે ફાગણસુદી પાંચમના દિવસે ક્રિયોદ્ધાર કરીને ગચ્છની નિશ્રાયે વિચરવા લાગ્યા. હવે કેટ-લાએક ગચ્છવાસી ગીતાર્થપુરૂષો ભેગા મળીને વિચાર કરવા લા-ગ્યા કે, આજકાલ શ્રીતપાગચ્છમાં સાધુઓમધ્યે શિથિલાચારનો પ્રચાર ઘણો થયો છે, માટે સાધુના શિથિલાચારને દુર કરવા માટે કોઇ બીજાને, સૂરિપદને યોગ્ય અને જ્ઞાની અને શુદ્ધક્રિયાવંત હોય તેને ગુરૂતરીકે સ્થાપન કરીને આપણે તેમની અનુયાઇએ વર્તીએ તો સારૂં કે જેથી શિથલાચારનો પ્રચાર દુર થાય. એહવો વિચાર કરીને સર્વગીતાર્થોએ એવો નિર્ણય કર્યો કે હાલમાં સંવિજ્ઞજ્ઞાનક્રિયા-વૈરાગ્યાદેગુણોએ સંપૂર્ણ અને સૂરિપદને યોગ્ય, શ્રીમત્પંડિતનયવિ-મલજીગણિ છે. તેહેમને શ્રીવિજયપ્રભસૂરિમહારાજ આચાર્યપદ આપે તો ઘણું સારૂં, ને પછી આપણે તેમની અનુયાઇએ વર્તીએ, એમ વિચાર કરીને સર્વગીતાર્થોએ સૂરિપદ લેવાને લાયક શ્રીનયવિમલ-ગણિને સૂરિપદ આપવા વાસ્તે શ્રીવિજયપ્રભસૂરિમહારાજને વિ-જ્ઞપ્તિ કરી. તે સાંભળી શ્રીતપાગચ્છાચાર્ય શ્રીપૂજ્યશ્રીવિજયપ્રભસૂ-

રિ પણ અપાર આનંદને પામ્યા, "યોગ્ય ગીતાર્થ શાસનપ્રભાવકને જોઈ સહુકોઈ સજ્જનો અપારઆનંદને પામે છે." તેવારપછી તપા ગચ્છના આચાર્ય શ્રીપૂજ્યજી પણ અણહિલપુરપાટણથી વિહાર કરીને પાટણની પાસે *સંડેસર(સંડેર)ગામમાં પધાર્યા. તે ગામમાં સંઘના ઘણા આગ્રહથી શ્રીઋષભદેવભગવાનના દેરાસરમાં વિક્રમ સંવત્ ૧૭૪૮ ( કેટલાક ગ્રંથોમાં ૧૭૪૯ છે ) વર્ષે ફાગુણસુદી પાંચમને ગુરૂવારને દિવસે શુભમુહૂર્તે શ્રીવિજયપ્રભસૂરીશ્વરજીની આજ્ઞાથી શ્રીમહિમાસાગરસૂરિજીએ આચાર્યપદની ક્રિયા કરાવીને સૂરિમંત્રયુક્ત આચાર્યપદ શ્રીનયવિમલજીગણિને આપ્યું. જ્યારે શ્રીમત્પંડિતનયવિમલજીગણિને આચાર્યપદવી મળી, ત્યારે તેમનું "શ્રીજ્ઞાનવિમલસૂરિ" એહવું નામ સ્થાપન થયું. તે વખતે આચાર્યપદવી પ્રદાનનોમહોત્સવ કરીને ઘણું ધન ખરચીને શ્રેષ્ઠિવર્યનાગજીપારેખે પોતાના ધનને કૃતાર્થ કર્યું, અને ઘણો જશ લીધો.

આચાર્યપદ લીધા પછી શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજ ભવ્યજીવોને અમૃતધારાસમાન ઉપદેશ દેતા દેશવિદેશ વિચરવા લાગ્યા, અને વિક્રમસંવત્ ૧૭૭૭ વર્ષે શ્રીમત્તપાગચ્છાચાર્યશ્રીજ્ઞાનવિમલસૂરિ મહારાજના સદુપદેશથી સૂરતબંદરનિવાસિશ્રેષ્ઠિવર્યશ્રીયુત પ્રેમજીપારેખે શ્રીસિદ્ધાચલજીનો સંઘ કાઢયો હતો તેનું વર્ણન રાસરૂપે કવિદીપસાગરગણિના સુશિષ્ય સુખસાગરકવિએ સ્વકૃતપ્રેમવિલાસ નામના રાસમાં કરેલ છે. તે રાસ નરભવદૃષ્ટાન્તઉપનયમાલામાં પ્રસ્તાવના સાથે છાપવામાં આવેલ છે.

તેમનો વિહાર બહુધાપ્રકારે સુરત, ખંભાત, રાજનગર (અમદાવાદ), પાટણ, રાધનપુર, સાદડી, ઘાણેરાવ, શિરોહી, પાલીતાણા, જુનાગઢ, વિગેરે સ્થળે, ગુજરાત–મારવાડ–કાઠિયાવાડ પ્રમુખ દેશોમાં હતો. તથા શ્રીમત્તપાગચ્છાચાર્ય "શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજી" તથા મહોપાધ્યાયશ્રીવિનયવિજયજી તથા મહોપાધ્યાયશ્રીયશોવિજયજી તથા શ્રીમત્પંડિતઋદ્ધિવિમલગણિ વિગેરે મહાત્માઓ ક્રિયોદ્ધાર કરી પ્રાયઃ સાથે વિહાર કરવા વાલા હતા.

---

* આ સંડેસરગામ પાટણથી પાંચગાઉ થાય છે ને ત્યાં શ્રીઋષભદેવભગવાનનું દેરાસર પણ છે, અને પાટણમાં જે સાંડેસરાકુળમી રહે છે તેઓની કુળદેવી પણ તે સંડેસરગામમાં છે. સંડેસરગામમાંથી પ્રગટ થયા તેથી સાંડેસરાકુળમ્ કહેવાય છે.

આ શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજીએ ઘણા વખત શ્રીસિદ્ધાચલજી તીર્થ વિગેરેની યાત્રાઓ કરી અને અનેકભવ્યોને ધર્મોપદેશ આપીને અરિહંતની પ્રતિમાઓની સત્તર(૧૭) પ્રતિષ્ઠાઓ(અંજનશલાકાઓ) કરી. અનુક્રમે સંવત ૧૭૮૨ ની સાલનું ચોમાસું ખંભાતનગરમાં આવ્યા તેવામાં આચાર્યશ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે શ્રીસિદ્ધાચલજી તીર્થની યાત્રા કરવાને વાસ્તે વિહાર કરવાની તૈયારી કરી. પરંતુ પરચક્રને લીધેથી યાત્રા સંબંધી અંતરાય થયો તેથી તે ચોમાસું શ્રીજ્ઞાનવિમલસૂરિ સ્તંભતીર્થ (ખંભાત)માંજ રહ્યા, અને ઘણા સાધુઓને વાચકપદ, પંડિતપદ આપીને ઘણો ઉપકાર કર્યો અને નિર્ગુણ પુરૂષોને પણ ગુણવાળા કર્યા એવીરીતે આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહના કર્તા આ મહાત્માએ અનેકશાસ્ત્રોની રચના કરી અનેકભવ્યજીવોને પ્રતિબોધ આપીને ઘણા ઉપકારો કરી તથા અનેકસુકૃત્યો કરી ૮ વર્ષ ગૃહસ્થપર્યાય તથા ૮૧ વર્ષ ચારિત્રપર્યાય એમ સર્વ નવ્યાસી (૮૯) વર્ષનું સંપૂર્ણ આયુષ્ય પાળ્યું. આ ચોમાસાની અંદર તે આચાર્યશ્રીનું શરીર ગ્લાનીપણું પામ્યું તે અવસરે આચાર્યશ્રી વિશેષે સમતારસમાં ઝીલવા લાગ્યા અને તે સમયે હજારો ગમે નરને નારીઓ તે આચાર્યશ્રીની આગળ જીવ છોડાવવાને માટે બહુદ્રવ્ય ખરચવા અંગીકાર કર્યું અને સહસ્રોગમે ભવ્યો આંબિલ, ઉપવાસ, સામાયિક, પૌષધ વિગેરે વ્રત પચ્ચખ્ખાણ અંગીકાર કરવા લાગ્યા. તે આચાર્યશ્રીની આગળ લાખોગમે નવકારને અંગીકાર કરવા લાગ્યા. એવીરીતે આચાર્યશ્રીની આગળ અગણિતપુણ્ય અંગીકાર કર્યું. ત્યારપછી વિક્રમસંવત્ ૧૭૮૨ ના આશો વદી ૪ ને ગુરૂવારના દિવસે પ્રભાતસમયે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજ અનશન અંગીકાર કરીને સ્વર્ગે પધાર્યા તે વખતે ખંભાતના ઘણા શ્રાવકો ભેગા મળીને આચાર્યશ્રીના નવ અંગે પૂજા કરવા લાગ્યા અને તેમનું શરીર સ્થાપન કરવાને માટે નવખંડવાળી ચારે દિશાએ દેવવિમાનની પેરે દીપતી, સોનાના નવા કલશે શોભતી, તોરણ કોટ કાંગરાઓવડે કરીને અતિવિશાળ માંડવી તયાર કરી, તે માંડવીના મધ્યખંડમાં શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજના શરીરને સ્થાપન કર્યું. એ અવસરે આશરે તેર (૧૩) મણ પ્રમાણ સુખડી કાઢી હતી, અનુક્રમે મોટા મહોત્સવસહિત સ્તંભતીર્થના ઉદ્યાનભાગમાં આચાર્યશ્રીની માંડવી લાવીને ત્યાં અગર, મલયા-

ગરૂ, ચંદનાદિના કાષ્ટવડે કરીને શ્રીગચ્છપતિનું શરીર અગ્નિવડે કરીને સંસ્કાર કર્યું એવીરીતે સ્તંભતીર્થવાસી શ્રાવકોએ શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરમહારાજનું નિર્વાણમહોત્સવ કર્યું. ત્યારપછી તે શ્રાવકોનું ચિત્ત જીવદયા તરફ વધારે ખેંચાયું કે જેથી તે સમયે ખંભાતનગરના સર્વશ્રાવકોએ અમારપડહો વજડાવ્યો અને શ્રીજ્ઞાનવિમલસૂરિજીના કાલધર્મની તિથિથી માંડીને ચાલીશ દિવસ લગે કોઇપણ માછી દરિયામાં કે તલાવમાં કે કોઈપણ જલાશયમાં જાળ નાખે નહિ, અને જાળના ફહાંની દૃષ્ટિ પણ કરે નહિ. એવો જીવોના અભયદાનને માટે બંદોબસ્ત કરાવ્યો અને ગાય, ભેંસ, બળદ, વિગેરે ચતુષ્પદ જીવોને પણ હિંસકોની પાસેથી છોડાવીને મહાજનમાં મૂકાવીને અભયદાન અપાવ્યા. વળી ખંભાતના મહાજને શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજના સ્વર્ગવાસસમયે ઘણું દ્રવ્ય આપીને માછીજનોને પોતાના સેવક કરીને રાખ્યા કે જેથી કોઇવખત હિંસા ન કરે, તથા ઘણું ધન આપી ચડીમારલોકો ( પારધી વિગેરે ) ને સંતોષ્યા કે જેથી કોઇપણ વખત હિંસા ન કરે, તે સમયે જૈનદૃષ્ટિ ( સમ્યગ્દૃષ્ટિ ) પ્રાણિયો તે ગુરૂમહારાજનો જસવાદ બોલે તેમાં તો શું નવાઈ છે, કિન્તુ મિથ્યાદૃષ્ટિલોકો પણ શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજના મુક્તકંઠે યશોવાદ બોલવા લાગ્યા. "ગુણવંતપુરૂષોના ગુણોને સૌ કોઈ સજજનો વખાણે છે." તથા અગ્નિસંસ્કાર કરવાની ચિતાને (ચયને) સ્થાનકે અંધારીરાત્રીએ ચમત્કારિક ઉદ્યોત થયો. તે દેખી સહુ ભવ્યશ્રાવકોનાં મનમાં બહુ આશ્ચર્ય થયું. વળી ઘણા ભવ્યોને રાત્રાયે સ્વપ્નદ્વારા સંકેતને બાને પોતાના આત્માને આચાર્યશ્રી દેખાડતા હવા. તે ઉપર એમ અનુમાન થાય છે કે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજ મહર્દ્ધિક દેવગતિ પામ્યા છે તથા તે આચાર્યશ્રીના સ્વર્ગવાસસમયે ખંભાતના સુશ્રાવકોએ દર્શનાર્થે ખંભાતમાં સક્કરપરામાં સ્તૂપ (પગલાંયુક્ત દેરી) કરાવેલ છે. ઇત્યાદિક વિશે. વિસ્તાર શ્રીજ્ઞાનવિમલસૂરિ નિર્વાણરાસમાંથી જોઈ લેવો. ( આ રાસ પ્રસ્તાવનાની પાછળ છાપેલ છે. ) તથા તેમનો જ્ઞાનભંડાર ખંભાતમાં ખારવાડામાં વિમલને ઉપાશ્રયે વિદ્યમાન છે.

આ મહાત્માના સમકાલીન ભાષાપોષક સાધુઓમાં શ્રીઉદયરત્નવાચક તથા મહોપાધ્યાયશ્રીમાનવિજયાદિ હતા.

આ મહાત્માના રચેલા ઘણા ગ્રંથોની પ્રથમાદર્શ (પ્રથમપ્રત)

દીપસાગરકવિના સુશિષ્ય સુખસાગરકવિએ લખેલ છે.

આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ પુસ્તકમાં ફક્ત શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજનાજ રચેલ સ્તવનનો સમુદાય છે. તેમાં એકેક સ્તવનમાં એવા તો સુગમતરીકે ભાવો ઉતારેલા છે કે વાંચવાવાળા સજ્જનોના હૃદયમાં અત્યંત આનંદ તથા ધર્મશ્રદ્ધા થાય અને જૈનશાસનનો ભૂમિયો થાય.

આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહના રચયિતા શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજની કવિત્વશક્તિને માટે તો જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. કેમકે તેઓશ્રીની પ્રાકૃતભાષામાં નિપુણતા પ્રાકૃતગાથાબદ્ધ શ્રીનરભવદૃષ્ટાન્તોપનયમાલાગ્રંથ વાંચવાથી જણાશે. ( આ ગ્રંથ શ્રીદયાવિમલજી જૈનગ્રંથમાલા તરફથી પ્રથમ અંક તરીકે છપાઇ તૈયાર થયેલ છે ) તથા સંસ્કૃતભાષામાં દક્ષતાતો તેઓશ્રીના રચેલ श्रीप्रश्नव्याकरणसूत्रवृत्तिः १, श्रीपालचरित्रं संस्कृतगद्यबद्धं २, संसारदावानलस्तुतिवृत्तिः ३. ઇત્યાદિ સંસ્કૃતગ્રંથો જોવાથી માલુમ થશે. અને એમ પણ સંભળાય છે કે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજ સૂરિપદ લીધા પહેલાં શ્રીસિદ્ધાચલમહાતીર્થે પધારેલા તે અરસામાં શ્રીમત્તપાગચ્છાચાર્ય શ્રીવિજયપ્રભસૂરિમહારાજ પણ ત્યાં આગળ આવીને શ્રીસિદ્ધાચળતીર્થનાયકશ્રીઆદીશ્વરભગવાનના દેરાસરમાં જેવામાં ચૈત્યવંદન કરે છે તેવામાં શ્રીનયવિમલગણિ પણ ત્યાં આવીને તાત્કાલિક નવા કાવ્ય બનાવીને સ્તુતિ કરવા લાગ્યા. તે જોઇ આચાર્યશ્રી ચમત્કાર પામીને સભાસમક્ષ કહેવા લાગ્યા કે અહો ! શ્રીવીરભગવાનના શાસનમાં સરસ્વતીપુત્ર શીઘ્રકવીશ્વર ઇત્યાદિ બિરૂદાને ધારણ કરતા આધુનિક કાળે એવા કવીશ્વરો છે, તો પછી જૈનશાસન દીપે તેમાં શું નવાઇ છે. એમ કહીને તરતજ શ્રીનયવિમલગણિને આવો "જ્ઞાનવિમલસૂરિ" એમ કહી સૂરિપદના નામથી આદરપૂર્વક બોલાવ્યા. તે સાંભળી શ્રીનયવિમલગણિએ પણ વિનયપૂર્વક ભવત્પ્રસાદેન એમ કહ્યું. તેવારપછી આચાર્યશ્રીએ પોતાની પાસે બેસાડીને ચૈત્યવંદન કરવા માટે શ્રીનયવિમલગણિને આજ્ઞા દીધી તેવારે બીજા યતિયોને અપ્રીતિ ઉત્પન્ન થયેલી જોઇને આચાર્યશ્રી પ્રત્યે કહ્યું કે ચૈત્યવંદન આપજ કહો કેમકે તે વૃદ્ધની કરણી છે. તે સાંભળી પરસ્પર ખેદ પામતા બીજા યતિઓને શ્રીપૂજ્યજી

કહેતાં હવા કે હે યતિવર્યો! જો કે પદસ્થતરીકે હું શ્રીપૂજ્ય છું છતાં નયવિમલગણિની પાસે જેવી જ્ઞાનપક્વતા ને કવિત્વશક્તિ છે તેવી શતાંશે પણ મ્હારામાં નથી માટે જ્ઞાનથી વૃદ્ધતાને લઇને હું તેમનો આદર કરૂં છું માટે તમ્હારે પણ જ્ઞાન કે જ્ઞાનિની આશાતના કરવી નહિ, કેમકે જ્ઞાન ને જ્ઞાનિની આશાતના કરવાથી પ્રાણિયો જ્ઞાનાવરણીયાદિકર્મોને બાંધે છે માટે તેવા માઠાં કર્મો દુર થાય તેવો ઉપાય કરવો જોઇએ. ઇત્યાદિ સમજાવીને બીજા યતિયોને શાંત કર્યા. ત્યારપછી આચાર્યશ્રીની આજ્ઞાથી શ્રીનયવિમલગણિ શ્રીઋષભદેવ ભગવાનની આગળ ચૈત્યવંદન કરવા લાગ્યા તે વખતે તાત્કાલિક નવા કાવ્યો બનાવીને ૪૫ કાવ્યવડે ચૈત્યવંદન કર્યું તેહેમાં એક પાદ ભક્તામરસ્તોત્રનું લઈ પાદપૂર્તિ તરીકે ત્રણ પાદ નવા બનાવીને તત્કાલજ નવું સ્તોત્ર બનાવ્યું તે જોઇ ઇર્ષ્યાકારક સર્વયતિયો તથા સહુકોઈ પંડિતો ચમત્કાર પામ્યા. "જ્ઞાનિપુરૂષોના જ્ઞાનાદિ ગુણ જોઇને કોણ સજ્જન આનંદ ન પામે." અર્થાત્ પામેજ. ત્યારપછી કેટલોએક સમય ગયા પછી શ્રીમત્તપાગચ્છાચાર્યજીએ પોતાનું આપેલું "જ્ઞાનવિમલસૂરિ" એવું નામ કાયમ રાખવા માટેજ હોય કે શું તેમ તે શ્રીનયવિમલગણીને આચાર્યપદ આપ્યું. એ પ્રમાણે શ્રીજ્ઞાનવિમલસૂરિની સંસ્કૃતભાષામાં નિપુણતા હતી.

અને શ્રીમત્તપાગચ્છાચાર્ય શ્રીજ્ઞાનવિમલસૂરિની ગુર્જરભાષામાં દક્ષતાતો આ "પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ ગ્રંથ" વાંચવાથી, સ્તવનો કંઠે કરવાથી, ગાવાથી, મનન કરવાથી સજ્જનોને આબેહુબ જણાશે. પ્રાકૃત કવિતાને માટે તો અન્યદર્શનીયો પણ લખે છે કે- संस्कृतकवितायां कलिकालसर्वज्ञविरुदधारिश्रीहेमचन्द्रसूरिः,प्राकृतकवितायां तु श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरिः। એ પ્રમાણે જૈનેતર (અન્યદર્શની) પુરૂષો જ્યારે તેમના યશોગાન કરે છે તો પછી જૈનસજ્જનો તેમના યશોવાદ બોલે તેમાં શું નવાઇ છે અને તેવા જૈનશાસનપ્રભાવક પુરૂષોના જેઓ અવર્ણવાદ બોલીને, નિંદા કરીને, પોતાના દુર્ગન્ધિ મુખમાંથી થુંક ઉડાડીને કેવલ જ્ઞાનાવરણીયાદિકર્મ બાંધે છે. તે ઇર્ષ્યાળુ પાખંડીઓને શ્રીજૈનશાસનના પ્રત્યનીક તથા શ્રીતીર્થંકરોની આશાતના કરનારા અને મિથ્યાદૃષ્ટિ કરતાં પણ અધમ જાણવા અને જેઓ જિનશાસન-

પ્રભાવક પુરૂષોની નિંદા કરનારા છે તેઓ પોતે ગાઢકર્મ બાંધીને, દુર્લભબોધિપણું ઉપાર્જિને સંસારરૂપ સમુદ્રમાં પડે છે અને ભોળા લોકોને ભરમાવીને બીજાઓને દુર્ગતિમાં પાડનારા છે માટે સજ્જનપુરૂષોને સંસારસમુદ્રનો પાર પામી અતુલ કલ્યાણકારી મોક્ષસ્થાન મેળવવાની ઇચ્છા હોય તો પ્રભાવકપુરૂષોની નિંદા કરનારા દુર્જનતાવાળા કુગુરૂઓથી દૂર રહેવું તેહિજ શ્રેય છે. તથા શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરમહારાજની વ્યાખ્યાનશૈલી ( દેશનાકળા ) તો તેમના રચેલ શ્રીઅધ્યાત્મકલ્પદ્રુમબાલાવબોધ અથવા પાક્ષિકસૂત્રબાલાવબોધ વિગેરે ગ્રંથો દૃષ્ટિપથમાં લાવવાથી (વાંચવાથી) જણાશે, તથા તે આચાર્યશ્રીની વૈરાગ્યભાવનાઓ પણ જણાશે તથા શ્રેષ્ઠ- જૈનમાર્ગ જાણવા માટે આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ નામનું પુસ્તક વાંચે ને મનન કરે કે જેથી સજ્જનોના ચિત્તમાં સુભક્તિભાવનો તથા વૈરાગ્યરંગનો ઉલ્લાસ વધે ને શ્રીવીતરાગના ગુણરૂપ સ્તવનોનું ગાયન કરી કલ્યાણની લીલા પામે.

આ પુસ્તકમાં જે જે સ્તવનમાં રચ્યાનો સંવત કર્તાએ (શ્રીજ્ઞાનવિમલસૂરિજીએ ) મૂકેલ છે તે સ્તવનો નીચે મુજબ જાણવા:-

| પૃષ્ઠ. | સ્તવનનું નામ. | રચ્યાનો સંવત. | ગાથા. |
|---|---|---|---|
| ૨૨૯ | અર્બુદગિરિતીર્થનું | ૧૭૨૮ | ૩૫ |
| ૯૩ | શ્રીશાંતિનાથજીનું | ૧૭૩૭ | ૮૧ |
| ૨૩૮ | જિનપૂજાવિધિનું | ૧૭૪૧ | ૮૧ |
| ૧૩૦ | ગોડીપાર્શ્વનાથનું | ૧૭૫૫ | ૧૫ |
| ૨૬૦ | વીશસ્થાનકતપોવિધિનું | ૧૭૬૬ | ૮૧ |
| ૧૬૬ | [1]મહાવીરસ્વામીનું | ૧૭૬૯ | ૧૩ |

વિશેષ સ્તવનોની સંખ્યા આ પુસ્તકની અનુક્રમણિકા જોવાથી ખબર થશે તેમાં ઉપર કહેલ એકયાશી (૮૧) ગાથાના શાંતિનાથના સ્તવનમાં સીત્તેરસો (૧૭૦) ઠાણામાંથી પંચોતેર બોલ ઉતારેલ છે. તથા અર્બુદગિરિતીર્થના સ્તવનમાં કેટલોક ઇતિહાસ દર્શાવેલ છે. તે પ્રમાણે તારંગાજીનું, રાણકપુરજી વિગેરેના સ્તવનો

---

૧ આ સ્તવન શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે સંવત ૧૭૬૯ વર્ષે આનંદઘનજીકૃતચૌવીશીનો ટબાર્થ કર્યો તે સમયે રચેલું હોવાથી તે સંવત મૂકેલ છે.

ઇતિહાસયુક્ત છે. તથા જિનપૂજાવિધિના સ્તવનમાં શ્રાવકોએ કેવી રીતિયે જિનપૂજા કરવી તેની શાસ્રાનુસારવિધિ બતાવેલ છે.

વીશસ્થાનકતપોવિધિના સ્તવનમાં તે તપનો આરાધનવિધિ આરાધકના નામ સાથે દેખાડેલ છે. બીજા પણ સ્તવનોમાં ભવ્ય-જીવોને ઉપકાર કરનારી ઘણી બાબતો લાવેલા છે તો તે સ્તવનો વાંચ્યાથી ને મનન કર્યાથી સજ્જનોના હૃદયને દીપાવશે એ ચોક્કસ છે.

શ્રીમત્તપાગચ્છાચાર્યશ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરમહારાજના રચેલ નીચે લખેલ ગ્રંથો લભ્ય છે.

## શ્રીનયવિમલગણિની અવસ્થામાં ( સૂરિપદ લીધા પહેલા ) રચેલ અમને મળેલ ગ્રંથો.

| નંબર. | ગ્રંથનું નામ. | શ્લોકસંખ્યા | રચ્યાનોસંવત્. |
|---|---|---|---|
| ૧ | नरभवदृष्टान्तोपनयमाला. | ૫૫૭ | ૦ |
| ૨ | સાધુવંદનારાસ. | ૪૯૫ | ૧૭૨૮ |
| ૩ | જમ્બૂસ્વામિરાસ. | ૦ | ૧૭૩૭ |
| ૪ | નવતત્ત્વબાલાવબોધ | ૫૦૦ | ૧૭૩૯ |
| ૫ | રણસિંહરાજર્ષિરાસ. | | (લગભગ)૧૭૪૦ |
| ૬ | શ્રમણસૂત્ર બાલાવબોધ. | ૧૦૦૦ | ૧૭૪૩ |
| ૭ | प्रश्नद्वात्रिंशिकास्तोत्रं स्वोपज्ञबालावबोधयुक्त. | ૨૦૦ | |
| ૮ | श्रीपालचरित्रं गद्यबद्धं (संस्कृत) | ૨૦૦૦ | ૧૭૪૬ |
| ૯ | સાડાત્રણસો ગાથાના સ્તવનનો બાલાવબોધ. | | |
| ૧૦ | સ્તવનો, સજ્ઝાયો, પદો, સ્તુતિ વિગેરે. | | |
| ૧૧ | દશ દૃષ્ટાંતની સજ્ઝાય. | | |

## અથ શ્રીજ્ઞાનવિમલસૂરિની અવસ્થામાં રચેલ ગ્રંથો.

| | | | |
|---|---|---|---|
| ૧૨ | श्रीप्रश्नव्याकरणसूत्रवृत्तिः | ૭૫૦૦ | |
| ૧૩ | संसारदावानलस्तुतिवृत्तिः | ૧૨૬ | |
| ૧૪ | બારવ્રતગ્રહણરાસ. | | ૧૭૫૦ |
| ૧૫ | રોહિણી અશોકચંદ્રરાસ. | | ૧૭૫૦ |
| ૧૬ | દીવાળીકલ્પબાલાવબોધ. | ૧૨૦૦ | ૧૭૬૩ |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | આનંદઘનચઉવીશીબાલાવબોધ. | ૨૩૦૦ | ૧૭૬૯ |
| ૧૮ | ત્રણભાષ્યબાલાવબોધ. | | |
| ૧૯ | અધ્યાત્મકલ્પદ્રુમબાલાવબોધ. | ૮૦૦૦ | ૧૭૭૦ |
| ૨૦ | શ્રીચંદ્રકેવલીરાસ. | ૭૬૦૦ | ૧૭૭૦ |
| ૨૧ | પાક્ષિકસૂત્રબાલાવબોધ. | ૫૫૦૦ | ૧૭૭૩ |
| ૨૨ | યોગદૃષ્ટિની સજ્ઝાય બાલાવબોધ. | | |
| ૨૩ | પર્યુષણપર્વમાહાત્મ્યની સજ્ઝાય. | | |
| ૨૪ | સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિ, પદો વિગેરે. | | |
| ૨૫ | શ્રીશાંતિનાથનો તથા પાર્શ્વનાથનો કલશ વિગેરે. | | |

એ ઉપરાંત બીજા પણ ઘણા ગ્રંથો, સજ્ઝાયો, પદો વિગેરે રચેલા છે તથા જિનગુણના સ્તવનો અપાર રચેલા છે. સાંભળવા પ્રમાણે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે ફક્ત એકલા શ્રીસિદ્ધાચલમહાતીર્થનાજ છત્રીશેં (૩૬૦૦) સ્તવનો રચ્યા છે. તે સિવાય બીજા પણ સ્તવનો ઘણા રચેલ છે. પરંતુ દુષમકાળના દોષથી અનુક્રમે જૈન ધર્મનીમાંહિ દુર્જનતા ને કદાગ્રહથી ભરેલા બાહ્યાડંબરી પાખંડી કુગુરૂઓના પ્રચારને લઇને કેટલોક કુસંપ થવાથી થોડા સમય પહેલાંજ થયેલ શ્રીવિનયવિજયોપાધ્યાય શ્રીમદ્યશોવિજયવાચક શ્રીજ્ઞાનવિમલસૂરિ જેવા મહાત્માપુરૂષોના રચેલા ગ્રંથો ગુમ થતા જાય છે. માંહોમાંહી બે જણ લડતા હોય તો તેમાં ત્રીજાનું કામ થાય છે તેમ પરસ્પર દ્વિષ્ટભાવ થવાથી શ્રીમત્તપાગચ્છમાં, જૈનશાસનની ધ્વજા ચઢાવનાર મહાપ્રભાવક પૂર્વપુરૂષોની આશાતના થાય છે ને ઉતમ મહાપુરૂષોની આશાતના બોલતી નથી પરંતુ બોળીનારે છે. તેથી તેમ ન કરવું જોઇએ. જે ભવભીરૂ સજ્જન માણસો પૂર્વાચાર્યમહારાજની ને શુદ્ધપરંપરાની રીતિયે વર્તશે તેઓનું કલ્યાણ થશે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે રચેલ ગ્રંથોમાંથી લગભગ પચાસહજાર(૫૦૦૦૦) શ્લોક પ્રમાણ ગ્રંથો અમોને મળેલ છે. ચોવીશી તથા વીશી તથા મોનેકાદશી, ગણધર–ચૈત્રી–ચોમાસી–દીવાળીના દેવવંદન પણ તેમનાજ રચેલ છે, તપાગચ્છમાં પ્રવર્તેલ શ્રીનવપદજીની પૂજા પણ શ્રીમત્તપાગચ્છીય શ્રીમદ્યશોવિજયવાચકજી–શ્રીજ્ઞાનવિમલસૂરિ અને શ્રીદેવચંદ્રજી એમ ત્રણ પંડિતોએ મળીને રચી છે તેથી પરસ્પર (માંહોમાંહે) કેવો ગાઢ સંપ હતો તે જણાય છે.

# શ્રીમત્તપાગચ્છાચાર્ય શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજીની પટ્ટાવળી.

## (૧૫૯૬) *શ્રીઆનંદવિમલસૂરિ (તપાગચ્છ ૫૬ મી પાટ).

- શ્રીવિજયદાનસૂરિ.
- શ્રીહીરવિજયસૂરિ.
- શ્રીવિજયસેનસૂરિ.
- શ્રીવિજયદેવસૂરિ.
- શ્રીવિજયપ્રભસૂરિ
- શ્રીવિજયરત્નસૂરિ.
- શ્રીવિજયક્ષમાસૂરિ.
- શ્રીવિજયદયાસૂરિ.
- શ્રીવિજયધર્મસૂરિ.
- શ્રીજિનેંદ્રસૂરિ.
- શ્રીદેવેન્દ્રસૂરિ.
- શ્રીધરણેન્દ્રસૂરિ.

---

- શ્રીહર્ષવિમળગણિ
- શ્રીજયવિમળગણિ.
- શ્રીકીર્તિવિમળગણિ
- શ્રીવિનયવિમળગણિ.
- શ્રીધીરવિમળગણિ.
- શ્રીનયવિમળગણિ. (શ્રીજ્ઞાનવિમળસૂરિ.) (૧૭૮૨)

---

- * શ્રીહર્ષવિમળગણિ.
- શ્રીસોમવિમળગણિ.
- શ્રીઋદ્ધિવિમળગણિ.
- શ્રીકીર્તિવિમળગણિ.
- શ્રીવીરવિમલગણિ.
- શ્રીમહોદયવિમળગણિ.
- શ્રીપ્રમોદવિમળગણિ.
- શ્રીમણિવિમલગણિ.
- શ્રીઉદ્યોતવિમળગણિ.
- શ્રીદાનવિમળગણિ.
- શ્રીદયાવિમળગણિ.
- શ્રીસૌભાગ્યવિમળગણિ.

---

* આ શ્રીમત્તપાગચ્છાચાર્ય આનંદવિમલસૂરિમહારાજના શ્રાવક શ્રેષ્ઠિવર્યકર્માશાએ સંવત ૧૫૮૭ વર્ષે શ્રીસિદ્ધાચલમહાતીર્થનો સોલમો ઉદ્ધાર કરાવ્યો છે. यदुक्तं–श्रीलक्ष्मीभद्रीयशाखायां पंडितश्रीशुभविमलगणिशिष्यपंडितश्रीअमर विजयगणिशिष्यपंडितश्रीकमलविजयगणिशिष्यपंडितश्रीविद्याविजयगणिशिष्यपंडितश्रीगुणविजयगणिभिः कल्पसूत्रलघुवृत्तौ, श्रीआनन्दविमलसूरीणां इलादुर्ग (इडर) मुख्यस० [illegible]घाख्यगृहे जन्मनि जाते तद्गृहे पर्यंकस्य पुरः शासनदेव्या [illegible]लिका कृता प्रातः सर्वैर्दृष्टा चमत्कारश्च जातः संवत् १५७० वर्षे स्तंभतीर्थे सूरिपदं संवत् १५८२ वर्षे क्रियोद्धारः संवत् १५८७ वर्षे येषां श्राद्धेन दो० कर्माख्येन शत्रुंजयोद्धारः कृतः ઇત્યાદિ.

## આ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરનાર શ્રેષ્ઠિવર્ય—નરરત્ન—

# શ્રીજમનાભાઇ ભગુભાઇની પ્રશસ્તિ.



પૂર્વે પેથાપુરનગરમાં માણિક્યરત્નની જેમ શ્રેષ્ઠ અને વીશાપોરવાડજ્ઞાતિમાં અગ્રેસર માણિક્યચંદ નામે શ્રેષ્ઠિવર્ય થયા તેમના પુત્ર પ્રખ્યાતયશવાળા નાનાલાલ નામે શ્રેષ્ઠી થયા. ત્યારથી નાનામાણિક્યનો વંશ કહેવાયો. તેમના પુત્ર સૌભાગ્યચંદ્રશ્રેષ્ઠી થયા ને તેના પુત્ર વીરચંદશ્રેષ્ઠિ થયા. આ સર્વ શ્રેષ્ઠિવર્યો વ્યાપારનિમિત્તે અમદાવાદ આવ્યા ને ત્યાં રહીને પોતાના ઘર વિગેરે સ્થાપન કર્યા. હવે શ્રીવીરચંદશ્રેષ્ઠિના પુત્ર પ્રાણીઓને પ્રેમપાત્ર અને શ્રીતીર્થંકરમહારાજના વચન સાંભળવામાં પ્રેમી શ્રીપ્રેમચંદશ્રેષ્ઠિવર્ય થયા, તે શ્રેષ્ઠી શ્રીમત્તપાગચ્છસ્થવિમલશાખીય શ્રીમત્પંડિતમણિવિમલગણિશિષ્યપંડિતશ્રીઉદ્યોતવિમલજીમહારાજના ઉપદેશથી 'વિક્રમસંવત્ ૧૮૮૭ વર્ષે શ્રીઅમદાવાદનગરથી શ્રીસિદ્ધાચલમહાતીર્થનો સંઘ કહાઢયો હતો અને અનેક યાત્રાળુઓને યાત્રા કરાવી હતી હવે તેમના પુત્ર ઘણાલોકોને માનનીય ભદ્રકભાવિમાણસોમાં શિરોમણી અને ધર્મકાર્ય કરવામાં તત્પર શ્રીભગુભાઈ નામે શ્રેષ્ઠિવર્ય થયા તે શ્રેષ્ઠિયે શ્રાવકવર્ગથી સંપૂર્ણ શ્રીરાજનગર (અમદાવાદ) માં હાજાપટેલની પોળમાં રામજીમંદિરની પોળમાં પોતાના દ્રવ્યથી શ્રીમહાવીરસ્વામીનું નવું દહેરાસર બંધાવી વિક્રમસંવત ૧૯૦૩ વર્ષે વૈશાખવદી સાતમને દિવસે સુવિહિતગુરૂની પાસે બિંબપ્રવેશાદિકની ક્રિયા કરાવી તથા જે ભગુભાઇશ્રેષ્ઠિવર્ય શ્રીમત્પંડિતશ્રીઉદ્યોતવિમલગણિમહારાજના સુશિષ્ય શ્રીમત્પંડિતદાનવિમલજીગણિમહારાજના ઉપદેશથી સંવત્ ૧૯૧૧ વર્ષે શ્રીસિદ્ધાચલજીનો સંઘ કહાડીને અનેક ભવ્યોને તીર્થયાત્રા કરાવીને પોતાના દ્રવ્યને કૃતાર્થ કીધું હતું. તે ભગુભાઇશ્રેષ્ઠિની ધર્મકાર્યાદિકમાં તત્પર પ્રધાનબાઈ નામે ભાર્યાના કુક્ષિરૂપ છીપમાં મોતી સમાન બે પુત્રો થયા, તેમાં પ્રથમપુત્ર શ્રેષ્ઠિવર્ય મનસુખભાઇ થયા તેમનો જન્મ સંવત્ ૧૯૧૧ વર્ષે શ્રાવણ સુદી એકાદશીને દિને થયો હતો. આ શ્રેષ્ઠિએ પોતાના સંપૂર્ણ આયુષ્યમાં ધર્મકાર્ય કરવાને હેતે, જીર્ણોદ્ધારને માટે તથા તીર્થસ્થા-

પનાને વાસ્તે તથા ઘણા ધર્મકાર્યમાં આશરે પંચવીશલક્ષ રૂપૈયા ([illegible]૦૦) ખરચ્યા. હવે શ્રેષ્ઠિવર્ય શ્રીભગુભાઇના બીજા પુત્ર શ્રી જમનાભાઇ થયા તેઓનો જન્મ સંવત્ ૧૯૧૫ વર્ષે પોષ સુદ ૨ તિથીએ થયો હતો, અને આ શ્રેષ્ઠિનો સ્વભાવ. અતિશાન્ત છે, અને ધર્મ કરવામાં અન્ય ભવ્યને ધર્મકાર્યે જોડવામાં અને અનેક રીતિયે લાખો રૂપીયા પ્રમાણે દ્રવ્ય ખર્ચીને જ્ઞાનનો તથા અરિહંતની પ્રતિમાઓનો તથા જીર્ણદેરાસરનો અથવા જીર્ણતીર્થોનો જીર્ણોદ્ધાર કરાવવામાં તથા જીવોને અભયદાન આપવામાં તેમનો સ્વભાવ અત્યુચ્ચપદને ધારણ કરનાર છે. આ શ્રેષ્ઠિવર્ય આધુનિકસમયમાં વિદ્યમાનપણે પોતાના દ્રવ્યથી અનેકરીતિયે ઉપકાર કરે છે અને તે જૈનપ્રજામાં સ્તંભરૂપ છે. પોતાના પ્રાગ્વાટ (વીશાપોરવાડ) વંશને દીપાવે છે, કેમકે સિંહના પુત્ર તે સિંહજ હોય છે તેવી રીતિયે આ શ્રેષ્ઠિવર્ય શ્રીજમનાભાઇ ભગુભાઇ ઘણા વર્ષોસુધી જૈન શાસનને દીપાવશે ને શાસનની ઉન્નતિ કરશે તેવો સજ્જનવર્ગનો સદા આશીર્વાદ છે. આ શ્રેષ્ઠિવર્યનો વિશેષ અધિકાર જાણવાની ઇચ્છા હોય તો સંસ્કૃતશ્લોકબદ્ધ શ્રીમત્પન્ન્યાસસૌભાગ્યવિમલગણિચરિત્રના બીજા સર્ગથી જાણી લેવો અને શ્રેષ્ઠિવર્ય શ્રીજમનાભાઈ ભગુભાઇયે પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરી આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ નામનું પુસ્તક જૈનસમાજને વાંચવા ભણવા માટે છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ પુસ્તકમાં શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત સ્તવનો મેળવવામાં પ્રયત્ન કરનાર અને જે જે સ્થાનેથી અથવા જેના જેના જ્ઞાનભંડારોમાંથી સ્તવનો મળેલ છે. તે ઉદાર મહાશયોનાં નામ નીચે મુજબ.

૧. અસ્મદ્ગુરૂવર્યશ્રીમત્પન્ન્યાસસૌભાગ્યવિમલગણિમહારાજ. *૫૧
૨ મુનિરાજશ્રીજીતવિમલજી તથા મુનિરાજશ્રીસુમતિવિમલજીનો જ્ઞાનભંડાર—સંવેગિના ઉપાશ્રયે—પાહ્લણપુર. ૨૫
[illegible]નિરાજશ્રીધર્મવિમલજીનો ભંડાર—વીશનગર. ૧૨૫
[illegible]નિરાજશ્રીહીરવિમલજીનો જ્ઞાનભંડાર—પાટણ. ૨૫
શ્રીમત્પન્ન્યાસજીહેમવિમલગણિમહારાજનો ભં[illegible]ાર—[illegible]નગર.

* આ સંખ્યા સ્તવનોની છે જેમકે અમુક ભંડારમાંથી આટલાં અપ્રસિદ્ધ ને કેટલાએક પ્રસિદ્ધ સ્તવનો મળ્યાં છે.

૬ પન્યાસજીશ્રીગુલાબવિજયજીગણિ. જ્ઞાનવિમલસૂરિનિર્વાણરાસ.
૭ પ્રવર્તકજી મુનિરાજશ્રીકાન્તિવિજયજી—વડોદરા. *૫૫
૮ યતિવર્ય રાજેન્દ્રસોમજી—પાલ્હણપુર. ૩૫
૯ વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદી. બી.એ.એલ.એલ.બી.
અમદાવાદ. ૫૫
૧૦ વકીલ મોહનલાલ દલીચંદ. દેશાઇ.
બી. એ એલ. એલ. બી. મુંબાઇ. ૫
૧૧ વકીલ ડાહ્યાભાઇ પ્રેમચંદ મોદી—અમદાવાદ.

ઇત્યાદિ મહાશયો તરફથી, તથા જ્ઞાનભંડારોમાંથી, કયાંકથી ૫, કયાંકથી ૨૫, કયાંકથી ૫૦, કયાંકથી ૧૨૫ એવીરીતે જે છુટકછુટક સ્તવનો અમને મળ્યાછે તે નવાનવા (અપ્રસિદ્ધ) સ્તવનો આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહમાં દાખલ કર્યા છે ને તેવીરીતે શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજીના રચેલ સ્તવનો મેળવવામાં વિશેષ પ્રયત્ન તથા સ્તવનોની વૃદ્ધિ થશે.

આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહમાં સ્તવનોની જીર્ણપ્રતો કેટલીક અશુદ્ધ ને કેટલીક શુદ્ધ તથા કેટલાએક સ્તવનોની એક નકલ કેટલાએકની બે નકલ એવીરીતે મળવાથી પ્રાયઃ કેટલાક સ્તવનો શુદ્ધ હોવાથી બનતાપ્રયાસે સંશોધન કર્યું છે તેમ છતાં દૃષ્ટિદોષે અથવા પ્રેસવાળાના દોષથી જે કાંઈ ભુલચૂક રહી ગઇ હોય તો આ પ્રાચીનસ્તવનરત્નસંગ્રહ પુસ્તકની પાછળ આપેલ શુદ્ધિપત્રિકા જોઇ લેવી તેમ છતાં બીજી કોઈ ભુલચૂક રહી ગઇ હોય તો યોગ્યરીતિયે વાચકોએ સુધારીને વાંચી લેવી.

इत्यलं विस्तरेण.

यदुक्तं—गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र, समादधति सज्जनाः ॥ १ ॥

अमदावाद. देवशानेपाडे विमलगच्छने उपाश्रये संवत् १९७३ आषाढसुदि ॰ सोमवार

इति ज्ञापयति.
श्रीमत्पन्न्यासमौभाग्यविमलगणि पट्ट रविन्दचञ्चरीकायमाणः
पन्न्यासमुक्तिविमलगणिः

* સાતમા તથા નવમા નંબરના સ્તવનોની સંખ્યા એકજ ગણવી, એટલે બેહુ ભાળીને એકસો પચાસ (૧૫૦) જ ગણવા

## वीशाप्राग्वाटवंशभूषण श्रेष्ठिवर्य भगुभाई प्रेमचंद.



स्वर्गवास संवत् [illegible] भाद्रपद कृष्ण [illegible]दशी दिने.

(अमदावाद.)

L… mi Art, Bombay

दानवीर नररत्न श्रेष्ठिवर्य जमनाभाई भगुभाई.



जन्म संवत् १९१५ पौष शुक्ल द्वितीय दिने.

(अमदावाद.)

Lakshmi Art, Bombay

# *શ્રીજ્ઞાનવિમલસૂરિચરિત્રરાસ.

## દુહા.

પ્રણમી થંભણપાસજી, જે પ્રભુ ત્રિભુવનભાણ;
સરસતી સામિણી ચિત્ત ધરી, ગાઉં ગુરૂનિર્વાણ. ॥૧॥
ગચ્છપતિ મેરે મન વસ્યો, ઓસવંશ સિણગાર;
ભિન્નમાલ નયરિં થયો, શ્રીગુરૂનો અવતાર ॥૨॥

---

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરના જન્મથી પવિત્ર થયેલ ભિન્નમાલ નગરના મેલાણના કોઠો.

| ક્યાંથી. | ક્યાંસુધી. | [1]સર્વકોશ. |
|---|---|---|
| ધાનેરાથી | ભિન્નમાલ | ૨૨ |
| ધાનેરાથી | સાચોર | ૧૨ |
| ધાનેરાથી | પાલ્હણપુર | ૨૦ |
| ધાનેરાથી | થરાદ | ૧૨ |
| સાચોરથી | ભિન્નમાલ | ૨૨ |
| સાચોરથી | થરાદ | ૧૨ |
| સાચોરથી | પાલ્હણપુર | ૩૦ |
| સાચોરથી | ધાનેરા | ૧૨ |
| ભિન્નમાલથી | પાલ્હણપુર | ૩૨ |
| ભિન્નમાલથી | થરાદ | ૨૨ |
| થરાદથી | પાલ્હણપુર | ૨૫ |
| થરાદથી | ડીસા | ૧૮ |

---

* શ્રીમત્તપાગચ્છ વિમલશાખીય શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરચરિત્રના રાસની આ જીર્ણ ત્રણ પાનાની પ્રત, રાજનગરસ્થ શ્રીમત્પન્ન્યાસજી ગુલાબવિજયજી ગણિ જીના જ્ઞાનભંડારમાંથી તેઓશ્રીએ પોતે પ્રયાસ કરી કાઢી આપેલ હોવાથી તેઓશ્રીના આભારસહિત સ્વીકારી તે એકજ જીર્ણપ્રતના અનુસારે તે પ્રતની ભાષા પ્રમાણે આ રાસ છપાવેલ છે.

૧ આ કોશની સંખ્યા મારવાડદેશ તરફની જાણવી અર્થાત્ ગુજરાતી એ કોશનો એક કોશ ગણવો. કોઈક જગ્યાએ ગુજરાતના બે ગાઉનો પણ મારવાડદેશમાં કોશ કહે છે.

| | | |
|---|---|---|
| ડીસાથી | ભિન્નમાલ | ૨૭ |
| ડીસાથી | ધાનેરા | ૧૨ |

---

સાહુવાસાકુલમંડણો, કનકામાત મલ્હાર;
સંવત સોલચોરાણુંએ(૧૬૯૪), જનમ થયો સુવિચાર ॥૩॥
વાસવગોત્ર સોહંકરૂં, નાથુ નામ ઉદાર;
વૈરાગી ધીરવિમલકવિ, ક્રિયાવંત જયકાર ॥૪॥
તેહ પાસે ઉચ્છાહસ્યું, લીધો સંયમભાર;
સંવત સત્તરબિલોતરે(૧૭૦૨), ધરી વૈરાગ્ય અપાર ॥૫॥

## ઢાળ ૧ લી.

### ( પામી સુગુરૂ પસાય—એ દેશી. )

નયવિમલ કૃતિ નામ, અભ્યસે બહુપરે,શાસ્ત્રતણો તે નિશદિનેએ;
જ્ઞાનાવરણીકર્મ, તસ ક્ષય ઉપશમે,બહુશાસ્ત્રે મતિ વિસ્તરીએ ॥૬॥
અમૃતવિમલકવિરાયરે, વિદ્યાગુરૂથકી, કાવ્યતર્કન્યાયે નિપુણતાએ ॥૭॥
ઘાણોરાનગરમઝારરે, પંડિતપદ દીઈ, સંવત સત્તાવીસંવત્સરેએ ॥૮॥
શ્રીવિજયપ્રભસૂરિરાજરે,મહાસુદીદશમીએ,ઉચ્છાંહે યોગ જાણીનેએ૯
ધીરવિમલકવિરાયરે, સત્તરઓગણચાલે, સુરલોકે તે સંચર્યાએ॥૧૦॥
તે નયવિમલકવિરાયરે,ગુરૂપદ શોભતા,ભવિજનના મનમોહતાએ॥૧૧॥
જ્ઞાનક્રિયાને યોગરે, ભવ્યપ્રાણી પ્રતે, ધર્મોપદેશં તારતાએ. ॥૧૨॥
શ્રીવિજયપ્રભસૂરિરાજરે, તે શ્રીગુરૂપ્રતે, બહુમાને પાસે ઠવેએ ॥૧૩॥
નવદીક્ષિત બહુ શિષ્યરે,દીક્ષા તેહાને,દેવરાવે ગચ્છપતિ કન્હેએ॥૧૪॥
ગચ્છપતિને આદેશેરે, સત્તરસડતાલે, પાટણ પધાર્યા તે કવિએ ॥૧૫॥
ક્રિયોદ્ધારતિહાં કીધો રે,ફાગુણશુદીપંચમીએ,ગચ્છનિશ્રાએ વિચરતાએ ॥૧૬
ગચ્છવાસીગીતાર્થરે,કેટલાએકમીલી,સિથિલાચારદેખીમુનિતણોએ॥૧૭
મનચિંતે સહુતેહરે,યોગ્યજોઈ અવરને,જ્ઞાનક્રિયાવંતગુરૂ થાપીઇંએ ॥૧૮
વિચારકરે સહુ તામરે, નયવિમલકવિ, સૂરિપદને એ યોગ્યછેએ.॥૧૯॥

## ઢાળ ૨ જી.

### ( ચોપાઇની દેશી. )

સંવત સત્તર અડતાલી(૧૭૪૮)સાર, ફાગુણશુદી પંચમી ગુરૂવાર;
ગામ સાંડેર પાટણ પાસ, ઋષભપ્રાસાદે મન ઉલ્લાસ ॥૨૦॥
મહીસાગરસૂરિની આણું સાર, ઉપસંપદાએ સૂરિમંત્ર ઉદાર;

જ્ઞાનવિમલસૂરિ ઇતિ નામ, થાપ્યું શુભયોગે તિણ ઠામ. ॥૨૧॥
તે મહોત્સવે બહુ ધન ખરચીઓ, પારિખનાગજીઈ જસ લીઓ;
તે ગુરૂ વિચરે દેશવિદેશ, દેતા ભવિજનને ઉપદેશ. ॥૨૨॥
જિહાં જિહાં વિચરે શ્રીગુરૂરાય, તિહાં તિહાં ભવિજન હર્ષ ન માય;
અમૃતથી મીઠી ગુરૂવાણિ, સાંભળતાં ભવિ હોએ ગુણખાણિ ॥૨૩॥
ધારાહી રાધનપુર સુખકાર, પાટણ રાજનગર સુવિચાર;
સ્થંભતીરથ સૂરતિ મનોહાર, એ ક્ષેત્રે કર્યાં ચોમાસ ઉદાર ॥૨૪॥
જસ ઉપદેશ સુણી નરનારી, શ્રીજિનબિંબ જિનભક્તિ ઉદાર;
દેહરાસરના બહુ વિસ્તાર, ઠામિ ઠામિ જેહથી થયાં સાર ॥૨૫॥
તપ જપ જેણે કીધાં બહુ, જેણે નિજ કારિજ સાધ્યાં સહુ;
જ્ઞાન દાનતણા દાતાર, મહિમાવંત ગચ્છપતિ શિરદાર ॥૨૬॥
[1]શતગમે જાત્રા સેત્રુંજતણી, બીજી પણ જેણે કીધી ઘણી;
સત્તર પ્રતિષ્ઠા જેણે કરી, બિંબતણી મન ઉલટ ધરી. ॥૨૭॥
જે ગુરૂ સમતારસભૃંગાર, બહુને જેણે કીધા ઉપગાર;
સત્તરબ્યાસીનું ચોમાસ, તે ગુરૂ [2]ષંભાતિં આવ્યા પાસ. ॥૨૮॥

## ઢાળ ૩ જી.

( લાછિલદે માત મલ્હાર—એ દેશી, )

જે ગુરૂ જંગમ તીર્થ, પાઉધાર્યા સ્થંભતીર્થ;
આજહો તીરથ રે સિદ્ધાચલ જાવા ઉમહ્યાજી. ॥૨૯॥
યાત્રતણો અંતરાય, થયો પરચક્રપસાય:
આજહો તિણે રે ચોમાસું તિહાંહીજ રહ્યાજી. ॥૩૦॥
વાચક પંડિત સાર, પ્રમુષ પદવી ઉદાર;
આજહો દીધા રે વળી કીધા નિર્ગુણને ગુણી રે. ॥૩૧॥
રાષી સાસન ટેક, સૂરિગુણે કરી છેક;
આજહો વર્તં રે વર્તાવે સહુને ગચ્છધણીજી. ॥૩૨॥

---

૧ પરંપરાથી સંભળાય છે કે શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે શ્રીશત્રુંજયતીર્થે નવાણું (૯૯) વખત જઇને શ્રીસિદ્ધાચલતીર્થની નવાણું જાત્રા કરી હતી અને નવાણું (૯૯) યાત્રા શિવાય તે તીર્થની બીજી પણ યાત્રા કરી હોય તો શતગમે યાત્રા કહી શકાય.

૨ આ રાસની ભાષાનો ફેરફાર નહિ કરવાથી મૂર્ધન્ય ષકારને બદલે ખકાર વાંચવો. જેમકે—ષંભાત હોય ત્યાં ખંભાત સમજવું.

એમ નવ્યાસી વર્ષ, પાળ્યું આયુ પ્રતક્ષ;
આજહો વાધ્યું રે ગુરૂદેહે જ્ઞાનપણું તદાજી. ॥૩૩॥
મોહન તે ગણધાર, સમતારસભંડાર;
આજહો થાપે રે શુભધ્યાને નિજ ચિત્ત ગુરૂ મુદાજી. ॥૩૪॥
સહસ્ત્રાગમે નરનારિ, જીવ છોડાંમણિ સાર;
આજહો માંને રે ધન બહુલું શ્રીગુરૂ આગળેજી. ॥૩૫॥
વળી આંબિલ ઉપવાસ, સામાયક પોષધઉપવાસ;
આજહો માંને રે સહસ્ત્રાગમે શ્રીગુરૂ સાંભલીજી. ॥૩૬॥
અઠ્ઠાઈ મહપરિં એમ, આગમ સુણતાં પ્રેમ;
આજહો જિનના રે ગુણ ગાવેં ભાવી પ્રાણીયાજી. ॥૩૭॥
લાષોંગમે નવકાર, માનતા પ્રાંણી ઉદાર;
આજહો વ્રતના રે પચ્ચખાણ કરિં કેઇ ભાવિયાજી. ॥૩૮॥
સત્તરબ્યાસીઇં ઉદાર, આસોવદી ચોથિ ગુરૂવાર;
આજહો પ્રભાતે રે અણસણસ્યું સુરગતિ ગુરૂ લહ્યાજી. ॥૩૯॥
શ્રાવક બહુ મીલી એમ, નવાંગેં સહુ પૂજે પ્રેમ;
આજહો તાસની રેં નવખંડી માંડવી સોહતીજી. ॥૪૦॥
દેવવિમાંનપરેં તેહ, દીપતી ચિહું દીસેં જેહ;
આજહો સોવનસમ રે નવ કલસેં સહૂ મન મોહતીજી ॥૪૧॥
તોરણ ઝાક ઝમાલ, કોટ કાંગરાં વિશાલ;
આજહો બિંસારે રે મધ્યખંડે શ્રીગુરૂરાજનેંજી. ॥૪૨॥
મહામહોત્સવ ઇંમ લોક, બહુ નરનારીના થોક;
આજહો સુંદર રે સુખડી મણ તેરનેં માઝનેંજી. ॥૪૩॥
અગર મલયાગરૂ સાર, વલી વાલો ચૂઓ ઉદાર;
આજહો તેણેં રે પુદ્ગલેં ગુરૂ તનુ સંસ્કર્યુંજી. ॥૪૪॥
શ્રીગચ્છપતિનું ઉદાર, નિર્વાણમહોત્સવ સાર;
આજહો કરીને રે વલી જીવદયાએ ચિત્ત ધર્યુંજી. ॥૪૫॥

## ઢાળ ૪ થી.

( ગિરૂઆ રે ગુણ તુમતણા—એ દેશી. )

ગુણ ગાયા મેં ગુરૂતણા, મોહન ગચ્છપતિ રાયા બેં;
શ્રીજ્ઞાનવિમલસૂરીસરૂ, સકલસૂરિમાં રાયા બેં.
ગુણ ગાયા મેં ગુરૂતણા. એ આંચલી. ॥૪૬॥

શ્રાવક પંભાતી તદા, મનમાં એમ વિચારે બે;
અમારે પલાવો નયરમાં, જીવ છોડાવો સુખકારી બે. ॥ગુણ૦॥૪૭॥
વળી દરીયે માછીજના, જાળ ન માંડે કોઇ બે;
માજને માસ સવા લગે,ઇમ લાભ બહુ તસ હોય બે ॥ગુણ૦॥૪૮॥
ઇમ છોડાવે બહુપરિ, વળી ગો બળદ ને ભેંસા બે;
મહાજનમાંહે મુકાવીયા, ઇમ અભયદાન વિશેસા બે ॥ગુણ૦॥૪૯॥
દ્રવ્ય દેઇ સેવક કર્યા, વળી માછીજન કેઇ બે;
વળી ચડીમાર સંતોષીઆ, દ્રવ્ય બહુ તસ દેઇ બે ॥ગુણ૦॥૫૦॥
જૈન અને મિથ્યામતિ, તે ગુરૂનો સહુ જસ બોલે બે;
જ્ઞાનક્રિયા ગુણે કરી, કોઇ નાવે તસ તોલે બે. ॥ગુણ૦॥૫૧॥
[1]રાય પુણ્યાઢ્ય તણીપરે, પ્રતપો જે ગુરૂરાજા બે;
સાહસીક સત્ત્વતણે ગુણે,જસ ઉદાસીન્ય ગુણ તાજા બે ॥ગુણ૦॥૫૨॥
શ્રીગુરૂની ચયસ્થાનકે, કૃષ્ણનિશાએ ઉદ્યોત બે;
થાએ તે દેખે સહુ, મનમાં અચરીજ હોત બે. ॥ગુણ૦॥૫૩॥
વલી સુપનથી બહુપ્રાણીને, સંકેતમિસે દેખાવે બે;
તે અનુમાને જાણીઇં, શ્રીગુરૂ સુરગતિ પાવે બે. ॥ગુણ૦॥૫૪॥
ગુણનિધિ શ્રીગુરૂરાજીયો, પુણ્યવંત પટોધારી બે;
શ્રીવિજયપ્રભસૂરિતણો, મહિમાવંત મનોહારી બે. ॥ગુણ૦॥૫૫॥

## ઢાળ ૫ મી.

### ( રાગ ધન્યાશ્રી. )

ઇણીપરે શ્રીગુરૂરાયતણા ગુણ, હર્ષ ધરી મેં ગાયા રે;

---

૧ આ પુણ્યાઢ્યરાજાની કથા શ્રીવર્ધમાનસૂરિમહારાજે સંવત્ ૧૨૯૯ ની સાલમાં રચેલ શ્લોકબદ્ધ શ્રીવાસુપૂજ્યસ્વામિચરિત્રના ૧ લા સર્ગમાં છે ને ત્યાં ૬૬ મા શ્લોકથી આ પુણ્યાઢ્યરાજાની કથા શરૂ થાય છે યથા—
**शक्तौ हीनोऽकुलीनोऽङ्ग-हीनोऽपि नृपपुङ्गवैः । यत्पुण्याढ्यनृपोऽ-सेवि, पुण्यं तेन प्रमीयते ॥ ६५ ॥ तथाहि ॥** ઇત્યાદિ. અને શ્રીપદ્મોત્તરરાજાને પ્રતિબોધતાં વિમલબોધમંત્રીશ્વર આ કથા ૬૧૨ મા શ્લોકમાં પૂર્ણ કરે છે યથા—**तदेवं देव! जानीहि, पद्मोत्तरनृपोत्तर! । प्रभावं प्राच्यपुण्यानां, पुण्याढ्यस्य निदर्शनात् ॥ ६१३ ॥**
ઇત્યાદિ શ્રીવાસુપૂજ્યચરિત્રમાં છે.

તેહથી વાંછિત સકલસમીહિત, શુભપરે મેં સવિ પાયારે.
ગુરૂ જ્ઞાનવિમલસૂરિ ગાયા. ॥૫૬॥
જેહના નામથકી સવિ સંપદ, હોવે સુજસ સવાયારે;
મહિમાવંતગુણનિધિ એ ગચ્છપતિ,અહનિસિધ્યાનેધ્યાયારે॥ગુરૂ૦॥૫૭॥
તપગચ્છ અંબરમાંહિ પ્રગટયો, તરણીપરે તેજ સવાયારે;
જે ભવિજન ગુરૂને નિતુ સમરે, તસ સંકટ દૂર પલાયારે॥ગુરૂ૦॥૫૮॥
સંવેગી સોભાગી ગચ્છપતિ, જ્ઞાનક્રિયાએ સવાયારે;
જે ભવિપ્રાણીએ શ્રીગુરૂ સેવ્યા, તેઃ સાવે સંપદ પાયારે॥ગુરૂ૦॥૫૯॥
વાંછિત પૂરણ સંકટ ચૂરણ, ગુણનિધિ શ્રીગુરૂરાયારે;
કરજોડી નિજ સેવક પભણે, ગુરૂ ગાયે વંછિત પાયારે॥ગુરૂ૦॥૬૦॥

॥ इति गुरुनिर्वाणःसंपूर्णः । दीर्घायुरस्तु । आरोग्यमस्तु ॥



॥ श्रीसरस्वत्यै नमः ॥

## અથ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત-

# પ્રાચીનસ્તવનરત્નસંગ્રહસ્યાનુક્રમણિકા.



## સ્તવનો.

શ્રીવીશવિહરમાનજિનસ્તવનાનિ.



## અથ સ્તુતિયો (થોયો).





# અથ શ્રીપરિશિષ્ટસ્તવનો.

श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरीश्वरेभ्यो नमः




## અથ શ્રીજ્ઞાનવિમલસૂરિ કૃત.

# ચૈત્યવંદનસંગ્રહ.

### અથ શ્રીસિદ્ધચક્રનું ચૈત્યવંદન.

શ્રીસિદ્ધચક્ર આરાધતાં, સુખસંપત્તિ લહીએ;
સુરતરૂ સુરરમણી થકી, અધિકજ મહિમા કહીએ. ॥ ૧ ॥
અષ્ટકર્મ હાણી કરી, શિવમંદિર રહીએ;
વિધિશું નવપદ ધ્યાનથી, પાતિક સવિ દહિએ. ॥ ૨ ॥
સિદ્ધચક્ર જે સેવશે, એક મના નરનાર;
મનવાંછિત ફળ પામશે, તે સવિ ભુવન મજાર. ॥ ૩ ॥
અંગદેશ ચંપાપુરી, તસ કેરા ભૂપાલ;
મયણા સાથે તપતપે, તે કુંવર શ્રીપાલ. ॥ ૪ ॥
સિદ્ધચક્રજીના નમણથી, જસ નાઠા રોગ;
તત્ક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંજોગ. ॥ ૫ ॥
સાતસેં કોઢિયાહતા, હુવા નિરોગી જેહ;
સોવનવાને જલહલે, જેહની નિરૂપમ દેહ. ॥ ૬ ॥
તેણે કારણ તમે ભવિ જનો, પ્રહ ઉઠી ભકતે;
આશો માસ ચૈતર થકી, આરાધો જુગતે. ॥ ૭ ॥
સિદ્ધચક્ર ત્રણ કાલના, વંદો વળી દેવ;
પડિક્કમણું કરી ઉભયકાલ, જિનવર મુનિ સેવ. ॥ ૮ ॥

નવપદ ધ્યાન હૃદે ધરી, પ્રતિપાલો ભવિ શીલ;
નવપદ આંબિલ તપતપો, જેમ હોય લીલમ લીલ. ॥ ૯ ॥
પહેલું પદ અરિહંતનું, નિત્ય કીજે ધ્યાન;
બીજું પદ વળી સિદ્ધનું, કરીએ ગુણગ્રામ. ॥ ૧૦ ॥
આચારજ ત્રીજે પદે, જપતાં જય જયકાર;
ચોથું પદ ઉવઝાયનું, ગુણ ગાઉં ઉદાર. ॥ ૧૧ ॥
સર્વ સાધુ વંદું સહી, અઢીદ્વીપમાં જેહ;
પંચમપદમાં તે સહી, ધરજો ધરી સનેહ. ॥ ૧૨ ॥
છઠ્ઠે પદે દર્શન નમું, દર્શન અજવાળું;
જ્ઞાનપદ નમું સાતમે, તેમ પાપ પખાલું. ॥ ૧૩ ॥
આઠમું પદ રૂડે જપું, ચારિત્ર સુસંગ;
નવમેપદ બહુ તપ તપો, જિમ ફલ લહો અભંગ. ॥ ૧૪ ॥
એહી નવપદ ધ્યાનથી, જપતાં નાઠે કોઢ.
પંડિત ધીરવિમલ તણો, [1]નયવંદે કરજોડ. ॥ ૧૫ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીસિદ્ધભગવાનનું ચૈત્યવંદન.

સિદ્ધ સકલ સમરૂં સદા, અવિચલ અવિનાશી; થાશ્યે છે વળી થાય છે, થયા અડકર્મ વિનાશી ॥ ૧ ॥ લોકાલોકપ્રકાશ તાસ, કહેવા કોણ શૂરો; સિદ્ધ બુદ્ધ પર પારગત, ગુણથી નહિ અધૂરો ॥ ૨ ॥ અનંત સિદ્ધ એણીપેરે નમું એ, વલી અનંત અરિહંત; જ્ઞાનવિમલ ગુણ સંપદા, પામ્યા તે ભગવંત ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીઅતીતચોવીશીજિનચૈત્યવંદન.

અતીતચોવીશી પ્રથમ દેવ, જિન કેવલજ્ઞાની[1]; નિર્વાણી[2] સાગર[3] મહા-જસ[4] વિમલ[5] અભિધાની ॥ ૧ ॥ સર્વાનુભૂતિ[6] શ્રીધર[7] સુદત્ત[8],

---

૧ નયવિમલગણિ અને જ્ઞાનવિમલસૂરિ એ એકજ નામ છે, કેમકે દીક્ષા અવસ્થામાં શ્રીનયવિમલગણિ નામ હતું ને આચાર્યપદે શ્રીજ્ઞાનવિમલ-સૂરિ નામ હતું.

૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
દામોદર સુતેજા, સ્વામી સુવ્રત સુમતિ ને, શિવગતી સુહેજા ॥ ૨ ॥
૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧
અસ્તાઘ નેમીશ્વર અનિલ, યશોધર કૃતાર્થ જિનેશ; શુદ્ધમતિ ને
૨૨ ૨૩ ૨૪
શિવંકરો, સ્યંદન સંપ્રતિ કહેશ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીવર્તમાનચોવીશીજિનચૈત્યવંદન.

૧ ૨ ૩ ૪ ૫ ૬
ઋષભ અજિત સંભવ અભિ-નંદન, આરાધું સુમતિ; પદ્મપ્રભ
૭ ૮ ૯ ૧૦ ૧૧
ને સુપાસ ચંદ્ર-પ્રભ ધ્યાઉં સુવિધિ ॥ ૧ ॥ શીતલ શ્રેયાંસ વાસુ-
૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯
પૂજ્ય, વિમલનાથ અનંત; ધર્મ શાંતિ ને કુંથુનાથ, અર મલ્લિ ભગ-
૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
વંત ॥ ૨ ॥ મુનિસુવ્રત નમિ નેમજી, પાર્શ્વ વીર ચોવીશ; ધીર-
વિમલપંડિત તણો, કહે જ્ઞાનવિમલસૂરીશ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીઅનાગતચોવીશીજિનચૈત્યવંદન.

પદ્મનાભ પહેલા જિણંદ, શ્રેણિક નૃપતિ જીવ; સુરદેવ બીજા નમું, સુપાસ શ્રાવક જીવ ॥ ૧ ॥ શ્રીસુપાસ ત્રીજા વલી, જીવ કોણિક ઉદાઈ; સ્વયંપ્રભ ચોથા જિણંદ, પોટ્ટિલમુનિ ભાઈ ॥ ૨ ॥ સર્વાનુભૂતિ જિન પાંચમા, દૃઢાયુશ્રાવક જાણ; દેવશ્રુત છઠ્ઠા જિણંદ, કાર્તિકશેઠ વખાણ ॥ ૩ ॥ શ્રીઉદયજિન સાતમા, શંખ શ્રાવક જીવ; શ્રીપેઢાલ જિન આઠમા, આનંદમુનિ જીવ ॥૪॥ પોટિલ નવમા વંદિએ, જીવ જેહ સુનંદ; શતકીર્ત્તિ દશમા જિણંદ, શતકશ્રાવક આણંદ ॥૫॥ સુવ્રતજિન અગીયારમા, દેવકીરાણી જાણ, અમમજિનવરં બારમાં. શ્રીકેશવ ગુણ ખાણ ॥૬॥ નિષ્કષાય જિન તેરમા, સત્યકીવિદ્યાધર; નિષ્પુલાક જિન ચૌદમા, બલભદ્ર સોહંકર ॥૭॥ શ્રીનિર્મમ જિન પંદરમા, જીવ સુલસા શ્રાવિકા; ચિત્રગુપ્ત જિન સોલમા, રોહિણી જીવ ભાવિકા ॥ ૮ ॥ શ્રીસમાધિ જિન સત્તરમા, રેવતી શ્રાવિકા જાણ; શ્રીસંવર

જિન અઢારમા, જીવ સતાલી વખાણુ ॥ ૯ ॥ શ્રીયશોધર ઓગણીશમા, જીવકૃષ્ણદ્વીપાયન; વિજયનામ જિન વીશમા, જીવકર્ણ સહાયણ ॥ ૧૦ ॥ એકવીસમા શ્રીમલ્લિનાથ, કૃષ્ણ નારદ કહીએ; અંબડ શ્રાવક જીવ દેવ, બાવીસમા લહીએ ॥ ૧૧ ॥ અનંતવીર્ય તેવીશમા, જીવ અમરનો જેહ; શ્રીભદ્ર જિન ચોવીશમા, સ્વાતિબુદ્ધ ગુણગેહ ॥ ૧૨ ॥ એ ચોવીશે જિણવરા, હોશે આવતે કાલે; ભાવ સહિત તે વંદિએ, કરજોડી ભાલે ॥ ૧૩ ॥ લંછન વર્ણ પ્રમાણ આયુ, અંતર સવિ સરિખા; સપ્રતિ જિન ચોવીશી પરે, ચડતે સવિ નિરખા ॥ ૧૪ ॥ પંચ કલ્યાણક તેહના એ, હોશે એહીજ દિવસે; ધીરવિમલગુરૂનો કહે, જ્ઞાનવિમલસૂરીશ ॥ ૧૫ ॥ ઇતિ ॥

---

## અથ શ્રીવીશવિહરમાનજિનચૈત્યવંદન.

પહેલા જિનવર વિહરમાન, શ્રીસીમંધર સ્વામી; યુગમંધર બીજા નમું, મુજ અંતરજામી ॥ ૧ ॥ ત્રીજા બાહુ જિનેસરૂ, પ્રણમું ભગવંત; ચોથા જિન શ્રીસુબાહુ, વંદુ વલી જુગતે ॥ ૨ ॥ શ્રીસુજાત પંચમ જિન એ, છઠ્ઠા સ્વયંપ્રભ સ્વામી; ઋષભાનન જિન સાતમા, હું પ્રણમું શિરનામી ॥ ૩ ॥ અનંતવીર્ય જિન આઠમા, સૂરપ્રભ છે નવમા; શ્રીવિશાલ દસમા જિણંદ, જસ મોટો મહિમા ॥૪॥ શ્રી વજ્રધર અગીયારમાં, બારમા ચંદ્રાનન; ચંદ્રબાહુ જિન તેરમા, જસવર્ણો કંચન ॥ ૫ ॥ ભુજંગસ્વામી જિન ચૌદમા, વંદુ ઉલટ આણી; શ્રીઈશ્વર જિન પંદરમા, નમીએ નિત્ય સુવિહાણ ॥ ૬ ॥ નેમિપ્રભ જિન સોલમા, સુખદાયક જેહ; સત્તરમા શ્રીવીરસેન, વંદુ ધરી નેહ ॥ ૭ ॥ મહાભદ્ર અઢારમા, દેવજશા ઓગણીસ; અજિત વીર્યજિન વીશમા, [1]જ્ઞાનવિમલસૂરીશ ॥ ૮ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીસાધારણજિનચૈત્યવંદન.

ચઉજિન જંબુદ્વીપમાં, અડધાતકી ખંડે; પુષ્કર અર્ધે આઠ જાણ, એમ વિશેષ અખંડે ॥ ૧ ॥ અડપણવીસ ચઉવીસ નવમ, વિજયે વિચરંતા; બાલ તરૂણ નૃપ પદ પણે, વલી અપર અરિહંતા

---

૧. વંદુ હું નિશદીશ. ઇતિ પાઠાંતર.

॥ ૨ ॥ સિત્તેરસો ઉત્કૃષ્ટથી એ, ભરહેરવય પ્રમાણ; જ્ઞાનવિમલ જિનરાજની, શિર ધરીયે શુભ આણ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીશાશ્વતજિનચૈત્યવંદન.

લાખ બહોત્તેર કોડી સાત, અધો લોક પ્રાસાદ; તિહાં પ્રતિમા વળી વંદિએ, મનમાં ધરી આલ્હાદ ॥ ૧ ॥ તેરસેંકોડિ નવ્યાશી કોડ, સાઠ લાખ સોહાવી; વ્યંતર જ્યોતિષીમાં પ્રાસાદ, તસ સંખ્યા ભાવી ॥ ૨ ॥ ભવનપતિમાં એ કહ્યાં એ, સાસય જિનવર ગેહ; જ્ઞાનવિમલથી જાણીએ, આગમ નિઃસંદેહ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીશાશ્વતજિનપ્રતિમાસંખ્યાચૈત્યવંદન.

તિર્ચ્છાલોકે ત્રણ સહસ, બેસય ઓગણસાઠ; જિનઘર એ છે શાશ્વતાં, તિહાં બિંબ ઉક્કિટ્ઠ ॥ ૧ ॥ સહસ એકાણું લાખ ત્રણ, ત્રણસય ને ત્રેવીશ; પ્રણમું અવર અશાશ્વતા, બહુલાં જે દીશે ॥ ૨ ॥ અધોલોકે સગકર મિતિએ, ધનુષ પંચશત માન; તિર્ચ્છા લોકે વંદિએ, જ્ઞાનવિમલ ચિત્ત આણ. ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીઉર્ધ્વલોકસ્થિતશાશ્વતજિનચૈત્યવંદન.

ઉર્ધ્વલોકે સૌધર્મ આદિ, અનુત્તર જારેહ; સહસસતાણું ચુલશી, લખ તેવીસ જિનગેહ ॥ ૧ ॥ એકસોકોડ બાવનકોડિ, વલી ચોરાણું લાખ; સહસ ચુંમાલીસ સાતસેં, ઉપર સવિ ભાખ ॥ ૨॥ સગકરમાણે અચ્યુત લગે, એકશતએંશી જિન બિંબ; એક શતવીસ અનુત્તર લગે, જ્ઞાનધ્યાન અવિલંબ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીશાશ્વતજિન ચૈત્યવંદન.

લાખ સતાવન કોડિને, અટ્ઠસય બ્યાશી નિત્ય; ચૈત્ય જુહારૂં શાશ્વતાં, પ્રતિમાની ભકતે ॥ ૧ ॥ કોડિપન્નરસય ઉપરે, બેંતાલીસ કોડિ; અટ્ઠાવનસહસ બત્રીસ, ઉપરે એશી જોડિ ॥ ૨ ॥ એમ

ત્રિભુવનમાં શાશ્વતા એ, ચૈત્યબિંબ જિનરાય; ભાવ ધરીને પ્રણમતાં, જ્ઞાનવિમલ સુખ થાય ॥ ૩ ॥ ઈતિ૦ ॥

---

## અથ શ્રીપંચતીર્થાદિ ચૈત્યવંદન.

શત્રુંજય રૈવતગિરિ સમેત, અર્બુદ અષ્ટાપદ; પાવા ચંપા રાજગેહ, મથુરાદિક જિનપદ ॥ ૧ ॥ જિહાં જિન પંચ કલ્યાણક, સ્થાનક સુવિશેષ; લઘુ અંગુઠ પ્રમાણ બિંબ, જિનના જિહાં લેખે ॥ ૨ ॥ નામ સ્થાપના દ્રવ્યથીએ, ભાવ નિક્ષેપે સાર; તે સવિઓને વંદના, જ્ઞાનવિમલ જયકાર ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીચૌવીશજિનગણધરાદિસંખ્યામય ચૈત્યવંદન.

એકસહસને ચારસેં, બાવન વળી જાણો; સવિજિનના પુંડરીક આદિ, અંતે ગોતમ આણો ॥ ૧ ॥ અડવીશલખ અડયાલસહસ, મુનિ જિનકર દીક્ષા; લખચુંમાલીસ સહસછિયાલ, ચઉસય ષટ શિષ્યા ॥ ૨ ॥ એ સાહુણી જિનવર તણી, એ સવિહુંતી જાણ; શુદ્ધસંયમ આરાધતાં, જ્ઞાનવિમલ ગુણખાણ ॥ ૩ ॥ ઇતિ૦ ॥

---

## અથ શ્રીઉત્કૃષ્ટકાલના કેવલિસાધુઓની સંખ્યામય ચૈત્યવંદન.

ઉત્કૃષ્ટે કાલે હુવે, કેવલી નવ કોડ; સાહુ વલી નવસહસકોડ, સંપ્રતિ નવિ ખોડ ॥ ૧ ॥ બેકાડિ કેવલધરા, મુનિ દોય કોડિ સહસ; સંયમ ગુણમણિ જ્ઞાન ધ્યાન, જે હુવા ને હોશે ॥ ૨ ॥ તે સવિઉં ને વંદના એ, જ્ઞાનવિમલ કરિ ભાવ; ગુણિજન મુનિજન વંદના, ભવજલ તરવા નાવ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીઅઢારદૂષણવર્જનગર્ભિત જિનચૈત્યવંદન.

દાન લાભ ભોગોપભોગ, બલ પણ અંતરાય; હાસ્ય અરતિ રતિ ભય દુગંછા, શોક ષટ કહેવાય ॥ ૧ ॥ કામ મિથ્યાત અજ્ઞાન

નિદ્રા, અવિરતિ એ પાંચ; રાગ દ્વેષ દોય દોષ, એહ અઢારસ સંચ ॥ ૨ ॥ એ જેણે દૂરે કર્યા એ, તેને કહીયે દેવ, જ્ઞાનવિમલપ્રભુ ચરણની, કીજે અહનિશ સેવ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીઅઢારદોષવર્જનગર્ભિત જિનચૈત્યવંદન.

ક્રોધ માન મદ લોભ માયા, અજ્ઞાન અરતિ રતિ; હિંસાદિક અનંગ તે, મત્સર અપ્રીતિ ॥ ૧ ॥ શોક ભી તણે પ્રીતિ રતિ, ક્રીડા પ્રસંગ; દોષ અઢાર પ્રકટ નિકટ, નહિ જેણે અંગ ॥ ૨ ॥ દેવ સવે શિર સેહરો એ, તે કહિએ નિરધાર; જ્ઞાનવિમલપ્રભુ ભુવનનો, પુન્ય તણો ભંડાર. ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીઆઠપ્રાતિહાર્યગર્ભિતજિન ચૈત્યવંદન.

બાર ગુણો તનુથી અશોક, દેવ દુંદુભી વાજે; ચામર વિંઝે ચિહું દિશે, બાર છવિ રાજે. ॥ ૧ ॥ સિંહાસન સપાદપીઠ, ભામંડલ દીપે; દિવ્યધ્વનિ મીઠાસથી, અમૃતરસ જીપે ॥ ૨ ॥ કુસુમ વૃષ્ટિ પંચવરણનીએ, પ્રાતિહાર્યઆઠ એહ; જ્ઞાનવિમળસૂરિ ઇમ કહે, છે તેહશું મુજ નેહ. ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીઅતિશયગર્ભિતજિનચૈત્યવંદન.

અતિશય ચાર અતિ ભલા, હોય જન્મથી સાથે; રોગ શોગ મલ ખેદ રહિત, જસ અંગ સનાથ ॥ ૧ ॥ પંકજ પરિમલ સાસોશ્વાસ, ગોખીર સરિખા; રૂધિર માંસ આહારનિહાર, નહિ કેણે નિરખા ॥ ૨ ॥ ઘાતિકર્મક્ષયથી હુવે એ, અતિશય વલી અગીયાર; ઓગણીસ સુરકૃત ઇમ ચોત્રીસ, અતિશય જ્ઞાન ભંડાર ॥૩॥ઇતિ.॥

---

## અથ શ્રીપંચપરમેષ્ઠિગુણગર્ભિતજિનચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જે ભાવે; સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુખ દોહગ જાવે ॥ ૧ ॥આચારજ ગુણ છત્રીસ, પચવીશ

ઉવજઝાય; સત્તાવીસ ગુણ સાધુના, જપતાં સુખ થાય ॥૨॥અષ્ટોત્તર સય ગુણમલી એ, ઇમ સમરો નવકાર; [1]ધીરવિમલગુરૂનો કહે, જ્ઞાન વિમલ સુખકાર ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીશરીરવર્ણગર્ભિતજિનચૈત્યવંદન.

પદ્મપ્રભને વાસુપૂજ્ય, દોય રાતા કહીયે; ચંદ્રપ્રભને સુવિધિનાથ, દોય ઉજવલ લહીયે ॥ ૧ ॥ મલ્લિનાથને પાર્શ્વનાથ, દોય નીલા નિરખ્યા; મુનિસુવ્રતને નેમનાથ, દો અંજન સરિખા ॥ ૨ ॥ સોલે જિન કંચન સમા એ, એહવા જિન ચઉવીસ; ધીરવિમલ ગુરૂરાજનો, કહે જ્ઞાનવિમલસૂરીશ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીશરીરપ્રમાણગર્ભિતજિનચૈત્યવંદન.

પંચસયા ધનુમાન જાણ, શ્રીપ્રથમ જિણંદ; પંચાસ ઉણા કરો, શત સુવિધ જિણંદ ॥ ૧ ॥ દશ ઉણા કરતાં હુવે, જા અનંત પંચાસ; પંચાણું દશ ધનુષ તેમ, નવ કર છે શ્રીપાસ ॥ ૨ ॥ સાત હાથ તનુ વીરજી એ, એહવા જિન ચોવીશ; ભાવ ધરીને વંદના, કરે જ્ઞાનવિમલસૂરીશ. ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીલાંછનગર્ભિતજિનચૈત્યવંદન.

વૃષભ ગજ હય કપિ ક્રૌંચ, કમલ સ્વસ્તિક શશિ મચ્છ; શ્રીવચ્છ ખડ્ગિ જીવ મહિષ, સૂયર તિમ અચ્છ ॥ ૧ ॥ સેણ વજ્ર મૃગ છાગલો જાતિ નંદાવર્ત્ત; કુંભ કચ્છપ નીલું કમલ, શંખ ફણિ સિંહ અદંત ॥ ૨ ॥ રૂષભાદિક જિનવર તણાએ, એહવા જિન ચઉવીશ; જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, સુખ લહે વિશ્વાવીસ ॥ ૩ ॥

---

## અથ શ્રીભવગણનાગર્ભિત જિન ચૈત્યવંદન.

પ્રથમ જિણંદ તણા ભલા, ભવ તેર કહીજે; શાંતિ તણા

---

૧. ધીરવિમલ પંડિત તણો, નય પ્રણમે નિત્ય સાર. ઇતિ પાઠાંતર.

ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે ॥ ૧ ॥ દશ ભવ પાસ જિણંદના, સત્તાવીશ શ્રીવીર; શેષતીર્થંકર ત્રિહું ભવે, પામ્યા ભવજલતીર ॥ ૨ ॥ જિહાંથી સમકિત ફરસીયું એ, તિહાંથી ગણીએ એહ, ધીરવિમલ પંડિત તણો, જ્ઞાનવિમલ ગુણ ગેહ ॥૩॥ઇતિ.॥

---

## અથ શ્રીભવગણનાગર્ભિતજિનચૈત્યવંદન.

સત્તરિસય ઠાંણે કહ્યા, એ ભવ જિનવરના; બીજે ગ્રંથે દાખિયા, નવ મુનિસુવ્રતના ॥ ૧ ॥ ચંદ્રપ્રભના આઠ ભવ, નવ ભવ સુવિધિજિણંદ, ઋષભ તેર ને શાંતિ બાર, નવભવ નેમિજિણંદ ॥ ૨ ॥ દશ પાસ શેષ ને ત્રિહું, વીર તણા સગવીશ; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, વંદો જિન ચઉવીશ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીદીક્ષાતપગર્ભિતજિનચૈત્યવંદન.

સુમતિનાથ એકાસણું, કરી સંયમ લીધ; મલ્લિ પાસ જિનરાય દોય, અઠ્ઠમે સુપ્રસિદ્ધ ॥ ૧ ॥ છઠ્ઠ ભક્તે કરી અવર સર્વ, લીયે સંયમ ભાર; વાસુપૂજ્ય કરી ચોથ ભક્ત, થયા શ્રીઅણગાર ॥૨॥ વર્ષ અંતે પારણું કરે એ, ઇક્ષુ રસે રિસહેશ; પરમાન્ને બીજે દિને, પારણું અવર જિનેશ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીદીક્ષાસ્થાનગર્ભિતજિનચૈત્યવંદન.

વિનીતા નગરીએ લીયે, દીક્ષા પ્રથમજિણંદ; દ્વારામતીએ નેમિનાથ, સહસાવન વૃંદ ॥ ૧ ॥ શેષતીર્થંકર જન્મભૂમિ, લીયે સંયમ ભાર; અણપરણ્યા શ્રીમલ્લિનાથ, તેમજ નેમિકુમાર ॥ ૨ ॥ વાસુપૂજ્ય પાસ વીરજીએ, ભૂપ થયા નવિ એહ; અવર રાજ્યભોગવી થયા, જ્ઞાનવિમલ ગુણગેહ. ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીદીક્ષાપરિવારગર્ભિતજિનચૈત્યવંદન.

ચાર સહસ્સથી ઋષભદેવ; શ્રીવીર એકાકી; ત્રણ.શત સાથે મલ્લિ પાસ, સહસ્સ સાથે બાકી ॥૧॥ ષટ્શત સાથે વાસુપૂજ્ય, લીયે

સંયમ ભાર; મણપજ્જવ *જિહાં ઉપજે, સવિને સુખકાર ॥ ૨ ॥ એમ ચઉવીશે જિનવરાએ, સંભારે સુખ થાય; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, હોજો જિનસુપસાય ॥ ૩ ॥ ઇતિ, ॥

---

## અથ શ્રીમોક્ષગમનપરિવારગર્ભિતજિનચૈત્યવંદન.

એકાકી શ્રીવીર પાસ, તેત્રીશ મુનિ સાથે; પંચશયા છત્રીશ નેમિ નવશત શું શાંતિ ॥ ૧ ॥ પણસય શું મલ્લિ સુપાસ, અડસય શું ધર્મ; ષટશત મુનિ શું વાસુપૂજ્ય, લહ્યાં જે શિવ મર્મ ॥ ૨ ॥ અનંતનાથજિન સહસ્સશું એ, ઋષભ ને દશ હજાર; પદ્મપ્રભને આઠશેં, ઉપર ત્રણ ઉદાર ॥ ૩ ॥ વિમલનાથ ષટસહસ્સશું, સિદ્ધા સુખકાર; ઋષભદેવ અષ્ટાપદે, નેમીશ્વર ગિરનાર ॥ ૪ ॥ ચંપા વાસુપૂજ્ય વીર-પાવાપુરી સાર; અષ્ટકર્મનો ક્ષય કરી, પામ્યા ભવજલ પાર ॥ ૫ ॥ શેષ વીશ સંમેત ગિરિએ, શિવસુખ લહ્યાં ઉદાર; જ્ઞાનવિમલ સુખ સંપદા, જેને અચલ અપાર ॥ ૬ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીસીમંધરજિનચૈત્યવંદન.

પહેલા પ્રણમું વિહરમાન, શ્રીસીમંધર દેવ; પૂર્વ દિશે ઇશાન કુણે, વંદુ હું નિત્યમેવ ॥ ૧ ॥ પુખ્ખલવઇ વિજયા તિહાં, પુંડરીકિણી નયરી; શ્રીશ્રેયાંસ રાજા ભલો, જીત્યા સવિ વયરી ॥૨॥ દેહમાન ધનુષ્ય પાંચશેં, માતા સત્યકી નંદ; રૂકિમણી રાણી નાહલો, વૃષભ લંછન જિનચંદ ॥ ૩ ॥ ચોરાશીલાખપૂરવ આય, સોવનવરણીકાય; વીશ લખપૂરવ કુમાર વાસિ, તેમ તેસઠ રાય ॥ ૪ ॥ ગણધર ચોરાશી કહ્યા એ, મુનિવર એકસો કોડિ; પંડિતધીરવિમલ તણો, જ્ઞાનવિમલ કહે કરજોડી ॥ ૫ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીનવપદનું ચૈત્યવંદન.

દર્શન જ્ઞાનચારિત્ર ભેદે, પણ પણ પણ પંદર; તપ સગ પણ બાવીશ એ, શત એક અડ અવર ॥ ૧ ॥ તેરસહસ્સ ગુણણું ગણી,

---

* તિહ ઇત્યપિ પાઠ:

નવપદ આરાધો; લબ્ધિ સિદ્ધિ વિદ્યા નિધાન, સહેજે શિવપદ સાધો ॥૨॥ બાંધો એમ ભવકર્મને, પામો સિદ્ધપર્યાય; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, શુદ્ધદ્રવ્ય હોઈ જાય ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીમેરૂગિરિચૈત્યવંદન.

જંબુ પૂર્વ કુરૂક્ષેત્ર માંહિ, વડા મેરૂ સુદર્શન; લાખજોયણ ઉન્નત[1] પ્રમાણે, શત સઘળો વનિ[2] કંચન ॥ ૧ ॥ ભદ્રશાલ નંદનવને, સુમનસ પાંડક નામ; ચાર ચાર જિનગેહ ત્યાં, ચૂલાએ એક ધામ ॥ ૨ ॥ સત્તર પ્રાસાદ એમ શાશ્વતાએ, પાંચે મેરૂ મઝાર; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, તે વંદો નિરધાર ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીધાતકીખંડપુષ્કરાર્દ્ધગતમેરૂગિરિચૈત્યવંદન.

ધાતકીખંડે મેરૂ દોય, એક વિજય બીજો અચલ; પુષ્કરાર્દ્ધે પણ દોય મેરૂ, મંદર વિદ્યુતપ્રભ ॥ ૧ ॥ સહસ્સ ચોરાશી જોયણમાન, મેરૂ સઘળા જાણું, સત્તર પ્રાસાદ છે એમ મલી, પંચાશી વખાણું ॥ ૨ ॥ કંચનવર્ણએ[3] શાશ્વતા એ, જીવાભિગમવિચાર; જ્ઞાનવિમલસુરિ એમ કહે, ધન્ય જે કરે દીદાર ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીજ્યોતિશ્ચક્રસ્થિતજિનચૈત્યવંદન.

સમભૂતલથી ઉપરે, જયોતિશ્ચક્ર કહીજે; આઠ પ્રદેશનો મેરૂનો, મધ્યસમભાગલહીજે ॥ ૧ ॥ સગસયનવતિ ( ૭૯૦ ) જોયણ,ઉંચા છે તારા; આઠસયે પુરા થયા, રવિમંડલ સારા ॥૨॥ એંશી જોયણ ઉપરે એ, શશિ ઋખ બુધ ગુરૂ મંદ; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, એ જયોતિશ્ચક્ર અમંદ ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીજ્યોતિશ્ચક્રસ્થિતશાશ્વતજિનચૈત્યવંદન.

નવસેં જોયણ જયોતિશ્ચક્ર, પુષ્કરાર્દ્ધે લહીયે; પુષ્કરાર્દ્ધથી જ્યોતિશ્ચક્ર, સ્થિરભાવે કહીએ ॥૧॥ અસંખ્યદ્વીપ અને સમુદ્ર, શાશ્વતી

---

૧ ઉન્નતપણે ઇત્યપિપાઠઃ ૨. પૃથ્વી ઇત્યપિ. ૩. કંચનવર્ણે ઇત્યપિ.

જિનપ્રતિમા; જીવાભિગમે એ વિચાર, મોટો જસ મહિમા ॥ ૨ ॥ નામાકારદ્રવ્યભાવથીએ સવિ ક્ષેત્રે સર્વકાલ; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, જિનવિણું એ સવિ આલ ॥ ૩ ॥ ઇતિ ॥

---

## અથ શ્રીજન્માભિષેકસ્થાનગર્ભિતજિનચૈત્યવંદન,

પાંડુકંબલ ચારે શિલા, એક દક્ષિણ ઉત્તર; દોય શિલા વલી જાણીયે, એક પૂરવ એક અપર ॥ ૧ ॥ પૂર્વ પશ્ચિમ દોય દોય, સિંહાસન હોય; દક્ષિણ ઉત્તર એક એક, સિંહાસન જોય ॥ ૨ ॥ જન્મ સમય દશવીશનો એ, એકણુ સમયે જન્મ; જ્ઞાનવિમલસૂરિ એમ કહે, તે વંદુ શુભસદ્મ[1] ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીબીજતિથિનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ આરાધવા, ભવિજન બીજ આરાધો; જેમ અંતર પરમાતમા, સંપ્રાપ્તિ ફલ સાધો ॥ ૧ ॥ અભિનંદન જિન સુમતિનાથ, વલી શીતલસ્વામી; ઇત્યાદિક બહુજિનવરે, [2]કેવલસિરિ પામી ॥ ૨ ॥ જન્મ દિવસ પણ કેઇકનાએ, કેઇક લહ્યા નિર્વાણ; જ્ઞાનવિમલગુણથી વધે, જો કીજે તપ મંડાણ ॥ ૩ ॥ ઇતિ ॥

---

## અથ શ્રીબીજતિથિનું ચૈત્યવંદન.

દુવિધબંધનને ટાલીએ, જે વલી રાગને દ્વેષ; આર્ત્તરૌદ્ર દોય અશુભ ધ્યાન, નવિ કરો લવલેશ ॥ ૧ ॥ બીજદિને વલી બોધિ બીજ, ચિત્ત ઠાંણે વાવો; જેમ દુઃખ દુર્ગતિ નવિ લહો, જગમાં જશ ચાવો[3] ॥ ૨ ॥ ભાવો રૂડી ભાવના એ, વાધો શુભ ગુણઠાણ; જ્ઞાનવિમલ તપતેજથી, હોય કોડિકલ્યાણ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીજ્ઞાનપંચમીતિથિનું ચૈત્યવંદન.

શ્યામલવાને સોહામણા, શ્રીનેમિજિણેસર; સમવસરણ બેઠા

---

૧. ઘર. ગૃહ ઇત્યાદિ. ૨. કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી. ૩. પ્રખ્યાત.

કહે, ઉપદેશ સોહંકર ॥ ૧ ॥ પંચમી તપ આરાધતાં, લહે પંચમ નાણ; પાંચ વરસ સાઢા તથા, એ છે તપપરિમાણ ॥ ૨ ॥ જેમ વરદત્તગુણમંજરીએ, આરાધ્યો તપ એહ; જ્ઞાનવિમલગુરૂ એમ કહે, ધન્ય ધન્ય જગમાં તેહ ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીઅષ્ટમીતિથિનું ચૈત્યવંદન.

*આઠત્રિગુણ જિનવર તણી, નિત્ય કીજે સેવા; વહાલી મુજ મન અતિઘણી, જિમ ગજ મન રેવા ॥ ૧ ॥ પ્રાતિહારજ આઠ શું, ઠકુરાઇ છાજે; આઠે મંગલ આગલે, જેહને વલી રાજે ॥ ૨ ॥ ભાંજે ભય આઠ મોટકાંએ, આઠ કરમ કરે દૂર; આઠમદિન આરાધતાં, જ્ઞાનવિમલ ભરપૂર ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીઅષ્ટમીતિથિનું ચૈત્યવંદન.

રાયસિદ્ધારથ કુલતિલો, ત્રિશલાદે માત; હરિલંછન[1] કંચનવાને, સાત હાથ સોહાત ॥ ૧ ॥ આયુ બહોંતેર વરસ માન, સકલારથ સાધી, શિવપદ પામ્યા ધરીય ધ્યાન, સંજમ આરાધી ॥ ૨ ॥ આઠે મદ છંડી કરીએ, પ્રણમો વીરજિણંદ; જ્ઞાનવિમલપ્રભુ સેવતાં, નિત્ય નિત્ય આનંદ ॥ ૩ ॥ ઇતિ. ॥

## અથ શ્રીઅગ્યારશતિથિનું ચૈત્યવંદન.

અંગ અગ્યાર આરાધીએ, એકાદશીદિવસે; એકાદશપ્રતિમા વહો, સમકિત ગુણ વિકસે ॥ ૧ ॥ એકાદશી દિવસે થયા, દીક્ષાને નાણ; જન્મ લહ્યા કેઇ જિનવરા, આગમ પરિમાણં ॥ ૨ ॥ જ્ઞાનવિમલ ગુણ વાધતાં એ, સકલકલાભંડાર; અગ્યારશ આરાધતાં, લહીયે ભવજલપાર ॥ ૩ ॥ ઇતિ. ॥

---

* ચોવીશ તિર્થંકર     ૧. કેશરિસિંહ.

## અથ શ્રીઅગ્યારશતિથિનું ચૈત્યવંદન.

આજ ઓચ્છવ થયા મુજ ઘરે, એકાદશી મંડાણ; શ્રીજિનનાં ત્રણશેં ભલા, કલ્યાણક ઘર જાણ ॥ ૧ ॥ સુરતરૂ સુરમણિ સુરઘટ, કલ્પવેલી ફલી માહરે; એકાદશી આરાધતાં, બોધિબીજ ઘણું ચિત્ત ઠારે ॥ ૨ ॥ શ્રીનેમિજિણેસર પૂજતાંએ, પહોંચે મનના કોડ; જ્ઞાનવિમળગુણથી લહો, પ્રણમો બે કરજોડી ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીચૌદશતિથિનું ચૈત્યવંદન.

ચઉદસુપન લહે માવડી, સવિ જિનવર કેરી; તે જિન નમતાં ચૌદરાજ-લોકે ન હોય ફેરી ॥ ૧ ॥ ચૌદરત્ન પતિ જેહનાં, પ્રણમે પદ આવી; ચૌદવિદ્યાના થયા જાણ, સંજમસિરિ આવી ॥ ૨ ॥ ચૌદરાજશિર ઉપરે, સિદ્ધ સકલગુણઠાણ; જ્ઞાનવિમલ પ્રભુધ્યાનથી, હોય અચલ અહિઠાણ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીચૌદશતિથિનું ચૈત્યવંદન.

ચૌદભુવન વશકારણે, વિદ્યાવર્દ્ધમાન, વર્દ્ધમાન સુખ આપવા, એહ પરમનિધાન ॥ ૧ ॥ વધમાનજિનરાજનો, કરો ભવિકા ધ્યાન; ચૌદપૂરવ ભેદ જીવના, એ યતના પ્રધાન ॥ ૨ ॥ ચૌદ પૂરવનો સાર છે એ, ચૌદશીએ જિનરાજ; જ્ઞાનવિમલથી જાણીએ, એના સકલદીવાજ ॥ ૩ ॥ ઇતિ. ॥

---

## અથ શ્રીચંદકેવલિના રાસમાંથી ચૈત્યવંદન.

### શ્રીરાગેણ ગીયતે.

અરિહંત નમો ભગવંત નમો, પરમેસર શ્રીજિનરાજ નમો; પ્રથમ જિનેસર પ્રેમે પેખત, સિદ્ધાં સઘલાં કાજ નમો ॥ અરિહંત૦ ॥ ૧ ॥ પ્રભુ પારંગત પરમમહોદય, અવિનાશી અકલંક નમો; અજર અમર અદ્ભુત અતિશયનિધિ, પ્રવચનજલધિમયંક નમો ॥ અરિહંત૦

॥ ૨ ॥ તિહુયણ ભવિયણ જણમણ વંછિય-§પૂરણ દેવરસાલ નમો; લલિ લલિ પાય નમું હું ભાલે-કરજોડીને ત્રિકાલ નમો ॥અરિહંત૦॥૩॥ સિદ્ધ બુદ્ધ તું જગજન સજ્જન-નયનાનંદન દેવ નમો; સકલસુરા-સુરનરવરનાયક, સારે અહનિશ સેવ નમો ॥ અરિહંત૦ ॥ ૪ ॥ તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણ બંધુ નમો; શરણાગત જીવને હિતવત્સલ, તુંહિ કૃપારસસિંધુ નમો ॥ અરિહંત૦ ॥ ૫ ॥ કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો; નાશિતસકળકલંક કલુષગણ, દુરિત ઉપદ્રવ ભાવ નમો ॥ અરિહંત૦ ॥ ૬ ॥ જગ ચિંતામણિ જગગુરૂ જગહિત-કારક જગજનનાથ નમો; ઘોર અપાર ભવોદધિ તારણ, તું શિવપુરનો સાથ નમો ॥ અરિહંત૦ ॥ ૭ ॥ અશરણ શરણ નિરાગી નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો; બોધિ દીયો અનુપમ દાનેસર, જ્ઞાનવિમલસૂરીશ નમો ॥ અરિહંત૦ ॥ ૮ ।



**શ્રીસરસ્વત્યૈ નમઃ**

---

§ દેવરસાલ કલ્પવૃક્ષ.

श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरीश्वरेभ्यो नमः



# અથ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત.

# સ્તવનસંગ્રહ:

## અથ શ્રીશાશ્વતીજિનપ્રતિમાસ્તવન.

વિધુમંડલ પરે નિર્મલી, શ્રુતદેવી ગુણખાણ;
પ્રણમી જે આગમ ધુરે, બંભીલીપિ જિનવાણ. ॥ ૧ ॥
તે આગમમાં ભાખીયા, ત્રિહું લોકે સુખદાય;
જિનપડિમા જિનઘર વળી, સાસયભાવ કહાય. ॥ ૨ ॥
ઉર્ધ્વલોક માંહે ચૈત્ય છે, નિર્મલ અંક કે શંખ;
ત્રિહું દ્વારે કરી સોહીએ, સવિ વિમાનના સંખ. ॥ ૩ ॥

### ઢાલ ૧ લી.

રાગ-સામેરી જયો જયોની દેશી.

સોધર્મદેવલોક પહેલું જાણ, બત્રીશલાખ વિમાન ચેઈ જાણ;
તિહાં પ્રતિમા પરિમાણ તો, ભવિક વંદો ઉલટ આણ ॥ આંચલી૦ ॥
કોડિ સત્તાવનને સાઠલાખ, ઈશાને અઠ્ઠાવીશલાખ;
ચૈત્ય વિમાનની શાખતો, ॥ ભવિ૦ ॥ ૪ ॥
પચાસકોડિ ચાલીશલાખ પ્રતિમા, શ્રીજિનવરની સોહે સુખમાં;
સુરવરકૃતબહુમહિમાતો ॥ ભવિ૦ ॥ ૫ ॥
ચારલાખ ચેઈ સનત્કુમારે, એકવીશકોડિ સાઠલાખ ઉદાર;
જિનપ્રતિમા સુખકારતો, ॥ ભવિ૦ ॥ ૬ ॥

માહેંદ્રે ચૈઇય આઠલાખ, બિંબ ચઉદ્દકોડી ચાલીશલાખ;
વંછિત સુરતરૂશાખતો, ॥ ભવિ૦ ॥ ૭ ॥
ચારલાખ ચૈત્ય બ્રહ્મદેવલોકે, સાતકોડિ વીશલાખ વિવેકે;
પ્રતિમા વંદુ છેકતો, ॥ ભવિ૦ ॥ ૮ ॥
સહસપચાશ લાંતકે જિનભવન, નેવુંલાખ પડિમા ગુણસદન;
દેખી હરખિત વદનતો, ॥ ભવિ૦ ॥ ૯ ॥
શુક્રે ચાલીશસહસ્સ જિનગેહ, બહોંતેરલાખ પ્રતિમા નમું નેહે;
સાસયભાવે જેહતો, ॥ ભવિ૦ ॥ ૧૦ ॥
ચૈત્ય સહસ્સપટ છે સહસ્રારે, એંશીસહસ દશલાખ ઉદાર;
પ્રતિમાને કરૂં જુહારતો, ॥ ભવિ૦ ॥ ૧૧ ॥
આનત પ્રાણત દો દેવલોક દીશે, દો દો શત ચૈઇ જિનબિંબ દીશે;
છત્રીશ છત્રીશ સહસ્સતો ॥ ભવિ૦ ॥ ૧૨ ॥
દોઢશો દોઢશો આરણ અચ્યુતે, ચૈઇબિંબ સગવીશસહસ્સ યુત;
દીશે અતિ અદ્ભૂતતો, ॥ ભવિ૦ ॥ ૧૩ ॥
બારદેવલોકે એકસોએંશી, બિંબ ચૈત્યપ્રતે છે સુજગીશી;
ઉપરે એકશોવીશતો ॥ ભવિ૦ ॥ ૧૪ ॥
પ્રથમ ગ્રૈવેયકત્રિકે ચૈત્યસાર, એકશોઅગ્યાર તિહાં બિંબ ઉદાર;
ત્રણશેંવીશ તેરહજારતો (૧૩૩૨૦) ॥ ભવિ૦ ॥ ૧૫ ॥
મધ્યત્રિકે ચૈત્ય એકશોસાત, બારસહસ્સ અઢશત વિખ્યાત;
ચાલીશ અધિક બિંબ જાતતો ॥ ભવિ૦ ॥ ૧૬ ॥
એકશત ચૈત્ય ઉપર ત્રિકે આણ, બારસહસ્સ તિહાં બિંબ પ્રમાણ;
ગ્રૈવેયકે ઇમ જાણતો, ॥ ભવિ૦ ॥ ૧૭ ॥
પંચાનુત્તરે પાંચ પ્રાસાદ, છસય બિંબ પ્રણમું આલ્હાદ;
નમતાં ટળે વિખવાદતો, ॥ ભવિ૦ ॥ ૧૮ ॥
લાખચોરાશી સહસસત્તાણું, ત્રેવીશ ઉપરે ચૈત્ય પ્રમાણ;
ઉર્દ્ધલોક માંહે જાણુંતો, ॥ ભવિ૦ ॥ ૧૯ ॥
એકશોબાવનકોડિ લાખચોરાણું, સહસ્સચુંમાલીશ ઉપરે આણું;
સાતસેંસાઠ બિંબ જાણું તો, ॥ ભવિ૦ ॥ ૨૦ ॥
ઉર્દ્ધલોકે એ સંખ્યા લહીએ, તેહ તણી આણા શિરવહીએ;
પ્રણમી ભવભયગમીએતો, ॥ ભવિ૦ ॥ ૨૧ ॥

ઉંચા બહાંતેરયોજન જેહ, લાંબા શત વિસ્તારે તેહ;
પચાસયોજન જિનગેહતો ॥ ભવિ૦ ॥ ૨૨ ॥
સવિ વૈમાનિક જિનવર ગેહિ, પ્રતિમા સંગકર માને દેહિ;
અધ પણસય ધનુપિ તેહતો ॥ ભવિ૦ ॥ ૨૩ ॥
રાયપસેણી પ્રમુખ સૂત્ર સાખી, જિનપ્રતિમા જિનસરીખી દાખી;
જ્ઞાની ગણધરે ભાખી તો ॥ ભવિ૦ ॥ ૨૪ ॥

## ઢાલ ૨ જી.

### ઉલ્લાલાની દેશી આદ્ય એકવીશા.

તિર્યગ્‌લોકેરે સાસયજિનઘર જિનવરૂ,
તસ સંખ્યારે ભાખું સુણજો સુખકરૂ;
પંચમેરૂએરે પંચ્યાશી પ્રાસાદ છે,
દશસહસ્સજરે બસેં અધિક પ્રતિમા રૂચે. ॥ ૨૫ ॥
ગજદંતારે વિષે વીશ પ્રાસાદ છે,
ચોવીશશયરે બિંબ નમો (જેમ) અવછેદ[2] છે;
વખારગિરિરે એંશીપ્રાસાદ સોહામણા,
છન્નુસયરે બિંબ નમી લઉં ભામણાં ॥ ૨૬ ॥
યમકાચલેરે દશ પ્રાસાદ કહ્યા તિહાં,
જિનપડિમારે બારશેં વંદી જે તિહાં;
વર્ષધરગિરિરે ત્રીશ ચૈત્ય બિંબ છત્રીસશેં,
ચિત્રવિચિત્રેરે પણ પણ ચેઈ બિંબ છશેં છશેં ॥ ૨૭ ॥
કુરૂક્ષેત્રેરે દશચેઈ પ્રતિમા બારશેં,
ઈક્ષુકારેરે ચઉ ચેઇ બિંબ એંશી ચારશેં;
વૃત્તવૈતાઢયેરે વીશપ્રાસાદ નમીજીએ,
જિનપડિમારે ચોવીશશેં વળી લીજીયે ॥ ૨૮ ॥
દીર્ઘવૈતાઢયેરે ચૈત્ય એકશોસત્તરિ કહ્યા,
વીશસહસ્સારે ચારશેં બિંબ જિનનાં કહ્યાં;
ચૈત્ય ચાલીશરે દિગ્ગજકૂટે જાણીએ,
ચારસહસ્સારે આઠશેં બિંબ વખાણીએ ॥ ૨૯ ॥

---

૧. સાતહાથ પ્રમાણ. ૨ અધગ એ પ્રમાણે પણ પાઠ છે.

દશતરૂરે જંબુપ્રમુખ જે શાશ્વતા.
અગ્યારશેંસત્તરિરે પ્રાસાદ તિહાં મનભાવતા;
તિહાં પ્રતિમારે એકલખ ચાલીશસહસ્સરે,
ચારશેં ઉપરેરે પ્રણમીજે સુજગીશરે. ॥ ૩૦ ॥

કંચનગિરિરે સહસ્સએક છે દેહરાં,
તિહાં એકલખરે વીશસહસ્સ વળી જિનવરા;
ત્રણશેંએંશીરે કુંડ તણા પ્રાસાદ છે,
પણયાલીશરે સહસ્સછસય જિનબિંબ છે ॥ ૩૧ ॥

દ્રહે એંશીરે જિનઘર સુંદર સોહીએ,
તિહાં પ્રતિમારે છન્નુસય મનમોહીએ;
મહાનદીએરે સત્તરિ (૭૦) જિનઘર દાખીએ,
તિહાં પ્રતિમારે સહસ્સ ચોરાશી ભાખીએ ॥ ૩૨ ॥

સરવાલેરે મનુષ્યલોકે ચેઈહરા,
એકત્રીશશતરે ઓગણ્યાશી ઉપરે વરા;
તિહાં પ્રતિમારે ત્રણલખ એકાશીહજારરે.
ચારશેંએંશીરે ઉપરે હોઇ સુખકારરે ॥ ૩૩ ॥

ચાર પ્રાસાદરે માનુષોત્તરગિરિ જાણીયે,
તિહાં પ્રતિમારે ચારશેં એશી વખાણીયે;
ચારકુંડલેરે ચારશેં છન્નુ બિંબરે,
ચાર રૂચકરે ચારશેંછન્નુ અવિલંબરે. ॥ ૩૪ ॥

નંદીશ્વરેરે દીપે બાવન જિનહરા,
ચોસઠસયરે બિંબ અડતાલીશ મનોહરા;
રાજધાનીરે સોલ પ્રાસાદ છે ફુટરા,
બિંબ એકસહસ્સરે નવશતવીશ ઉપરે વરા ॥ ૩૫ ॥

નંદીશ્વરેરે આઠ ઇમ જિણઘર કહ્યાં,
આઠસહસ્સારે ત્રણશત અડસઠિ બિંબ લહ્યા;
સરવાળેરે જિણઘર કહ્યાં તિર્છાલોકનાં,
બત્રીશશયરે ઓગણસાઠ સવિ રત્નનાં. ॥ ૩૬ ॥

તિહાં પ્રતિમારે ત્રણલખ સહસએકાણુયા,
ત્રણશત વળીરે વીશ ઉપરે પરમાણુયા;

હવે રૂચકેરે કુંડલનંદીસર જિનઘરા,
ચઉબારારે સાઠે એ અવર ત્રિબારે વરા ॥ ૩૭ ॥

ત્રિબારેરે એકશોવીશ પ્રતિમા કહી,
બારે દ્વાદશરે એકશતઆઠ માંહે લહી;
એકસો ચોવીશરે સોલ હુવે ચાર બારણે,
અઠ્ઠોત્તરશોરે મધ્યસિદ્ધસિંહાસણે. ॥ ૩૮ ॥

તિર્છાલોકેરે પાંચશે ધનુષ પ્રતિમા હુવે,
ધન્ય તે જનરે પૂજે પ્રણમેને જુવે;
ગજદંતારે વખ્ખારા કુરૂ મેરૂવને,
ઇક્ષુકારેરે માનુષોત્તરે જિનભવનને. ॥ ૩૯ ॥

પચાસજોયણરે દીર્ઘ વિસ્તારે પચવીશ છે,
છત્રીશ જોયણરે ઉંચા સવિ ભવિમને રૂચે;
એમ અસુરનીરે જેહ નિકાયે જિનઘરા,
સવિ જાણોરે એહ પ્રમાણે ભવિવરા. ॥ ૪૦ ॥

મેરૂચૂલારે યમક કંચન નદી કુંડ દ્રહે,
દોઇ વેતાઢયેરે દિગ્ગજકૂટ તરૂવર જોહે,
કોશદીહારે અર્દ્ધકોશ વિસ્તાર છે,
ચૌદશચાલીશરે ધનુ ઉંચા સવિ ચેઇઅ છે ॥ ૪૧ ॥

કલ્યાણકરે શ્રીજિનના સુરવર કરે,
• અઠ્ઠાઇમહોત્સવરે નંદીશ્વર હર્ષભરે;
ઇંદ્રાણીરે રાજધાનીએ આવી મલી,
કરે નાટકરે ભાવના ભાવે મનરૂલી. ॥ ૪૨ ॥

શાશ્વતચૈત્યેરે પટ્થાનક હુવે અતિભલા,
રંગમંડપરે મુખમંડપમણિપીઠ ભલા;
શુભ અશોકતરૂરે વાપી નિર્મલજલ ભરી,
ચૈત્યધ્વજરે પ્રતિચૈત્યે હોઇએ ખરી. ॥ ૪૩ ॥

એમ મહિમારે વિસ્તારે આગમે ઘણા,
જીવાભિગમેરે જંબુપન્નત્તીપ્રમુખે સુણ્યા;
બહુ દેવારે દેવી ભક્તિ કરે ઘણી,
હિત સુખ નિવૃત્તિરે ધર્મકાજે સમકિતધણી. ॥ ૪૪ ॥

## ઢાલ. ૩ જી.

### દેશી લલનાની.

અધોલોકે જિનભવન જે, ભવનપતિમાં સાર લલના;
ચેઇ ચોસઠલાખ છે, અસુરનિકાય મઝાર લલના.
॥ શાશ્વતા જિનવર વંદીએ ॥ ૪૫ ॥
એકશોપંચ્ચરકોડિ ઉપરે, બિંબ અછે વીશલાખ લલના.
ચુલશીલખ નાગકુમારમાં, ચૈત્ય એ પ્રવચનશાખ લ૦ ॥ શા૦ ૪૬ ॥
બિંબ તિહાં વળી જાણીયે, એકશોએકાવનકોટી લલના.
વીશલાખ વળી સાધકા, પ્રણમીજે કરજોડિ લ૦ ॥ શા૦ ॥ ૪૭ ॥
બહોંત્તેરલાખ સુવર્ણકાયમાં, જિનઘરચેઈ પ્રમાણ લલના.
એકશોઓગણત્રીશકોડિ છે, સાઠલાખ ઉપરે જાણ લ૦ ॥ શા૦ ॥ ૪૮ ॥
વિદ્યુત્ અગ્નિ દ્વીપ ઉદધિમાં, દિશિ થણીયકુમાર લલના.
એ ષટ્ અસુરનિકાયમાં, સરીખા ચેઈ જુહાર લ૦ ॥ શા૦ ॥ ૪૯ ॥
બહોંત્તેરલાખ જિનઘર ભલા, પ્રત્યેકે સુખકાર લલના.
એકશોછત્રીશકોડિ બિંબ ભલા, એંશીલાખ અનોહાર લ૦॥ શા૦॥૫૦ ॥
છન્નુલાખ જિનઘર ભલા, વાયુકુમારનિકાય લલના.
એકશોબહોંત્તેરકોડિ બિંબ છે, એંશીલાખ સુખદાય લ૦॥ શા૦॥ ૫૧ ॥
સાતકોડિબિહુંત્તરિલખ્ખા, સવિચેઈ અહોલોક લલના૦
તેરશેંનવ્યાસીકોડિછે, સાઠલાખબિંબનો થોક લ૦ ॥ શા૦ ॥ ૫૨ ॥
ચૈત્ય ચૈત્ય પ્રતિબિંબ છે, એકશોએંશી પ્રમાણ લલના.
સાતહાથ ઉંચા ઉત્સેધાંગુલે, વંદીજે સુવિહાણ લ૦ ॥ શા૦ ॥ ૫૩ ॥
નવનિકાય નાગાદિકે ચેઇ, પચવીશ યોજનદીહ લલના.
સાઢાબાર પહુલપણે, અડદસ ઉંચા લીહ લ૦ ॥ શા૦ ॥ ૫૪ ॥
તાસ અર્દ્ધમાને* કહ્યા, વ્યંતરમાં જિનગેહ લલના.
અસંખ્યાત તે જાણીયે, પ્રણમું આણી નેહ લ૦ ॥ શા૦ ॥ ૫૫ ॥
અસંખ્યાતં જિનઘર અછે, જ્યોતિષીમાં ગુણધામ લલના.
માન તેહનું નવિ કહ્યું, પૂરવ ગ્રંથ પ્રમાણ લ૦ ॥ શા૦ ॥ ૫૬ ॥
વ્યંતર જ્યોતિષી ભવનમાં, શાશ્વત ચૈત્યે હોય લલના.
એંશીઅધિકએકશતવલી, બિંબ સભા મિલી જોય લ૦ ॥શા૦ ॥ ૫૭ ॥

---

* યો૦ ૧૨ા દીર્ઘ. યો૦ ૬ા પૃથુલ, યો૦ ૯ ઉંચા.

ઉત્પાદ અભિષેક અલંકૃતે, વ્યવસાય સુધર્મા નામ લલના.
સભા પાંચ ત્રિબારણે, ચઉ ચઉ પ્રતિમામાન લ૦ ॥ શા૦ ॥ ૫૮ ॥
સાઠબિંબ સભા પાંચના, એકશોવીશ પ્રાસાદ લલના.
એમ મલી એકશોએંશી હુવે, પ્રણમું મન આલ્હાદ લ૦॥ શા૦॥ ૫૯ ॥
વૈમાનિક જિનઘર પરે, દીર્ઘપૃથુ ઉચ્ચમાણ લલના.
રૂચકકુંડલનંદીસરે, ચૈત્યતણા પરિમાણ લ૦ ॥ શા૦ ॥ ૬૦ ॥
ઋષભચંદ્રાનન નામથી, વારિષેણ વર્દ્ધમાન લલના.
પંદ્રવ્યતણી પેરે શાશ્વતો, જિનપ્રતિમા પરિમાણ લ૦ ॥ શા૦ ॥ ૬૧ ॥

## ઢાલ ૪ થી.

રાગ–માઈ ધન સુપનાંતરે એ દેશી.

હવે સઘલા શાસય ચૈત્ય સંખ્યા કહું સાર,
ત્રિભુવનમાં જે છે દીઠે જયજયકાર;
આઠકોડિસત્તાવનલાખબિસયને બ્યાસી,
વંદે વળી પૂજે જે હોઇ સમકિતવાસી ॥ ૬૨ ॥
પન્નરસયકોડિ બેંતાલીસ વલી કોડ,
તેમ લાખઅઠ્ઠાવન છત્રીશસહસ્સ તેમ જોડિ;
એંશી વલી સાધિક પ્રતિમા ત્રિભુવનમાંહિ,
એ શાસયભાવે પ્રણમું મન ઉચ્છાંહિ. ॥ ૬૩ ॥
એહથી વલી અધિકા કુંડ નદી તરૂ શેલે,
પ્રમુખ વલી સંભવ વૃદ્ધ કહે ધરી લીલ;
તિહાં હવે નહીં કોઈ બહુશ્રુતવચનપ્રમાણ,
પણ ગાથાસંખ્યા એ સવિ સ્થાનક જાણ ॥ ૬૪ ॥
વલી સમહિમ તીરથ અવરજિકે કેઇ નામી,
શત્રુંજય અષ્ટાપદ સમેત અર્બુદગિરિ નામ;
જિહાં જિનકલ્યાણક ચંપા પાવા નામ,
સાવત્થી ગજપુર રાજગૃહે અભિરામ ॥ ૬૫ ॥
પુરપટ્ટણ ગામે નામે વિવિધપ્રકાર,
ભક્તિ (૧) મંગલ (૨) નિશ્રાકૃત (૩) અનિશ્રાકૃત (૪) ચાર;
ત્રિભુવનમાં વળી છે જિનવરના આકાર,
તસ વંદન કરતાં બોધિબીજ વિસ્તાર ॥ ૬૬ ॥

સમકિતશુદ્ધ કરવા મોટો એહ ઉપાય.
શુભયોગ નિમિત્તે જિનપૂજા શિવદાય;
નિક્ષેપા ચારે જિનના એકણિરૂપ,
ધ્યાતા ભવિ હોવે નિરાવરણ નિજ રૂપ ॥ ૬૭ ॥
વીતરાગની બુદ્ધિ વીતરાગતા આણી,
જિનપ્રતિમા જાણો જિનસરીખી ભવિપ્રાણી;
શ્રીજ્ઞાનવિમલપ્રભુ પ્રણમે જે જનવૃંદ.
તસ ઉદય અનોપમ અનુભવ પરમાણંદ ॥ ૬૮ ॥

---

# અથ શ્રીઅધ્યાત્મગર્ભિતસાધારણજિનસ્તવન.

## ઢાળ ૧ લી.

રાગ—કમલની દલજલ ભરી જબ આયા એ દેશી.

શ્રીજિનવર જબ ધ્યાનમેં આયા, અશુભકર્મ તબ દૂરે ચડાયા;
॥ આંકણી૦ ॥

મેરે સાંહરે દિન સફળ થયો, સમકિતદિનકર પ્રગટ ભયો ॥ મે૦ ॥ ૧ ॥
પ્રણિધાનાદિક પંચપ્રકારે, શુભ આશય હોય તુમ ઉપગારે ॥ મે૦ ॥ ૨ ॥

૧ ૨ ૩ ૪ ૫
પ્રણિધિ પ્રવૃત્તિ વિઘનજય અને સિદ્ધિ,વિનિયોગ પંચએ કરણની બુદ્ધિ ॥ ૩ ॥
પ્રણિધિ તે અચલિતભાવે રહેવું,કરૂણાણુગત સવિ જંતુનું વહેવું ॥મે૦॥૪॥
નિર્ગુણ ઉપરે દ્વેષ નવિ ધરવો, નિરવદ્ય વસ્તુનો પ્રયત્ન કરવો ॥મે૦॥૫॥
પરઉપગાર કરણ કરી સાર, પ્રથમ પ્રણિધિનો એહ વિચાર ॥મે૦॥૬॥
પ્રણિધિ અપૂર્વ ગ્રંથિ વિભેદે, જ્ઞાનવિમલગુણથી એમ વેદે ॥મે૦॥૭॥

## ઢાલ ૨ જી.

રાગ—રામ સીતાને ધીજ કરાવે એ દેશી.

હવે પ્રવૃત્તિ ગુણ કહીયેરે, શુભ આશય બીજો લહીયે;
તિહાં ધર્મસ્થાન પ્રવૃત્તિરે, ક્રિયારૂપે ચિત્તનિવૃત્તિ ॥ ૮ ॥
સુભ સાર નિપુણતા યોગેરે, અતિ યત્નશું નિજ અભિયોગે;
ઉત્સુકતા રહિત વિવેકેરે, અભિલાષ તણે અતિરેકે ॥ ૯ ॥

અધિકૃત જે ધર્મનું કામરે, સ્થિરતાદિક ગુણ અભિરામ;
નિદ્રાસન આસનને વિકથારે, જય કીજે તો નવિ વિતથા ॥ ૧૦ ॥
નવિ કીજે અસર્જનસંગરે, ગુણવાધે સર્જનસંગે;
જ્ઞાનવિમળ તણા ગુણ પ્રકટેરે, તો પ્રણિધિપ્રવૃત્તિ નવિ ઘટો ૧૧ ॥

## ઢાળ ૩ જી.

### દેશી લલનાની.

ત્રિવિધ વિઘનજય ત્રીજો લહીયે, શુભ આશય ગુણધામ લલના;
જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ કહીજે, વિઘન તે ધર્મથી વામ લલના ॥૧૨॥
પ્રભુ આગમ મેરે ચિત્ત વશ્યો હો, અહો મેરે લલના;
ઉલ્લસ્યો સહજ સ્વભાવ પ્રભુ૦ ॥ આંકણી. ॥
કંટકજવરદિઙ્મોહ સરિખો, ત્રિવિધ વિઘન જેમ હોય લલના;
જેમ પંથી વાંછિત પુરગમને, ત્રિહું જયે કામિત[1] હોય લ૦॥પ્ર૦૧૩॥
ભવ્યપથિક કામિકપુર લહેવા, કંટક સમ પ્રતિકૂલ લલના;
શીતાદિક બહુપરીસહ જવરસમ, વિવિધરોગાદિ અનુકૂલ લ૦॥પ્ર૦ ૧૩॥
મિથ્યાત્વાદિજનિત મન વિભ્રમ, તે દિઙ્મોહસમાન લલના;
એકએકથી અધિક કહીજે, તસ જયે ધર્મ થિરઠામ લ૦ ॥ પ્ર૦ ૧૪॥
ધર્મસ્થાનપ્રવૃત્તિતણું ફલ, ત્રિવિધ જયે કરી થાય લલના;
જ્ઞાનવિમલપ્રભુ નામ કૃપાથી, સમકિત ગુણ ઠહરાય લ૦॥ પ્ર૦ ૧૬ ॥

## ઢાલ ૪ થી.

### દેશી લલનાની.

સિદ્ધિ સુભાશય છે ચોથો, જેહ અહિંસકભાવ લલના;
તાત્ત્વિકથી જે ધર્મમાં, ચલ સુખે ચિત્ત [2]મેલાવ લલના
॥ તુજ શાસન મુજ મન રૂચે ॥ ૧૭ ॥
તીર્થકલ્પગુણ અધિક જે, પ્રવચનવેદી જેહ લલના;
તે ગુર્વાદિકને વિષે, ભક્તિ વિનય બહુ નેહ લલના ॥ તુ૦ ૧૮ ॥
સ્વપ્રતિપન્નધર્માદિકે, નિર્ગુણ અથવા હીન લલના;
તેવાને દુઃખિત દયા, ગુણ કરવા નહી દીન લલના ॥ તુ૦ ૧૯ ॥
પાપનિવર્ત્તન નીપજે, તેહ પ્રવર્ત્તન હોય લલના;

---

૧ઇચ્છિત. ૨. મલ્યાવ ઇત્યપિ પાઠઃ

એહ અહિંસા તાત્ત્વિકી. અવર અતાત્ત્વિકી જોય લલના॥ તુ૦ ૨૦ ॥
જ્ઞાનવિમલ ભાવે કરી, જે વર્ત્તે નિજભાવ લલના;
સિદ્ધિસ્વરૂપ ગુણ તે ભજે, જાણે સવિ પરભાવ લલના ॥ તુ૦ ૨૧ ॥

## ઢાલ ૫ મી.

### હિંડાલનાની દેશી.

વિનિયોગનામે જે શુભાશય પાંચમો સુણો તેહ,
સિદ્ધિઉત્તર કાલભાવી બહુવાર ન હોય તેહ;
વ્યંધ્ય ન હોઈ જસ ક્રિયાગુણ અમૃતપરે અનુષ્ઠાન,
જનમ સંક્રમણે કદાચિત ફલત અનુસંધાન.
॥ મનમોહના ભવિ ધારીએ સુધો ધર્મ ॥ ૨૨ ॥
નિજ તુલ્ય ફલપર કરણ હેતે આપ કૃતવ્યાપાર.
વિનિયોગ તેહવો હૃદયભાવે કૃતકર્મનો ઉપગાર;
નિજ ઉપાદાને આપ પામે પરપ્રત્યે ગુણકાર;
અન્યોન્ય ઉભય નિમિત્તભાવે એહ શુભગુણ સાર ॥ મન૦ ૨૩ ॥
એ પંચવિધ શુભ આશયથી સફલ કિરિયાવૃત્તિ.
એહ વિના જે દ્રવ્યકિરિયા, તુચ્છ કેકિ[1] નૃત્ય;
જેમ જેમ વધે એકાગ્રભાવે. તેમ તેમ વધે ગુણશ્રેણિ,
શુભાશુભ અનુબંધ છોડી, સિદ્ધિફલ અચિરેણ ॥ મન૦ ૨૪ ॥
અનુબંધથી જો હોય કદાચિત અંતરાભવ કોય,
તોહિ પણ તસ ભવસુખોઘે, મગ્નતાને હોય;
અમૃતરસ આસ્વાદ જાણ્યો તેહ કુભક્ત[2] ન ખાય,
કર્મવશે જો ખાયતો પણ મન નવિ લપટાય ॥ મન૦ ૨૫ ॥
ચિત્તજનિત સુધર્મશુભકૃત અશુભઉપચયહાણિ,
પરમાત્મા મન એકરૂપે ધર્મતત્ત્વ પ્રમાણ;
પુષ્ટિ તુષ્ટિ અનુબંધ ન હોય પુણ્યપાપવિનાશ,
હુવે અચલઅજર નિકલંક ભાવે સદા તત્ત્વપ્રકાશ ॥ મન૦ ૨૬ ॥
એહભાવ ષોડશકે પ્રકાશ્યા તૃતીયષોડશમાંહિ,
ગુરૂપારતંત્ર્યે એહ સમજો ધરો બુદ્ધિ મનમાંહિ;
સમકિત અમૃતાસ્વાદ પામી જ્ઞાનવિમલપ્રતીત,
કરી અર્થ વિચાર ભાવો એહ સજ્જનરીતિ ॥ મન૦ ૨૭ ॥

---

[1] કેકી મોર. [2] કુભક્ત કુભોજન.

### કળશ.

એ પાંચ ઢાલે પાંચશુદ્ધિ કરી આતમભાવના,
જિનરાજભક્તિરસાલમંજરી અહો ભવિજન પાવના;
જિમ જ્ઞાનવિમલપ્રભાવમહિમા ઉદય દિનદિન અતિઘણો,
જગમાંહે ન ઘટે સુજસ પ્રગટે પ્રભુતણા ગુણ એમ ભણો.॥ ૨૮ ॥

---

## અથ શ્રીઅધ્યાત્મગર્ભિતસાધારણજિનસ્તવન.

### રાગ—કાફી.

આઘા આમ પધારો પૂજ્ય અમઘેર વહોરણ વેલા—એ દેશી,
મેરા સાહિબ સુગુણ સોભાગી, સમતાકે ઘરે આયા;
રંગ વિવેકી સુજ્ઞાનતણો ગુણ, લાલ જલેબા લાયા.
॥ [1]દુરમતિ દૂર ખડીરે, મમતા દૂરપડીરે ॥ આંકણી૦ ॥ ૧ ॥
જબ સમતાકા ગુણ ન હુ જાણ્યા, તબ તું લાગત નીકી;
પ્રીતિ જડી જબ સુંદર સેતી, અબ તું લાગત ફીકી ॥ દુર૦ ॥ ૨ ॥
કોઇક સદગુરૂ એસા મિલીયા, સમતાકા સહકારી;
મર્મદોષ તુમચા સબ પાયા, તબ સંગતિ દૂરે નિવારી ॥દુર૦ ॥ ૩ ॥
નાહી ધોઇ ગાત્ર[2] સમારી, પરશું રમલિ કરંતી;
તનક તનક પરસંપદકી, મનમાં આશા ધરંતી ॥ દુર૦ ॥ ૪ ॥
તૃષ્ણાદાસી દુષ્ટ દોભાગિણી, તે પણ તેરી સંગ;
દ્વેષ દુષ્ટ સુત લારે ન છંડે, જડ જનકે પરસંગે ॥ દુર૦ ॥ ૫ ॥
સુમતિ સાહેલી સહેજ સોભાગિણી, સા રાગિણી શમતાકી;
કારભાર તિનકે શિર દીના, કુમતિ રહી તબ થાકી ॥ દુર૦ ॥ ૬ ॥
સુગુણસપૂત વિવેકકલાનિધી, તાત ગોદમેં ખેલે;
અનુભવ દક્ષ ધર્યો શિર ઉપર, આરતિ આતપ ઠેલે ॥ દુર૦ ॥ ૭ ॥
એમ આતમ પ્રીતમ રસરંગે, લીણો સમતા સાથે;
નવલનેહ કાંઇ એસો પ્રગટ્યો, અવિચલપદ લહે માથે ॥ દુર૦ ॥ ૮ ॥
પરમાનંદ વિલાસી આતમ, નાથ નામ ગુણ પાયા;
જ્ઞાનવિમલપ્રભુ અવિચલ લીલા, સુજસગુણ તવ આયા ॥ દુર૦ ॥ ૯ ॥

---

૧ દુર્મતિ. ૨ શરીરના અવયવો.

## અથ શ્રીઅધ્યાત્મગર્ભિતસાધારણજિનસ્તવન.

રાગ—કેદારો.

જાવા ન દઉં નાથ સાથ ન છોડું રે—એ દેશી.

ચરણ ન છોડું રે મોહદલને મોડું રે પ્રભુજી વિનતડી અવધારો;
દીલમાં છે તે કહીયે દુષમસમયે સમકિત મનમાંહ તુમ આધાર રહીયેરે.
॥ ચરણ૦ ॥ ૧ ॥
આગમ ગુરૂગમ અતિ અપરંપર પૂરણ ભાવ ન લહીયેરે;
આપજે આ ભવે સેવીયે મારગ કેમ સદ્દહીયેરે ॥ ચ૦ ॥ ૨ ॥
શઠ હઠ છોડી સરલ જે દાખે તે વિરલા જગે પઇયેરે;
દુરતિથી શંકિત તવ નિશંકિત તે દોહિલા જગે લહીયેરે ॥ ચરણ૦ ॥ ૩ ॥
તુમ દરિસણ એમ દરિસણ પ્રતીતે તુમ આણા શિર વહીયેરે;
અહનિશ ધ્યાનતાન મુજ એહી, જ્ઞાનવિમલગુણ કહીયેરે॥ચરણ૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીઅધ્યાત્મગર્ભિતસાધારણજિનસ્તવન.

રાગ—આશાઊરી.

દુર્મતિ વીતિનેરે અમ ઘરે આવ્યા, વાહલા તેં વારૂ કીધુંરે;
અવિરતિ વિરહવિછોહ્યા ભાગા, કાજ અમારૂં સીધુંરે ॥ દુ૦ ૧ ॥
દૃષ્ટિરાગની ધુમતા દીસે, મદમધુપાનજ કીધુંરે;
એમ પરઘરે પેસંતા દેખી, મુનિશોકયે મેણું દીધુંરે ॥ દુ૦ ૨ ॥
જયું પીયું કહે સુણી સુમતિ સુંદરૂં, મુજ હિયડું હેજે વિલુધુંરે
જ્ઞાનવિમલગુણ ભૂષણ આપી, અક્ષય અહવા તન દીધુંરે ॥ દુ૦ ૩ ॥

---

## અથ શ્રીચોરાશીઆશાતનાગર્ભિતસાધારણજિનસ્તવન.

રાગ—દીયે દીયે દરિસણ આપણુંરે—એ દેશી.

શ્રીજિનવરને વંદન કરો, આણી ભક્તિ અપારજી;
ટાળો સયલ આશાતના, વિધિથી હુવે ભવપારજી ॥ ૧ ॥

ત્રૂટક.

ભવપાર પાવે સિદ્ધ થાવે અનાશાતન વિધિ ગુણે,
જિનરાજ ધ્યાવે એકયભાવે અશુભકર્મ સવે હણે

એલ શ્લેષ્મંકલિ જૂગટિ પ્રમુખ ક્રીડા કલિ સહી,
કલા શસ્ત્રાદિકતણી તેમ કુલગલા[1]ભરવા નહી ॥ ૨ ॥
તંબોલ તસ ઉદ્દગાલ, ગાલિ વમન દંતપાતજી;
કંગુલી લઘુવડીનીતિ, જે રોહનવિકથા વાતજી ॥ ૩ ॥

ત્રૂટક.

તેમ ઘાતપરનો અંગધાવન, ખાદ્ય સુખડી ભક્ષણં,
નખકેશશોભનત્વચવ્રણાદિ દામનં હયગજતણું;
નખગંડનાસાનયનશ્રુતિ શિર તનુ મલ પરિહારપણું,
તેમ અગ્નિસેવન પગપસારણ નાણકાદિપરિખણું ॥ ૪ ॥
છગણવસ્ત્ર પાપડ વડી, દાલિ શાકાદિક ધાનજી;
તેહ તણું શોધન કરે, પિત્ત રૂધિરની હાનિજી ॥ ૫ ॥

ત્રૂટક.

અભિમાનથી તેમ છત્ર ચામર શસ્ત્ર વાહન નવિ ત્યજે;
વ્યવહાર લેખું રાજદેવું મનએકાગ્રતા નવિ ભજે,
ગો વૃષભ પશુ શિશું તિહાં થાપે અંગ ઉગટણું કરે,
ગેડીદડે તેમ હોડિ બહુધા જોહારાદિક આચરે. ॥ ૬ ॥
ભોજન મૈથુન શયન જે, વૈદ્યક વાણિજ્ય જુજજી;
પંક રજાદિક પગતણી, નાંખે કેશ અબુજજી. ॥ ૭ ॥

ત્રૂટક.

સુઝવિણું યૂકાદિક નાંખે ભાંડચેષ્ટાદિક કરે,
એકસાડિઉત્તરાસંગ ન કરે ગુહ્યઠામ ન સંવરે;
સચિત્તાદિક ત્યાગ ન કરે અચિત્તભૂષણ પરિહરે,
વળી મુકુટ શેખર કસુમનો અથ કર્ણ પેચ શિરે ધરે ॥ ૮ ॥
જિન દીઠે નવિ અંજલી (જોડે,) વળી પલાંઠી તાણેજી;
પુડપુડી દાનવિસામણા, દિકરેકાર[2] અયાણજી ॥ ૯ ॥

ત્રૂટક.

અયાણ થઇને કરે ધરણું દેય લભ્ય વિભાગથી,
ભૂતાદિનિગ્રહ મંત્ર મહાજન મલી વિચારે લાગથી;
ભંડાર એ થાપે આપ ધનનો નાશવું ભયથી કરે,
વલી શસ્ત્રઘડણ ઉનેર ઘણું તેમ નિસિહિઆદી નવિ કરે ॥ ૧૦ ॥

---

૧ કોગલા. ૨ દે અરેકાર ઇત્યપિપાઠ.

આખડીઊ વાણહા નવિ ત્યજે. તેમ મર્જન જલપાનજી;
વળી જલગ્રહણવર્ષાદિકે, એમ ચોરાશી પ્રમાણજી. ॥ ૧૧ ॥

ત્રૂટક.

ભવિ જાણ એમ ઉત્કૃષ્ટ બોલે નવિ કરે આશાતના,
તંબોલ પાનને શયન ભોજન થુંક મૈથુનકામના;
જૂવટું વાણહ લઘુ વડી નીતિ વાત નિર્ગમાદિક તણી
જઘન્યથી તનુવસ્ત્રમેલા દશઆશાતન એ ભણી ॥ ૧૨ ॥
દુગચાલીશ(૪૨) આશાતના, મધ્યથી ટાલે તેહજી;
અવિનયી અવરત્તણ વાદીશું, ન ધરે તેહશું નેહજી ॥ ૧૩ ॥

ત્રૂટક.

વળી નેહ ન ધરે પ્રત્યનીકશું દેવદ્રવ્ય વિનાશકા,
ઇણિપરે બહુવિધ ભક્તિજિનની સિદ્ધસુખની આશિકા;
જિનરાજસરીખી જૈનપ્રતિમા નિશંકિત મને જે ધરે,
શ્રીજ્ઞાનવિમલપ્રભાવ મહિમા અધિક તસ જગ વિસ્તરે ॥ ૧૪ ॥

---

## અથ શ્રીપાંત્રીશવાણીગુણગર્ભિતસાધારણજિન સ્તવન.

દેશી—નાયકાની.

જિનવાણી પ્રાણી સુણોરે લાલ, આણી મન ઉલ્હાસ હિતઆણીરે;
એહ સમાણી કો નહીરે લાલ, અધરિત સવિ મીઠાસ ગુણખાણીરે.
॥ જિ૦ ॥ ૧ ॥
પાર ન એહનો પામીયેરે લાલ, જસ ગુણના સમુદાય ભવિપ્રાણીરે;
તોહે પણ પાંત્રીશથીરે લાલ, વચનાતિશય કહાય ભવિ૦
॥ જિ૦ ॥ ૨ ॥
સંસ્કૃતવંત અર્દ્ધમાગધીરે લાલ, ભાષાના સંસ્કાર ભવિ૦
સ્વર ઉદાત્તપણે હુવેરે લાલ, મિશ્રિત સવિ ઉપચાર ભવિ૦
॥ જિ૦ ॥ ૩ ॥
મેઘગંભીરપરે ધ્વનિરે લાલ, પડિછંદા અતિ હોય ભવિ૦
દાક્ષિણ સરલપણે ઘણુંરે લાલ, રાગ સકલ રસ જોય ભવિ૦
॥ જિ૦ ॥ ૪ ॥

સૂત્ર અલ્પ અર્થ બહુરે લાલ, પૂર્વાપર ન વિરોધ ભવિ૦
વચનસંદેહ જિહાં નહીંરે લાલ, વિવિધઅર્થના બોધ ભવિ૦
॥ જિ૦ ॥ ૫ ॥

વાદિ દૂષણ દેઇ નવિ શકેરે લાલ, શ્રોતા હુવે નિઃસંદેહ ભવિ૦
ચિત્ત અન્યથા ન શ્રોત્રનેરે લાલ, ઉચિત પ્રમુખ ગુણગેહ ભવિ૦
॥ જિ૦ ॥ ૬ ॥

અતિ વિસ્તરપણે સર્વદારે લાલ, મિલતું જેહ ત્રિકાલ ભવિ૦
પદ સાપેક્ષપણે હુવેરે લાલ, સમજે બાલગોપાલ ભવિ૦
॥ જિ૦ ॥ ૭ ॥

નયગમભંગપ્રમાણથીરેલાલ, પદ્દ્રવ્યાદિ વિશુદ્ધ ભવિ૦;
મર્મ ન ભાખે કેહનોરે લાલ, ધર્મારથ[1] પ્રતિબુદ્ધ ભવિ૦
॥ જિ૦ ॥ ૮ ॥

નિજશ્રુતિ પરનિંદા નહીંરે લાલ, કારકપ્રમુખે શુદ્ધ ભવિ૦
ભ્રમ નહી સહુ શ્લાઘા કરેરે લાલ, શ્રોતા અચરિજલુદ્ધ ભવિ૦
॥ જિ૦ ॥ ૯ ॥

અતિવિલંબ ઉત્સુક નહીંરે લાલ, અંતર વિચમાં ન હોઇ ભવિ૦
શ્રોતાના દુઃખ સવિ ટળેરે લાલ, વસ્તુ વિશેષે હોઇ ભવિ૦;
॥ જિ૦ ॥ ૧૦ ॥

અક્ષરપદની ચારૂતારે લાલ, નહિ ગ્રામીણવચન ભવિ૦;
માલવકેશિક રાગમેંરે લાલ, શ્રોતા મન સુપ્રસન્ન ભવિ૦
॥ જિ૦ ॥ ૧૧ ॥

સરિખી યોજન તાં સુણેરે લાલ,ફલવિચ્છેદ ન જાણ ભવિ૦;
મેઘવૃષ્ટિપરે પરિણમેરે લાલ, નિજ નિજ વચન પ્રમાણ ભવિ૦
॥ જિ૦ ॥ ૧૨ ॥

સૂત્રતણા ગુણ સાતછેરે લાલ, અવર તે અર્થમઝાર ભવિ૦;
એહવા, જિન જેણે ઓલખ્યારે લાલ, ધન તેહનો અવતાર ભવિ૦;
॥ જિ૦ ॥ ૧૩ ॥.

લબ્ધિ અક્ષીણમહાલયેરે લાલ, સુરનરતિરિકોડાકોડિ ભવિ૦;
માવે આવે ભાવથીરે લાલ, પ્રણમે બેકરજોડિ ભવિ૦
॥ જિ૦ ॥ ૧૪ ॥

---

૧. જેહ યથાર્થ સુબુદ્ધ ઇત્યપિ.

શ્રીજ્ઞાનવિમલગુણથી ઘણારે લાલ, કરતા જગ ઉપકાર ભવિ૦;
તસ આણાથી વિસ્તરેરે લાલ, હદિ સમકિત સહકાર ભવિ૦.
॥ જિ૦ ॥ ૧૫ ॥

---

## અથ શ્રીજિનપરિવારગર્ભિતસાધારણજિન સ્તવન.

રાગ—કાફી. અલબેલાની દેશી.

ભવિયણ ભાવે વંદીયેરે લાલ, સવિ જિનનો પરિવારરે સૌભાગી લાલ;
ચઉદસયાબાવન (૧૪૫૨) ભલારે લાલ, ગણધર ગુણભંડારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૧ ॥

લાખઅઠ્ઠાવીશ ઉપરેરે લાલ, અડતાલીશહજારરે (૨૮૪૮૦૦૦) સૌ૦;
ચોવિશે જિનવર તણારે લાલ, હસ્તદીક્ષિત અણગારરે સૌ૦;
॥ ભવિ૦ ॥ ૨ ॥

એકલાખએકશત આગલારે લાલ, બિહોત્તરિસહસ્સ (૧૭૨૧૦૦)ઉદારરે સૌ૦;
ચોવિશજિનના કેવળીરે લાલ, નાણતણા ભંડારરે સૌ૦;
॥ ભવિ૦ ॥ ૩ ॥

એકલાખ ઉપરે જાણીયેરે લાલ, સહસ્સ ભલા પણયાલરે (૧૪૫૦૦૦) સૌ૦
પણસયએકાણુ (૫૯૧) સાધકુંરે લાલ, મનઃપર્યવ અણગારરે સૌ૦;
॥ ભવિ૦ ॥ ૪ ॥

એકલાખતેત્રીશ સહસ્સછે રે લાલ, ચારસય(૧૩૩૪૦૦)આધિકસુખકારરે સૌ૦
અવધિનાણી એ જાણજોરે લાલ, હવે ચોદપૂરવધરસારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૫ ॥

નવસયઅઠાણુંઆગલારે લાલ, તેમ તેત્રીશહજારરે (૩૩૯૯૮) સૌ૦
દોયલખ્ખ સહસ્સપણયાલશુંરેલાલ,બિસયઆઠ(૨૪૫૨૦૮)વૈક્રિયધારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૬ ॥

એકલખ્ખસહસ્સછવીશશ્યુંરે:લાલ,બિશય(૧૨૬૨૦૦)વાદીશ્રુતધારરે; સૌ૦
જિનમતથાપન પરવડારે લાલ, ન લહે ખેદ લગારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૭ ॥

ઓગણીશલખછ્યાશીસહસ્સશ્યુંરે લાલ, અધિકા એકાવન
( ૧૯૮૬૦૫૧ ) જોયરે સૌ૦
સવિ જિનવરના જાણીયેરે લાલ, એ સામાન્ય મુનિ હોયરે સૌ૦;
॥ ભવિ૦ ॥ ૮ ॥

[1]લાખચુમાલીશ ઉપરેરે લાલ, છેતાલીશહજારરે સૌ૦
ચારસયાષટ્ઉપરેરે લાલ, સાધ્વીનો પરિવારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૯ ॥
[2]લાખપંચાવન જાણીયેરેલાલ, અડતાલીશહજારરે સૌ૦;
શ્રાવક સમકિતધારકુરેલાલ, જિનમુખથી સુખકારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૧૦ ॥
[3]એકકોડિ પાંચલાખ ઉપરેરે લાલ, અડતીશસહસ્સ પ્રમાણરે સૌ૦;
શ્રાવિકા પુણ્યપ્રભાવિકારે લાલ, સવિજિનનો સંઘ જાણરે સૌ૦
॥ભવિ૦ ॥ ૧૧ ॥
શિષ્ય પરંપર તેહનીરે લાલ, કહેતાં નાવે પારરે સૌ૦;
થયા અછે વળી થાઈશ્યેરે લાલ, પ્રવચનભક્ત ઉદ્ધારરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૧૨ ॥
એહ સુસાધુ સુસાધ્વીરે લાલ, શ્રાવકશ્રાવિકા જેહરે સૌ૦;
જ્ઞાનવિમલસૂરિ વાંદતારે લાલ, વાધે ધર્મસનેહરે સૌ૦
॥ ભવિ૦ ॥ ૧૩ ॥

---

## અથ શ્રીસાધારણજિનસ્તવન.

રાગ.—ધનાશ્રી.

આજ સફલ દિન મુઝ તણોએ, દીઠા શ્રીભગવંત,
અનંત ગુણાકરૂં એ ॥ ૧ ॥
હરખે નયનચકોરડા એ, નિરખી પ્રભુ મુખચંદ,
કલાગુણ પરિવર્યું એ ॥ ૨ ॥
દીઠા દેવ ઘણા ઘણા એ, પણ તે નાવે ચિત્ત,
તો પ્રીતિ કિહાં બને એ ॥ ૩ ॥
જે હીરાને તું પારખે એ, તે કિમ કાચે સાચ,
ધરીને સંગ્રહે એ ॥ ૪ ॥
તુજ મુખમુદ્રા ભાવતા એ, વિચરંતા જિનરાજ,
પરે તે સાંભરે એ ॥ ૫ ॥

---

૧ ૪૪૪૬૪૦૬ ૨ ૫૫૪૮૦૦૦ ૩ ૧૦૫૩૮૦૦૦

જિણ પરે દેશના દેયતાએ, સમરૂં મનમાં તેહ,
પ્રભો ! તુમ્હ દરિસને એ ॥ ૬ ॥
તુમ્હ દરિસણવિણ હું ભમ્યો એ, કાલ અનંત અનંત,
કૃપા હવે કીજીએ એ ॥ ૭ ॥
તુમ્હ દરિસણથી ઉજલું એ, સમકિત વિશ્વાવીશ,
લહ્યું મેં કલીયુગે એ ॥ ૮ ॥
શતયુગથી કલિયુગ ભલો એ, લહ્યું સમકિત મંડાણ,
જિહાં તું ઓલખ્યો એ ॥ ૯ ॥
મેરૂ થકી મરૂધર ભલો એ, જિહાં સુરતરૂની છાંય,
લહી જે સુખકર એ ॥ ૧૦ ॥
સકળ પદારથ પામીયા એ, દીઠે તુમ્હ દીદાર,
*જુલામલ જ્યોતિમાં એ ॥ ૧૧ ॥
જ્ઞાનવિમલપ્રભુ સેવતાં એ, અવિચલસુખ નિત હોય.
કરો નિત્ય વંદના એ ॥ ૧૨ ॥

---

## અથ શ્રીસ્યાદ્વાદગર્ભિતસાધારણજિનસ્તવન.

રાગ.—ધન્યાશ્રી તથા આશાઉરીમધ્યે તથા કડખાની.

સાર ગુણધાર સુખકાર જિન પૂજના,
પોતસમ એહ ભવજલધિ તરવા;
ધાર તરવારપરે તેહ વિધિથી હુવે,
કર્મભર મર્મનો છેદ કરવા; ॥ સા૦ ॥ ૧ ॥

બહુજના બહુધના કરત જિનપૂજના,
કુલતણી સુઝ બહુ ભ્રાંતિ પ્રેખી;
બુઝ અનુભવતણા ભવિજના શુભમના,
રીઝ નવિ ઉપજે તેહ દેખી ॥ સા૦ ॥ ૨ ॥

ષટ્‌ગુણે સંકલી સાતે શુદ્ધિ મલી,
પંચ વરભૂમિકાને પ્રકાશે;
ચઉવિધે ચાર નિક્ષેપ સમ ભાવતાં;
ચાર ગતિ દુઃખને તે નિકાશે, ॥ સા૦ ॥ ॥

---

* જગમગ તેજસ્વી.

સપ્તનયભંગિ ગુણચંગીથી એકતા.
ચઉપ્રમાણે કરી જેહ થાપી;
ગુણિક ગુણઠાણ સોપાન ચઢવે કરી,
પાવના ભાવના અમૃત વાપી ॥ સા૦ ॥ ૪ ॥

દ્રવ્યભાવે દુભેદે કહી મૂલથી,
દ્રવ્ય બહુધા કહી ધન વિશેષે;
ભાવના ભેદ બહુ છે પરં એકતા,
ફલ અનેકાંત જો સકલ પેખે ॥ સા૦ ॥ ૫ ॥

પૂજ્ય પૂજક વળી પૂજના એક ગુણ,
તો હુએ જો અનુષ્ઠાન હેતે;
પૂર્વત્રિક અપહરે દોય અંગી કરે,
નવિ હુએ તેહ મિથ્યાત ખેતે ॥ સા૦ ॥ ૬ ॥

જિહાં અહિંસાનુબંધી એ આતમા;
તુષ્ટિને પુષ્ટિ સવિ શુદ્ધિ પાવે,
રાગદોષાદિ સવિ સહજ ભાવે કરી,
સમપણે જીતિની રીતિ પાવે ॥ સા૦ ॥ ૭ ॥

અવાશ્રનિરપેક્ષ વ્યવહારભૂષણવતી,
અંગ નવતત્ત્વલાવણ્ય વિવેકે;
[1]શુદ્ધશ્રદ્ધાનની ચેતના સુંદરી,
આત્મકંત લહે આપ ટેકે ॥ સા૦ ॥ ૮ ॥

જિનતણી શાસના એહથી વાસના,
સંગથી ઉદય દિનદિન સવાઈ;
જ્ઞાનવિમલાદિગુણસકલપ્રભુતા હુવે,
અક્ષય સમકિતતણી એ વડાઈ. ॥ સા૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ—રામગિરી.

સકલ સમતા સુરલતાનો, તુંહિ અનોપમ કંદરે;
તું કૃપારસ કનક કુંભો, તું જિણંદ મુણીંદરે ॥ ૧ ॥

---

૧. નિશ્ચય પૂજના સખિ વિવેક. ઈત્યપિ.

તુંહી તુંહી (૨) તુંહી કરતા, ધ્યાનરે;
તુજ સરૂપી જે થયા તે, લહ્યા તાહરૂં ધ્યાનરે ॥ તું૦ ॥ ૨ ॥
તુંહિ અલગો ભવથકી પણ, ભવિક તાહરે નામરે;
પાર ભવનો તેહ પામે, એહિ અચિરજ માનરે ॥ તું૦ ॥ ૩ ॥
જનમ પાવન આજ મ્હારો, નિરખે તુજ નૂરરે;
ભવભવે અનુમોદના જે, થયો તુજ હજૂરરે ॥ તું૦ ॥ ૪ ॥
એહ મારો અક્ષયઆતમ, અસંખ્યાત પ્રદેશરે;
તાહરા ગુણ છે અનંતા, કિમ કરૂં તાસ નિવેશરે ॥ તું૦ ॥ ૫ ॥
એક એક પ્રદેશે તારા, ગુણ અનંત નિવાસરે;
એમ કરી તુજ સહજ મિલતા, હોય જ્ઞાન પ્રકાશરે ॥ તું૦ ॥ ૬ ॥
ધ્યાન ધ્યાતા ધ્યેય એકી, ભાવ હોયે એમરે;
એમ કરતા સેવ્યસેવક, ભાવ હોયે કેમરે ॥ તું૦ ॥ ૭ ॥
એક સેવા તાહરી જો, હોય અચળ સ્વભાવરે;
જ્ઞાનવિમલસૂરીંદ પ્રભુતા, હોય સુજસ જમાવરે ॥ તુ૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—રમતાં રાસ વિલાસરે ગોવાલીડા,
મિથીલાનયરી સોહામણી મેરે લાલ—એ દેશી.

ભમતાં આ સંસારરે અરે પ્રાણિયડા,
દીઠા પ્રભુ દીદારરે મેરે લાલ ॥ આંચલી૦ ॥
ઉપશમરસ સુધાકુંડ છેરે મેરે લાલ,
નયનકમલ જસ જાણુરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૧ ॥
વદનકમલ પણ જેહનુંરે મેરે લાલ,
પ્રસન્ન સકલગુણ ખાણરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૨ ॥
જસઉછંગન કામિનીરે મેરે લાલ,
અંગ અનંગ ન સંગરે અરે પ્રાણીડા ॥ દીઠા૦ ॥ ૩ ॥
કરયુગ ન ધરે શસ્ત્રનોરે મેરે લાલ,
હિંસકભાવ પ્રસંગરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૪ ॥
પક્ષીપશુ પ્રમુખાસનેરે મેરે લાલ,
વાહને સ્થિતિ ન વિશેષરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૫ ॥

નેત્રવક્ત્ર ગાત્રાદિકેરે મેરે લાલ,
વિકૃતવિકાર વરેષરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૬ ॥
કોપપ્રસાદ ન દેખીયેરે મેરે લાલ,
નંદિત નહિ અવદાતરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૭ ॥
જ્ઞાનવિમલચરિતે કરીરે મેરે લાલ,
દેવાધિદેવ વિખ્યાતરે અરે પ્રાણીયડા ॥ દીઠા૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

જિનરાજેરે જિનરાજેરે, ત્રિભુવન ઠકુરાઇ છાજેરે;
વરદુંદુભિ ગુહિરી વાજેરે, તસ નાદે અંબર ગાજેરે ॥ જિ૦ ૧ ॥
તિહાં જાતિ વૈર સવિ ભાજેરે, પરમતમદમાની લાજેરે;
પ્રભુ ત્રિગડેબેઠા સોહેરે, ભવિજનના મનડાં મોહેરે ॥ જિ૦ ૨ ॥
જિન! તોરા નયનતણી બલિહારીરે, તોરે મુખડે ચંદ ઓવારીરે;
જિન! તોરી સરસસુધારસવાણીરે,મુજ લાગે અમિય સમાણીરે॥જિ૦૩॥
દુઃખતિલપીલણને ઘાણીરે, જેણે ભવિકે મનમાં આણીરે;
એતો સમકિતની સહિનાણીરે, આગમને પાઠે બંધાણીરે ॥ જિ૦ ૪ ॥
ભામંડલ ભાઉસવાઇરે; પ્રભુ પુંઠે રહ્યું લયલાઇરે;
સુરકૃત સમવૃષ્ટિ ઉવાઇરે, પ્રાતિહારજ શોભા બનાઇરે ॥ જિ૦ ૫ ॥
મુજ નેક નજરશું નિહાળોરે, તારકનું બિરૂદ સંભાળોરે;
શરણાગતને પ્રતિપાળોરે, મિથ્યામતવાસના ટાળોરે ॥ જિ૦ ૬ ॥
સમકિતસુખલડી દીજેરે, એતો કોડિ પસાય કરીજેરે;
જેમ સહજ શક્તિ મુજ દીપેરે, તો આપબલે અરિ જીપેરે ॥ જિ૦ ૭ ॥
મ્હારા કરમમરમ સવિ જાયેરે, તુજ નામતણે સુપસાયેરે;
તો જો જ્ઞાનવિમલગુણ વાધેરે, આતમ પરમારથ સાધેરે ॥ જિ૦ ૮ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

ભોર ભયો ભયો ભયો જાગીરે, ઉઠી જિનરાજ કે ધ્યાને લય લાગીરે;
॥ ભો૦ ॥ ૧ ॥
મોહકી નિંદમે સોયો બહુ કાલરે,
દુર્લ્લહનર જનમ પાઈ ખોયો તેં આલરે ॥ ભો૦ ॥ ૨ ॥

જો તું બુઢ્ઢા થયો તોહિ પણ બાલરે,
અજહુ નહુ પાયઓ વિરતીના ઢાલરે ॥ ભો૦ ॥ ૩ ॥
જીઓ તું જાતિકુલ અપની સંભાલરે,
નરકનિગોદમેં કેઈ વહ્યા કાલરે ॥ ભો૦ ॥ ૪ ॥
અંજાલજલપરે આયુ વિસરાલરે,
તો સાજહી બાંધે પ્રથમ સરપાલરે ॥ ભો૦ ॥ ૫ ॥
આણ જિનદેવકી જો ધરે ભાલરે,
શુદ્ધ સમકિત લહેતા હોઇ નિહાલરે ॥ ભો૦ ॥ ૬ ॥
કહતે નય નેહશું ધર્મધુરિ ઢાલરે,
જ્યું લહે સકલ સુખમંગલ માલરે ॥ ભો૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

નિસ્નેહી શું નેહલો, કાંઈ કીધો કેણીપેરે જાય હે મિત્ત;
એક પખો એમ કીજતે, કાંઈ જનમાં હાંસી થાય હે ચિત્ત ॥ ૧ ॥
કાંઈ જાણું કયું બની આવહિ કાંઈ ત્રિભુવન જનનો નાથ હે ચિત્ત;
કાંઈ મુગતિપુરીનો સાથ હે મિત્ત ॥ કાંઇ જાણું૦ ॥ આંકણી ॥
લોકિકગુણ ગણજો હોવે, તો રસનાએ કહ્યા જાય હે ચિત્ત;
પણ લોકોત્તર ગુણવંત છો, કિમ તે વર્ણન થાય હે મિત્ત ॥ કાંઈ૦ ૨ ॥
તરીયે લઘુનદી બાંહ્યશું, કાંઈ સ્વયંભૂરમણ ન તરાય હે ચિત્ત;
લઘુ નંગ હોયતો તોળીએ, કાંઈ મેરૂ ન તોલ્યો જાય હે મિત્ત ॥ કાંઇ૦ ૩ ॥
યદ્યપિ સુરની સાનિધે, કાંઈ તે પણ સોહિલું થાય હે ચિત્ત;
પણ પ્રભુગુણ અનંત અનંત છે, કાંઈ તે કેમ બોલ્યા જાય હે મિત્ત ॥ કાંઈ૦ ॥ ૪ ॥
જ્ઞાનકળા તેહવી નહિં, કાંઇ સંયમ શુદ્ધ ન થાય હે ચિત્ત;
સંઘયણાદિક દોષનો, કાંઈ અંતર બહુ એમ થાય હે મિત્ત ॥ કાંઈ૦ ૫ ॥
પણ તુજ ભક્તિ રીઝશે, કાંઈ મુક્તિ ખેંચીને તેણ હે ચિત્ત;

ચમક ઉપલ જિમ લોહને, કાંઈ કુમુદને ચંદ મહેણુ હે મિત્ત
॥ કાંઈ૦ ॥ ૬ ॥
એવું જાણી બની આવેલોને, નેક નજરશું નિરખતાં, કાંઈ તુમશું
લાગે દામ હે ચિત્ત;
જ્ઞાનવિમલ ચઢતી કળા, કાંઇ વાધે જગે જશ મામ હે મિત્ત
॥ કાંઈ૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—વિહંગડો.

અવધે આવજોરે નાથ—એ દેશી.

મનમાં આવજયોરે નાથ, હું થયો આજ સનાથ; મન૦
જય જિનેશ નિરંજનો, ભંજનો ભવદુ:ખરાશિ;
રંજનો સવિ ભવિચિત્તનો, મંજણ પાપનો પાસ મન૦ ॥ ૧ ॥
આદિ બ્રહ્મ અનુપમ તું, અબ્રહ્મ કીધો દૂર;
ભવિભર્મ સવિ ભાજી ગયા, તુંહિ ચિદાનંદ સનૂર મન૦ ॥ ૨ ॥
યદ્યપિ તુમે અતુલીબલી, યશવાદ એમ કહેવાય;
પણકબજે આવ્યા મુજ મને, તે સહજથી ન જવાય મન૦ ॥ ૩ ॥
વીતરાગ ભાવ ન આવહી, જિહાં લગી મુજને દેવ;
તિહાંલગે તુમ પદકમલની, સેવના રહો એ ટેવ મન૦ ॥ ૪ ॥
મન મનાવ્યા વિણ માહરો, કેમ બંધનથી છુટાય;
મનવંછિત દેતાં થકાં કોઇ, પાલવડો ન ઝલાય મન૦ ॥ ૫ ॥
હઠ બાલનો હોઇ આકરો, તે લહો છો જિનરાજ;
ઝાઝું કહાવ્યે શું હોવે, ગિરૂઆ ગરીબનિવાજ મન૦ ॥ ૬ ॥
જ્ઞાનવિમલગુણથી લહો, સવિ ભવિક મનનો ભાવ;
તો અક્ષયસુખ લીલા દિયો,જિમ હોવે સુજસ જમાવ મન૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—મેં થાંરો ચેલો મારા સાહિબ મેં થાંરો ચેલો—એ દેશી.

કરમ કસાલામાંહિ દિલ મેરો કિમહિ ન ભીંજે,
તુમે મારે મન આવ્યોરે સાહિબા મેરો૦ ॥ ૧ ॥

આ ભવ પરભવ માંહિ દિલ મેરા તુંહિશ્યું રીઝે,
સેવક અપનો કરી ભાખ્યોરે ॥ સાહિબા૦ ॥ ૨ ॥
ચરણકમલની છાંહે વસુ મુજ એહિજ સૂઝે,
કરગ્રહ્યાની લાજ વહાયોરે ॥ સાહિબા૦ ॥ ૩ ॥
પ્રભુ તુમ ધ્યાનસુધારસે વિષયાનલ ન બૂજે,
દાસદોષ ન લાવ્યોરે ॥ સાહિબા૦ ॥ ૪ ॥
એહિ ત્રિભુવન માંહે તુમ સમ કોઈ ન દીસે,
પાવન બિરૂદ ધરાવ્યોરે ॥ સાહિબા૦ ॥ ૫ ॥
મહિમા મોટમ એમ રહિજે નિજપર ન ગણીજે,
મુહ દેખી તિલક બનાવ્યોરે ॥ સાહિબા૦ ॥ ૬ ॥
જ્ઞાનવિમલપ્રભુ ગુણ કોડિ પસાય કરી જે,
ઇમ સહજે બાલ મનાવ્યોરે ॥ સાહિબા૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—ભીમ પલાસી.

તૃષ્ણા લાગે ન અંગેરે, પૂરણ આશ ભઇ અબ મેરી
અનુભવ કેરે સંગેરે ॥ તૃ૦ ॥ ૧ ॥
રોમ રોમ ઉલ્લસત હે શિવસુખ લાગ્યો રંગ અભંગેરે ॥ તૃ૦ ॥ ૨ ॥
સોતો નાંહિ મિટાયો મેટે જ્યું પરવાલી નંગેરે ॥ તૃ૦ ॥ ૩ ॥
જ્ઞાનદશાથે ક્રિયા નહી નિષ્ફલ જ્યું ધર આર્દ્ર ઘનસંગેરે ॥ તૃ૦ ॥ ૪ ॥
મોહમિથ્યાતભરમ સવિ નિકસ્યો મન જાવે નો મંગેરે ॥ તૃ૦ ॥ ૫ ॥
રાગદ્વેષ અરિ દૂરે ઉડીયે જ્યું દુશ્મન ઘેરી તુરંગેરે ॥ તૃ૦ ॥ ૬ ॥
જ્ઞાનવિમલપ્રભુ આતમ નિરમલ જેસે ગંગતરંગેરે ॥ તૃ૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—કલ્યાણ.

ગાગરે કેસેં તરૂરે કાનુડા તારી ગાગરે કેસેં તરૂંરે;
યમુનાજીકો ઘાટ દોહલડો, ધીરે ધીરે પાઉં ધરૂંરે ॥ એ દેશી ॥
વિનતી કેસેં કરૂંરે સાંઇ મોરા વિનતી કેસેં કરૂંરે
ભક્તિકો માર્ગ છે દોહિલડો, કિમ મન ઠોર ધરૂંરે ॥ સાંઇ૦ ॥ ૧ ॥

કાલ અનાદિ વહ્યો મેં રે, તુમ વિણુ ભવવન માંહે ફિરૂં રે ॥ સાંઈ૦ ॥ ૨ ॥
અબતો ત્રિભુવનનાયક પેખ્યો, હરખે પાય પરૂં રે ॥ સાંઈ૦ ॥ ૩ ॥
કુંકરી નાપો તેહનું બતાવો, અવળો ગ્રહી ઝગરૂં રે ॥ સાંઈ૦ ॥ ૪ ॥
દરિસન પીઠહે ચરન તુવનકો, પરિચય તાસ કરૂં રે ॥ સાંઈ૦ ॥ ૫ ॥
જ્ઞાનવિમલગુણગણે મોતનકો, કંઠસેં હાર કરૂં રે ॥ સાંઈ૦ ॥ ૬ ॥
તેણુસેં અનુભવચરણુ વહાણુસેં, ભવજલરાશિ તરૂં રે ॥ સાંઈ૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—કલ્યાણ.

મેરે મન હરખે પ્રભુ પેખી મેરે મન હરખે,
તુંહિ વિના હું ઓર ન ધાવત રસના તુમ ગુણુ ફરસેજી ॥ મે૦ ૧ ॥
તોરે હિ રણ શરણ કરી જાનત કિમ તહારા વિણુ સરસેજી ॥ મે૦ ૨ ॥
પતિતપાવન પ્રભુ! જગતઉદ્ધારણ બિરૂદ કહો કેમ વરસેજી ॥ મે૦ ૩ ॥
જે ઉપકાર કરણકું જાયા તે ઉપગારને કરશેજી ॥ મે૦ ૪ ॥
જ્ઞાનવિમલપ્રભુ સહજ કૃપાથી કેવળકમલા વરસેજી ॥ મે૦ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—ધન્યાશ્રી તથા દેવગંધાર.

પ્રભુ તેરે મોહન હે મુખ મટકો, નિરખી નિરખી અતિ હરખિત હોવે;
અનુભવ મેરે ઘટકો પ્રભુ તેરે મોહન હે મુખમટકો ॥ ૧ ॥

ધ્રુપદ.

સહજ સુભગતા સમતા કેરી, એહિજ ચરણકો ચટકો;
દરિસણ જ્ઞાન અક્ષય ગુણનિધિ તુમ, દિયો પ્રેમે તસ કટકો ॥પ્ર૦ ૨॥
શુદ્ધસુવાસનસુરભિસમીરે, મિથ્યામત રજ ઝટકો;
દંભપ્રપંચ જોર જિમ ન હોય, પટકટકે મોહ નટકો ॥ પ્ર૦ ૩ ॥
ધર્મસંન્યાસ યાગશિરપાગે, બંધત પણ જય પટકો;
દર્શનચક્રે કર્મનૃપતિશું, કરતસદા રણરટકો ॥ પ્ર૦ ૪ ॥
વીતરાગતા દિલમેં ઉલ્લસત, નહીં અવરખલ ખટકો;
પૂર્વસંચિત પાતક જાતક, અમથી દૂરે સટકો. ॥ પ્ર૦ ૫ ॥

જ્ઞાનવિમલપ્રભુ ધ્યાનપસાયે, ભવે ભવે ભવિ નવિ ભટકો;
આઈ મિલે જ્યું એકી ભાવે, શિવસુંદરીકો લટકો ॥ પ્ર૦ ૬ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

જિનરાજ હમારે દીલ વશ્યા, કેમ વશ્યા કેમ વશ્યા કેમ વશ્યા; ॥જિન૦॥
જ્યું ઘનમોરચકોરકિશોરને, ચંદ્રકલા જિમ મન વશ્યા જિ૦ ॥ ૧ ॥
વીતરાગ તુમ મુદ્રા આગે, અવરદેવ કહિયે કિશ્યા; જિ૦
રાગી દ્વેષી કામી ક્રોધી જે હોય તેઓની શી દિશા; જિ૦ ॥ ૨ ॥
આધિ વ્યાધિ ભવની ભ્રમણા, અમથી તે સઘળા નશ્યા; જિ૦
જેણે તુમ સેવ લહીને છોડી, તેણે મધુમખપરે કર ઘશ્યા જિ૦ ॥ ૩ ॥
મોહાદિક [1]અરિયણ ગયા દુરે, આપ ભયથી તે ખશ્યા; જિ૦
તાળીદઈ સયણા સદાગમ, પ્રમુખા તે સવિ મન વશ્યા જિ૦ ॥ ૪ ॥
પ્રભુ તુમ શાસન આગે અવરના, મતભાષિત ફિકા જિશ્યા જિ૦
આજ અમારે એહ શરીરે, હરખરોમાંચિત ઉલ્લસ્યાં જિ૦ ॥ ૫ ॥
મિથ્યામત [2]ઉરગ બહુ પ્રાણી, જે હઠ વિષ કરસે ડશ્યાં; જિ૦
તે હવે જ્ઞાનવિમલપ્રભુ પામી, સરસસુધારસ મેં લસ્યાં જિ૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ—ભાંગડી ધુતારી છે જો—એ દેશી.

અરિહંતને આદરો માહરા લાલ, અરિહંત શિવદાઇ છે જો;
જિનવરને આદરો માહરા લાલ, જિનવર નિરમાઈ છે જો ॥ ૧ ॥
ભગવંતને પૂજજ્યો માહરા લાલ, ભગવંત ભવ તારૂં છે જો;
ગુણવંતના ગુણ ગાજ્યો માહરા લાલ, ગુણવંત ગુણકારૂ છે જો ॥ ૨ ॥
જિનઆણા શિરે ધરો માહરા લાલ, આણા સુરવેલી છે જો;
સમતા શ્યું સંગતિ કરો માહરા લાલ, સમતા શિવ બેલી છે જો ॥ ૩ ॥
સેવાથી સુખ લહીયે માહરા લાલ, સેવા [3]કામ ગવી છે જો;
સમકિત પણ નિર્મલ હોવે માહરા લાલ, સમકિત જ્ઞાનછવી છે જો; ॥ ૪ ॥

---

૧ અરિજન શત્રુજન. ૨ ઉરગ સર્પ. ૩ કામધેનુગાય.

અરૂજ અમલ અવિનાશી માહરા લાલ, જિનવર પરમપુરૂપ છે જો;
અકલઅરૂપી અલખસરૂપી માહરા લાલ,જિનજ્યોતિસરૂપીછે જો॥ ૫ ॥
જ્ઞાનવિમલ તુમ્હ ગુણભણતાં માહરા લાલ,નવનિધિઋદ્ધિ પામી છે જો;
બોધિબીજ શુદ્ધવાસના દીયો માહરા લાલ,ભવેભવે તું સ્વામિ છે જો ॥૬॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ.—ધન્યાશ્રી.

આજ મ્હારા પ્રભુજી સ્હામું જુઓ, સેવક કહીને બોલાવો;
એટલે મેં મનગમતું પામ્યો, રૂઠડા બાલ મનાવો મ્હારા સાંઇરે ॥૧॥
પતિતપાવન શરણાગતવચ્છલ, એ જશ જગમાં ચાવો
મન મનાવ્યા વિણ નવિ મુકું, એહજ મ્હારે દાવો મા૦ ॥ આ૦ ૨ ॥
કુમજે આવ્યા તે નહિ મૂકું જ્યાં લગે તુમ સમ થાવો;
જો તુમ ધ્યાન વિના શિવ લહીયે, તો તે દાવ બતાવો મા૦॥ આ૦ ૩ ॥
મહાગોપને મહાનિર્યામક, ઇણિપેરે બિરૂદ ધરાવો;
તો શું આશ્રિતને ઉદ્ધરતાં, બહુ બહુ શું કહાવો મા૦ ॥ આ૦ ૪॥
જ્ઞાનવિમલપ્રભુ નામ મહાનિધિ, મંગલ એહિ વધાવો;
અચલ અભેદપણે અવલંબી, અહનિશ એહિ દિલ આવો મા૦॥આ૦૫॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ.—કેદારો કાફી.

મુજરો છેજી છેજી છેજી છેજી છેજી મુજરો છેજી;
જગબંધવ સાહિબ મુજરો છેજી,
જગજીવન સાહિબ મુજરો છેજી, ॥ આંકણી૦ ॥
આપ અરૂપી અકલ સરૂપી, અલખકિણે નવિ પાયા;
પિંડસ્થાદિક રૂપગુણેમેં ધ્યાનભુવનમાં ધ્યાયા ॥ મુજ૦ ॥ ૧ ॥
સકલલોક શિર ઉપરે બેઠા, બાહિર નયન ન જાણ્યા;
જ્ઞાન ધ્યાન ગુણશું આકર્ષી એમ મન ભીતરે આણ્યા॥ મુજ૦ ॥ ૨ ॥
સકલવસ્તુ ભાષિત તુમ આતમ, અગણિત જસ પ્રભુતાઇ;
લઘુ અમ મનમાં તે સવિ માયું અમચી એહ વડાઇ ॥ મુજ૦ ॥ ૩ ॥

નિરાગીને રાગભુવનમાં, ધરવું અચરિજ એહિ;
તેપણ સહજસભાવ પ્રસન્ને, સાહિબ સુગુણ સનેહિ ॥ સુજ૦ ॥ ૪ ॥
પ્રીતિ અંતર નહિ એ સાચો, કીધો લોક ઉખાણો;
જ્ઞાનવિમલગુણ હોઈ અભેદ, તિણપરે એ વિધ આણો॥ સુજ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ—સામેરી.

રાગ પીઉડા ગાગરડીના ઝોલા તે મુને લાગે છે.—એ દેશી.

પીઉડા મદમતવાલા ઝોલા મુને લાગે છે;
અજ્ઞાન પલ્યંકે પીઉડા પોઢયો, કુમતિ પાડોસણ જાગે ॥ પી૦ ૧ ॥
તનુ ઘરમેં પંચરક્ષક કીના ચોર થઇ તે લાગ્યો;
ચોવટીયા જે ચોહટે ચારે, લાંચ ખલકની માગે ॥ પી૦ ॥
તૃષ્ણાદાસી સેતી લાગી, જિહાં તિહાં થાવે આગે; ॥ પી૦ ૨ ॥
સુમતિ સુનારી પિઉશું પ્યારી, અરજ કરે પતિ આગે ॥ પી૦ ॥
શ્રીજિનદરિસણ વંછિતપૂરણ, મિલીઓ આપણે ભાગે ॥ પી૦ ૩ ॥
એકતાન થઇ એહિજ સેવો, વિષય પ્રમાદને ત્યાગે ॥ પી૦ ॥
સહજાનંદ સ્વરૂપ સકલગુણ, પ્રગટતાં વાર ન લાગે ॥ પી૦ ૪ ॥
જ્ઞાનવિમલગુણ આપ સવાઇ, તો દુશ્મન દુરે ભાગે ॥ પી૦ ॥
જે જે શબ્દ હોય જગમાંહિ, જસ પડહો જિમવાજે ॥ પી૦ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

મારા સાહિબા હો રાજ વીનતડી અવધાર, સેવક આધાર,
પરમપુરૂષ પરમેસરૂ, પૂરણભાવ પ્રસન્ન,
મૂરતિમુદ્રા મોહિયારે, કાંઈ ત્રણભુવનના મન ॥ મારા સાહિબા૦ ૧ ॥
જનમ કૃતારથ માહરો કાંઇ, દિવસ ઘડી ધન્ય એહ;
દરિસણથી દરિસણ લહ્યું, કાંઇ જેહ સકલ ગુણગેહ ॥ મા૦ ॥ ૨ ॥
એહ સંસાર અસારમાં કાંઇ, જાણો એહીજ સાર;
આતમભાવે સાધતાં કાંઇ, જ્ઞાનક્રિયા વ્યવહાર ॥ મા૦ ॥ ૩ ॥
તુંહિ ત્રાતા તુંહિ પાતા, તુંહિ આતમરામ;
કરૂણાસિંધુ તુંહિ બંધુ, તુંહિ નયણ નિદાન ॥ મા૦ ॥ ૪ ॥

જ્ઞાનવિમલગુણથી લહ્યાં, કાંઇ આપે આપ રૂપ;
ગતિ મતિ છતિ થિતિ માહરે, પાવન પરમ અનૂપ ॥ મા૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

અજબ બની છે આંગી પ્રભુ દેહે,
સોહે એકંગી હો શ્રીજિન પૂજોજી ॥ ૧ ॥
તુંહિ અવર્ણ અલગ ભવિ ભક્તિ કરે,
બહુભંગી હો શ્રીજિન પૂજોજી ॥ ૨ ॥
કનકરજત કૃતરંગી અતિ જડિત,
જડાવશું ચંગી હોય શ્રીજિન પૂજોજી ॥ ૩ ॥
બહુધાં પરિમલ મહકે ભૂષણ મણિગણ,
લહલહકે હો શ્રીજિન પૂજોજી ॥ ૪ ॥
સુરભિ કુસુમ પંચવર્ણી ઠવે માલાએ
ભવિકરણી હો શ્રીજિન પૂજોજી ॥ ૫ ॥
ઉપચારિક ભક્તિનિમિત્તે શુભયોગે હોઇ,
શુભ ચિત્તે હો શ્રીજિન પૂજોજી ॥ ૬ ॥
સવિ ભક્તિથકી પ્રભુ ન્યારો ધ્યાયક,
બહુ ભેદે ધારો હો શ્રીજિન પૂજોજી ॥ ૭ ॥
જ્ઞાનવિમલગુણ આણી પાવન પૂજા કરો,
'ભવિપ્રાણી હો શ્રીજિન પૂજોજી ॥ ૮ ॥

---

## અથ શ્રીસાધારણજિનસ્તવન.

### રાગ—મુખને મટકલડે—એ દેશી.

સુંદર મૂરતિ તેરીજી જાઉં બલીહારીજી, નિરખિ હરખીત દગ મેરીજી
છે તે જયકારીજી ઉલ્લસત અતિ છાતીયાં મેરીજી;
તાથેં દુરગઇ ભવફેરીજી. જિ૦ ॥ ૧ ॥
આણાનલિ કાંઇ હેરીજી જા૦ તવનિરખી નિવૃત્તિ સેરીજી–જિ૦
આશફલી સવિ મેરીજી જા૦ વાગ્યાં મંગલ ભેરીજી–જિ૦ ॥ ૨ ॥

અધ્યાતમની ઠકુરાઇજી જાο ધર્મ ચોક ચતુરાઇજી-જિο
આપગુણે પ્રભુતાઇજી જાο તુમે પામી એહ વડાઇજી-જિο ॥ ૩ ॥
હૃદય સદયસુખદાઇજી જાο તિહાં જગે કરૂણા સખાઇજી-જિο
જસનયન દયારસ ભારીજી જાο જગજંતુને જે ઉપગારીજી-જિο॥ ૪ ॥
મુજ અંતરજામી સ્વામિજી જાοતસ ચરણ નમું શિરનામીજી જિο॥પ॥

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—કનકકમલ પગલા ઠવેએ—એ દેશી.

શ્રીજિનવરને વંદના એ; કરતાં લાભ અનંત તો;
સ્વામિ સોહામણા એ, ભવભયનાં દુઃખ ભાજવા એ.
સમરથ તુમે ગુણવંતતો સ્વામિο ॥ ૧ ॥
તારક તુમ સમ કોઇ ન દીઠો ભૂતલે એ ॥ એ આંકણીο ॥
તુમે ઉપગાર ઘણા કર્યા એ, કહેતાં નાવે પાર તો—સ્વામિο
આ સંસાર બિહામણો એ, ઉતારો તસ પાર તો—સ્વામિο ॥ ૨ ॥
જાણ કને શું યાચીએ એ, જે જાણે વિણ કહ્યે વાત તો—સ્વામિο
પણ એમ કહે માગ્યાવિના એ,નવિ પીરસે નિજ માતતો—સ્વામિο ॥ ૩ ॥
તે માટે હું વિનવું એ, આપો તુમ પદ સેવતો—સ્વામિο
ઢીલ કિશી કરો એવડી એ, દાયક છો સ્વયમેવ તો—સ્વામિο ॥ ૪ ॥
જ્ઞાનવિમલ સુખ સંપદા એ, શુભ અનુબંધી જાણતો—સ્વામિο
અધિક હુવે હવે આજથી એ, પ્રભુ તુમ વચનપ્રમાણતો—સ્વામિο ॥ ૫ ॥

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—નાનવાઇ કન્યા ન લૂંટે તંબોલીકે પાન—એ દેશી.

એતા લાભ લીજીયે જિન ભક્તિકે લોકાં ॥ આંકણી. ॥
સાવ્યયાચ જયંત ભંભા ઉદારતા નિશાન;
ભવ્યયોગબંધુ સિંધુર રંગ, શુભ ગુણવાણ,
વે જિન ભક્તકે લોકા,
સાહિબ સેવા કીજીયે મન મસ્તકે લોકા ॥ આંચલી. ॥
ઉછાહરાહ મહારથ અણદીણતા તુરંગ;
ગાય સર્જ્જનભટ્ટ વજજ પ્રીતિ પાયક સંગ ॥ વે જિનο ॥ ૨ ॥

મિથ્યાત કે રીદ્ધિ તે લૂંટી કષાયકે મેદાન;
મોહરાયકી સેના લૂંટી, [1]અરિકું કીયે હેરાન ॥ વે જિન૦॥ ૩ ॥
વિવિધ નાટઘાટસે, જયથંભકે આરોપ;
જ્ઞાન ધ્યાન વિધિવિધાન આદિ કજુકટોપ ॥ વે જિન૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલપ્રભુ પ્રસન્ન, હોત દેત દાન છે;
અક્ષયક્ષાયિકભાવ પામી, નિત્ય એ નિધાન છે ॥ વે જિન૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

### રાગ—ગોડી મારૂ.

કોણ ભલાઇ નરભવ પાવે, જોલું સુકૃત ન થાઉંલા;
મેરા સાહિબા દિલ માન્યા મન માન્યા મેરા૦
કાલ અનાદિ પ્રમાદ પ્રસંગે; શ્રીજિન સેવા પાઉંલા—મેરા૦ ॥ ૧ ॥
ગાદ બિછાઉં ભક્તિ બનાઉં, વિનતી વયણ સુણાઉંલા—મેરા૦
મનુજજન્મફલ એહીજ જાણો,શુદ્ધસમકિત દિલ લાઉંલા—મેરા૦ ॥ ૨ ॥
યોગ્યક્રિયા ફલવંચકસેતી, કષ્ટક્રિયા ન હુ ધ્યાઉંલા—મેરા૦
ચરિમાવર્ત્તે ચરિમ કરણથે, અવંચક ફલ પાઉંલા—મેરા૦ ॥ ૩ ॥
રાગદ્વેષ દુશ્મન દુર થેપિઉં, આપે આપસ બાહુંલા—મેરા૦
તો જસવાદ લહો જગમાંહે, મહિમ મહોદય પાઉંલા—મેરા૦ ॥ ૪ ॥
કાયા કામિની કંત પ્રત્યે એમ, હિતશિક્ષા સમજાઉંલા—મેરા૦
જ્ઞાનવિમલપ્રભુતા ગુણપ્રગટ્યે, જીતનિશાન બજાઉંલા—મેરા૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

જિણંદા વહે દિન કયું ન સંભારે,
સાહિબ તુમ્હ અમ્હ સમય અનંતો, એકઠા રહ્યે સંસારે ॥ જિ૦ ॥ ૧ ॥
આપ અજર અમર હોઇ બેઠે, સેવક કરીય કિનારે;
મોટા જેહ કરે તે છાજે, તિહાં કુણ તુમ્હને વારે ! ॥ જિ૦ ॥ ૨ ॥
ત્રિભુવન ઠકુરાઇ અબ પાઇ, કહો તુમ્હ હો કુણ સારે;
આપ ઉદ્દાસ ભાવમેં આયે, દાસકું કયું ન સુધારે ॥ જિ૦ ॥ ૩ ॥

---

[1] શત્રુંકું.

તુંહિ તુંહિ તુંહિ તુંહિ, તુંહિ જે ચિત્ત ધારે;
ચાહિ હેતુ જે આપસ બાહે, ભવજલ પાર ઉતારે ॥ જિ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણ પરમાનંદે, સકલ સમીહિત સારે;
બાહ્ય અભ્યંતર ઇતિ[1]ઉપદ્રવ, અરિયણ દૂર નિવારે ॥ જિ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—વેલાઉલ.

જબ જિનરાજ કૃપા હોવે, તબ શિવસુખ પાવે;
અક્ષય અનોપમ સંપદા, નવનિધી ઘરે આવે ॥ જબ૦ ॥ ૧ ॥
એસી વસ્તુ ન જગતમાં, જિનસમતા આવે;
સુરતરૂ રવિ શશી પ્રમુખ જે, જિનતેજે છિપાવે ॥ જબ૦ ॥ ૨ ॥
જન્મજરામરણા તણા, દુખદુરિત સમાવે;
મનવનમાં જિનધ્યાનનો, જલધર વરસાવે ॥ જબ૦ ॥ ૩ ॥
ચિંતામણિ રયણે કરી, કોણ કાગ ઉડાવે;
મૂરખ કોણ જિન છોડીને, જે અવર કું ધ્યાવે ॥ જબ૦ ॥ ૪ ॥
ઇલી ભમરી સંગથી, ભમરી પદ પાવે;
*જ્ઞાન કહે તિમ પ્રભુ ધ્યાનથી, જિન ઓપમ આવે ॥ જબ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—કેદારો.

ભલું કીધુંરે માહરાનાથ મુજ મન આવ્યારે,
મિલીયો શિવપુર સાથ સવિ સુખ પાવ્યા રે;
સુપ્રસન્ન થઇને આજ દરિસન દીધુંરે,
આ માનવના અવતાર તણું ફલ લીધુંરે ॥ ૧ ॥
તુજ શાસન પરતી તે મેં હિત જાણીરે,
છે યદિ અગમ અથાહ પણ ચિત આણીરે;

---

[1] સાત પ્રકારની ઇતિ—અતિવૃષ્ટિ ( ઘણો વરસાદ ) અનાવૃષ્ટિ ( વરસાદ ન થાયતે ) ઉંદર, તીડ, પોપટ, સ્વચક્ર ( પોતાના રાજાના સૈન્યનો ) ભય તથા પરચક્ર (બીજા રાજાના સૈન્યનો ) ભય એ સાત પ્રકારની ઇતિ જાણવી.

* જ્ઞાનવિમલપ્રભુ ધ્યાનથી. જિન સમતા આવે ઇત્યપિ,

અનેકાંતનયરૂપ જે તુમ વાણીરે,
ભાષક અવર ન કોઇ અનોપમ નાણીરે ॥ ૨ ॥
કરૂણાવંત કૃપાલ કૃપા હવે કીજેરે,
ભવ ભવ એહિજ રંગ અભંગે દીજેરે;
શ્રીજિનવર મહારાજ સાહિબ સુણીયેરે,
ભાવ મને [1]મન જાણી ઘણું શું ભણીયેરે ? ॥ ૩ ॥
શું બહુ ભાખ્યે, હોઇ સેવક ગણીયેરે,
દેખી દોષ અનેક એ નવિ અવગણીયેરે;
સેવકની સવિ લાજ સ્વામી વધારેરે,
ભક્તિઆતુરતા ભાવ એ વ્યવહારેરે. ॥ ૪ ॥
આપસરૂપ ન કોઇ કેને આપેરે,
પણ સહાયને હેત ધ્યાને થાપેરે;
જેમ રવિથી પંકજવાસબંધન વિઘટેરે,
તેમ જ્ઞાનવિમલગુણવૃદ્ધિ પ્રભુથી પ્રગટેરે ॥ ૫ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન. ( પ્રાભાતિક ).

### રાગ—વેલાઉલ.

જબલગ સમકિત રત્નકું, પાયા નહિ પ્રાણી;
તબલગે નિજગુણ નવિ વધે, તરૂ વિણ જિમ પ્રાણી ॥ જ૦ ॥ ૧ ॥
તપ સંયમ કિરિયા કરો, ચિત્ત રાખો ઠામ;
દર્શન વિણ નિષ્ફલ હોવે, જેમ વ્યોમ ચિત્રામ ॥ જ૦ ॥ ૨ ॥
સમકિત વિરહિત જીવને, શિવસુખ હોય કેમ;
વિણ હેતે કાર્ય ન નીપજે [2]મૃદવિણ ઘટ જેમ ॥ જ૦ ॥ ૩ ॥
પરંપર કારણ મોક્ષકો, એ છે સમકિતમૂલ;
શ્રેણિકપ્રમુખતણિ પેરે, હોએ સિદ્ધિ અનુકૂલ ॥ જ૦ ॥ ૪ ॥
ચારઅનંતાનુબંધિયા, ત્રિક[3] દર્શન મોહ;
જ્ઞાન કહે જે ક્ષય કરે, વંદુ તે જન[4] કોહ ॥ જ૦ ॥ ૫ ॥

---

૧. મતિ ઇત્યપિ. ૨. માટી વિના ઘડો.

૩. અનંતાનુબંધિ કષાયની ચોકડી અને સમ્યકત્વમોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય એ સાતપ્રકૃતિનો ક્ષય થવાથી ક્ષાયિકસમ્યકત્વ પ્રાપ્ત થાય છે. ૪. જનસમૂહ ( ક્ષાયિકસમકિતવાલો ).

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—અડાણા

પ્રભુ તેરી ભક્તિ સદા સુખદાઇ;
અવિધિ આશાતના દૂર કરીને, જો કરે મન નિરમાઇ ॥ પ્ર૦ ॥ ૧ ॥
ઘર આંગણપર સ્વર્ગતણા સુખ, નરસુખ લહત સવાઇ;
સૌભાગ્યાદિક સહજ સુભગતા, સહચર પરે ચતુરાઇ ॥ પ્ર૦ ॥ ૨ ॥
દુસ્તર ભવજલનિધિ સુખે તરીયે, દૂરે અરતિબલાઇ;
[1]મનવચતનુકરી ભવે ભવે ચાહું, એહિજ સુકૃત કમાઇ ॥ પ્ર૦ ॥ ૩॥
જ્ઞાનવિમલગુણ પ્રભુતા પામી, શિવસુંદરી મિલી ધાઇ;
સમકિતપદ જિનપદ ગુણસંભવ એ ગુણ કરણ વડાઇ ॥ પ્ર૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—નટ તથા સારંગ.

બાંહ્ય ગ્રહો પ્રભુ બાંહ્ય ગ્રહો, સાહિબ મોકું બાંહ્ય ગ્રહો;
આ સંસાર અથાગસમુદ્રમેં, તરણ ઉપાય કહો ॥ પ્ર૦ ॥ ૧ ॥
[2]ગુનહ કીઆ અજ્ઞાનપણે મેં, સો અબ સબહિ સહો;
ભવિજનપાવન બિરૂદ તમારૂ, સો પ્રભુ સચે વહો ॥ પ્ર૦ ॥ ૨ ॥
પ્રભુ સેવક તારંતા અપનો, જગમો સુજસ લહો;
લોચનલીલા લલકે તુમારે, દુરિત મિથ્યાત દહો ॥ પ્ર૦ ॥ ૩ ॥
જન્મજરામરણાદિક ભ્રમણા, બહોપિ બહોરિ[3] મહો;
જ્ઞાનવિમલ કહે શ્રીજિનચરણે, અવિચલ ચિત્ત રહો ॥ પ્ર૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—જય જયવંતીએ દેશી.

સમવસરણ રાજે, જગત ઠકુરાઇ છાજે;
દેવદુંદુભિ ગાજે, ઘનાઘન ઘોરરી ॥ સમવ૦ ॥ ૧ ॥
પુઠે ભામંડલ રાજે, તેજે દિનકર લાજે;
વૈર વિરોધ ભાજે, ભુજંગમ મોરરી ॥ સમવ૦ ॥ ૨ ॥

---

૧. મનવચનકાયા. ૨. ગુનો કર્યો ઇત્યપિ. ૩. મથો.

પંચવરણ કુસુમમાન, અધિક યોજન પ્રમાણ
રચે સુરવરરાણ, ઢીંચણ પ્રમાણરી ॥ સમવ૦ ॥ ૩ ॥
તિહાં બેસે જિનભાણ, કરત[1] નય નિતુ વખાણ
જયજયવંતી આણ, શિર ધરે સુજાણરી ॥ સમવ૦ ॥ ૪ ॥

## અથ શ્રીનવકારપદાધિકારે પ્રથમ અરિહંતપદ સ્તવન.

રાગ—નણદલની દેશી.

વારી જાઉં હું અરિહંતની, જેહના ગુણ છે બાર મોહન;
પ્રાતિહારજ આઠ છે, મૂલ અતિશય છે ચાર મોહન ॥ વા૦ ॥ ૧ ॥
વૃક્ષઅશોક સુરકુસુમની વૃષ્ટિ, દિવ્યધ્વનિવાણ મોહન;
ચામર સિંહાસન દુંદુભિ, ભામંડલ છત્ર વખાણ મોહન ॥વા૦॥ ૨ ॥
પૂજાતિશય છે ભલો, ત્રિભુવનજનને માન્ય મોહન;
વચનાતિશય યોજનમાને, સમજે ભવિ અસામાન્ય મોહન. ॥વા૦ ૩ ॥
જ્ઞાનાતિશયે અનુત્તરસુરતણા, સંશય છેદનહાર મોહન;
લોકાલોકપ્રકાશતા, કેવલજ્ઞાનભંડાર મોહન ॥ વા૦ ॥ ૪ ॥
રાગાદિક અંતર રિપુ, તેહના કીધા અંત મોહન;
જિહાં વિચરે જગદીશ્વરૂ, તિહાં સાત[2] ઇતિ સમંત[3] મોહન॥વા૦॥ ૫ ॥
એહ અપાયાપગમનો, અતિશય અતિ અદ્ભૂત મોહન;
અહનિશ સેવા સારતા, કોડિગમે [4]પુરૂહૂત મોહન; ॥ વા૦ ॥ ૬ ॥
મારગ શ્રીઅરિહંતનો, આદરીયે ધરી નેહ મોહન;
ચાર[5] નિક્ષેપે વંદીયે, જ્ઞાનવિમલગુણગેહ મોહન ॥ વા૦ ॥ ૭ ॥

## અથ શ્રીનવકારપદાધિકારે દ્વિતીયસિદ્ધપદસ્તવન.

ઢાલ—અલબેલાની દેશી.

'નમો સિદ્ધાણં' બીજે પદેરે લાલ,
જેહના ગુણ છે આઠરે હું વારી લાલ;

---

૧. શ્રીનયવિમલગણિ ( જ્ઞાનવિમલસૂરિ ).
૨ પૃષ્ટ ૪૮ ની ફુટનોટ ૧ માં જણાવેલ છે. ૩. ઉપશમે એટલે ન હોય. ૪ ઇંદ્રો. ૫ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપા.

શુક્લધ્યાનઅનલેં[1] કરીરે લાલ,
બાહ્યાં કર્મકુકાઠરે[2] હું વારી લાલ ॥ નમો૦ ॥ ૧ ॥
જ્ઞાનાવરણક્ષયથી લહ્યોરે લાલ, કેવલજ્ઞાન અનંતરે હું૦
દર્શનાવરણક્ષયથી લહ્યોરે લાલ, કેવલદર્શન કંતરે હું૦
॥ નમો૦ ॥ ૨ ॥
અક્ષયઅનંત સુખ સહજથીરે લાલ, વેદનીયકર્મને નાશરે હું૦
મોહનીયક્ષયે નિર્મલુંરે લાલ, ક્ષાયિકસમકિત વાસરે હું૦
॥ નમો૦ ॥ ૩ ॥
અક્ષયસ્થિતિગુણ ઉપન્યોરે લાલ, આયુષ્કર્મ અભાવરે હું૦
નામકર્મક્ષયે નિપન્યોરે લાલ, રૂપાદિક ગતભાવરે હું૦
॥ નમો૦ ॥ ૪ ॥
અગુરૂલઘુગુણ ઉપન્યોરે લાલ, ન રહ્યો કોઈ વિભાવરે હું૦
ગોત્રકર્મના નાશથીરે લાલ, નિજપર્યાયસભાવરે હું૦
॥ નમો૦ ॥ ૫ ॥
અનંતવીર્ય આતમતણુંરે લાલ, પ્રગટ્યો અંતરાય નાશરે હું૦
આઠકર્મનો ક્ષય થયેરે લાલ, અનંત અક્ષયગુણવાસરે હું૦
॥ નમો૦ ॥ ૬ ॥
ભેદ પન્નર ઉપચારથીરે લાલ, અનંતર પરંપર ભેદરે હું૦
નિશ્ચયથી વીતરાગતારે લાલ, ત્રિકરણ કર્મઉચ્છેદરે હું૦
॥ નમો૦ ॥ ૭ ॥
જ્ઞાનવિમલની જ્યોતિમાંરે લાલ, ભાસિતલોકાલોકરે હું૦
તેહના ધ્યાન થકી હુવેરે લાલ, સુખીયા સઘળા લોકરે હું૦
॥ નમો૦ ॥ ૮ ॥

---

## [3]અથ શ્રીસિદ્ધભગવાનનું સ્તવન.

શ્રીગૌતમસ્વામી પૃચ્છા કરે, વિનયકરી શીશ નમાય હો પ્રભુજી
અવિચલસ્થાનક મેં સુણ્યો, કૃપા કરી મોય બતાય હો પ્રભુજી
શિવપુરનગર સોહામણો. ॥ ૧ ॥

---

૧. અગ્નિવડે. ૨. કાષ્ટ–લાકડા.

૩. કેટલાએક પૂર્વપુરૂષો આ સિદ્ધપદના સ્તવનને સઝાયરૂપે પણ માને છે, તો આ સ્તવનને સઝાયને સ્થાને કહેવું હોય તો પણ કહી શકાય છે.

આઠકરમ અલગા કરી, સાર્યા આતમકામ હો પ્ર૦
છુટયા સંસારના દુઃખ થકી, રહેવાનું કીહાં ઠામ હો પ્ર૦
॥ શિ૦ ॥ ૨ ॥
વીર કહે ઉર્દ્ધ્વલોકમાં, સિદ્ધશિલાતણો ઠામ હો ગૌતમ
સ્વર્ગપુરીને ઉપરે, તેહના બારે નામ હો ગૌ૦ ॥ શિ૦ ॥ ૩ ॥
લાખપિસ્તાલીશ યોજના, લાંબી પહોલી જાણ હો ગૌ૦
આઠજોજન જાડી વચ્ચે, છેડે માંખપાંખ જયું જાણ હો ગૌ૦
॥ શિ૦ ॥ ૪ ॥
ઉજવલહાર મોતીતણો, ગોદુગ્ધ શંખપ્રમાણ હો ગૌ૦
તેથકી ઉજલી અતિઘણી,[1] ઉલટ છત્ર સંઠાણ હો ગૌ૦ શિ૦ ॥ ૫ ॥
અર્જુન સુવર્ણ સમ દીપતી, ગઠારી મઠારી જાણ હો ગૌ૦
ફટકરત્નથકી નિર્મલી,સુંવાળી અત્યંત વખાણહો ગૌ૦ ॥શિ૦॥ ૬ ॥
સિદ્ધશિલા ઓલંઘી ગયા, અધર રહ્યા સિદ્ધરાજહો ગૌ૦
અલોકશું જાઈ અડયા, સાર્યા આતમ કાજ હો ગૌ૦ ॥ શિ૦ ॥૭॥
જન્મ નહિ મરણ નહિ, નહિ જરા નહિ રોગ હો ગૌ૦
વૈરી નહિ મિત્ર નહિ, નહિ સંજોગ વિજોગ હો ગૌ૦ ॥ શિ૦ ॥૮॥
ભૂખ નહીં તૃષા નહી, નહિ હરખ નહી સોગ હો ગૌ૦
કર્મ નહી કાયા નહિ, નાહ વિષયારસનો જોગ હો ગૌ૦ ॥ શિ૦ ॥૯॥
શબ્દરૂપરસગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ હો ગૌ૦
બોલે નહિ ચાલે નહિ, મૌનપણું નહિ ખેદ હો ગૌ૦ ॥શિ૦॥૧૦॥
ગામ નગર એ કો નહિ, નહિ વસ્તિ ઉજડ હો ગૌ૦
કાલ તિહાં વરતે નહિ,નહિ રાતદિવસ તિથિ વારહો ગૌ૦ ॥ શિ૦ ॥૧૧॥
રાજા નહિ પ્રજા નહિ, નહિ ઠાકુર નહિ દાસ હો ગૌ૦
મુક્તિમાં ગુરૂચેલા નહિ, નહિ લઘુ વડાઈ વાસ હો ગૌ૦ ॥ શિ૦ ॥૧૨॥
અનંતા સુખમાં ઝીલી રહ્યા,અરૂપી જયોતિ પ્રકાશ હો ગૌ૦
સહુ કોઇને સુખસારિખા, સઘળાને અવિચલરાજહો ગૌ૦ ॥ શિ૦॥૧૩॥
અનંતા શિદ્ધ મુગતે ગયા, વળી અનંતા જાય હો ગૌ૦
અવર જગ્યા રૂંધે નહિ, જયોતિમાં જયોતિ સમાયહો ગૌ૦ ॥શિ૦॥૧૪॥
કેવલજ્ઞાનસહિત છે, કેવલદર્શન ખાણ હો ગૌ૦
ક્ષાયકસમકિત દીપતા, કદી નહિ હોવે ઉદાસ હો ગૌ૦ ॥શિ૦॥૧૫॥

---

૧. ઉંધા છત્રના આકારે.

સિદ્ધસ્વરૂપ જે ઓળખે, આણી મન વૈરાગ્ય હો ગૈ૦
શિવરમણી વેગે વરે, [1]નય કહે સુખ અથાગ હો ગૈ૦ ॥શિ૦॥૧૬॥

---

## અથ શ્રીસત્તરિસય(૧૭૦)જિન સ્તવન.

રાગ—ગોડી.

### ઢાલ ૧ લી.

જંબૂદ્વીપ વિદેહમાં, એકેકી વિજયે;
બત્રીશ જિનવર વિચરતા, ઉત્કૃષ્ટે સમયે ॥ ૧ ॥
પ્રેમ ધરીને પ્રણમીએ, ॥ આંચલી૦ ॥

શ્રીજયદેવ[૧] કર્ણભદ્રજી[૨], લક્ષ્મીપતિ[૩] અનંત[૪]
વિશાલ[૫] ગંગાધરૂં[૬] પ્રિયંકર[૭] અમરદત્ત[૮] ॥ પ્રેમ૦ ॥ ૨ ॥
કૃષ્ણનાથ[૯] ગુણગુપ્ત[૧૦] છે પદ્મનાભ[૧૧] જલધાર[૧૨];
યુગાદિત્ય[૧૩] વરદત્તજી[૧૪] ચંદ્રકેતુ[૧૫] મહાકાય[૧૬] સાર ॥ પ્રેમ૦ ॥ ૩ ॥
અરણ્યવાસ[૧૭] હરિહર[૧૮] નમું અમરકેતુ[૧૯] રામેંદ્ર[૨૦]
શાંતિદેવ[૨૧] અનંતકૃત[૨૨] ગજેંદ્રપ્રભ[૨૩] સાગરચંદ[૨૪] ॥ પ્રેમ૦ ॥ ૪ ॥
લક્ષ્મીચંદ્ર[૨૫] મહેશ્વર[૨૬] ઋષભજી[૨૭] સોમકાંતિ[૨૮] નેમિભદ્ર[૨૯];
અજિતભદ્ર[૩૦] મહિમાધર[૩૧] શ્રીરાજેશ્વરચંદ્ર[૩૨] ॥ પ્રેમ૦ ॥ ૫ ॥
અજિતનાથ[૩૩] ઈહાં ભરતમાં, ઐરવતે સુચંદ[૩૪];
ચોત્રીશ જંબૂદ્વીપના, જિન જ્ઞાનદિણંદ ॥ પ્રેમ૦ ॥ ૬ ॥

### ઢાલ ૨ જી.

રાગ—વીરજિણેસર ચરણકમલ૦—એ દેશી.

પ્રથમવિદેહે ધાતકીખંડે જિન કહીએ,

---

૧. શ્રીનયવિમલગણિ.

વિચરતા એ જિનવરા પ્રણમી શિવ લહીએ;

૧ ૨ ૩
વીરસેનને વજ્રસેન નીલકાંતિક લહીએ,

૪ ૫ ૬
મુંજકેશી રૂકિમકનાથ ક્ષેમંકર લહીએ.

૭ ૮ ૯ ૧૦ ૧૧
શ્રીમૃગાંક મુનિમૂર્તિ વિમલ આગમિક દુષ્કૃતહર;

૧૨ ૧૩ ૧૪ ૧૫
વસુધાધિપ મહલ્લ વર્ણદેવ બલમિત્ર સુહંકર ॥ ૧ ॥

૧૬ ૧૭ ૧૮ ૧૯
અમૃતવાહન પૂર્ણિમેન્દુ રેવાંકિત કલ્પશાખ

૨૦ ૨૧ ૨૨ ૨૩
નલિણીદત્ત વિદ્યાપતિ સુપાર્શ્વ ભાનુનાથ વિશેષ;

૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
વિશિષ્ટ પ્રભંજન જલપ્રભ મુનિચંદ ઋષિપાલ

૨૯ ૩૦ ૩૧ ૩૨
કુડગ મહાવીર ભૂતાનંદ તીર્થેશ રસાલ ॥ ૨ ॥

બીજે વિદેહે ધાતકીખંડ જિનબત્રીશ,

૩૩ ૩૪ ૩૫
ધર્મદત્ત ભૂમિપતી મરૂદત્ત મુનીશ,

૩૬ ૩૭ ૩૮ ૩૯
સુમિત્ર નંદીષેણ પ્રભાનંદ પદ્માકર નામે,

૪૦ ૪૧ ૪૨
મહાઘોષ ચંદ્રપ્રભ ભૂમિપાલ પ્રણામ ॥ ૩ ॥

૪૩ ૪૪ ૪૫ ૪૬
સુમતિસેન અચ્યુતદેવ તીર્થભૂત લલિતાંગ;

૪૭ ૪૮ ૪૯
અમરચંદ્ર સમાધિદેવ મુનિચંદ્ર એકાંગ,

૫૦ ૫૧ ૫૨ ૫૩
શ્રીમહેંદ્રને શશાંક જગદીશ્વર દેવેંદ્ર,

૫૪ ૫૫ ૫૬
શ્રીગુણનાથ નારાયણેંદ્ર ઉદ્યોતજિનેંદ્ર ॥ ૪ ॥

૫૭ ૫૮ ૫૯ ૬૦
શ્રીકપિલ પ્રભાકરૂ જીનદીક્ષિત સકલ,

૬૧ ૬૨ ૬૩
શ્રીશિલારજિન વજ્રધાર સહસ્રાક્ષ જિન અમલ;

૬૪
અશોકાખ્ય બત્રીશમા એ ત્રીજીવિજયે જાણો,
૬૫ ૬૬
કર્મટનાથ સિદ્ધાંતનાથ ભરતે દોઇ આણો ॥ ૫ ॥
૬૭ ૬૮
શ્રીજયનાથને પુષ્પદંત ઐરવતે દોય કહીએ,
એમ અડસઠજિનવરા ધાતકીમાંહે લહીએ.
પ્રહસમે પ્રેમે પ્રણમતાં હોય સમકિત શુદ્ધ;
સાતે સુખ સહેજે મળે જ્ઞાનવિમલનીવૃદ્ધિ. ॥ ૬ ॥

## ઢાલ ૩ જી.

### રાગ—ભૈરવી.

૧ ૨
મેઘવાહન જીવરક્ષકસ્વામિરે,
૩ ૪
શ્રીમહાપુરૂષને પાપહર નામરે;
૫ ૬ ૭
શ્રીમૃગાંક સૂરિસિંહ જગતપૂજ્ય વંદીરે,
૮ ૯ ૧૦
સુમતિ મહામહેંદ્રને અમરભૂતિ વંદીરે ॥ ૭ ॥
૧૧ ૧૨ ૧૩
કુમારચંદ્ર વીરષેણ શ્રીરમણનાથરે,
૧૪ ૧૫ ૧૬ ૧૭
સ્વયંભૂ અચળ મકરકેતુ સિદ્ધાર્થરે.
૧૮ ૧૯ ૨૦ ૨૧
શ્રીસફલ વિજયદેવ નરસિંહ શતાનંદરે,
૨૨ ૨૩ ૨૪
વૃંદારક ચંદ્રાતપ ચિત્રગુપ્ત વંદીરે ॥ ૮ ॥
૨૫ ૨૬ ૨૭ ૨૮
દૃઢરથ મહાયશ ઉષ્માંક પ્રદ્યુમ્નનાથરે,
૨૯ ૩૦ ૩૧
મહાતેજ પુષ્પકેતુ કામદેવ સનાથરે
૩૨ "
સમરકેતુ એ પુષ્કરવરઆદ્ધેરે,
પ્રથમ વિદેહે કરે ધર્મની વૃદ્ધિરે ॥ ૯ ॥

૩૩ ૩૪ ૩૫
શ્રીપ્રસન્નચંદ્ર મહસેન વજૂનાભરે,
૩૬ ૩૭ ૩૮
સુવર્ણબાહુ કુરૂચંદ્ર વીર્યનાભરે
૩૯ ૪૦ ૪૧
વિમલચંદ્ર યશોધર મહાબલ સારરે,
૪૨ ૪૩ ૪૪
વયરસેન વિમલબોધ ભીમનાથ તારએ ॥ ૧૦ ॥
૪૫ ૪૬ ૪૭ ૪૮
મેરૂપ્રભ ભદ્રગુપ્ત દૃઢસિંહ સુવ્રત ધારરે,
૪૯ ૫૦ ૫૧
હરિચંદ્ર અતિશ્રેય પ્રતિમાધર ધારરે
૫૨ ૫૩ ૫૪
કનકકેતુ અજિતવીર ફલ્ગુમિત્ર જાણીરે,
૫૫ ૫૬ ૫૭
બ્રહ્મદત્ત હિતકર વરૂણદત્ત આણિરે; ॥ ૧૧ ॥
૫૮ ૫૯ ૬૦
જસકીર્ત્તિ નાગેંદ્ર શ્રીમહિમધરદેવરે,
૬૧ ૬૨ ૬૩ ૬૪
કૃતબ્રહ્મ મહેંદ્ર વર્દ્ધમાન સુરેંદ્રદત્ત સેવીરે
બીજે વિદેહે પુષ્કરે બત્રીશદેવરે,
૬૫ ૬૬
પ્રભાસ પ્રભાવક દોય ભરતમાં સેવરે ॥ ૧૨ ॥
૬૭ ૬૮
શ્રીઅગ્રાહિ બલભદ્રજિન દોયરે,
ઐરવતે દોય એમ અડસઠ્ઠિ હોયરે
*એકસોસત્તરી (૧૭૦) જિનવરા એમરે,
સમય ઉત્કૃષ્ટમાં વંદીયે ક્ષેમરે ॥ ૧૩ ॥

## ઢાલ ૪ થી.

કડખાની દેશી.

પ્રહસમે જિનતણાં નામ સંભારીયે, વારીએ કર્મની કોડિ હેલા;
વિઘ્નસંઘાત સવિ દુશ્મન દરદ સવિ, દૂર જેમ પવનથી [1]અર્કતૂલા;
॥ પ્ર૦ ॥ ૧૪ ॥

---

*એકશોસિત્તેર તીર્થંકર (૧૭૦) ઊત્કૃષ્ટકાલે એકીબખતે હોયછે. ૧ આકડાનું રૂ.

જિનતણા નામનો યંત્રવિધિ પૂજતા, શુદ્ધ સમકિત હોઈ સુયશ વાધે;
સંકટ નિકટ આવે નહિં તેહને, જ્ઞાનચારિત્રના યોગ સાધે
॥ પ્ર૦ ॥ ૧૫ ॥
જ્ઞાનવિમલાદિગુણરયણરયણાયરા, સુગુરુપસાયથી એહ પામી;
ભાવના પાવના કરો તુમે ભવિજના, સિદ્ધિસુંદરીતણા થાઓ સ્વામી
॥ પ્ર૦ ॥ ૧૬ ॥

---

# અથ શ્રીચતુર્વિંશતિજિન છંદ.

બ્રહ્મસુતા વાણી ગીર્વાણી, સુમતિવિમલ[1] આપો બ્રહ્માણી;
કમલકમંડલુ પુસ્તકપાણી, હું પ્રણમું જોડી યુગપાણી[2] ॥ ૧ ॥

દૂહો.

ચોવિશે જિનવરતણા, છંદ રચું ચોસાલ;
ભણતાં શિવ સુખ સંપજે, સુણતાં મંગલમાલ ॥ ૨ ॥

છંદ જાતિસવૈયા.

આદિજિણંદ નમે નરઈંદ સુપુનિમચંદસમાનમુખં,
શમારુતકંદ ટાલે ભવફંદ મરૂદેવીનંદ કરત સુખં;
લગે જસ પાય સુરિંદનિકાય ભલા ગુણગાય ભવિકજનં,
કુચનકાય નહિ જસ માય નમે સુખ થાય શ્રીઆદિજિનં ॥ ૩ ॥
અજિતજિણંદ દયાળ મયાલ કૃપાલ વિશાલનયનયુગં,
અનોપમગાલ મહાગજચાલ સુભાલ સુજાનુ બાહુયુગં;
મનુષ્યમેંલીહ સુનીસરસિંહ અબીહ નિરાગ ગયે મુગતે,
કહે નય[3] ચિત્ત ધરી બહુભક્તિ નમો જિનનાથ ભલી યુગતે ॥૪॥
અહો સંભવનાથ અનાથકા નાથ મુક્તિકો સાથ મિલ્યો પ્રભુ મેરો,
ભવોદધિપાજ[4] ગરીબનિવાજ સવિશિરતાજ નિવારિતફેરો;
જિતારીકોજાત સુસેનામાત નમો નરજાત મિલિ બહુ ઘેરો,
કહે નય શુદ્ધ ધરી બહુબુદ્ધિ જિનાવનિનાથ હું સેવક તેરો ॥ ૫॥
અભિનંદનસ્વામિ[5] લીયે જસ નામ સરે સવિ કામ ભવિકતણા,
વનિતાગામ નિવાસકો ઠામ કરે ગુણગામ નરિંદ ઘણા;

---

૧ પવિત્ર સારી બુદ્ધિ. ૨ બન્ને હાથ. ૩ નયવિમલગણી.
૪ સંસારરૂપી સમુદ્રની પાલ. ૫ અભિનંદનસ્વામ ઇત્યપિ પાઠઃ

મુનીસરભૂપ અનોપમરૂપ અકલસરૂપ જિનેંદ્રતણો,
કહે નય ચિત્ત ધરી બહુભત્તિ[1] નમે નર પાવત સુખ ઘણો ॥ ૬ ॥
મેઘનરિંદમલારવિરાજિત સોવનવાનસમાન તનુ, .
ચંદસુચંદવદન સુહાવતરૂપવિનિર્જિતકામ[2] તનુ;
કરમકી કોડિ સવે દુઃખ છોડી નમે નય જોડી કરી ભગતિ,
વંશઈખાગવિભૂષણ સાહિબ સુમતિજિણંદ ગયે મુગતિ ॥ ૭ ॥

*હંસપાદતુલ્યરંગ રતિઅદ્ધરાગ રંગ,
અઢીશયધનુષ્ય ચંગ*દેહ કેરો માન હે;
ઉગતો દિણેશરંગ* લાલ કેસુફુલરંગ,
રૂપ હે અનંગભંગ અંગ કેરો વાન હે.
ગંગકો તરંગરંગ દેવનાથ હે અભંગ,
જ્ઞાનકો વિલાસરંગ શુદ્ધ જાકો ધ્યાન હે;
નિવારીયે કિલેસસંગ પદ્મપ્રભસ્વામિ ધીંગ,
દીજીએ સુમતિસંગ પદ્મ કેરો જાન હે ॥ ૮ ॥

જિણંદસુપાર્શ્વતણા ગુણરાસ ગાવે ભવિ ભાવ આણંદ ઘણે;
ગમે* ભવપાસ મહિમનિવાસ* પૂરે સવિ આશ કુમતિ હણે,
ચિહુંદિશિવાસ સુગંધસુવાસઉસાસનિસાસ જિનેંદ્રતણો.
કહે નય ખાસ જિનેંદ્ર સુપાર્શ્વતણો જસવાદ સદૈવ ભણો ॥ ૯ ॥

ચંદ્રચંદ્રિકાસમાન રૂપ્યશૈલસે સમાન,
દોઢશોધનુષ્યમાન દેહકો પ્રમાણ હે;
ચંદ્રપ્રભ સ્વામિ નામ લીજીએ પ્રભાત+ નામ,
પામીએ સુખ ઠામ ઠામ ગામ જસ નામ હે.
[1]મહસેન અંગજાત સવિજગજંતુ તાત,
લક્ષ્મણાભિધાનમાત ચંદ્રસમ કાંતિ હે;
કહે નય છોડીવાત ધ્યાઇએ જો દિનરાત,
પામીએ જો સુખશાત દુઃખકોડી જાત હે. ॥ ૧૦ ॥

---

૧ ભકિત. ૨ જીત્યોછે કામદેવ.
* હંસપાદ હિંગલો. * દેહકો પ્રમાણહે ઈત્યપિ. * સૂર્યોદય.
* નાશ કરે. * મહિમાના નિવાસ. +જામઈત્યપિ ત્યાં જામ એટલે પહોર. .
૧ મહાસેન અંગજાત લક્ષ્મણાભિધાનમાત, જગમાં સુવાસવાત ચિંહુદિશી-વાસ હે ઈત્યપિ.

દૂધ [1]સિંધુફેનપિંડ ઉજલો કપૂરખંડ,
ધેનુખીર કોસુમંડ શ્વેત પદમખંડહે;
ગંગાકો પ્રવાહપિંડ સંભુશૈલશુદ્ધદંડ;
અમૃતસરસકુંડ શુદ્ધ જાકો [2]તુંડ હૈ.
સુવિધિજિણંદ સંત કીજીયે દુષ્કર્મ અંત,
શુભમુક્તિ જાસ દંત શ્વેત જાકો વાન હૈ;
કહે નય સુણો સંત પૂજીયે જો [3]પુષ્પદંત,
પામીએ જો સુખસંત શુદ્ધજાકો ધ્યાન હૈ. ॥ ૧૧ ॥

શીતલશીતલ વાણી ઘનાઘન ચાહતું હે ભવિ [4]કોકકિસોરા,
કોક દિણંદ પ્રજા સુનરિંદ વળી જેમ ચાહત ચંદ ચકોરા;
વિંધ્ય ગયંદ શચીસુરિંદ સતી નિજકંતશું મેઘ મયૂરા,
કહે નય નેહ ધરી ગુણગેહ તથા હું ધ્યાવત સાહિબ મેરા ॥૧૨॥

વિષ્ણુભૂપકો મલ્હાર જગજંતુ સુખકાર,
વંશકો શૃંગારહાર રૂપકો આગાર હૈ;
છોડિ સવિ ચિત્તકાર માનમોહકો વિકાર,
કામક્રોધકો સંચાર સવિ વૈરિવાર હૈ;
આદર્યો સંયમભાર પાંચમહાવ્રત સાર,
ઉતારે સંસારપાર જ્ઞાનકો ભંડાર હૈ;
ઇગ્યારમો જિણંદસાર ખડ્ગીજીવ ચિન્હધાર,
કહે નય વારોવાર મોક્ષકો દાતાર હૈ. ॥ ૧૩ ॥

લાલ કેશુફુલ લાલ રતીઅર્દ્ધરંગ લાલ,
ઉગતો દિણંદ લાલ લાલચોળ રંગ હૈ
કેશરીકીજીહ [5]લાલ કેશરકો ઘોલ લાલ,
ચુડીકો રંગ લાલ લાલ પાનરંગ હૈ;
લાલકીર [6]ચંચુલાલ હિંગલો પ્રવાલ લાલ,
કોકિલાકી દ્રષ્ટિલાલ લાલ ધર્મરંગ હૈ.
કહે નય તેમ લાલ બારમો જિણંદ લાલ,
જયાદેવી માત લાલ લાલ જાકો અંગ હૈ ॥ ૧૪ ॥

---

૧ સમુદ્રફેન. ૨ મુખ.
૩ પુષ્પદંત એટલે સુવિધિનાથ. ૪ કોક ચક્રવાક પક્ષી.
૫ કેશરીસિંહની જીભ. ૬ પોપટની ચાંચ.

કૃતવર્મનરિંદ તણો એહ નંદ નમંતસુરિંદ પ્રમોદ ધરી,
ગમે દુખ દંદ દીયે સુખવૃંદ જાકે પદ સોહત ચિત્ત કરી;
વિમલજિણંદ પ્રસન્ન વદન જાકે શુભ્રમન સુગંગપરી,
એક મન્ન કહે નય દન્ય નમો જિનરાજ જિણંદશું પ્રીત ધરી ॥ ૧૫ ॥

અનંતજિણંદદેવ દેવમાં દેવાધિદેવ,
પૂજો ભવિ નિત્યમેવ ધરી બહુભાવના;
સુરનર સારેસેવ સુખકીઓ સ્વામિ હેવ,
તુજ પાખે ઔર દેવ ન કરૂં હું સેવના.
સિંહસેનઅંગજાત સુજસાભિધાન માત,
જગમાં સુજસખ્યાત ચિહું દિશિ વ્યાપતો;
કહે નય તાસ વાત કીજીયે જો સુપ્રભાત,
નિત્ય હોય સુખસાત કીર્ત્તિકોડિ આપતો ॥ ૧૬ ॥

જાકે પ્રતાપપરાજિતનિર્બલભૂત થઇ ભમે ભાનુ આકાશે,
સૌમ્યવદન વિનિર્જિતઅંતરશ્યામશશી નિવિ હોત પ્રકાશે;
ભાનુમહીપતિવંશે [1]કુશેશય બોધન દીપત ભાનુ સકાશી,
*નમે નય નેહ નિતુ સાહિબએહ ધર્મજિણંદ ત્રિજગપ્રકાશી ॥ ૧૭ ॥

સોલમા જિણંદ નામે શાંતિ હોઈ ઠામ ઠામે
સિદ્ધિહોઈ સર્વકામ નામકે પ્રભાવથેં;
કંચનસમાનવાન ચાલીશધનુષ્યમાન,
ચક્રવર્ત્તિકોભિધાન દીપતો તે [2]સૂરથેં.
ચૌદરયણમાન દીપતા નવનિધાન,
કરત સુરિંદગાન પુણ્યકે પ્રભાવથેં
કહે નય જોડીહાથ અબ હું થયો સનાથ,
પાઇઓ સુમતિસાથ શાંતિનાથકે દીદારથેં ॥ ૧૮ ॥

અહો કુંથુજિણંદમયાલ દયાનિધિ સેવકની અરદાસ સુણો,
ભવભીમમહાર્ણવપૂર અગાહ અથાહ ઉપાધિસુનીર ઘણો;
બહુ જન્મજરામરણાદિ વિભાવન મીનગણાદિ કિલેસ ઘણો,
અવતારિક તાર કૃપાપર સાહિબ સેવક જાણી અછે અપણો ॥ ૧૯ ॥

[3]અરદેવશું દેવ કરે નર સેવ સવિ દુઃખદોહગ દૂર કરે,
ઉપદેશ ઘનાઘનનીર ભરે ભવિમાનસમાનસ ભૂરી ભરે;

---

૧ કમલ. ૨ સૂર્યથી. ૩ અરનાથ. *નિતુ નેહે નમે નય ઇત્યપિ.

સુદર્શનનામ નરેસર અંગજ ભવ્યમને પ્રભુ જાસ વસે,
તસ સંકટશોક વિયોગ કુયોગ દરિદ્ર કુસંગતિ નાવત પાસે ॥ ૨૦ ॥

નીલ કીરપંખનીલ નાગવલ્લિપત્રનીલ,
તરૂયરરાજનીલ નીલનીલદ્રાખ હે;
કાચંકા સુગાલ નીલ પાતીકોસુ રંગ નીલ,
ઈંદ્રનીલરત્ન નીલ પત્ર નીલ ચાપ હે.
યમૂનાપ્રવાહનીલ ભૃંગરાજ[1]પંખી નીલ.
જેવા અશોકવૃક્ષ નીલ નીલ નીલરંગ હે;
કહે નય તેમ નીલરાગથેં અતીવનીલ,
મલ્લિનાથ દેવ નીલ નીલ જાકો અંગ હે ॥ ૨૧ ॥

સુમિત્રનરિંદતણો વરનંદ સુચંદવદન સોહાવત હે,
[2]મંદરધીર સવે નરહીર શું શ્યામશરીર વિરાજિત હે;
કજ્જલવાન સુકચ્છપયાન કરે ગુણગાન નરિંદ ઘણો,
મુનિસુવ્રતસ્વામિતણું અભિધાન લહે [3]નય માન આનંદ ઘણો ॥૨૨॥
અરિહંતસરૂપ અનોપમરૂપકે સેવક દુઃખને દૂર કરે,
નિજવાણીસુધારસમેઘજલે [4]ભવિમાનસમાનસભૂરિ ભરે;
નમિનાથકો દર્શનસાર લહી કુણ વિષ્ણુ મહેશ ઘરે જયું ફરે,
અબ માનવ મૂઢ લહી કુણ સક્કર છોડ કે કક્કર હત્થ ધરે ॥ ૨૩ ॥
યાદવવંશવિભૂષણ સાહિબ નેમિજિણંદ મહાનંદકારી,
સમુદ્રવિજયનરિંદ તણો સુત ઉજ્વલશંખસુલક્ષણધારી;
રાજુલનારી મુકી નિરધાર ગયો ગિરનાર કલેશ નિવારી;
કજ્જલકાય શિવાદેવીમાય નમે નય પાય મહાવ્રતધારી ॥ ૨૪ ॥
પારસનાથ અનાથકો નાથ સનાથ ભયો [5]પ્રભુદેખતથેં,
સવિ રોગવિયોગ કુજોગ મહાદુઃખ દૂરે ગયો પ્રભુ ધ્યાવતથેં
અશ્વસેનનરેશસપૂર્તવિરાજિત ઘનાઘન[6] વાનસમાનતનું,
નય સેવકવંછિતપૂરણ સાહિબ અભિનવ કામ કરી રમતું ॥ ૨૫ ॥
કુકમટ્ટ કુલંટ્ટ ઉલંટ્ટ હઠીહટ્ટભંજણ જાસપ્રભા[7] વિરાજે,
ચંદનવાણિ સુધામાનંદન પુરિસાદાણીબિરૂદ જસ છાજે;

---

૧ ભમરો. ૨ મેરૂપર્વત. ૩ શ્રીનયવિમલગણી. ૪ ભવિનું મન રૂપ માનસરોવર. ૫ પ્રભુ ઈત્યપિ. ૬ મેઘસમાન. ૭ આપ પ્રતાપ ઈત્યપિ.

જસ નામકે ધ્યાન થકી સવિ દોહગ દુઃખ દરિદ્ર મહાભય ભાજે,
નય સેવકવંછિત પૂરણ સાહિબ અષ્ટમહાસિદ્ધિ નિત્યનિવાજે ॥ ૨૬ ॥
સિદ્ધારથભૂપતણો પ્રતિરૂપ નમે નરભૂપ આનંદધરી,
અચિંતસરૂપ અનોપસરૂપકે લાંછન સોહત[1] જાસં હરિ;[2]
ત્રિશલાનંદ સમંદમકંદ લઘુપણે કંપિતમેરૂગિરિ,
નમે નય ચંદવદનવિરાજિત વીરજિણંદશું પ્રીતધરી ॥ ૨૭ ॥
ચોવીશજિણંદતણા એહ છંદ ભણે ભવિવૃંદ જે ભાવધરી,
તસ રોગવિયોગ કુયોગ કુભોગ સવ દુઃખદોહગ [3]જાએ ટળી;
તસ અંગણબાર ન લાભે પાર સુમતિ તોખાર હેખાર કરે,
કહે નય સાર સુમંગલચાર ઘરે તસ સંપદ ભરી [4]ભરે ॥ ૨૮ ॥
સંવેગીસાધુ વિભૂષણ વંશ વિરાજિત શ્રીવિનયવિમલ જનાનંદકારી,
તસ સેવક સંયમધીરસુધીરકે ધીરવિમલગણિ જયકારી;
તાસ પદાંબુજ ભૃંગસમાન હે નયવિમલ મહાવ્રતધારી,
કહે એ છંદ સુણો ભવિવૃંદકે ભાવધરીને ભણો નરનારી ॥ ૨૯ ॥

---

## અથ શ્રીચતુર્વિંશતિજિન સ્તવન.

પ્રહસમે ભાવ ધરી ઘણો, પ્રણમું મન આણંદા;
ધન્યવેલા ધન્ય તે ઘડી, નિરખું જિનમુખચંદા ॥ પ્ર૦ ॥ ૧ ॥
ઋષભ અજિત સંભવજીને, અભિનંદન વંદો;
સુમતિ પદ્મપ્રભ જિનવરૂ, શ્રીસુપાર્શ્વજિનચંદો ॥ પ્ર૦ ॥ ૨ ॥
ચંદ્રપ્રભ સુવિધી નમું, શીતલ શ્રેયાંસ;
વાસુપૂજ્ય વિમલપ્રભુ; અનંત ધર્મજિનેશ ॥ પ્ર૦ ॥ ૩ ॥
શાંતિ કુંથુ અર જિનવરા, ત્રણે ચક્રી કહીજે;
મલ્લિ મુનિસુવ્રત પ્રભુ, નમી નેમિ નમીજે ॥ પ્ર૦ ॥ ૪ ॥
પાર્શ્વ વીર નિતુ વંદીએ, જિનવર ચઉવીશા
શ્રીજ્ઞાનવિમલપ્રભુ પ્રણમતાં, નિતુ હોત જગીશા ॥ પ્ર૦ ॥ ૫ ॥

---

૧ શોભતું. ૨ કેશરીસિંહ. ૩ દૂરટલે દત્યપિ. ૪ ઘણી.

# ॥ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત ચતુર્વિંશતિકા. ॥

## અથ શ્રીઋષભદેવજિન સ્તવન.

લલનાની દેશી.

આદિકરણ અરિહંતજી, ઓલગડી અવધાર લલના;
પ્રથમજિનેશ્વર પ્રણમીયે, વાંછિતફલદાતાર લલના ॥ આ૦ ॥ ૧ ॥
ઉપગારી અવનિતલે, ગુણ અનંત ભગવાન લલના;
અવિનાશી અક્ષયકલા, વર્ત્તે અતિશયનિધાન લલના ॥ આ૦ ॥ ૨ ॥
ગૃહવાસે પણ જેહને, અમૃતફલ આહાર લલના;
તે અમૃતફલને લહે, એ યુગતું નિરધાર લલના ॥ આ૦ ॥ ૩ ॥
વંશઇક્ખાગ તે જેહનો, ચઢતો રસ સુવિશેષ લલના;
ભરતાદિક થયા કેવલી, અનુભવરસફલ દેખ લલના ॥ આ૦ ॥ ૪ ॥
નાભિરાયા કુલમંડણો, મરૂદેવીસરહંસ લલના;
ઋષભદેવ નિતુ વંદીયે, જ્ઞાનવિમલ અવતંસ લલના ॥ આ૦ ॥ ૫ ॥

## અથ શ્રીઅજિતનાથજિન સ્તવન.

રાગ—પુણ્ય પ્રશંસીયે—એ દેશી.

અજિતજિણંદ દયા કરો, આણી અધિકપ્રમોદ;
જાણી સેવક આપનો, સુણીયે વચનવિનોદરે ॥ ૧ ॥
જિનજી સેવના ભવ ભવાંતહારી હોજોરે એ મનકામના ॥ આંકણી૦ ॥
કર્મશત્રુ તુમે જિતીઆ, તેમ મુજને જિતાડ;
અજિત થાઉં દુશ્મન થકી, એ મુજ પુરો *રૂહાડરે ॥ જિ૦ ॥ ૨ ॥
જિતશત્રુનૃપનંદનો, જિતે વયરી જેહ;
અચરિજ ઇહાં કુણે કો નહિ, પરિણામે ગુણગેહરે ॥ જિ૦ ॥ ૩ ॥
સકલપદારથ પામીયે, દીઠે તુમ્હ દીદાર;
સૌભાગી મહિમાનીલો, વિજયામાત મલ્હારરે ॥ જિ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલ સુપ્રકાશથી, ભાસિતલોકાલોક;
શિવસુંદરીના વાલહા, પ્રણમે ભવિજન[1] થોકરે ॥ જિ૦ ॥ ૫ ॥

---

* અભિલાષા, કોડ, ઇચ્છા ઇત્યાદિ.     ૧. ઘણા.

## અથ શ્રીશંભવનાથજિન સ્તવન.

### રાગ—કપૂર હોવે અતિઉજલોરે—એ દેશી.

શંભવજિનવર ખુબ બન્યોરે, અવિહડ ધર્મસનેહ;
દિન દિન તે વધતો અછેરે, કબહી ન હોવે છેહ ॥ ૧ ॥
સૌભાગીજિન મુજમન તુંહિ સુહાય;
એતો બીજા નાવે દાય, હુતો લલી લલી લાગુ પાય ॥સૌ૦॥આંચલી ॥
દૂધમાંહે જેમ ઘૃત વશ્યુંરે, વસ્તુ માંહે સામર્થ્ય;
તંતુ માંહે જેમ પટ વશ્યોરે, સૂત્રમાંહે જેમ અર્થ ॥ સૌ૦ ॥ ૨ ॥
કંચન પારસપાષાણમાંરે, ચંદનમાં જેમ વાસ;
પૃથ્વીમાંહે જેમ ઔષધીરે, કાર્યે કારણવાસ ॥ સૌ૦ ॥ ૩ ॥
જેમ સ્યાદ્વાદે નય મિલેરે, જેમ ગુણમાં પર્યાય;
અરણીમાં [1]પાવક વશ્યોરે, જેમ લોકે ષટકાય ॥ સૌ૦ ॥ ૪ ॥
તેણીપેરે તું મુજ ચિત્ત વશ્યોરે, સેનામાત મલ્હાર;
જો અભેદબુદ્ધિ મલેરે, શ્રીજ્ઞાનવિમલ સુખકાર ॥ સૌ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીઅભિનંદનજિન સ્તવન.

### રાગ—રામચંદ્રકે બાગ ચંપો મોહી રહ્યોરી—એ દેશી.

અભિનંદનજિનરાજ આણી ભાવ સુણોરી,
પ્રણમું તુમચા પાય સેવક કરી અપણોરી;
ભવભયસાગર તાર સાહેબ સોહામણોરી,
સુરતરૂ જાસ પ્રસન્ન કેમ હોયે તે દુમણોરી ॥ ૧ ॥
ભક્તવચ્છલ જિનરાજ શ્રવણે જેહ સુણ્યોરી,
તેહશું ધર્મસ્નેહ સહજસ્વભાવ બન્યોરી;
ઉપશમવંત અથાહ તોહી મોહ હણ્યોરી,
રતિપતિ[2] દુર્ધર[3] જેહ દુશ્મન તેં ન ગણ્યોરી ॥ ૨ ॥
સંવરનૃપનો જાત[4] સંવર જેહ ધરેરી,
અચરિજ શું તેહમાંહે કુલ આચાર કરેરી;

---

૧ અગ્નિ દેવતા. ૨ કામદેવ. ૩ દુઃખે કરી જિતાય. ૪ પુત્ર.

કીર્તિકન્યા જાસ ત્રિભુવનમાંહે ફરેરી,
પરવાદિમતમાન તાસુ તેહ હરેરી ॥ ૩ ॥
અક્ષયલહે ફલ તેહ જેહશું હેજ વહેરી,
દોહગદુરગતિ દુઃખ દુશ્મનભીતિ† દહેરી;
ભવભવસંચિત પાપ ક્ષણમાં તેહ હરેરી,
એમ મહિમા *મહિમાંહિ સર્વથી કેમ કહેરી; ॥ ૪ ॥
સાયર ભળીઉં બિંદુ હોવે અક્ષયપણેરી,
તેમ વિનતિ સુપ્રમાણ સાહિબ જેહ સુણેરી;
અનુભવભવને નિવાસ આપો હેજ ઘણેરી,
જ્ઞાનવિમલસુપ્રકાશ પ્રભુગુણરાસ થુણેરી ॥ ૫ ॥

---

## અથ શ્રીસુમતિનાથજિન-સ્તવન.

### દેશી બીંદલીની.

### રાગ—સીતા સતી અતિ રૂઅડી—એ દેશી.

સાહિબા સુમતિજિણંદા, ટાલો ભવ ભવ મુજ ફંદા શ્રીજિનસેવોએ;
તુજ દરિસણ અતિ આનંદા, તું સમતારસ×માકંદા—શ્રી૦ ॥ ૧ ॥
સુમતિ સુમતિ જબ આવે, તવ કુમતિનો દાવ ન ફાવે—શ્રી૦
તુજ સ્વરૂપ જબ ધ્યાવે, તબ આતમ અનુભવ પાવે—શ્રી૦ ॥ ૨ ॥
તુંહિજ છે આપ અરૂપી, ધ્યાયકબહુભેદ રૂપી—શ્રી૦
સહજે વલી સિદ્ધસ્વરૂપી, એમ જોતાં તું બહુરૂપી—શ્રી૦ ॥ ૩ ॥
એમ અલગોવિલગો હોવે, કેમ મૂઢમતિ તું જોવે—શ્રી૦
જો અનુભવ રૂપે જોવે, તો મોહતિમિરને ખોવે—શ્રી૦ ॥ ૪ ॥
સુમંગલા જેહની માતા, તું પંચમીગતિનો દાતા—શ્રી૦
જ્ઞાનવિમલપ્રભુ જ્ઞાતા, તું માતા ત્રાતા ભ્રાતા—શ્રી૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીપદ્મપ્રભજિન સ્તવન.

### વાલ્હેસરની દેશી.

પદ્મપ્રભજિનરાયજીરે લાલ, ગુણ અનંત ભગવાનરે વાલ્હેસર મોરા;
અતિશયવંત છે તાહરીરે લાલ, રક્તકમલસમ વાનરે વા૦
॥ ૫૦ ॥ ૧ ॥

---

† ભીતિ ભય. * પૃથ્વીમાં. × આંબો.

ગગન માપે કોણ અંગુલેરે લાલ, કોણ તોલે કરે[1] મેરરે વા૦;
સર્વનદીસિકતાકણારે લાલ, કોણ ગ્રહે મુઠી સમીરરે[2] વા૦
॥ પ૦ ॥ ૨ ॥
કોણ તારૂ બાંહે કરીરે લાલ, [3]ચરમજલધી લહે તીરરે વા૦
સવિ જલઠામના બિંદુઆરે લાલ, તારાગણિતગંભીરરે વા૦
॥ પ૦ ॥ ૩ ॥
એહ અસંખ માંહે રહ્યારે લાલ, પ્રભુ તુમ ગુણ છે અનંતરે વા૦;
સમરથ કેમ ગણવા હોઇરે લાલ, યદ્યપિ મોહનો અંતરે વા૦;
॥ પ૦ ॥ ૪ ॥
તેજપ્રતાપે આગલારે લાલ, ગિરૂઆને ગુણવંતરે વા૦;
શ્રીજ્ઞાનવિમલભાવે કરીરે લાલ, તું શિવસુંદરીકંતરે વા૦
॥ પ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસુપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—સુણ બેની પીઉડા પરદેશી—એ રાગ.

સાહિબ સ્વામિ સુપાર્શ્વજિણંદા, સુનજર કરીને નિરખોરે;
હિતહિયડે હેજાલુ હરખે, સેવક સુપરે પરખોરે ॥ સા૦ ॥ ૧ ॥
એ કાયા જાય પરભવમાં, વાર અનંતી વિલસીરે;
તુજ ભગતિ જોડી નહિં ભાવે, તો થઈ [4]અવકર સરસીરે ॥સા૦॥૨॥
ભક્તિતણા અનુબંધ પ્રભાવે, જે થઈ ઉજમાળીરે;
અક્ષય થયે અવગાહના રૂપે, તેહજ તુજ ગુણ ભાલીરે ॥સા૦॥૩.
તેણે હેતે કરી આપ સમાની, એ સંબંધે જાણુંરે;
એહનો ગુણ બહુ લેખે લાગો, જો તુમ ધ્યાને આણુંરે ॥સા૦॥૪॥
જોડચો નેહ ન તોડે કબહી, એહ ઉત્તમની વાતોરે.
જ્ઞાનવિમલપ્રભુ ધ્યાન પસાયે, કાલ ન જાણ્યો જાતોરે ॥સા૦॥૫॥

---

## અથ શ્રીચંદ્રપ્રભજિન સ્તવન.

### રાગ—ધરણા ઢોલા—એ દેશી.

શ્રીચંદ્રપ્રભ સાહિબારે, ચંદ્રકિરણસમદેહ મનરામાન્યા;

---

૧ હાથવડે. ૨ પવન, વાયરો. ૩ છેલો સમુદ્ર સ્વયંભૂરમણ. ૪ ઊકરડો.

નિત્યઉદય નિષ્કલંક તુંરે, અનોપમ અચરિજ એહ મન૦ ॥ ૧ ॥
આવો આવો હો સુજાણ, કેતાં કીજે હો વખાણ;
તું તો ત્રિભુવનભાસનભાણ. મનરા૦ ॥ આંકણી૦ ॥
તુમ સમ ગણના કારણેરે, જે રેખા પ્રથમ સુચંગ મન૦
તે આકાશે નિપનીરે, ત્રિભુવન પાવન ગંગ મન૦; ॥ ૨ ॥
અવર ન કો તુમ સારિખોરે, છોડ્યો ખટિકાખંડ મન૦;
તે કૈલાસરૂપાસમોરે, મહિયલ માંહે અખંડ મન૦ ॥ ૩ ॥
ત્હારા ગુણ તુમમાં રહ્યારે, એહ ગુણ નહિ પરપાસ મન૦;
તેણે હેતે કરી જાણીયેરે, ત્રિભુવન તાહરો દાસ મન૦ ॥ ૪ ॥
દોષાકર તુમ પદ રહ્યોરે, સેવા સારે ખાસ મન૦;
દોષરહિત તનુ[1] તાહરૂંરે, જ્ઞાનવિમલસુપ્રકાશ મન૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસુવિધિનાથજિન સ્તવન.

રાગ—રાય કહે રાણી પ્રત્યે—એ દેશી.

સુવિધિજિણંદ સોહામણા અરિહંતાજી, સુવિધિતણા ભંડાર ભગવંતાજી
પ્રેમધરીયે પ્રાહુણા અરિ૦, મનમંદિર પાઉં ધાર ભગ૦ ॥ ૧ ॥
જ્ઞાનદીપક તે ઝલહલે અરિ૦, સમકિતતોરણમાલ ભગ૦;
ચારિત્રચંદ્રોદય[2] ભલો અરિ૦, ગુણમુક્તા ઝાકઝમાલ ભગ૦ ॥ ૨ ॥
મૈત્રીભાવસિંહાસને અરિ૦, તક્રિયાપરમુખપક્ષ ભગ૦;
મુદિતા પરમબિછાવણા અરિ૦, ઇત્યાદિકગુણલક્ષ ભગ૦ ॥ ૩ ॥
ઇહાં આવીને બેસીયે અરિ૦, તુમ ચરીત્રના ગીત ભગ૦
ગાવે મુજ તનુકામિની અરિ૦, આણી અવિહડ પ્રીત ભગ૦ ॥ ૪ ॥
અરજ સુણીને આવીયા અરિ૦, સાહિબ મનઘર માંહિ ભગ૦
જ્ઞાનવિમલપ્રભુતા ઘણી અરિ૦, પ્રગટે અધિક ઉચ્છાંહિ ભગ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

જીહોની દેશી.

જિહો શીતલજિન જગનો ધણી, જિહો શીતલદર્શન જાસ;
જિહો શીતલ ચંદનના પેરે, જિહો પસર્યો સુજસ સુવાસ ॥ ૧ ॥

---

૧ શરીર. ૨ ચારિત્રચંદ્રોદય અતિ ભલો અરિહંતાજી ઇત્યપિ પાઠઃ

સુગુણનર સેવો શીતલનાથ, એતો અવિચલશિવસુખ સાથ,
સુગુણ૦ ॥ આંકણી૦ ॥
જિહો વિષયદાવાનલ ઓલ્હવે, જિહો ધ્યાનઘણો લવલેશ;
જિહો ગારવરજ તે ઉપશમે, જિહો દૂરે દુરિતકલેશ ॥ સુ૦ ૨ ॥
જિહો મલયાચલ શુભવાસથી, જિહો કંટક હોયે સુગંધ;
જિહો સજ્જન સહુ પણ આદરી, જિહો એ ઉત્તમ અનુબંધ ॥ સુ૦ ૩ ॥
જિહો રોમરોમ તનુ ઉલ્લસે, જિહો આનંદ અધિક અથાહ;
જિહો શીતલવાણીસુધારસે, જિહો સિંચ્યો બેપરવાહ ॥ સુ૦ ૪ ॥
જિહો શીતલતાને કારણે, જિહો આણો સમતાભાવ;
જિહો જ્ઞાનવિમલસુખસંપદા, જિહો હોવે અધિક જમાવ॥સુ૦ ૫ ॥

---

## અથ શ્રીશ્રેયાંસજિનસ્તવન.

નિંદરડીની દેશી.

શ્રીશ્રેયાંસજિનેસરૂ, સેવકની હો કરજો સંભાલતો;
રખે વિસારી મુકતા, હોય મોટા હો જગે દીનદયાળતો ॥ શ્રી૦ ૧ ॥
મુજ સરિખા છે તાહરે, સેવકની હો બહુ કોડાકોડતો;
પણ જે સુનજરે નિરખીઆ, કેમ દીજે હો પ્રભુ તેહને છાડતો
॥ શ્રી૦ ૨ ॥
મુજને હેજ છે અતિઘણું, પ્રભુ તુમથી હો જાણું નિરધારતો;
તું નિષ્કપટ નિરાગીઓ, હું રાગી હો એ વચન વિચારતો ॥ શ્રી૦ ૩ ॥
વળી ન્હાનું મન માહરૂં, હુંતો રાખું હો તુમને તે માંહિતો;
હું રાગી પ્રભુ તાહરો, એકાંગી હો અહીયે પ્રભુ બાંહિતો ॥ શ્રી૦ ૪ ॥
નિગુણો નવિ ઉવેખીએ, પોતાવટ હો એમ ન હોય સ્વામિતો;
જ્ઞાનવિમલપ્રભુશું કરો,વિણું અંતર હો સેવક એકતાન તો ॥ શ્રી૦ ૫ ॥

---

## અથ શ્રીવાસુપૂજ્યજિન સ્તવન.

રાગ—ગિરૂઆગુણવીરજી ગાડશું ત્રિભુવનદેવ એ દેશી.

શ્રીવસુપૂજ્યનરિંદનોજી, નંદન ગુણમણિધામ;
વાસુપૂજ્યજિનરાજીયોજી, અતિશયરત્નનિધાન ॥ ૧ ॥
પ્રભુ ચિત્તધરીને અવધારો મુજ વાત ॥ એ આંકણી૦ ॥

દોષ સયલ મુજમાં સહોજી, સ્વામિ! કરો સુપસાય;
તુમ ચરણે હું આવીયોજી, મહેર કરો મહારાય ! ॥ પ્ર૦ ॥ ૨ ॥
કુમતિ કુસંગતિ સંગ્રહીજી, અવિધિને અસદાચાર;
તે મુજને આવી મલ્યાજી, અનંતઅનંતીવાર ॥ પ્ર૦ ॥ ૩ ॥
જબ મેં તુમને નિરખીયાજી, તવ તે નાઠા દૂર;
પુણ્યે પ્રગટે શુભદિશાજી, આવ્યો તુમ હજૂર ॥ પ્ર૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલપ્રભુ જાણનેજી, શું કહેવું બહુવાર;
દાસઆશ પૂરણ કરોજી, આપો સમકિત સાર ॥ પ્ર૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીવિમલનાથજિન સ્તવન.

### રાગ—એ બે મુનિ વહોરણ પાંગર્યાજી એ દેશી

વિત્રિશું વંદતાં વિમલજિનેસરૂજી,
વાધે વલી વારૂ ધર્મસનેહરે;
આતમઅનુભવજ્ઞાન માંહે મિલેજી,
હોયે અવિનાશી અક્ષય અછેહરે ॥ વિ૦ ॥ ૧ ॥
પણ જેમ સહજે વિષ દૂરે કરેજી,
મંત્રે વાસ્યું હોયે અમૃતરૂપરે;
તેમ તુમ ધ્યાને એહ અભેદથીજી,
ધ્યાયો હોયે આતમસિદ્ધસરૂપરે ॥ વિ૦ ॥ ૨ ॥
જેમ તિલ ઉજ્વલશુભકુસુમે કરીજી,
વાસ્યાં બહુમૂલાં હોય તેલરે;
તેમ સિતપક્ષી તુમ ગુણવાસથીજી,
હોયે અતિશયગુણપરિમલમેલરે ॥ વિ૦ ॥ ૩ ॥
આપસરીખો સેવકને કરીજી.
સાહિબ સેવ્યો તે સુપ્રમાણરે;
મોટા સેવ્યાનો તો શ્યો પટંતરોજી ?,
સમજે થોડે કહે જે હોયે જાણરે ॥ વિ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલસુપ્રકાશ થકી લહ્યોજી,
ત્રિભુવનજન મન કેરા ભાવરે;
તો શી જુઓછો સેવક વિનતિજી ?
આપો તુંમ સેવા ભવજલનાવરે ॥ વિ૦ ॥ ૫ ॥

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

દેશી—નાયકાની.

રાગ—એ ડુંગરવારૂ એ દેશી.

અનંતજિણેસર આપણો હો લાલ, અંતરયામી એહરે એજિનજીવારૂ;
નેહ નિવિડ નિશ્ચય થયો હો લાલ, જેમ પત્થરની રેહરે એ૦
॥ અ૦ ॥ ૧ ॥
અંત કર્યો તેં કર્મનો હો લાલ, પામી ક્ષાયિકભાવરે એ૦;
ગુણઅનંત તેહથી લહ્યારે લાલ, પ્રગટ્યો સહજસ્વભાવરે એ૦
॥ અ૦ ॥ ૨ ॥
બેઠો અનંતે પાંચમે હો લાલ, આઠ અનંત કરી હાથરે એ૦;
નાથ ! નહિં કો તાહરેરે લાલ, ભણીયે ત્રિભુવનનાથરે એ૦
॥ અ૦ ॥ ૩ ॥
એતા દિન નવિ જાણીયું હો લાલ, તાહરૂં અનંતસ્વરૂપરે એ૦;
સુયશામાતા જેહનીરે લાલ, તાતસિંહસેનભૂપરે ॥ અ૦ ॥ ૪ ॥
કાલઅનંતે મેં પામીયો હો લાલ, હવે કેમ છોડ્યો જાયરે એ૦;
જ્ઞાનવિમલસુખ પામવારે લાલ, અવિચલ તુંહિ સહાયરે એ૦
॥ અ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીધર્મનાથજિન સ્તવન.

રાગ—મેડીઉપર મેહ ઝરૂખે વિજલી હો લાલ ઝ૦ એ દેશી.

ધર્મજિનેસર ધર્મધુરંધર ભેટીએ હો લાલ ધુ૦,
અવિધિ અધર્મ અનીતિ અસજ્જન મેટીએ હો લાલ અ૦;
સંભારૂં નિશદિન કરી ગુણ એકઠા હો લાલ ક૦,
પણ દેવાની વેલ દીસો છો મનમેઠા હો લાલ દી૦ ॥ ૧ ॥
આજલગે કોઇ કામ કર્યા હોયે દાસના હો લાલ ક૦,
તે દાખો લેઇ નામ હોયે જો આસના હો લાલ હો૦;
નિરાગીશું પ્રીત ધરે તે થોડીલા હો લાલ ધ૦,
મોજ ન પામે કાંઇ ભાનુનૃપ લાડિલા હો લાલ ભા૦ ॥ ૨ ॥
એમ કરતાં કહો સ્વામિ ! કેતાદિન ચાલશે હો લાલ કે૦,
મોટા કહે તે પ્રમાણ કહો કોણ પાલશે હો લાલ ક૦;

પડીયપટોલે ભાત તે કર્દા* નવિકંઇઃહો લાલ તે૦.
જે તુમશું બન્યું તાન તે અવરશું નવિ મલે હો લાલ અ૦ ॥ ૩ ॥
તાહરાગુણનો પાર ન પામે કોઈ ગુણી હો લાલ ન૦,
કીર્ત્તિ ત્રિભુવનમાંહે તમારી મેં સુણી હો લાલ ત૦;
બહુ કહેતાં આસંગ થાયે આશાતના હો લાલ હો૦,
એમ બિહાવ્યા નવિજાય હોયે જે આપના હો લાલ હો૦ ॥ ૪ ॥
આપપીયારૂં કોઈ ન દીસે તાહરે હો લાલ ન૦,
એ કહેવાની રીત ભગત ન તાહરે હો લાલ ભ૦;
જ્ઞાનવિમલપ્રભુ આણવહે જે તુમતણી હો લાલ વ૦,
ત્રિભુવનતિલકસમાન હોયે ત્રિભુવનધણી હો લાલ હો૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

### રાગ—વીંછીયાની દેશી.

સુણો શાંતિજિનેસર સાહિબા, સુખકર કરૂણાસિંધુરે;
પ્રભુ! તુમ સમ કો દાતા નહિં, નિષ્કારણ ત્રિભુવન બંધુરે ॥ સુ૦ ૧ ॥
જસ નામે અક્ષય સંપદ હોવે, વલી આધી તણી હોયે શાંતિરે;
દુઃખ દુરિત ઉપદ્રવ સવિ મિટે, ભાંજે મિથ્યામતિભ્રાંતિરે ॥ સુ૦ ૨ ॥
તું રાગરહિત પણ રીઝવે, સવિ સજ્જન કેરાં ચિત્તરે;
નિરદ્રવ્ય અને પરમેશ્વર, વિણ ને હેતું જગમિત્તરે ॥ સુ૦ ૩ ॥
તું ચક્રી પણ ભવચક્રનો, સંબંધ ન કોઇ કીધરે;
તુંતો ભોગી યોગી દાખીયો, સહજે સમતારસ સિદ્ધરે ॥ સુ૦ ૪ ॥
વિણ વે. નિત્ય સહાય છે, તુજ લોકોત્તર આચારરે;
કહે જ્ઞાનવિમલ ગુણ તાહરા, લહીયે ગણવે કેમ પારરે! ॥ સુ૦ ૫ ॥

---

## અથ શ્રીકુંથુનાથજિન સ્તવન.

### રાગ—મોતીડાની દેશી.

કુંથુજિણંદ સદા મન વશીયો, તુંતો દૂર જઇ પ્રભુ વશીયો.
સાહિબા રંગીલા હમારા મોહના શિવસંગી,

---

* કદાપી ઇત્યપિ.

છઠ્ઠો ચક્રી ષટખંડ સાધે, અભ્યંતર જેમ ષટરિપુ બાંધે ॥ સા૦ ૧ ॥
ત્રિપદી§ ત્રિપથ ગંગાઉપકંઠે, નવનિધિ ઋદ્ધિસિદ્ધિ ઉત્કંઠે સા૦;
કોઇ અજેય† રહ્યા નહિં દેશ, તેમ કોઈ ન રહ્યા કર્મનિવેશ સા૦ ॥૨॥
ધર્મચક્રવર્ત્તિપદવી પામી, એ પ્રભુ મ્હારો અંતરજામી સા૦
સત્તરભેદ શું સંયમ પાલી, સત્તરમે જિન મુગતિ સંભાલી સા૦ ॥૩॥
તેહને ધ્યાને જો નિતુ રહીયે, જો તેહની આણા નિરવહીયે સા૦;
તો ક્ષાયિકભાવે ગુણઆવે, સાહિબ સેવક ભેદ ન પાવે સા૦ ॥૪॥
વારંવાર સુપુરૂષને ક્હેવું ? તે તો ભરીયા ઉપર વહેવું સા૦;
જ્ઞાનવિમલભાવ કરી જોવે, તો સેવક મનવંછિત હોવે સા૦ ॥૫॥

---

## અથ શ્રીઅરનાથજિન સ્તવન.

રાગ—કિસકે ચેલે કિસકે પૂત એ દેશી.

શ્રીઅરજિનવર દીનદયાળ, સેવા જેહની છે સુરસાલ સાહિબ સેવીયે;
દુષમસમયમહાવિષઝાલ, તેહમાં સેવકને સંભાલ સા૦ ॥ ૧ ॥
મેરૂથકી મરૂભૂમિ સુહાય, જ્યાં:પ્રગટી સુરતરૂવરછાય સા૦;
જિહાં તુમ શાસનની;પરતીત, તેહજ જાણો સમકિત રીત સા૦ ॥ ૨ ॥
અગ્નિથકીજેમ અગરનો ગંધ,પ્રગટે દહદિશી પરિમલબંધ સા૦;
કષપાષાણે કનકસ્વભાવ, પરખીજે પરીક્ષકને ભાવ સા૦ ॥ ૩ ॥
તેમ કલિયુગ છે ગુણને હેત, જો તુજ શાસન શુદ્ધસંકેત શા૦;
જેમ [1]નિશિ દીપક [2]જલધિમાં દ્વીપ,જેમ [3]મરૂમાં રેવાજલનીપ સા૦॥૪॥
તેમ કલિમાં તુમ પદકજસેવ, દુર્લભ પામી પુણ્યે હેવ સા૦;
જ્ઞાનવિમલ તેજેંકરી જોય, ગંજી ન શકે દુર્જન કોય સા૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીમલ્લિનાથજિન સ્તવન.

રાગ—ઇડર આંબા આંબલીરે એ દેશી.

મલ્લિજિનેસર વંદીયેરે, પ્રહઉગમતે સૂર;
મલ્લિકુસુમપરે વિસ્તર્યોરે, માહમા અતિમહસુર ॥ ૧ ॥
ચતુરનર સેવો શ્રીજિનરાય કુમરીરૂપે થાય ચ૦ ॥ એ આંકણી૦॥

---

§ ઉત્પાદ, વ્યય અને ધ્રુવ. † નહિં જીતાયેલ.
૧ રાત્રિમાં જેમ દીવો. ૨ સમુદ્રમાં બેટ. ૩ મારવાડમાં.

કુંભથકી જે ઉપન્યોરે, જે મુનિવર કહેવાય;
તે ભવજલનિધિ શોષવેરે, અચરિજ એહ કહાય ॥ ચ૦ ॥ ૨ ॥
લંછનમિસે સેવે સદારે, પૂર્ણકલશ તુમ પાય;
તે તારકગુણ કુંભમાંરે, આજ લગે કહેવાય ॥ ચ૦ ॥ ૩ ॥
મંગલીકમાં તે ભણીરે, થાપે કલશમંડાણ;
શ્રીજિનસેવાથી હોવેરે, આયતિ કોડીકલ્યાણ ॥ ચ૦ ॥ ૪ ॥
પરમાતમ સુખસાગરૂરે, આગર ગુણનો એહ;
જગ જયવંતા જાણીયેરે, જ્ઞાનવિમલ કહે તેહ ॥ ચ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીમુનિસુવ્રતજિન સ્તવન.

### રાગ—આજ ન હેજો—એ દેશી.

શ્રીમુનિસુવ્રતજિન વીશમા, [1]વિશમીયા મનમાંહિજી;
કોઈક શુભમૂહુરતે આવી વશ્યા, વીશવસા ઉચ્છાહિંજી શ્રી૦ ॥૧॥
અનુભવ જાગ્યો જ્ઞાનદિશાતણો, પરપરિણતિ ગઇ દૂરજી;
[2]વિષસમ વિષયતણા ફલ જાણીયા, શ્રદ્ધાપરિમલપૂરજી શ્રી૦ ॥૨॥
ઇત્યાદિકગુણ પ્રગટે પ્રભુ થકી, અવર ન આવે દાયજી
ચંપકતરૂતલે જે રતિ પામ્યા, બાઉલ [3]તસ ન સુહાયજી શ્રી૦ ॥૩॥
જે સુગુણશું મનડું વેંધ્યું, તે ન કરે નિર્ગુણસંગજી;
હંસા છીલરસર નવિ આદરે, છોડી ગંગાતરંગજી શ્રી૦ ॥૪॥
જણ જણ સાથે પ્રીત કરે ઘણી, તે કોઈ નાવે દાયજી;
જ્ઞાનવિમલપ્રભુ પામ્યાથી હોવે, સેવકવંછિત થાયજી શ્રી૦ ॥૫॥

---

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

### રાગ—રંગી લે આતમા એ દેશી.

નેહ કરો નમિનાથસું, જે છે ચતુરસુજાણ સુરંગાસાહિબા;
અર્થસરે શો તેહથી ? નિર્ગુણ નહિ ગુણજાણ સુ૦ ॥ ૧ ॥
રાગી દોષી દેવતા, તે કેમ આવે જોડ સુ૦;
એતો દેવનો દેવ છે, વીતરાગ ગુણકોડ સુ૦ ॥ ૨ ॥

---

૧ પેઠા. ૨ ઝેરબરોબર. ૩ આઊલ ઇત્યપિ.

કિહાં સાયર કિહાં છીલરૂં, કિહાં દિનકર[1] ખદ્યોત સુ૦
કિહાં [2]ઘૃતપૂરને કુસકા, કિહાં [3]મૃગપતિ મૃગપોત સુ૦ ॥ ૩ ॥
કિહાં તારાપતિ તારિકા, કિહાં ચિંતામણિ કાચ સુ૦
કિહાં ચંદન કિહાં આકડો, કિહાં કક્કર કિંહાં પાચ[4] સુ૦; ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણસંપદા, સંયુત એ ભગવાન સુ૦
અવર કહો કેમ દેવતા, આવે એહ ઉપમાન સુ૦ ॥ ૫ ॥

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—આઘા આમ પધારો પૂજ્ય એ દેશી.

નેમિ નિરંજન નાથ હમારો, અંજનવર્ણ શરીર;
પણ અજ્ઞાનતિમિરને ટાલે, જીત્યો મન્મથ[5] વીર ॥ ૧ ॥
પ્રણમો પ્રેમ ધરીને પાય, પામો પરમાનંદા;
યદુકુલચંદા રાય, માતશિવાદે નંદા ॥ એ આંકણી૦ ॥
રાજિમતીશું પૂરવભવની, પ્રીત ભલી પેરે પાલી;
પાણીગ્રહણ સંકેતે આવી, તોરણથી રથવાલી ॥ પ્ર૦ ॥ ૨ ॥
અબલા સાથે નેહ ન જોડયો, તે પણ ધન્ય કહાણી;
એક રસે બિહુ પ્રીત થઇ તો, કીર્ત્તિ કોડ ગવાણી ॥ પ્ર૦ ॥ ૩ ॥
ચંદનપરિમલ જેમ જેમ ખીરે, ઘૃત એકરૂપ નવિ અલગાં;
એમ જે પ્રીત નિવાસે:અહનિશ, તે ધનગુણશું વિલગા ॥ પ્ર૦ ॥ ૪ ॥
એમ એકંગી જે નર કરશે, તે ભવસાયર તરશે;
જ્ઞાનવિમલલીલા તે ધરશે, શિવસુંદરી તસ વરશે ॥ પ્ર૦ ॥ ૫ ॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—ત્રિભુવનતારણતીરથ પાસ ચિંતામણીરે કે એ દેશી.

પુરિસાદાણી પાસ કે આસ સફળ કરોરે કે આસ૦,
દાસતણી અરદાસ સદા દિલમેં ધરો રે કે સદા૦;
બપઇયો જેમ [6]જલધર વિણુ જાચે નહિં રે કે વિણુ૦,
તેમ તુમ વિણ હું ઓર ન જાચું એ સહિ રે કે જાચું૦ ॥ ૧ ॥
તુમ ઉપર એક [7]તારી કરીને હું રહ્યો રે કે કરીને૦,

૧ સૂર્યને ખજવો. ૨ ઘેબર. ૩ સિંહને મૃગબાળક. ૪ રત્ન. ૫ કામદેવ.
૬ વરસાદ. ૭ ટેક.

સાહિબ તુમ મુજ એક મેં અવર ન સંગ્રહ્યો રે કે અવર૦;
સેવાની પણ ચૂક કદા પડતી નથી રે કે કદા૦,
ઋદ્ધિઅનંત ખજાને ખોટ પણ કો નથી રે કે ખોટ૦ ॥ ૨ ॥
ભવિતવ્યતા પણ ભવ્ય અછે પ્રભુ માહરી રે કે અછે૦,
તે જાણ્યું નિરધાર કૃપા લહી તાહરી રે કે કૃપાલ૦;
ભવસ્થિતિનો પરિપાક વિલંબ વિચે કરે રે કે વિલંબ૦
સંઘયણાદિકદોષ તણો અંતર ધરે રે કે તણો૦ ॥ ૩ ॥
પણ તે નાવે કામ એ વાત નિવાત છે રે કે વાત૦,
સેવક કેમ હોયે દૂર જે ખાના જાતિ છે રે કે ખાના૦;
ભોલવિયા નવિ જાય કે જે તુમ શિખવ્યા રે કે જે૦,
પહેલા હેજ દેખાડી જેહને હેલવ્યારે કે જેહને૦ ॥ ૪ ॥
તે અલગા કેમ જાય નજર ધરો નેહની રે કે નજર૦,
વંછિત આપી આસ સફળ કરો તેહની રે કે સફલ૦;
જ્ઞાનવિમલપ્રભુ ચરણસેવા નિતુ દીજીયેરે કે સેવા૦,
સહજે ઉદય બહુમાન અધિક હવે કીજીયે રે કે અધિક૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીમહાવીરસ્વામિજિન સ્તવન.

રાગ—આદર જીવ ! ક્ષમાગુણ આદર એ દેશી.

વર્દ્ધમાન જિનવરને ધ્યાને, વર્દ્ધમાનસમ થાવેજી;
વર્દ્ધમાનવિદ્યાસુપસાયે, વર્દ્ધમાન સુખ પાવેજી, ॥ વ૦ ॥ ૧ ॥
તું ગતિ મતિ છતિ થિતિ છે માહરો, જીવનપ્રાણ આધારજી;
જયવંતુ જગમાં જસ શાસન, કરતું બહુઉપગારજી ॥ વ૦ ॥ ૨ ॥
જે અજ્ઞાની તુમ મતસરિખો, પરમતને કરી જાણેજી;
કહો કોણ અમૃતને વિષસરીખું, મંદમતી વિષ જાણેજી ॥ વ૦ ॥ ૩ ॥
જે તુમ આગમ સરસ સુધારસે, સીંચ્યો શીતલ થાયજી;
તાસ જન્મ સુકૃતારથ જાણો, સુરનર તસ ગુણ ગાયજી ॥ વ૦ ॥ ૪ ॥
સાહિબ.તુમ પદપંકજ સેવા, નિતુ નિતુ એહજ યાચુંજી;
શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર ભાખે; પ્રભુને ધ્યાને માચુંજી ॥ વ૦ ॥ ૫ ॥

॥ ઇતિ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત ચઉવીશી સંપૂર્ણ. ॥

## [1]અથ શ્રીઆદીશ્વરજિન સ્તવનં.

રાગ—મનડું અષ્ટાપદ મોહ્યું માહરૂંજી એ દેશી.

આદિકરણ શ્રીઆદિજિનજી, ઓલગડી અવધારજી;
ધર્મમહીરૂહ[2] સીંચવાજી, નવપુષ્કરજલધારજી ॥ આ૦ ૧ ॥
મરૂદેવીકુખસરોવરેજી, રૂયડો તું રાજહંસજી;
નાભિનરેસરનંદનોજી, [3]વૃષભલંછન અવતંસજી ॥ આ૦ ૨ ॥
આપે દેખાડી જગસ્થિતિજી,જગસ્થિતિથી રહ્યા દૂરજી;
એહ કલા કોઈ તાહરીજી, લોકોત્તર જસ નૂરજી ॥ આ૦ ૩ ॥
યુગલધર્મ આપે ધર્યોજી, કીધાં સઘળાં થોકજી;
યુગલાધર્મનિવારણોજી, બિરૂદ કહે તુમ લોકજી ॥ આ૦ ૪ ॥
ગજબેઠાને આપીયુંજી, માતને કેવલજ્ઞાનજી;
બાહુબલીને સામું મોકલ્યુંજી,જેહ [4]અનમી અભિમાનીજી ॥ આ૦ ૫ ॥
ચક્રી સુખીઓ જાણીનેજી, રખે દુ:ખ લાગે લગારજી,
એમ હેતે કેવળ આપીયુંજી, દર્પણને[5] અગારજી ॥ આ૦ ૬ ॥
અઠ્ઠાણું નિજપુત્રનેજી, જેહ પાસે રાખે પ્રેમજી.
કેવલજ્ઞાની તેં કર્યાજી, નીરાગી કહો કેમજી ॥ આ૦ ૭ ॥
એક [6]અયાચી કીજીયેજી એક ન પામે કાંઇજી;
તે દાતાર ન બોલીયેજી, સચરાચરજગમાંહિજી ॥ આ૦ ૮ ॥
દાતા ઈમ ખંડે નહીંજી, પામી સંપત્તિયોગજી;
જો કોઇ માગે તો દિઓજી, [7]દીનતણો ઉપયોગજી ॥ આ૦ ૯ ॥
લબ્ધિ સકલ તુજ હાથમાંજી, તો શો કાલવિલંબજી;
દાતા દેતાં ન દૂબળોજી, જિમ કોકિલ ને અંબજી ॥ આ૦ ૧૦ ॥
વંશઇક્ષ્વાકુમાં ઉપન્યાજી, તસ ચઢતો રસ હોયજી;
તે માટે નિજદાસનેજી, નેક નજરશું જોયજી ॥ આ૦ ૧૧ ॥
મહેરધરી એમ વીનતીજી, માનીજે જિનરાજજી;
જ્ઞાનવિમલસૂરિતણાંજી, સારો વંછિતકાજજી ॥ આ૦ ૧૨ ॥

---

૧. હવે અહિંથી છુટક છુટક ચોવીશતીર્થંકરોના સ્તવનો ક્રમવાર શરૂ થાય છે. ૨ વૃક્ષ. ૩ બલદ. ૪ બાહુબલીનું વિશેષણ. ૫ આરિશાભુવનમાં. ૬ અયાચી એટલે ફરિને યાચના ન કરે તેવો ધનવાન. ૭ ગરીબ.

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

રાગ– જિનવર જયકારી એ દેશી.

આદીસર અવધારિયે મ્હારા નાથજીરે,
દાસતણી અરદાસ કે શિવપુરસાથજીરે;
એટલાદિન ભવમાં ભમ્યો મ્હારા૦, છોડી હુવે દુખપાશ કે શિવ૦ ॥૧॥
તુમવિણ કુણ મુજ પૂરશે મ્હારા૦, મનવંછિત અભિલાષ કે શિવ૦
મીઠું તુજ દરિસણ ઘણું મ્હારા૦,સાખસુધા માનું દ્રાખ કે શિવ૦ ॥૨॥
બાંહ્યગ્રહ્યા કેમ છોડીયે મ્હારા૦, તેહને કવણ આધાર કે શિવ૦
નેહ નજર શું નિરખતાં મ્હારા૦, આનંદ અધિક અપારકે કે શિવ૦ ॥૩॥
આવી વિલગા પાઉલે મ્હારા૦, તે મેલીએ કેમ કે શિવ૦;
મહેર કરીને મનાવીયે મ્હારા૦, [1]યોગક્ષેમ કરી પ્રેમ કે શિવ૦ ॥૪॥
[2]ગુનહી તોહી આપણો મ્હારા૦, લેખવીયે મહારાજ કે શિવ૦;
તુમ વિણ અવર ન ઓલગું મ્હારા૦, વહીયે સેવકલાજ કે શિવ૦ ॥૫॥
મનમધુકર તુમ [3]પદકજે મ્હારા૦, લીનો ગુણમકરંદ કે શિવ૦;
તે અલગો ન રહે કદા મ્હારા૦, સુણી મરૂદેવીનો નંદ કે શિવ૦ ॥૬॥
લેખવશો જો આપણો મ્હારા૦, તો માનીશ કોડિપસાય કે શિવ૦;
દેશો તો તુમહી ભલા મ્હારા૦, અવર ન આવે દાય કે શિવ૦ ॥૭॥
ઘણું ઘણું શું વીનવું મ્હારા૦, તાહરો એક આધાર કે શિવ૦;
જ્ઞાનવિમલ સુખસંપદા મ્હારા૦, લહીયે તુમ દીદાર કે શિવ૦ ॥૮॥

---

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

પ્યારો લાગે સારો લાગે, આછો લાગે રાજ,
રૂષભજિણંદ મને પ્યારો લાગે રાજ,
પ્યારો લાગે સારો લાગે નીકો લાગે રાજ રૂષભજિણંદ—
મરૂદેવાના જાયારે મને પ્યારો લાગે રાજ; ॥ એ આંકણી. ॥
નાભિરાયાકુલચંદ રૂષભજિણંદ,
દીપે દીપે દુનિયામાં જિસ્યોરે દિણંદ ॥ મને પ્યારો૦ ॥ ૧ ॥
ટાલ્યો ટાલ્યો મિથ્યાત કિયોરે ઉદ્યોત,
જાગી જાગી ભવિજન અંતરંગ જ્યોત; ॥ મને પ્યારો૦ ॥ ૨ ॥

---

૧ ન મલેલી વસ્તુને મેળવવી તે યોગ અને મલેલી વસ્તુનું રક્ષણ કરવું તે ક્ષેમ. ૨ અપરાધી. ૩ ચરણકમલ.

પામ્યો પામ્યો હવે તુજ ચરણનિવાસ,
અધિક અધિક પ્રભુ! પૂરો માહરી આશ ॥ મને પ્યારો૦ ॥ ૩॥
ધર્મ ચતુર્વિધ કીયોરે પ્રકાશ,
આપે આપે અનુભવજ્ઞાનઉલ્લાસ; ॥ મને પ્યારો૦ ॥ ૪ ॥
ભમ્યો ભમ્યો હુંતો એતા દિવસ અજાણ,
સુણી નહિં શુભચિત્ત પ્રભુમુખવાણ; ॥ મને પ્યારો૦ ॥ ૫ ॥
આપો આપો હવે મુજ જ્ઞાનપ્રકાશ,
જ્ઞાનવિમલપ્રભુવચનવિલાસ ॥ મને પ્યારો૦ ॥ ૬ ॥
માંગું માંગું મહાનંદપદ મોરા દેવ,
સાચે ચિત્તે દેજો સાહિબા ચરણની સેવ ॥ મને પ્યારો૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

### રાગ—અલિ અલિ કેં કદિ આવેંગા એ દેશી.

આજ અધિકઆનંદશું, મેં ભેટ્યા આદિજિણંદ હો,
નાભિનરેસરકુલતિલો, મરૂદેવી કેરો નંદ હો ॥ આ૦ ॥ ૧ ॥
પુરવપુણ્યપસાઉલે, પામ્યો મેં તુજ દીદાર હો;
જેમનિરધન નિધી પામે, [1]મરૂમાંહિ જિમ સહકારહો ॥ આ૦ ॥ ૨ ॥
[2]લવસત્તમ સુરવરતણાં, મનસંશયમેટનહાર હો;
અલગપણે તે ઢુકડા, તેં રાખ્યા ચિત્તમઝાર હો ॥ આ૦ ॥ ૩ ॥
તો મુજને કેમ અવગણો, સેવક ધારો પ્રભુ ચિત્ત હો;
સરસસુધારસનયણડે, નિરખો સાહિબ જગમિત્ત હો ॥ આ૦ ॥ ૪ ॥
વૃષલંછન કંચનવને, પ્રભુ શરણાગતપ્રતિપાલ હો;
નિષ્કારણ ઉપગારીઓ, તુઝ નામે મંગલમાલ હો ॥ આ૦ ॥ ૫ ॥
શ્રીરિસહેસર સંથુણ્યો, મુઝ સિધ્યાં સઘળાં કાજ હો
ધીરવિમલકવિરાજનો [3]નય પ્રણમે શ્રીજિનરાજ હો ॥ આ૦ ॥ ૬ ॥

---

૧. મારવાડમાં જેમ આંબો. ૨. લવસત્તમ એટલે સર્વાર્થસિદ્ધ વિમાનવાસીદેવ. ૩. શ્રીનયવિમલગણી.

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

રાગ—હાલરડાના ગીતની દેશી.

આદીસરઅરિહંતરે જગજીવન સામી, હાંરે મનમોહન સામી;
મારા અંતરયામી મે પુણ્યે પામી સાચી સેવારે જિનજી તાહરીરે,
તું પરમકૃપાળરે જગ૦, ભાગ્યદશારે જાગી માહરીરે ॥ ૧ ॥
ભેટણ તુજ ભગવંતરે જગ૦, દીવસઘણાનો મને અલજયોરે;
મહિમા તુજ મહમંતરે, નિરખી હેજેરે પાવન હું થયોરે ॥ ૨ ॥
મરૂદેવીનો નંદરે જગ૦, મનડું મોહ્યુંરે મૂરતિ પેખીનેરે;
તુંહિજ સુરતરૂકંદરે જગ૦, મહેરકરોરે સેવકદેખીનેરે ॥ ૩ ॥
આવ્યો તુજ દરબારરે જગ૦, બાંહ્યગ્રહીને સેવક તારીયેરે
તુંહિજ પૂરણ આશરે જગ૦, દુખડાં સઘલાંરે આજ નિવારીયેરે ॥ ૪ ॥
સુણીયે પરતો પૂરરે જગ૦, ઉલટધરીને આવે ઉમહ્યારે
દશદિશ તાહરી યાત્રરે જગ૦, સંઘસઘલારે સાહિબ સામહ્યારે ॥ ૫ ॥
આપનો સેવક જાણીનેરે જગ૦, *મહેર કરોરે હિયડાહેજશુંરે;
જ્ઞાનવિમલ કહે નિત્યરે જગ૦, સુખડાં સઘલારે તાહરા તેજશુંરે ॥ ૬ ॥

---

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

રાગ—રામકલી.

તુમ દરિસણ ભલે પાયો પ્રથમજિન તુમ૦
નાભીનરેસરનંદન નિરૂપમ, માતામારૂદેવીજાયો ॥ પ્ર૦ ૧ ॥
આજ અમીયરસજલધરવૂઠયો, માગું ગંગાજલનાહો;
[1]સુરતરૂ [2]સુરમણીપ્રમુખ અનોપમ, તે સવિ આજ મેં પાયો॥પ્ર૦ ૨ ॥
જુગલાધર્મનિવારણ તારણ, જગજને મંડપ વાહો;
પ્રભુ તુજ શાસનવાસનશકતે, અંતરવૈરિ હરાયો ॥ પ્ર૦ ૨ ॥
કુગુરૂકુદેવકુધર્મકુવાસન, કાલઅનંત વહાયો;
મેં પ્રભુ આજથી નિશ્ચયકીનો, સો મિથ્યાત ગમાયો ॥ પ્ર૦ ૪ ॥
બેરબેરં વિનતી કરૂં ઇતની, તુમ સેવારસ પાયો;
જ્ઞાનવિમલપ્રભુ સાહિબ સુનજરે, સમકિતપૂરણ સવાયો ॥ પ્ર૦ ૫ ॥

---

*મોજ ઈત્યપિ. ૧ કલ્પવૃક્ષ. ૨ ચિંતામણી.

## અથ શ્રીઅજિતનાથજિન સ્તવન.

અજિતજિન તુમશું પ્રીતિ બંધાણી ॥ તુમશું૦ ॥
અજિતજિન તુમશું પ્રીતિ બંધાણી ॥ આંકણી૦ ॥
જિતશત્રુનૃપનંદન [1]નંદન, ચંદનશીતલવાણી; ॥અ૦॥ ૧ ॥
માતઉદરવસતે પ્રભુ તુમચી, અચરિજ એહ કહાણી;
સોગઠપાશે રમતે જીત્યો, પ્રીતમ વિજયારાણી ॥અ૦॥ ૨ ॥
તુંહિ નિરંજન રંજન જગજન, તુંહિ અનંતગુણખાણી;
પરમાનંદ પરમપદદાતા, તુજ સમ કો નહિ નાણી ॥અ૦॥ ૩ ॥
ગજલંછન કંચનવનઓપમ, માનુ સોવનપિંગાણી;
તુજ વદન પ્રતિબિંબિતશોભિત, વંદત સુરઇંદ્રાણી ॥અ૦॥ ૪ ॥
અજિતજિનેશ્વર કેસરચરચિત, કોમલ કમલસમ [2]પાણી;
જ્ઞાનવિમલપ્રભુગુણગણભણતાં,શિવસુખરયણની ખાણી ॥અ૦॥ ૫ ॥

---

## અથ શ્રીશંભવનાથજિન સ્તવન.

સાહિબ સાંભળો રે, સંભવ અરજ અમારી;
ભવોભવ હું ભમ્યો રે, ન લહિ સેવા તુમારી.
નરકનિગોદમાં રે તિહાં હું બહુભવભમીયો;
તુમવિના દુઃખ સહ્યાં રે, [3]અહોનિશ ક્રોધે ધમધમિયો ॥સા૦॥ ૧ ॥
ઇંદ્રિયવશ પડયોરે, પાલ્યાં વ્રત નવિ સૂંસે;
ત્રસ પણ નવિ ગણ્યારે, હણીયા થાવર હુંસે.
વ્રત ચિત્ત નવી ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું;
પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડલું ખોલ્યું. ॥સા૦॥ ૨ ॥
ચોરી મેં કરી રે, ચઉવિહઅદત્ત ન ટાલ્યું,
શ્રીજિનઆણશું રે, મેં નવિ સંજમ પાલ્યું;
[4]મધુકરતણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો;
રસનાલાલચે રે, નીરસ પિંડ ઉવેખ્યો ॥સા૦॥ ૩ ॥
નરભવ દોહિલો રે, પામી મોહવશ પડિયો;
પરસ્ત્રીદેખીને રે, મુજ મન તિહાં જઈ અડિયો.

---

૧ આનંદકારી. ૨ હાથ. ૩ રાતને દિવસ. ૪ ભમરાની પેઠે.

કામ ન કો સર્યાં રે, પાપે પીંડ મેં ભરીઓ;
શુદ્ધિ બુદ્ધિ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીઓ ॥સા૦॥ ૪ ॥
લક્ષ્મીની લાલચે રે, મેં બહુદીનતા દાખી;
તોપણ નવી મલી રે, મલી તો નવિ રહી રાખી.
જે જન અભિલષે રે, તે તો તેહથી નાશે;
તૃણસમ જે ગણે રે, તેહની નિત રહે પાસે ॥સા૦॥ ૫ ॥
ધન ધન તે નરા રે, એહનો મોહ વિછોડી;
વિષયનિવારીને રે, જેહને ધર્મમાં જોડી.
અભક્ષ તે મેં ભખ્યાંરે, રાત્રિભોજન કીધાં;
વ્રત નવિ પાળીયાં રે, જેહવાં મુખથી લીધાં ॥સા૦॥ ૬ ॥
અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મલીયો;
તુમવિના કોણ દિયે રે, બોધિરયણ મુજ બલિયો.
સંભવ આપજો રે, ચરણકમલ તુમ સેવા;
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા ॥સા૦॥ ૭ ॥

---

## અથ શ્રીસંભવનાથજિન સ્તવન.

### રાગ—સહજ સંવેગી સુંદર આતમા એ દેશી.

સંભવ [1]સંભવ સહજસુમતિતણો, ભવભયભંજણહારજી;
નિરૂપમસમતાસુંદરસુંદરી, હૃદયે મુગતાહારજી. ॥ સંભવ૦ ૧ ॥
તુમ મુખમુદ્રા મનમાં ભાવતે, દીઠા મેં પરતખ્ખજી;
પુણ્યદિશા પ્રગટી મુજ પરગડી, જન્મ સફળ થયો લખ્ખજી;
॥ સંભવ૦ ॥ ૨ ॥
કોઇક અનુભવ એહવો પ્રગટયો, વચને તે ન કહાયજી;
[2]મૂંગ ગોલગલ્યા અનુભવ પરે, તે જાણે જિનરાયજી ॥સંભવ૦॥ ૩ ॥
પંડિત વીરે રે 'દૈવત'ઉલ્લસ્યું, તેહથી પ્રસર્યો નેહજી;
ચંદ્રકિરણથીરે રયણાયર[3] વધે, નવિ હોયે તસ છેહજી.
॥ સંભવ૦ ॥ ૪ ॥

---

૧ ઉત્પન્નકરનાર. ૨ જેમ મૂંગો માણસ ગોલ ખાય અને ગોલની મીઠાશ પોતે જાણતો છતો બીજાઓને જણાવવા માટે અશક્ત છે તેમ અહિં કેવલિમહારાજનું પણ જાણવું. ૩ સમુદ્ર.

સકલસમીહિત[1] પૂરણસુરતરૂ[2], સેનાનંદન વંદોજી;
જ્ઞાનવિમલગુણરયણનો આગરૂ, સોહગસુરતરૂકંદોજી
॥ સંભવ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસુમતિનાથજિન સ્તવન.

તુમહો બહુઉપગારી સુમતિજિન તુમહો બહુઉપગારી;
મેઘનૃપનંદન આનંદન, મંગલા માત તુમારી ॥ સુ૦ ॥ ૧ ॥
પંચમજિન પંચમીગતિદાતા પંચમહાવ્રતધારી;
પંચવિષયવિકારરહિત જિન, પંચમનાણવિચારી ॥ સુ૦ ॥ ૨ ॥
પ્રભુ તુમ દરિસણ નિશ્ચયકીનો, સેવું સેવા તુમારી;
સુમતિસુવાસ વસીં મનભીતર, ક્યા કરે કુમતી બિચારી ॥ સુ૦ ॥ ૩ ॥
જ્યું ઘૃત દુધ સુવાસ કુસુમમેં, પ્રીતિ બની એકતારી;
દિલ ભરી દિલ દેખી સાહિબકો, વિરચે કોણ વિચારી ॥ સુ૦ ॥ ૪ ॥
સુરતરૂસુરમણિથી તુમ આણા, અધિક લગી મોહે પ્યારી.
જિણથી દૂરે ગઇ ભવભવકી દુરગતિ અલશે અટારી ॥ સુ૦ ॥ ૫ ॥
તીનભુવનમનમોહનસાહિબ સેવે સુરનરનારી;
જ્ઞાનવિમલપ્રભુચરણશરણકી જાઉં મેં બલિહારી ॥ સુ૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીચંદ્રપ્રભજિન સ્તવન.

રાગ—મુજરો નયણારો એ દેશી.

શ્રીચંદ્રપ્રભજિનરાજજી ચંદ્રપુરી જસ વાસ,
મુજરો છે મ્હારો સુણ જિનરાજ, સવિ શિરતાજ, સવિ મુજકાજ;
[3]સીધલા આજ ॥ મુજરો૦ ॥
ચંદ્રકિરણથી ઉજલોરે, કાંઇ પ્રસર્યો જગે જશવાસ ॥ મુ૦ ૧ ॥
ચંદ્રલંછન ચંદરૂચિ વાને, કાંઇ ચંદ્રશીતલ દીદાર; ॥ મુ૦
[4]સૂરતિ સુંદર સોહિએરે, ત્રિભુવનમોહનગાર ॥ મુ૦ ૨ ॥
જિણદિનથી તુમને શિરધર્યારે, કાંઇ તિણદીનથી જયકાર ॥ મુ૦
કલ્પતરૂ ઘરઆંગણેરે, કાંઇ તિહાં નહિ દુઃખસંચાર ॥ મુ૦ ૩ ॥

---

૧ મનોવાંછિત. ૨ કલ્પવૃક્ષ. ૩ સિધ્યા. ૪ મૂરતી ઇસપિ.

જેણે [1]કાનને રહે કેશરીરે, કાંઇ તિહાં નહિ દુષ્ટપ્રચાર ॥ મુ૦
જિહાં [2]દિનકરકર વિસ્તરેરે, કાંઇ તિહાં નહિ [3]તિમિરવિકાર ॥ મુ૦ ૪ ॥
[4]ભુજંગપરાભવ તિહાં નહિરે, કાંઇ જિહાં કરે મોર [5]કિંગાર ॥ મુ૦
તિહાં [6]દુર્ભિક્ષ ન વિસ્તરેરે, કાંઇ જિહાં [7]પુષ્કરજલધાર ॥ મુ૦ ૫ ॥
તિણપરે પ્રભુ તુમ્હે ચિત્તવશેરે, કાંઇ ન રહે પાપલગાર ॥ મુ૦
મહસેનનૃપકુલચંદલોરે, કાંઈ લક્ષ્મણામાતમલ્હાર ॥ મુ૦ ૬ ॥
[8]અઠ્ઠમચંદ્ર સવિ સુખકરૂરે, કાંઈ અચારજ એહ ઉદાર ॥ મુ૦
નયનચકોરા ઉલ્લસ્યારે, કાંઈ નિરખી તુમ દીદાર ॥ મુ૦ ૭ ॥
જ્ઞાનવિમલચઢતીકળારે, કાંઈ તાહરી અક્ષય અપાર ॥ મુ૦
અનુભવસુખ સહજે મિલેરે, કાંઇ એહ પ્રભુઉપગાર ॥ મુ૦ ૮ ॥

---

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

શીતલજિન સોહામણો માહરા બાલુડા
હુલરાવે નંદા માય, માહરા નાનડીયા.
રત્નસમોવડિ તું અછે મા૦ દીઠે અમ સુખ થાય મા૦ ॥ ૧ ॥
મુખડે ચંદ હરાવિયો માહરા બાલુડા, તેજે સૂરજ કોડી—મા૦
રૂપ અનોપમ તાહરૂં મા૦, અવર ન તાહરી જોડી—મા૦ ॥ ૨ ॥
આંખડી કમલની પાંખડી મા૦, ચાલે હાર્યા હંસ—મા૦
તુજથી અમ સોભાગીયા મા૦, પવિત્ર કર્યો અમ વંશ—મા૦ ॥ ૩ ॥
જે ભાવે તે સુખડી મા૦, લિઓ આપું ધરી નેહ—મા૦
ખોલામાંહી બેસીયે મા૦, તું અમ મનોરથ [9]મેહ—મા૦ ॥ ૪ ॥
[10]અમીયસમાણે બોલડે મા૦, બોલો ચતુરસુજાણ—મા૦
ભામણડે હું તાહરે મા૦, તું અમ જીવનપ્રાણ—મા૦ ॥ ૫ ॥
ખમાખમા મુખે ઉચરે મા૦, જીવો કોડિવરીસ—મા૦
જ્ઞાનવિમલજિનને માવડી મા૦, દિયે એમ નિત આશીષ—મા૦ ॥ ૬ ॥

---

૧ વનમાં. ૨ સૂર્ય. ૩ અંધારૂ. ૪ સર્પ. ૫ મોરનો શબ્દ. ૬ દુકાલ. ૭ પુષ્કરાવર્તમેઘ. ૮ જ્યોતિઃશાસ્ત્રમાં માણસોને આઠમો ચંદ્ર દુખકારી કહેલ છે પણ અહિં આઠમા ચંદ્રપ્રભસ્વામી સુખકારી છે એ આશ્ચર્ય. અહિં ભીમો ભીમસેન એ ન્યાયથી ચંદ્રશબ્દવડે ચંદ્રપ્રભસ્વામીનું પણ ગ્રહણ કરાય છે. ૯ મેઘ. ૧૦ અમૃતસમાને.

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

રાગ—વેલાઉલ.

સુગુણ સોભાગી સાહિબા, શીતલજિનરાયા;
પ્રહસમે પ્રેમે પેખતાં, સવિ વાંછિત પાયા ॥ સુ૦ ॥ ૧ ॥
[1]સુરઘટ સુરમણી સુરગવી સહજે હરી આય;
નામ તુમ્હારૂ ધ્યાવતે, મિથ્યાત ગમાયા ॥ સુ૦ ॥ ૨ ॥
વંદનપૂજનગુણથુણે, થઇ પાવન કાયા;
દૃઢરથનૃપકુલદિનમણી, નંદામાતાજાયા ॥ સુ૦ ॥ ૩ ॥
એહિજ સિદ્ધનું બીજ છે એ સમકિત છાયા;
તુમ આણારૂચિ વર્ત્તવું નહી [2]દંભને માયા; ॥ સુ૦ ॥ ૪ ॥
શ્રીવત્સલાંછન સોહીયે, કંચનવનકાયા,
જ્ઞાનવિમલપ્રભુગુણઘણા, ભવિ ભાવે ગાયા; ॥ સુ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

રાગ—ભૂપાલી.

શ્રીશીતલજિનનું ધર ધ્યાન, ત્રિકરણ*શુદ્ધે આતમરામ;
॥ શ્રી૦ ॥ ૧ ॥
જિમ હુયે શીતલવિષયકષાય, ન ચલે દુશ્મનકેરા દાય;
॥ શ્રી૦ ॥ ૨ ॥
વીતરાગતા જિણ પરે થાય, અકલ અરૂપનો એહ ઉપાય
॥ શ્રી૦ ॥ ૩ ॥
પાવનઆશય ભવભય જાય, પૂજા શબ્દ અર્થે ન થાય;
॥ શ્રી૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલપ્રભુઆણપસાય, શિવસુંદરી મિલિ આવે ધાય
॥ શ્રી૦ ॥ ૫ ॥

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

રાગ—ભૈરવ,

શ્રીશીતલજિનતણા, *ચરણકજ સેવરે,

---

૧ કામકુંભ. ૨ કપટ. * મ.વચનકાયા. * ચરણકમલ.

[1]પ્રહસમે પ્રેમશું પૂજે નિતમેવરે ॥ શીતલ૦ ॥ ૧ ॥
માતગર્ભે છતે [2]કરફરસભાવરે,
[3]જનકતનુથી ગયો દાહજ્વરતાવરે ॥ શીતલ૦ ॥ ૨ ॥
એહવો ગર્ભમાં દેખી અનુભાવરે,
દ્રવ્યથી શીતલનામ સદા ભાવરે ॥ શીતલ૦ ॥ ૩ ॥
ભાવથી ભવદવતાપની શાંતિરે,
સકલજિનવર હોય નહી તિહાં ભ્રાંતિરે ॥ શીતલ ॥ ૪ ॥
ઇણિવિધે શીતલતા એમ ધારરે,
જ્ઞાનવિમલાદિગુણસુજસવિસ્તારરે ॥ શીતલ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીશ્રેયાંસનાથજિન સ્તવન.

### રાગ—નીંદલડીવેરણહુઇરહી એ દેશી.

શ્રીશ્રેયાંશજિણંદનું, મેં નિરખ્યું હો અપૂરવમુખચંદતો,
નયનચકોરા ઉલ્લસ્યા, સુખપામ્યા હો જિમ સુરતરૂકંદતો
॥ શ્રી૦ ॥ ૧ ॥
[4]બિહુપખે પૂરણ સર્વદા, ત્રિભુવનમાં હો એ પ્રગટ પ્રકાશતો;
ઉદયકરણ અહનિશ અછે, વળી કરતો હો ભવિકુમુદવિકાશતો,
॥ શ્રી૦ ॥ ૨ ॥
દોષાકરકદીએ નહિં, નિકલંકી હો નહિ જલાધિપ્રસંગતો
[5]મિત્રઉદયકરે અતિઘણો, પક્ષપાતી હો નહિ જેહ અસંગતો;
॥ શ્રી૦ ॥ ૩ ॥
તેજથકી સવિ [6]તમ હરે, નવિ રૂંધે હો વાદલ જસ છાયતો;
ગુરૂબુધજન સેવે સદા, શુભકામે હો ધરે તાસ સહાયતો.
॥ શ્રી૦ ॥ ૪ ॥
અનુભવ[7]જલનિધિઉલ્લસે, આનંદિત હો હોઇ ભવિજનકોકતો.
સરસસુધારસવયણથી, વળી નાશે હો મિથ્યામતશોકતો;
॥ શ્રી૦ ॥ ૫ ॥

---

૧ પ્રભાતે. ૨ હાથ. ૩ પોતાના પિતાના શરીરથી. ૪ શુકલપક્ષેને કૃષ્ણપક્ષે. ૫ મિત્ર અને પક્ષે સૂર્ય. ૬ અંધકાર. ૭ સમુદ્ર.

જ્ઞાનવિમલપ્રભુતા ઘણી, જસ નામે હો હોઈ આણંદ આણંદતો;
વિષ્ણુનૃપતિકુલદિનમણી,[1] અગીઆરમો હો વંદુ જિનચંદતો.
॥ શ્રી૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીવિમલનાથજિન સ્તવન.

### દેશી—મોતીડાની.

વિમલજિનેશ્વર જગતને પ્યારો.
જીવનપ્રાણઆધાર હુમારો,
સાહિબા મોહે વિમલજિણંદા;
મોહના શમસુરતરૂકંદા ॥ સાહિબા૦ ॥ ૧ ॥
સાતરાજ અલગો જઈ વસીયો,
પણ મુજ ભક્તિતણો છે રસીયો; ॥ સાહિબા૦ ॥ ૨ ॥
મુજ ચિત્તઅંતર કર્યું કરિ જાસી,
સેવક સુખીએ પ્રભુશાબાસી ॥ સાહિબા૦ ॥ ૩ ॥
આલસ કરશો જો સુખદેવા,
તો કુણ કરશે તુમચી સેવા ॥ સાહિબા૦ ॥ ૪ ॥
મોહાદિકદલથી ઉગારો.
જન્મજરાના દુઃખનિવારો ॥ સાહિબા૦ ॥ ૫ ॥
સેવકદુઃખજો સ્વામી ન ભંજે,
પૂરવપાતિક નહી મુજ મંજે ॥ સાહિબા૦ ॥ ૬ ॥
તો કુણ બીજો આશા પૂરે,
સાહિબ કાંઇ ઇચ્છિત પૂરે ॥ સાહિબા૦ ॥ ૭ ॥
જ્ઞાનવિમલસૂરિ જિનગુણ ગાવે,
સહેજે સમકિતગુણ બહુ પાવે ॥ સાહિબા૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીવિમલનાથજિન સ્તવન.

મેરો તુંહિ [2]ધની હો વિમલજિન તુમશું પ્રીતિ બની;
જન્મ જન્મ અબ નિશ્ચયકીનો, મેરો તુંહિ ધની ॥ હો વિ૦ ૧ ॥

---

૧ સૂર્ય. ૨ ધણી.

થા દિનથેં મેં દરિસણ પાયો, તાથેં કુમતી હણી;
અલ્પમતિ મેં તુમ ગુણગણતાં, કહેતાં ન જાયે ઘણી ॥ હો વિ૦ ૨ ॥
સકલલોકમેં સંગત કરતી, તોરી કીરતિક[1]ની;
જ્યું સુરપતિ[2]મંદરગિરિપૂજતે, તેસેં શોભ બની ॥ હો વિ૦ ૩ ॥
હરિહરબ્રહ્મપુરંદરકું કહે, મૂરખ દેવદની;
રાગદ્વેષમદમોહે દેખ્યા, (ના) કુમતિકલાકફની ॥ હો વિ૦ ૪ ॥
વારે વારે વીનતિકરૂં ઈતની, પ્રભુ પદવી દ્યો અપની
જ્ઞાનવિમલપ્રભુ નિત ગુણગાવે,સમકિતરયણ[3]ખની ॥ હો વિ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

### રાગ—પ્રભાતી.

આવોરે અનંતજિન ભેટવા જઇએ.
પ્રહસમે જિનમુખનિરખી પાવન થઇએ ॥ ૧ ॥
નિર્મલજલભરીકલશ ને લ્યાવો;
પ્રભુજીને ન્હાવણ કરંતા નીરજભાવો ॥ આવો૦ ॥ ૨ ॥
બાવનાચંદને પૂજો જિનવર અંગ,
વિષયકષાયતાપ ટાળી શીતલસંગે ॥ આવો૦ ॥ ૩ ॥
ભક્તિ વિવિધ કરી ભાવના ભાવો,
દોહગદુરગતિ કેરાં દુઃખ દૂરે ગમાવો ॥ આવો૦ ॥ ૪ ॥
પંચવરણકુસુમની માલા
કંઠે આરોપો શુભગંધવિશાલા ॥ આવો૦ ॥ ૫ ॥
સરસમેવા વળી પકવાનની જાતિ,
નૈવેદ્યપૂજાકરો નવનવ ભાતે ॥ આવો૦ ॥ ૬ ॥
મુકુટકુંડલબહુભૂષણ થાપો,
વિનતી કરી કહુ બોધિબીજ આપો ॥ આવો૦ ॥ ૭ ॥
ભવેભવે ચાહું હું તુમ તણી સેવા,
વાહલી જિમ[4] મયગલને મને રેવા ॥ આવો૦ ॥ ૮ ॥
મોજ મહિરાણ છે એ સાહિબ મ્હારો,
બાંહગ્રહ્યાને એ ભવજલપાર ઉતારો ॥ આવો૦ ॥ ૯ ॥

---

૧ તમારી કીર્તિરૂપ કન્યા. ૨ મંદરગિરિ મેરૂપર્વત. ૩ રખની ઇત્યપિ.
૪ મયગલ એટલે હાથી તેના મને જેમ રેવાનદી.

દાસ અરદાસ કરે સાહેબસેતી,
જ્ઞાનવિમળસૂરીશ્વર અવધારો વીનતિ એતી ॥ આવો૦ ॥ ૧૦ ॥

---

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

રાગ—ત્રિભુવનતારણ તીરથ પાસચિંતામણીરે કે પાસ૦—એ દેશી.

શ્રીઅનંત ભગવંત મહંત ગુણાકરૂરે કે મહંત૦,
અવિનાશી અરિહંત કૃપારસસાગરૂરે કે કૃપા૦;
દોષ અનંતનો અંતકરી તુમ્હે ગુણ લહ્યારે કે કરી૦,
અક્ષયક્ષાયિકભાવ અનંતપણે થયારે કે અનં૦ ॥ ૧ ॥
અલખઅગોચરચરિત્ર પવિત્ર છે તાહરૂં રે કે પવિ૦
કલ્પનાકોડિવિચિત્રચરિત્રચિત્ત માહરૂં રે કે ચ૦;
કિમ કરી વર્ણવ્યું જાય [1]અમાયિપણે કહું રે કે અમા૦,
પણ તુઝ ભક્તિવિશેષ થકી કાંઇક લહું રે કે થકી૦ ॥ ૨ ॥
ભક્તિ ભક્તિ સહુકોઇ કરૂં કરો એમ કહેરે કે કરૂં૦,
પણ તે ભક્તિસ્વરૂપ કેઈ વિરલા લહેરે કે કેઈ૦;
ભક્તિ અબંધકરૂપઅછે પરમાતમારે કે અછે૦,
નિર્વિકલ્પનિજભાવ તિહાં, નહી કોઈ તમારે કે તિ૦ ॥ ૩ ॥
ભવસ્થિતિઅંતે તેહ અનંતપણે હુઇરે કે અનં૦,
ભિન્નભિન્ન કરે ભાવ કરે તે જૂજૂઇરે કે કરે તે૦,
તુજ આણા પરમાણ જે આગમઅભ્યાસેરે જે આ૦,
તેહિજ ભક્તિવિશેષ જિહાં મન ઉલ્લસેરે કે જિહાં૦ ॥ ૪ ॥
અભિલાષી અભિલાષ ધરીને દુર્દશારે કે ધરી૦,
જે દેખાડે ભક્તિ તે પાસે ગરજ સારેરે કે તે પાસે૦,
વિવિધ પ્રકારે ભક્તિ કરૂં મુખે ઇમ વદેરે કે કરૂં૦,
દ્રવ્યસ્તવ ઉપચાર પ્રમુખ ધરતા હદે રે કે પ્રમુ૦, ॥ ૫ ॥
ભક્તિ અછે એકાંગે એ કારણ તેહનારે કે કાર૦;
પૂજ્યપૂજક એકહેતુ ત્રિહું પરમાંગનારે કે ત્રિ૦,
પણ પરમારથ એહ લહેજો તુજ કૃપારે કે લહે જો૦
બોધિબીજશુદ્ધવાસસુધારસની પ્રથારે કે સુધા૦ ॥ ૬ ॥

---

[1] નિષ્કપટપણે.

કર્મમર્મના ભેદ ખેદ અવિધિને રે કે ખેદ૦,
વેદ તુજ ગુણરૂપ ભજે નિજસંધિને રે કે ભજે૦;
ભક્તિતણો એ અર્થ સમર્થપણું ધરે રે કે સમ૦,
તે પરમારથ ભક્તે કરી ભવજલતરેરે કે કરી૦ ॥ ૭ ॥
દ્રવ્યે હિંસા હોય પ્રથમ કેઈ એમ લવેરે કે પ્રથ૦.
કૂપતણો દ્રષ્ટાંત કહીને ઇમ મવે રે કે કહી૦;
પણ પરમારથ તાસ લહે નવિ પાધરો રે કે લહે૦,
ગુણઠાણે વ્યવહાર ક્રિયા ઇમ ચિત્તધરોરે કે ક્રિયા૦ ॥ ૮ ॥
સિંહસેનનૃપવંશમહોદધિ ચંદ્રમા રે કે મહો૦,
સુજસામાતા શેનલંછન જિન ચૌદમા રે કે લંછન૦;
જ્ઞાનવિમલસુપ્રકાશ દુરિતતમ જીપતા રે કે દુરિ૦,
ઇંદ્રિભુવન જિનરાજ અધિકગુણ દીપતા રે કે અધિ૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

રાગ—જિનરશ્મિવડારે એ દેશી.

અનંતજિણંદશું રે કીધો અવિહડ નેહ,
ખિણખિણ સાંભળે રે જિમ ચાતકમન મેહ;
તેતો સ્વારથી રે આ પરમારથ હોય,
અનુભવલીલમાં રે લીણ્યો ભેદ ન હોય. ॥ અ૦ ॥ ૧ ॥
સહજસ્વભાવથી રે સહુના છો રે આધાર,
કિમ કરી પામીયે રે મોટાદિલતણો પાર;
પણ એક આશરો રે પામ્યો છે નિરધાર,
સુનજરે જોયતાં રે કીધા બહુ ઉપગાર. ॥ અ૦ ॥ ૨ ॥
જિન ગુણ તાહરારે લખીયા કિમહિ ન જાય,
ભવને ભવાંતરે રે પાઠે પણ ન કહાય;
અંતમદર્પણે રે પ્રતિબિંબ્યા સવિ તેહ,
ભક્તિપ્રભાવથી રે અચરિજ મોટું છે એહ. ॥ અ૦ ॥ ૩ ॥
કે કોઇ હાણિ છે રે કે કોઇ બેસે છે દામ,
એક ગુણ તાહરો રે દેતાં કહું કિશું સ્વામિ;
ખોટ ન તાહરે રે થાશે સેવકકામ,
યશ તુમ વાધશ્યે રે એક ક્રિયા દોઇ કામ. ॥ અ૦ ॥ ૪ ॥

અરજસુણી કરી રે સુપ્રસન્નથઇ હવે સ્વામિ,
એક ગુણ આપીએ રે નિર્મલ તત્ત્વશ્રદ્ધાન;
શક્તિસ્વભાવથી રે નાઠા દુશ્મન દુરિ,
વાંછિત નીપન્યારે ઇમ કહે જ્ઞાનવિમલસૂરિ. ॥ અ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

રાગ—મલ્હાર.

અક્ષય અનંત સુખદાઈ અનંતજિન અક્ષયઅનંત સુખદાઈ;
સિંહસેનનૃપવંશવિભૂષણ સુયશારાણી માઇ. ॥ અનંત૦॥ ૧ ॥
કાલ અનાદિઅનંત ફિરતથે, તુમ સેવા અબ પાઇ;
નિરાગીશું રાગ અકૃત્રિમ, એહિજ હાસ વઢાઇ. ॥અ૦॥ ૨ ॥
તપજપ ધ્યાનપાન મુજ એહી, યાહીજ સુકૃતકમાઇ;
શ્રવણ મનન નત ત્રિકરણથી શિરે, મેં તુહ આણા ચઢાઇ. ॥અ૦॥ ૩ ॥
જ્ઞાનવિમલપ્રભુ અક્ષય અનંતગુણ, તું [1]અકષાઈ અમાઈ;
સેવક આપસમાન કરે જે, તેહિજ સ્વામિભલાઈ. ॥ અ૦॥ ૪ ॥

---

## અથ શ્રીધર્મનાથજિન સ્તવન.

રાગ—ફાગ.

ધર્મજિનેશ્વર ધર્મનો ધોરી, ગોરી કીરતિ જાસ;
જોરી પ્રીતિ પ્રભુ તુમ્હ સેતી, છોરી ન જાવત પાસ.
પ્રભુ સાહિબ મેરે મનવસ્યો હો, જિમ વસ્યો આતમરામ.
॥પ્રભુ૦ ॥ ૧ ॥
સાહિબ તુમચે ધ્યાને રાચું, માચું મનમાં એમ;
અહનિશ તુમ ગુણગણના વાંચું, સાચો છે સેવકપ્રેમ ॥ પ્ર૦ ॥ ૨ ॥
સાહિબ દરિસણ પુણ્યે પાયો, આયો તુમ્હ હજૂર;
[2]જાયો આજ થયો હું લેખે, ગાયો જબ તુમ્હ ગુણપૂર ॥ પ્ર૦ ॥ ૩ ॥
લોકલાજથી ચિત્ત ન ચોરૂં, તોરૂં લેતો નામ;
જે તુમ્હ આણા લેખે તે સવિ, તપજપજ્ઞાનને ધ્યાન ॥ પ્ર૦ ॥ ૪ ॥

---

૧ અકષાયી અને અમાયી. ૨ જન્મ્યો.

પામરજાતિ ન જાણે કબહી, નાગરજનની વાત;
જે તુમ્હ પ્રવચન અનુભવકો રસ, નવિ લહે જે મિથ્યાત ॥પ્ર૦ ॥ ૫ ॥
તુંહિ તુંહિ તુંહિ તુંહિ, યુંહિ કરત એકતાન;
લોકપતિ જણ ઓરહીપેખણ, ભક્તિસભાવ અનિદાન ॥પ્ર૦ ॥ ૬ ॥
પ્રભુ તુમ ચરણકમલની સેવા, એ કહેવો ઉપચાર;
માંગ્યા વિણ પણ માત ન પીરસે, એહવો લોકવ્યવહાર ॥ પ્ર૦ ॥ ૭ ॥
ભેદ નહી આતમપરમાતમ, સેવ્ય સેવક કુણ ભાવ;
સહજસભાવ વિભાવનો કરતા, સિદ્ધ સંસારિકભાવ ॥ પ્ર૦ ॥ ૮ ॥
આપબલે અરિદૂરે નિકંદુ, જો તુમ્હ નામસહાય;
મોહનમૂરતિ સુંદરસુરતિ, નિરખંતા આનંદથાય ॥ પ્ર૦ ॥ ૯ ॥
બોધિબીજકો મૂલહે એહી, તુમ્હ શાસન પરતીત;
ત્રિવિધઅવંચકયોગે ભાવે, નિશ્ચયવ્યવહારકી નીત ॥ પ્ર૦ ॥ ૧૦ ॥
વાંછિતદાયક ત્રિભુવનનાયક, ભાનુનરેસર નંદ;
જ્ઞાનવિમલગુણગણમણિરોહણ, સેવે સવિ સુરનરવૃંદ ॥ પ્ર૦ ॥ ૧૧ ॥

---

## અથ શ્રીધર્મનાથજિન સ્તવન.

### રાગ રામગિરિ.

ધર્મજિનવરદરિસણ પાયો, પ્રબલપુણ્યે આજ રે;
માનું ભવજલરાશિતરતાં, જડ્યું જંગી જહાજરે ॥ ધર્મ૦ ॥ ૧ ॥
સુકૃતસુરતરૂ સહેજે ફળીયો, [૧]દુરિત ટલ્યો વેગરે
ભુવનપાવનસ્વામી મિલ્યો, ટાલ્યો સકલ ઉદ્વેગરે ॥ ધર્મ૦ ॥ ૨ ॥
નામસમરૂં [૨]રાતદિહા, પવિત્ર જિહાં હોઇ રે;
ફરીફરી મુજ એહ નિહા, નેહ નયણે જોઇ રે ॥ ધર્મ૦ ॥ ૩ ॥
તુંહિ માતા તુંહિ ત્રાતા, તુંહિ ભ્રાતા [૩]સયણરે;
તુંહિ સુરતરૂ તુંહિ સદ્દગુરૂ, [૪]નિસુણી સેવકવયણરે ॥ ધર્મ૦ ॥ ૪ ॥
આપે વિલસો સુખઅનંતા, રહ્યા દુખથી દૂર રે;
ઇણિપરે કિમ શોભલેશો, કરો દાસહજુર રે ॥ ધર્મ૦ ॥ ૫ ॥
એમ વિચારી ચરણસેવા, દાસને દ્યો દેવ રે;
જ્ઞાનવિમલજિણંદધ્યાને, લહે સુખ નિત્યમેવ રે ॥ ધર્મ૦ ॥ ૬ ॥

---

૧ પાપ. ૨ રાતદિવસ. ૩ સ્વજન. ૪ નિસુણો ઇત્યપિ.

## અથ શ્રીધર્મનાથજિન સ્તવન.

રાગ—દેવગંધાર.

દેખો માઇ અજબરૂપહે તેરો, નેહ નયનસેં નિતુ નિરંખતાં;
જનમ સફલ ભયો મેરો, ॥ દેખો૦ ॥ ૧ ॥
ધર્મજિનેશ્વર ધર્મનો ધોરી, ત્રિભુવનમાંહે વડેરો;
તારકદેવ ન દેખ્યો ભૂતલે, તુમથી કોઇ અનેરો ॥ દેખો૦ ॥ ૨ ॥
જિન તુમકું છોડી ઓરકું ધ્યાવત, કુન પકડત તસ છેરો;
જ્યું [1]કુર્કુટ રોહણગિરી છંડી, શોધિત દે ઉકેરો[2] ॥ દેખો૦ ॥ ૩ ॥
પ્રભુસેવાથી ક્ષાયિકસમકિત, સંગલહ્યો અબ તેરો;
જન્મજરામરણાદિકભ્રમણા, વારત ભવભયફેરો ॥ દેખો૦ ॥ ૪ ॥
ભાનુભૂપકુલકમલવિબોધન, તરણિપ્રતાપ ઘણેરો;
જ્ઞાનવિમલપ્રભુચરણકમલકી, સેવા હોત સવેરો ॥ દેખો૦ ૫ ॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

દૂહા.

ચંદ્રકિરણ પરે ઉજલી, શ્રીજિનવરની વાણી;
તે સમરી મતિ શારદા, લહીયે અવિરલવાણિ ॥ ૧ ॥
બારભવ ભેદ કરી, સ્તવશું શાંતિજિણંદ,
પરિઘલ ધનકણસંપજે, પામે પરમાણંદ ॥ ૨ ॥

### ઢાલ ૧ લી.

જંબુદ્વીપભરતમાં રત્નપુર અભિરામ, સર્વગુણ સંપૂર્ણ શ્રીષેણરાજા નામ;
કન્યાને કાજે નિજસુત યુદ્ધ કરંત, દેખી પ્રતિબૂઝયો એ સંસાર દુરંત.

ત્રૂટક.

એ સંસાર દુરંત વિચારી સુંઘે તિહાં વિષકમલ;
શુભધ્યાને બીજે ભવે પહોત્યો દેવકુરુત્તમ યુગલ;
દશવિધ કલ્પવૃક્ષ તિહાં આપે મનવંછિત (કામ) ફલસાર.
તિહાંથી ત્રીજે ભવે સૌધર્મ દેવ તણે અવતાર ॥ ૩ ॥

---

૧ કુકડો. ૨ ઉકરડો.

ચોથે ભવે ભરતે ગિરિવૈતાઢ્યસમીપ,
રથનૂપુરનયરી અર્કકીર્ત્તિ તિહાં ભૂપ;
તસ રાણી જ્યોતિર્માલા નામ ઉદાર,
તસ નંદન નામે અમિતતેજકુમાર.

ત્રૂટક.

અમિતતેજ નૃપપદ પામીને લે દીક્ષા તિહાં સાર,
છવીસદિન અણસણ પાળીને [1]પ્રાણતસુર અવતાર;
હવે છઠ્ઠે ભવે રમણીવિજયે શુભાપુરી અભિરામા,
સ્તિમિતસાગર નામે તિહાં રાજા વસુંધરા તસ [2]રામા ॥ ૪ ॥

તસ સુત અપરાજિત નામે કંચનકાય,
ચોરાશીપૂરવલાખવરસનું આય;
બળદેવ થઇને સોલસહસનૃપ સાથે,
લીયે સંયમ વિધિશું સુંદરસૂરિને હાથે.

ત્રૂટક.

હાથે સંયમ પાલી સૂધો સાતમે ભવે થયા ઇંદ,
બારસમે દેવલોકે પામ્યા પૂરણ પરમાણંદ;
આઠમે ભવે મંગલાવતીવિજયે રત્નસંચયા નગરી,
ક્ષેમંકરતીર્થંકર રાજા રત્નમાલા તસ [3]ઘરણી. ॥ ૫ ॥

તસ [4]અંગજ સોહે શ્રીવજ્રાયુધ નામ,
અનુક્રમે ચક્રિપદ તિહાં પામ્યા અભિરામ,
વ્રત લેઈ અણસણ પાદપોપગમ કરેઈ,
નવમે ભવે ત્રીજે ગ્રૈવેયકે સુર હોઈ.

ત્રૂટક.

સુરહોઇ દશમે ભવે વિજયે પુષ્કલાવતીમાં સોહે,
પુંડરીકિણીનગરી અતિરૂડી સુરનરના મન મોહે;
ઘનરથતીર્થંકર તિહાં રાજા પ્રિયમતી તસ રામા,
તસ સુત સુંદર સહજસૌભાગી મેઘરથ ઇતિ નામા. ॥ ૬ ॥

એકદિન પરશંસે સૌધર્માધિપ ઇંદ,
મેઘરથ સમ બીજો નહિં કોઇ અવર નરિંદ;

---

૧ દશમા દેવલોક. ૨ સ્ત્રી. ૩ સ્ત્રી. ૪ પુત્ર.

દાની ઉપગારી ભરતક્ષેત્ર મઝાર,
ઈમ વયણસુણી સુર કરે પરીક્ષા સાર.

ત્રૂટક.

સારપરીક્ષાને સુરદોઈ રૂપ કરે અતિછાયાં,
પારેવા [1]સિંચાણા કેરાં વયરધરે તિહાં આયાં;
તિહાં નિજ તનુ સાટે પારેવો ઉગારી જશ લીધો,
દાનીમાંહિ શિરોમણિ થઇને નિજભવ સફલ કીધો. ॥ ૭ ॥

એંશીલાખપૂરવ પાળી રાજ અભંગ,
એકલાખપૂરવની પાળી દીક્ષા ચંગ;
અણસણ આરાધી શુભભાવે વિચરંત,
સર્વાર્થસિદ્ધે સુરસુખ લહ્યા અનંત.

ત્રૂટક.

અનંત સુખલહ્યા ઇગ્યારસમે ભવે પામ્યા શાંતિજિણંદ,
હવે બારસમો ભવ ભવિ નીસુણો જિમ હોય પરમાણંદ.
જંબુદ્વીપભરતકુરૂદેશે, હત્થિણાઉર પુર સાર,
વિશ્વસેનરાજા તસ રાણી અચિરા નામ ઉદાર. ॥ ૮ ॥

તસકુખે સરોવરે [2]રાજમરાલ સમાન,
આવી ઉપન્યા જિણવર જગતપ્રધાન;
[3]ભાદ્રપદવદિસાતમ તીથિ ભરણીનક્ષત્ર,
મેષરાશિવહતે મધ્યરાત્રિને અંતે.

ત્રૂટક.

મધ્યરાત્રિને અંતે દેખે ચઉદસુપન મનોહાર,
મને હરખી પરખી નિજચિત્તે કીધો કંથ જુહાર;
સામી અનોપમ ચઉદે વૃષભાદિક અતિસાર,
સુપન લહ્યા મેં તેહ તણો ફલ કહોને અર્થવિચાર. ॥ ૯ ॥

વળતું તવ બોલે મધુરવયણ મહારાજ,
સુત હોશે સુંદર ચક્રી કે જિનરાજ;
કુલદીપક જીપક મોહાદિકરિપુ જેહ,
શુભ લક્ષણલક્ષિત અતિ નિર્મળ જસ દેહ.

---

૧ સિંચાણો પક્ષી. ૨ રાજહંસ. ૩ ભાદરવાવદ સાતમ.

ત્રૂટક.

અતિ નિર્મળ દેહી ગુણગેહી નેહ ઉત્તમ સાથ,
એહવો સુત હોશે આપણને ઇમ બોલે [1]નરનાથ;
એહવાં વયણ સુણીને રાણી હૈયડે હર્ષ ભરાણી,
ગહગહતી પોહતી નિજ ઠામે જય જય કહેતી વાણી. ॥૧૦॥

જબ જિનવર ગર્ભે આવ્યા દેશ મઝારે,
અતિઇતિઉપદ્રવ ટળીઆ તેણી વારે;
તવ બોલે રાજા સુતનો હોશે જન્મ,
તવ શાંતિકુમર ઇતિ થાપશું નામ સુધન્ન.

ત્રૂટક.

દેશું નામ કહે ઇમ વાણી શુભ દોહલા લહે રાણી,
છ દિન અધિક માસ નવ ઉપરે તેરસતિથિ ગુણખાણી;
જયેષ્ઠશુકલપક્ષે [2]રિખભરણી મેષરાશિ થયો ચંદ,
અર્દ્ધરાત્રે જન્મ્યા જબ જિનવર ત્રિભુવન થયો આણંદ. ॥૧૧॥

દુહા.

જિન જન્મ્યા જાણી કરી, આવે જનની પાસ;
છપ્પન્ન દિગ્‌કુમરી તિહાં, પ્રણમે ધરી ઉલ્લાસ. ॥ ૧૨ ॥
[3]સૂતકર્મમહોત્સવ કરી, નિજ નિજ ઠામે જાય;
હવે ઇંદ્ર ઘંટ વજડાવીને, મેલ્યો સુરસમુદાય. ॥ ૧૩ ॥

## ઢાલ ૨ જી.

આજહોની દેશી.

શ્રીજિનજનની પાસ આવે ઇંદ્ર ઉલ્લાસ,
આજ હો ભાવેરે લઇજાવે પ્રભુ પ્રણમી કરીજી ॥ ૧૪ ॥
સુરનરકોડાકોડિ, પ્રણમે બેઉ કરજોડી;
આજહો હરખેરે નિરખે પ્રભુસૂરતિ ભાવશુંજી ॥ ૧૫ ॥
[4]સોવનગિરિને શૃંગ સ્નાત્ર કરે મન રંગ,
આજહો ભરીરે ક્ષીરોદધિનીરે કલસલાજી ॥ ૧૬ ॥
માદલના ધોંકાર ઘૂઘરના ઘમકાર,
આજહો ભેરીરે નફેરી સરણાઇ સરેજી ॥ ૧૭ ॥

---

૧ રાજા. ૨ નક્ષત્ર. ૩ સૂતિકાકર્મ. ૪ મેરૂપર્વત.

વાજે તાલ કંસાલ, શ્રીમંડળ કડતાલ,
આજહો તાનેરે બહુમાને ગાવે ભાવશુંજી ॥ ૧૮ ॥
નિરખી જિનમુખનૂર, ભાવભગતિ ભરપૂર,
આજહો નાચેરે મનસાચે સઘળાસુરપતિજી, ॥ ૧૯ ॥
તાર તાર પ્રભુ તાર, મુખે કહે થૈથૈકાર
આજહો [1]શચીરે [2]શચીપતિ ઇમ ભાવે ભાવનાજી ॥ ૨૦ ॥
આવાગમન નિવાર, તું પ્રભુ જગદાધાર,
આજહો મ્હારૂંરે મનમોહ્યું તુજચરણે સદાજી ॥ ૨૧ ॥
તું ગુણરયણ નિવાસ, તું ઠાકુર હું દાસ,
આજહો આવ્યોરેહું શરણે ચરણે તાહરેજી ॥ ૨૨ ॥
ઇણિપરે સકલસુરેશ, કરી ઓચ્છવ સવિશેષ
આજહો પોહતારે ગહગહતા નિજનિજ થાનકેજી ॥ ૨૩ ॥

દૂહા.

જન્મમહોત્સવ હવે કરે, વિશ્વસેનભૂપાળ;
તળિઆતોરણ બારણે, ઘરે ઘરે સોવનથાલ ॥ ૨૪ ॥
કુંકુમ કેસરના છટા, ઠામ ઠામ રંગરોલ;
સવિ નરવર હર્ષિત થયા,આનંદ અધિક કલ્લોલ ॥ ૨૫ ॥
સવિ પરિજન પૂછી કરી, સ્વપ્નતણે અનુસાર;
નામસ્થાપના નૃપ કરે, શાંતિકુમર જયકાર ॥ ૨૬ ॥

## ઢાલ ૩ જી.

રાગ—ફાગ.

દિનદિન વાધે જિનવરૂંરે, બીજ તણો જિમ ચંદ;
મેરૂમહીધરે જિમ વધેરે, કલ્પતરૂવર તણો કંદ.
સોભાગી જિનજી જનમીઆહો. ॥ ૨૭ ॥
ઇક્ષ્વાકુવંશચૂડામણિરે, કાશ્યપગોત્રદિણંદ;
મૃગલંછન જિન સોહતોરે, પ્રણમત સુરનરવૃંદ ॥ સો૦ ॥ ૨૮ ॥
વદન [3]શારદનો ચંદલોરે, ચંદનશીતલ વાણિ;
નાસિકા દીપે શિખાજિસીરે, કમલકોમલજસ પાણિ ॥ સો૦ ૨૯ ॥
આંખડી કમલની પાંખડી, ભાલ [4]અરધવિધુમાન;

---

૧ ઇંદ્રાણી. ૨ ઇંદ્ર. ૩ શરદઋતુનો. ૪ અર્ધચંદ્રાકાર.

રસના અમૃતતલાવડીરે, ભ્રૂયુગ ધનુષ્યને માન ॥ સો૦ ૩૦ ॥
ત્રણજ્ઞાને પ્રભુ સોહતોરે, મોહતો ત્રિભુવનમન્ન;
જન્મથકી અતિશય ભલારે, નિર્મલ ચ્યાર સુતન્ન ॥ સો૦ ૩૧ ॥
રૂપ બલ જિનજીતણો રે, કહેતાં નાવે પાર;
જિન અંગે લક્ષણ ભલા રે, આઠ અધિક એકહજાર ॥સો૦॥ ૩૨ ॥
ચાલીશધનુષ્ય સોહામણો રે, ઉત્સેધાંગુલમાન;
એકસોવીસ આત્માંગુલે રે, જસ તનુ સોવનવાન ॥સો૦॥ ૩૩ ॥
કુમરપણે જિનજી રહ્યા રે, વરસ સહસ પચવીસ; (૨૫૦૦૦)
શ્રીવિશ્વસેનનૃપતિ તિહાં રે, નિજપદ દીએ સુજગીશ ॥સો૦॥ ૩૪ ॥
વિશ્વસેન અચિરા બેહુ રે, લિયે સંયમ યોગ;
સુરલોકે ત્રીજે લહ્યા રે, અનોપમ સુરતણા ભોગ ॥સો૦॥ ૩૫ ॥

દૂહા.

હવે જિનવર નૃપતી થયા, તેજ પ્રતાપ પ્રચંડ;
પુણ્યબલે તે સાધીયા, ભરતતણા ષટ્ખંડ. ॥ ૩૬ ॥
ચક્રવર્ત્તિપદવીતણો, ઇંદ્ર કરે અભિષેક;
ચક્રરત્ન આયુધ ઘરે, આવ્યું ધરી વિવેક. ॥ ૩૭ ॥

## ઢાલ ૪ થી.

### લલનાની દેશી.

હવે ચક્રવર્ત્તિપદવીતણો, ઋદ્ધિ કહું વિસ્તાર લલના;
ભવિજન ભાવે સાંભળો, આણી હર્ષ અપાર લલના.
॥ શાંતિકરણ જિનશાંતિજી ॥ ૩૮ ॥
નવનિધિ ચઉદરયણ ભલા, લાખચોરાશી નિશાન લલના;
હય ગય રથ તિમ જાણો, લાખચોરાશી પ્રમાણ લલના. ॥શાં૦॥૩૯॥
ચોસઠસહસ [1]અંતેઉરી, રૂપે રતિ અનુહાર લલના;
વારાંગના બમણી મિલા, એકલાખબાણુહજાર લલના. ॥શાં૦॥૪૦॥
કોડિઅઢાર [2]તુરંગમ ભલા, [3]પાય છન્નૂકોડિ લલના,
પંચરંગ ઉંચી ભલી, અસંખ ધ્વજા દશકોડિ લલના. ॥શાં૦॥૪૧॥
છન્નુકોડિ ગામજ ભલા, પુરવર બહોંતેરસહસ લલના;
જલથલપથ પાટણ ભલા, અડતાલીશસહસ લલના. ॥શાં૦॥૪૨॥

---

૧ સ્ત્રીયો. ૨ ઘોડા. ૩ પાયદલ.

કોડિએક ગોકુલ પોતે, છત્રીસ સહસ સૂથાર લલના;
પંચલક્ષ દીવીધરા, આયુધધર બેહજાર લલના. ॥ શાં૦ ॥૪૩॥
સેવા સારે નિત પ્રતે, સોલસહસ મહાયક્ષ લલના;
પિંડવિલાસ સોહેભલા, નિજઘરમાં ત્રણલક્ષ લલના. ॥ શાં૦ ॥૪૪॥
સોવનરત્નતણા ભલા, [1]આગર વીશહજાર લલના;
પાત્રબદ્ધનાટક કહ્યા, તિમ બત્રીસહજાર લલના ॥ શાં૦ ॥ ૪૫ ॥
કર્બટમંડપ તિમ ભલા, ચોવીસસહસ વખાણિ લલના;
ત્રણકોડિ હલ જાણીએ, તિમ મંત્રીસર જાણિ લલના. ॥શાં૦॥૪૬॥
અંગમર્દક ભૂષણધરા, સારથી તિમ વળી ખાસ લલના;
છત્રીસ કોડિ કહ્યા ભલા, વાહન ચઉદસહસ લલના. ॥ શાં૦ ॥૪૭॥
ત્રણલાખ વાજિંત્રધરા, છપ્પન્નસહસ જલઘાટ લલના;
ચોસઠસહસ નિતુ ઓલગે, બંદીજનના ઘાટ લલના. ॥ શાં૦ ॥૪૮॥
દૂથદુકાલ અ ભંજણા, દશ સહસ બત્રીશ લલના;
કોટ સહસઅઢાર વળી, દેખી રિપુ ધરે રીસ લલના. ॥ શાં૦ ॥૪૯॥
બત્રીસસહસ સેવા કરે, મુકુટબદ્ધરાજન લલના;
ઇણિપરે જિન સુખ ભોગવે, પરિઘલપુણ્ય પ્રમાણ લલના. ॥શાં૦॥૫૦॥
ચક્રવર્ત્તિ પદ ભોગવે, વરસ સહસપચવીસ લલના;
લોકાંતિકસુર તવ કહે, બુઝ બુઝ જગદીશ લલના. ॥શાં૦ ॥ ૫૧ ॥
દાન સંવત્સરી જિન દીયે ત્રણસયકોડિની શાખ લલના;
કોડિ અઠયાશી તિમ વળી, ઉપર એંશીલાખ લલના. ॥શાં૦॥૫૨ ॥
સુરનર કોડિ મિલી તિહાં, પુરે સહુની આશ લલના;
[2]જયેષ્ઠબહુલચઉદશદિને, ભરણીરિખ મેષરાશ લલના. ॥શાં૦॥૫૩ ॥
સર્વારથ નામે પાલખી, શણગારે સુરરાજ લલના;
[3]સહસાવનમાંહે પ્રભુ, આવે વ્રતને કાજ લલના. ॥ શાં૦ ॥ ૫૪ ॥
અશોકતરૂ તળે જિનવરૂ, સાથે સહસકુમાર લલના;
પંચમુષ્ટિ લોચન કરે, છઠ્ઠભક્ત કરે સાર લલના. ॥ શાં૦ ॥ ૫૫ ॥
ચાર જ્ઞાન પ્રભુ અલંકર્યો, પરિવર્યો નિજપરિવાર લલના;
છઠ્ઠભક્તને પારણે, કરે અન્યત્ર વિહાર લલના. ॥ શાં૦ ॥ ૫૬ ॥

---

૧ ખાણના ગામ. ૨ જેઠવદ ચઉદશ. ૩ સહસ્રાંમ્રવન એટલે જે વનમાં એકહજાર આંબા હોય ને તે ઉપરાંત બીજી વનસ્પતિ.

મંદિરપુરમાંહે વિહરતા સુમિત્રતણે ગૃહે જાય લલના;
પરમાન્ને પારણું થયું, પંચદીવ્ય તિહાં થાય લલના. ॥ શાં૦ ॥૫૭॥

દુહા.

સાતમાસ છદ્મસ્થલગે, વિચરે શ્રીજિનભાણ;
પોષસુદિનવમીદિને, ભરણીનક્ષત્ર જાણ ॥ ૫૮ ॥
હત્થિણાઉરપુર આવીયા, સહસાવન ઉદ્યાન;
નંદીવૃક્ષહેઠલ પ્રભુ, ધ્યાવે ધર્મનું ધ્યાન ॥ ૫૯ ॥
છઠ્ઠતપે તિહાં ઉપન્યું, અનોપમ કેવળજ્ઞાન;
સમવસરણ વિરચે તિહાં, ચોસઠ ઇંદ્ર સુજાણ ॥૬૦ ॥

## ઢાલ ૫ મી.

ભરતનૃપ ભાવશું એ—એ દેશી.

ભવિજનને હિતકારણેએ, તારણ ભવજળરાશિ;
પ્રભુ દેશના દિયેએ ॥ ૬૧ ॥
ચક્રાયુધ આદિ કરીએ, ગણધર છત્રીશ જાણ;
બાસઠસહસ (૬૨૦૦૦) મુનિવરૂએ ॥ ૬૨ ॥
ચારસહસ (૪૦૦૦) મનપર્યવિ એ, અવધિજ્ઞાની ત્રણસહસ;
પૂરવધર આઠસેં (૮૦૦) એ ॥ ૬૩ ॥
છસહસ (૬૦૦૦) વૈક્રિયલબ્ધિધરાએ, દોયસહસ શતચાર; (૨૪૦૦)
વાદી જિનવરતણાએ ॥ ૬૪ ॥
તેંતાલીસસય (૪૩૦૦) કેવલીએ, છસેં અધિક એકસઠ-
સહસ (૬૧૬૦૦) કહી સાધવીએ ॥ ૬૫ ॥
શ્રાવક શુદ્ધસમકિતધરાએ, નેવુંસહસદોયલાખ;
(૨૯૦૦૦૦) અનોપમ ગુણભર્યાએ ॥ ૬૬ ॥
ત્રણલાખત્રાણુંસહસ (૩૯૩૦૦૦) કહીએ, શ્રાવિકાનો પરિવાર;
ચઉવિહ સંઘ થાપિઓએ ॥ ૬૭ ॥
સાતમાસ ઉણાં થયાએ, વરસ [1]સહસપચીસ (૨૫૦૦૦),
જિનેંદ્રને વિચરતાએ ॥ ૬૮ ॥

---

[1]શાંતિનાથભ વાનને કુમારપણામાં ૧, મંડલીકરાજપણામાં ૨, ચક્રવર્ત્તિપણામાં ૩, અને દીક્ષાપરમાં ૪, એમ દરેક પચવીશ પચવીશ હજાર વરસ ગણવાં એમ સંપૂર્ણ એકલાખ વર્ષનું આયુષ્ય જાણવું.

પુરી પૂરણ આઉખું એ, એકલાખ (૧૦૦૦૦૦) વરસને માન;
સકલકર્મ ક્ષય કરીએ ॥ ૬૯ ॥
જયેષ્ઠશુકલ પંચમીતિથિએ, ભરણિ ને મેષરાશિ,
સમેતશિખરગિરિએ ॥ ૭૦ ॥
માસભક્ત પ્રભુજી કરેએ, મુનિવર નવસય (૯૦૦) સાથે;
મુક્તિરમણી વરેએ ॥ ૭૧ ॥
ધર્મથકી શ્રીશાંતિજીએ, પઓણપલ્યોપમ ત્રણ;
સાગરગએ શિવલહ્યો એ ॥ ૭૨ ॥
ગરૂડયક્ષ સેવા કરે એ, નિર્વાણી તસ નારી;
શાસનરખવાલિકા એ ॥ ૭૩ ॥
પંચોત્તેર બોલે કરીએ, થુણીઓ શાંતિજિણંદ;
બહુભક્તિ કરીએ ॥ ૭૪ ॥
તુજ દરિસણ સુખસંપદાએ, દુઃખદોહગ ગયા દૂર;
અનોપમ સુખ લહ્યોએ ॥ ૭૫ ॥
મુજઆંગણ સુરતરૂ ફલ્યો એ, તું મલ્યો જિનરાજ;
વલ્યો દિન આજનો એ ॥ ૭૬ ॥
[1]દહિઓદરપુરમંડણોએ, જય જય અચિરાનંદ;
શ્રીશાંતિજિનેશ્વરૂએ ॥ ૭૭ ॥
તપગચ્છે તરણિસમોવડએ, શ્રીવિજયપ્રભસૂરિ-
રાજે જિન ગાઇઓએ ॥ ૭૮ ॥
સંવત્ સંયમ ભેદશું એ, મુનિગુણ (૧૭૩૭) વરસનું માન,
લહો ઘણ ભેદશું એ ॥ ૭૯ ॥
માસ આષાઢતણી કહીએ, વદિ નવમી [2]ભૃગુપુત્ર;
વારે જિન સંથુણ્યોએ ॥ ૮૦ ॥

કલસ.

જગજંતુતારણ કામદારણ મોહવારણ જિનવરો,
દુઃખકોડદાલણ સુખકારણ વાંછિતપૂરણ સુરતરો;
શ્રીવિનયવિમલકવિરાજસેવક ધીરવિમલપંડિતવરો,
તસશિષ્ય પ્રણમે શાંતિજિનવર નયવિમલ જયજય કરો ॥૮૧॥

---

૧ આ દહિઓદરપુર તે રાધનપુરથી આશરે ૧૫ ગાઉ થાય છે ને ત્યાં શ્રીશાંતિનાથભગવાનનું જીર્ણદેરાસર છે. ૨ શુક્રવારે.

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

### રાગ—પ્રથમ ગોવાલતણે ભવેજી.—એ દેશી.

શાંતિજિનેસર સાંહિબાજી, કેશરચરચિત કાય;
સકલ સુરાસુરનરવરાજી, આવી પ્રણમે પાય.
સોભાગીજિન તું મુજ હીયડાહાર, હું સંભારૂં નિરધાર ॥ ૧ ॥
સોભાગીજિન એકસાસમાંહિ સોવાર ॥ સો૦ તું૦ ॥ આંચલી૦ ॥
સુરતરૂ ફલિયો આંગણેજી, દુધે વૂઠયા મેહ;
તુમ દરિસણથી પામિયોજી, આનંદ અધિક અછેહ ॥ સો૦ ॥ ૨ ॥
મુંહમાંગ્યા પાસા ઢલ્યાજી, ફલયો અંબ અકાલ;
સુકૃત સવિ પ્રગટાવીયાંજી, પાતિકપંક પખાલ ॥ સો૦ ॥ ૩ ॥
ક્ષેત્રભરત દુષમસમેજી, તિહાં વળી દક્ષિણભાગ;
ભસ્મગ્રહ હુંડી મિલ્યોજી, અતિશયવંત ન લાગ ॥ સો૦ ॥ ૪ ॥
એહવામાં તુજ સેવનાજી, પામી તે સહી ભાગ;
જાણ્યું તિણ અનુમાનથીજી, એ મુઝ પુણ્ય અથાગ ॥ સો૦ ॥ ૫ ॥
[1]મરૂમંડલ સુરતરૂ પરેજી, જિમ ભુખ્યાં ઘૃતપૂર;
કામકલશ આવી મિલ્યોજી, [2]સુરમણિ હાથ હજૂર ॥ સો૦ ॥ ૬ ॥
લવણોદધી મીઠી કૂઈજી, તરસ્યા અમૃતપાન;
ઘનઅંધારીરાતમાંજી, દીપકજ્યોતિ પ્રમાણ ॥ સો૦ ॥ ૭ ॥
[3]દ્વીપ સમુદ્ર અગાધમાંજી, જિમ બૂડતાં જહાજ;
નિધિ જિમ દુર્ગતિને ઘરેજી, હિમ પીડયે દિનરાજ ॥ સો૦ ॥ ૮ ॥
દિવ્યનયણ જિમ અંધનેજી, પામરને સુરજ્ઞાન;
પગુલઅટવીમાં પડયેજી, જિમ સુખપાલ વિમાન ॥ સો૦ ॥ ૯ ॥
કલ્પલતા ઘરઆંગણેજી, ફુલી સદલ સચ્છાય;
નામે નવનિધ સંપજેજી, અષ્ટમહાસિદ્ધિ થાય ॥ સો૦ ॥૧૦ ॥
દુઃખ નાઠાં ભવભવતણાંજી, ભાગી ભાવઠ આજ;
વાડી રોપી ધર્મનીજી, પામી ભવજલપાજ ॥ સો૦ ॥૧૧ ॥
મીઠી મૂરતિ તાહરીજી, દીઠી મેં ભલે નૂર;
નાહ્યો ગંગાનીરમાંજી, વાધ્યો પુણ્ય અંકુર ॥ સો૦ ॥૧૨ ॥
ધન્ય દિનવેલા ધન્યઘડીજી, આજ ભલું સુવિહાણ;
નેહનજરશું નિરખ્યાજી, વિશ્વસેનનૃપકુલભાણ ॥ સો૦ ॥૧૩ ॥

---

૧ મારવાડમાં કલ્પવૃક્ષની જેમ. ૨ ચિંતામણીરત્ન. ૩ બેટ.

જિમ પારેવા ઉપરેજી, કરૂણા આણી સ્વામ;
તિમ ચરણે મુજ રાખીયેજી, સાહિબની એ મામ ॥ સો૦ ॥૧૪ ॥
મૃગલંછન કંચનવનેજી, અચિરાનંદન દેવ;
પ્રગટી આજ ભલી દિશાજી, બોધિસહિત તુમસેવ ॥ સો૦ ॥૧૫ ॥
અધિક ઉદય હવે આજથીજી, નાઠા દુશ્મન દૂર;
સમકિતસહજ સુવાસનાજી, આવ્યા આજ હજૂર ॥ સો૦ ॥૧૬ ॥
અનુભવમંગલમાલિકાજી, આનંદ આધક જગીસ;
જ્ઞાનવિમલપ્રભુતા ઘણીજી, વાધી વિસવાવીસ ॥ સો૦ ॥૧૭ ॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

રાગ—એક દિન પુંડરીકગણધરૂ રે લાલ.—એ દેશી.

શ્રીસરસ્વતી સમરી સદારે લાલ, પ્રણમી સદ્‌ગુરૂપાય ચિતઆણી રે;
ગાઉં ભાવધરી ઘણોરે લાલ, સોલસમો જિનરાય ગુણખાણીરે ॥૧॥
શાંતિકરણ જિનશાંતિજીરે લાલ ॥ એ આંકણી૦ ॥
જસ ધ્યાને શિવસુખસંપદારે લાલ, મનવંછિતસુખ થાય અતિવારીરે;
અરતિ ઇતિ ઉપદ્રવારે લાલ, ભયભાવઠ સવિ જાય નિરધારીરે ॥શાં૦॥૨ ॥
દાનેસરચૂડામણિરે લાલ, સર્વજગજંતુ [1]દયાલ હિતકારી રે;
શરણે રાખ્યો પારેવડોરે લાલ,કીધી જીવદયા સંભાલ દિલઠારીરે॥શાં૦॥૩ ॥
તું જગજનમનરંજણોરે લાલ, ભંજણો પાતિકકોડ નિરધારી રે;
કેવલકમલાવાલહોરે લાલ, તારી સેવ કરે કરજોડ નરનારીરે ॥શાં૦॥૪॥
એકભવે દોય પદવી લહીરે લાલ, સોવનવાન જસકાય સુખકારીરે;
નિર્મલજ્ઞાન અલંકરીરે લાલ, મૃગલાંછન જસ પાય મનોહારીરે ॥શાં૦॥૫॥
હથ્થિણાઉરપુર રાજીયોરેલાલ, વિશ્વસેનનરરાય જયકારી રે;
તસ વનીતા અચિરાસતીરે લાલ,રૂપે રંભ કહાય અતિસારીરે ॥શાં૦॥૬॥
તસ કુખે જિન ઉપન્યારે લાલ, શાંતિ હુઇ ઠામોઠામ ભયવારીરે;
તેણે કારણ દીધું ભલું રે લાલ,શાંતિકુમર શાંતનામ મનોહારીરે ॥શાં૦॥૭॥
અનુક્રમે જિનજી સાધીયારે લાલ, ભરતતણા ષટખંડ રિપુહારીરે;
ચઉદરયણ નવનિધિ કરીરે લાલ,પાળે રાજય અખંડ નયધારીરે ॥શાં૦॥૮॥
વરસીદાન દેઇ કરીરે લાલ, લે દીક્ષા જિનરાજ ગુણધારીરે;
કર્મકઠિન જીતી કરીરે લાલ, પોહતા મુક્તિમોઝાર [2]તમવારીરે ॥શાં૦॥૯॥

---

૧ મયાલ ઇત્યપિ. ૨ અજ્ઞાનરૂપ અંધકાર.

ત્રિભુવનમાંહે જાગતોરે લાલ, તુઝ પરતો અતિપૂર જિમ સૂરરે;
ધન્યદિવસ મુજ આજનોરે લાલ, દીઠો તુજ મુખનૂર ભરપૂરરે ॥શાં૦॥૧૦॥
તુજસાથે મુજ પ્રીતડીરે લાલ, જિમ ચકવા દિનસૂર ઘન મોરરે;
તુજ દીઠે નાઠા સવેરે લાલ, પાપપડલના પૂર દિન ચોર રે ॥શાં૦॥૧૧॥
તુજચરણે લળીલળી નમું રે લાલ, તારી ઓલગડીઅરિહંત અતિપ્યારીરે
સુરતરૂસુરમણી સુરગવીરે લાલ,તેહથી અધિક તુજસેવ અતિસારીરે॥શાં૦॥
ધીરવિમલપંડિતતણોરે લાલ, નયવિમલ કહે શિષ્ય કરજોડીરે;
શાંતિજિનેસર સેવતાં રે લાલ,દિનદિન અધિક જગીસ સુખકોડીરે ॥શાં૦॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

ભક્તિ કરૂં સ્થિર હોઈ હોઇ હોઈ, પ્રભુની૦ ॥ આંચલી૦ ॥
ચુન ચુન કલિયા મેં માલ બનાઉં, માલે બહુ ગુણ હોઇ;
હોઇ હોઈ હોઇ રે મેં પ્રભુની૦ ॥ ૧ ॥
પ્રભુ શું ત્રિકરણ યોગ નમાઉં, એ યોગે પાતિક ખોઈ;
ખોઈ ખોઈ ખોઇ રે મેં પ્રભુની૦ ॥ ૨ ॥
શાંતિજિનેસર પૂજા રચાઉં, પૂજાયે પાતિક ધોઇ;
ધોઇ ધોઈ ધોઇ રે મેં પ્રભુની૦ ॥ ૩ ॥
પ્રભુ શું તારો વારે મેલાઉં, તારક અવર ન કોઇ;
કોઇ કોઇ કોઈ રે મેં પ્રભુની૦ ॥ ૪ ॥
ગુણરાગે કરી ગુણી ગુણ ગાઉં, એ ગુણ પાર ન હોઇ;
હોઇ હોઇ હોઇ રે મેં પ્રભુની૦ ॥ ૫ ॥
ગુણ મોતી અનુભવગુણશું તે, મેં હાર બનાઉં પોઈ;
પોઇ પોઇ પોઈ રે મેં પ્રભુની૦ ॥ ૬ ॥
એ વિણ કષ્ટક્રિયા સવિ નીરસ, રસ વિણ નીર વલોઇ;
લોઈ લોઇ લોઈ રે મેં પ્રભુની૦ ॥ ૭ ॥
અચિરામાત મલ્હાર જિનેસર, જિન સેવો ભવિ લોઈ;
લોઇ લોઇ લોઈ રે મેં પ્રભુની૦ ॥ ૮ ॥
જ્ઞાનવિમલગુણ સદા જો, નેકનયણ મોહે જોઇ;
જોઇ જોઈ જોઈ રે મેં પ્રભુની૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

રાગ—ફાગ.

કામિતકલ્પલતાનવજલધર, સુખકર શાંતિજિણંદ;
મનોહર નયણાનંદન ચંદન, શીતલ જસ મુખચંદ.
સુખદાયક સાહિબ સેવીયે હો, અહો મેરે લલના;
ક્ષાયિક સમકિતવંત ॥ સુખ૦ ॥ ૧ ॥
સહજાનંદ વિલાસ વસંતે, વાસિત વસુધારામ;
અધ્યાતમપરિમલ પ્રગટાયો, દશદિશે અતિઅભિરામ ॥સુખ૦॥ ૨ ॥
મૈત્રી પ્રમોદ કરૂણાદિક ભાવના, ચતુર સાહેલી જાસ;
પાસ ન છોડે પ્રીતિ ન તોડે, અચરિજ તોહિ ઉદાસ ॥ સુખ૦ ॥૩॥
ઉચિત માનસે માદલ ગુંજે, શુદ્ધ સકલ વ્યવહાર;
તાલ તાન વિધિકો નહુ ચૂકે, વાજા નય વિવિધ પ્રકાર ॥સુખ૦॥૪॥
શુદ્ધ ઉપદેશ કથન શુભ ભંભા, રંભા કિરિયા નાચ;
સાચવાચનિષ્કલંકપ્રમુખ ગુણ, અબીર ગુલાલ નામાચ ॥સુખ૦॥પ॥
ધર્મ શાંતિ પરિમલ બહુ સુધા, સહજ સંતોષ શું તેલ;
ગુણપર્યવ વીણા ઝીણા રસ, લીણા ભવિક લહે મેલ ॥સુખ૦॥૬॥
વિશ્વસેન અચિરાનો અંગજ. સાહિબ સુગુણનિધાન;
મુદિત થઇ મનમોજે આપે, ક્ષાયિકસમકિતદાન ॥સુખ૦॥૭॥
સાહિબશું નજરે નજહેજે, જ્ઞાનવિમલગુણનૂર;
વાધે સિદ્ધ અષ્ટ મહાસિદ્ધિ, નવનિધિ હોય હજૂર ॥સુખ૦॥૮॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

રાગ—ધન્યાશ્રી કડખો.

તાર મુજ તાર તાર તાર જિનરાજ તું આજ મેં તોહિ દીદાર પાયો;
સકલસંપત્તિ મિલ્યો આજ શુભ દિન વલ્યો,
સુરમણિ આજ અણચિંત આયો ॥ તા૦ ॥ ૧ ॥
તાહરી આણ હું શેષપરે શિરવહું નિરાતો સદા હું રહું ચિત્ત શુદ્ધિ,
ભમતાં ભવકાનને સુરતરૂનીપરે, તું પ્રભુ ઓળખ્યો દેવબુદ્ધિ ॥તા૦૨॥
આથરસંસારમાં સાર તુજ સેવના દેવનાદેવ તુઝસેવ સારે;
શત્રુને મિત્ર સમભાવિ બેહુ ગણે ભક્તવત્સલ સદા બિરૂદ ધારે ॥તા૦૩॥

તાહરા ચિત્તમાં દાસબુદ્ધિ.સદા હું વશું એહવી વાત દૂરે;
પણ મુજચિત્તમાં તુંહિ જો નિત વસે તો કિશું કીજીયે [1]મોહચૂરે॥તા૦૪॥
તું [2]કૃપાકુંભ [3]ગતદંભ ભગવાન તું સકલવિલોકને સિદ્ધિદાતા;
ત્રાણ મુજપ્રાણ મુજશરણ આધાર તું તું સખા માતને તાત ભ્રાતા ॥તા૦॥
આતમારામ અભિરામ અભિધાન તુજ સમરતાં જન્મના દુરિત જાવે;
તુજવદન ચંદ્રમા નિશદિન પેખતાં નયનચકોર આનંદ પાવે ॥તા૦॥
શ્રીવિશ્વસેનકુળકમલદિનકર જિશ્યો મનવશ્યો માતઅચિરા મહહાયો;
શાંતિજિનરાજ શિરતાજ દાતારમાં અભયદાની શિરે જસગવાયો ॥તા૦॥
લાજ જિનરાજ અબ દાસની તો શિરે અવસરે મોદશ્યું લાજ પાવે;
પંડિતરાય કવિધીરવિમલતણો સીસ ગુણ જ્ઞાનવિમલાદિ ગાવે ॥તા૦॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

### દેશી—મોતીડાની.

સકલસમીહિતસુરતરૂકંદા, શાંતિકરણ શ્રીશાંતિજિણંદા;
સાહિબા જિનરાજ હમારા, મોહના જિનરાજ હમારા.
ત્રિકરણશુદ્ધે ચરણ તુમ વિલગો, પલકમાત્ર નરહુ હુવે અલગો ॥સા૦॥૧॥
વિલગા તે અલગા કેમ જાશે, છંડયે પણ તુમ્હે નવિ છુટાશે ॥સા૦॥
પ્રભુ તુમે કોઇશ્યું નેહ ન લ્યાવો, વીતરાગ કહી સવિ સમજાવો ॥સા૦॥૨॥
બીજા અવર કહે ઇમ સમજે, પણ [4]છોરૂ દીધાથી રીઝે ॥સા૦॥
બાળકના હઠશ્યું નવિ ચાલે, જે માગે તે માવિત્ર આલે ॥સા૦॥૩॥
ભગતિ ખેંચી મનમાં આણ્યા, સહજસ્વભાવપણે મેં જાણ્યા ॥સા૦॥
માહરે એહ પ્રતિજ્ઞા સાચી, તુમપદની સેવા એક જાચી ॥સા૦॥૪॥
કબજે આવ્યા તો છુટીજે, જે મુહ માગે તેહિજ દીજે ॥સા૦॥
અભેદપણે જો મનમેં મિલશ્યો, કબજેથકીતો પ્રભુ નીકલશો ॥સા૦॥૫॥
અક્ષયભાવનિધી તુમ પાસ, આપી દાસની પૂરો આશ ॥સા૦॥
જ્ઞાનવિમલ સમકિતપ્રભુતાઇ, દીધી સાહિબ એહ વડાઈ ॥સા૦॥૬॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

### લાવો લાવોને રાજ, મુંઘાં મૂલાં મોતી—એ દેશી.

શાંતિજિનેશ્વર સાહિબ મ્હારો, મિલીઓ જગનો તારૂ;

---

૧ મોહરૂપચોરી દૂર કરીએ. ૨ દયાનો ઘડો. ૩ નિષ્કપટી. ૪ બાળક.

[1]ભીમભવોદધિ તરવા કારણ, જિનપદ પ્રવહણ વારૂ.
સાહિબ નિરખો આજ સેવક નેહ ધરીને,
માનતે માનો આજ મનમાં મહેરકરીને ॥ આંકણી ॥ ૧ ॥
અચિરાકુખે જબ પ્રભુ આયા, તબ સવિ દુરિત સમાણા;
ઘરેઘરે મંગલમાલા પ્રગટી, દુઃખદોહગ કુમલાણા ॥સાહિબ૦॥ ૨ ॥
મૃગલંછન મનહરણી મૂર્ત્તિ, સૂરતિ સુંદર દીસે;
ચંદ્ર ચકોરતણીપરે નિરખી, તન મન હેયડું હીસે ॥સાહિબ૦॥ ૩ ॥
જેમ પારેવા પંખી ઉપરે, કીધી કરૂણા સ્વામી;
તેમ જો સેવકને સંભારો, તો સાચો અંતરયામી ॥સાહિબ૦॥ ૪ ॥
વિશ્વસેનનૃપનયણાનંદન, ચંદનશીતલવાણી;
શક્તિ તુમારી જગજનતારક, જાણી વિબુધવખાણી ॥સાહિબ૦॥ ૫ ॥
બોધિબીજ તુમ પદકજ સેવા, આપો એહિજ માગું;
જ્ઞાનવિમલસૂરિ કહે ઇમ અહનિશ,લળીલળી તુમપાય લાગું ॥સા૦॥૬॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

રાગ—સીયાલો રસીયાને પ્યારો મેં નાયક હુંજી રાજી—એ દેશી.

મૃદંગ બજાયો માંકા પિઉડાજી મેરાજી
બુજી રાજિ જિનજી છે માને સુધો પ્યારો
જિનજીની પાસે ઉભી અરજ કરૂંછું માહરા પિઉડાજી
મે રાજી બુજી રાજી ॥ ટેક ॥
કહેતી મંદોદરી રાવણપ્રતીશું,જિનજી પૂજીજે તનમન છતિશું॥મે૦॥૧॥
શાંતિજિણંદની જાઉં બલીહારિ, મોહનગારી મૂરતિ પ્યારી॥મે૦॥૨॥
નાટક કરૂંછું હીયે હરખ ધરૂંછું, મોતીના મંગલ ભરૂંછું ॥મે૦॥૩॥
તાંતિ સમારી કરૂં મનહારી, જીણીવીણા વાઓ દિલધારી ॥મે૦॥૪॥
જન્મ જન્મના દુરિત હરૂં છું, ભવજલધિ હેલે તરૂં છું ॥મે૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ આણધરૂં છું, શિવસુંદરી સહજે વરૂં છું ॥મે૦॥૬॥

---

૧ ભયંકર સંસારસમુદ્ર.

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

### રાગ—મ્હાનો નાહલો.—એ દેશી.

શાંતિકરણ જિનશાંતિજીરે, સુખદાઈ દીદાર ॥ એ પ્રભુ માહરોરે ॥
કરૂણાવંત કૃપાળ છેરે, જગજનને હિતકાર ॥ એ પ્રભુ માહરોરે ॥૧॥
ભાવ શાંતિ ગુણ તાહરોરે, અધ્યાતમ અનુભાવિ ॥ એ પ્રભુ૦ ॥
ગર્ભથકી પણ લોકને રે, સાત ઇતિ સમાવિ ॥ એ પ્રભુ૦ ॥૨॥
ચંડ સભાવ ન તાહરો રે, વીર ધીર વ્રત તુમ્હ ॥ એ પ્રભુ૦ ॥
કુટિલકર્મરિપુ કાઢીયારે, શાંતિ હેતુ માની તુજ્જ ॥ એ પ્રભુ૦ ॥૩॥
વિશ્વસેનનૃપતિકુલે રે, ભાસન [1]ભાનુસમાન ॥ એ પ્રભુ૦ ॥
અચિરાનંદન ગુણનિલો રે, ચાલીશધનુ તનુ માન ॥ એ પ્રભુ૦ ॥૪॥
મૃગલંછન કંચનવાને રે, જ્ઞાનવિમલ ગુણસિંધુ ॥ એ પ્રભુ૦ ॥
જગચૂડામણિ જગધણી રે, જગગુરૂ જગનો બંધુ ॥ એ પ્રભુ૦ ॥૫॥

---

## અથ શ્રીકુંથુનાથજિન સ્તવન.

### રાગ—જીહોની દેશી.

જીહો કુંથુજિણંદ દયા કરી, જીહો દાસતણી અરદાસ;
જીહો સુણીયે સુપ્રસન્ન હેજથી, જીહો વિગતે વચનવિલાસ ॥૧॥
કૃપાનિધિ સાહિબ કુંથુજિણંદ, જીહો તું શમસુરતરૂકંદ.
॥ કૃપા૦ ॥ આંકણી૦ ॥
જીહો [2]સુરતણા કુલે ઉપન્યો, જીહો જીતે દુશ્મનવર્ગ;
જીહો તેહમાં અચરિજ કો નહિ, જીહો પામ્યા જે અપવર્ગ ॥કૃ૦॥૨॥
જીહો [3]શ્રીનંદનપણે રૂપનો, જીહો પાર ન પામે કોય;
જીહો [4]ઇશ્વર સવિ સેવા કરે, જીહો એહિજ અચરિજ જોય ॥કૃ૦॥૩॥
જીહો સંગ કરે સવિ ભાવનો, જીહો તોહે તું નિસ્સંગ;

---

૧ સૂર્ય. ૨ સુરરાજ એવું કુંથુનાથભગવાનના પિતાનું નામ છે અને પક્ષે ( દેવ ) અને માતાનું શ્રીદેવી નામ હતું. ૩ શ્રીનંદન ( શ્રીદેવીના પુત્ર ) પક્ષે શ્રીનંદન ( કામદેવ ). ૪ લૌકિકપ્રસિદ્ધઇશ્વિરે ( મહાદેવે ) કામદેવનો વિનાશ કર્યો એહવી કહેવત છે પણ અહિંતો કુંથુનાથભગવાન શ્રીપુત્ર ( શ્રીદેવી । પુત્ર ) પક્ષે (કામદેવ) છતાં ઇશ્વરો (ધનાઢ્યો અથવા મહર્દ્ધિક દેવો) આવી આવીને સેવા કરે છે એ આશ્ચર્ય છે.

જીહો અક્ષય અરૂપી તું સદા, જીહો આતમભાવ અસંગ ॥કૃ૦॥૪॥
જીહો અણુધોતામલશીલ છે, જીહો અણુતેડયો સુસહાય;
જીહો ભવવિણ તુંહિ મહેશ છે, જીહો અશરણ શરણ કહાય ॥કૃ૦॥૫॥
જીહો અણચિંતિત ચિંતામણિ, જીહો કરતો આધક પસાય;
જીહો સકલસુરાસુર તાહરા, જીહો પ્રણમે પ્રેમે પાય ॥કૃ૦॥૬॥
જીહો સમતાચક્રે સાધિયા, જીહો [1]અંતરષટ અરિવર્ગ;
જીહો પરિસહ સેના [2]નિર્દલી, જીહો એહ સભાવ નિસર્ગ ॥કૃ૦॥૭॥
જીહો છઠ્ઠો ચક્રી જે અછે, જીહો સત્તરમો જિનરાય;
જીહો અકલ સરૂપ છે તાહરૂ, જીહો કીણહિ ન કલ્યું જાય ॥કૃ૦॥૮॥
જીહો ધ્યાયકભેદથકી લહે, જીહો તુમચો સહજ સભાવ;
જીહો ધ્યાનાદિકહેતે કરી, જીહો પ્રગટે એકીભાવ ॥કૃ૦॥૯॥
જીહો [3]અજલંછન કંચનવને, જીહો ગજપુરનયરી જાસ;
જીહો એકભવે પદ બિહુતણા, જીહો પામ્યા ભોગવિલાસ ॥કૃ૦॥૧૦॥
જીહો જ્ઞાનવિમલ જિનરાજની, જીહો સેવા સુરતરૂ છાય;
જીહો જે સેવે ભાવે સદા, જીહો દર્શનફલ તસ થાય ॥કૃ૦॥૧૧॥

---

## અથ શ્રીઅરનાથજિન સ્તવન.

રાગ—તુજસાથે નહી બોલું ઋષભજી, તેં મુજને વિસારીજી.
એ દેશી.

શ્રીઅરનાથ સનાથ કરો મુજ જાણો સેવકભાવેજી,
ભવભવ સંચિત બહુ પાતિકડાં, જિમ તે અલગાં જાવેજી;
કાલ અનાદિ અનંત વહ્યો એમ, તુમ સેવા નવિ થાવેજી,
કોઇક કર્મવિવરસુપસાયે, શુભ રૂચિગુણ પ્રગટાવેજી ॥ ૧ ॥
તુમ ગુણ અનુભવ ધવલ [4]વિહંગમ, લીલા કરતો આવેજી;
મુજ માનસમાનસસરમાંહિ, જો કબહી રતિ પાવેજી,
વાણીચંચુતણે સુપસાયે, [5]તત્ત્વખીર પ્રગટાવેજી,
નીરપરે જે અલગાં દાખે, દંભસ્વભાવ વિભાવેજી ॥ ૨ ॥

---

૧ કામ, ક્રોધ, લોભ, માન, હર્ષ, મદ એ છ અભ્યંતરશત્રુ.
૨ જીતી. ૩ અજ=બકરો. ૪ ધોળોપક્ષી તે હંસ.
૫ હંસની ચાંચમાં ખટાશ હોવાથી ભેળું કરેલ દુધ ને પાણીમાં દુધના કુચા થઇ જુદુ પડી જાય છે તે ઉપનય અહિં દેખાડેલ છે.

દર્શન પ્રીતિ સુગુણ મુક્તાફલ, કંઠિ હાર બનાવેજી,
સહજ સંતોષ લહે તવ સમતા, ઘૂઘરિનાદ બજાવેજી;
શુભમતિ પરિણતિ હંસીસાથે, [1]કેલી કરી રતિ પાવેજી,
શુદ્ધ હંસ સંતતિનિર્માપણ, કારણ ગુણ ઉપજાવેજી ॥ ૩ ॥
કુમતિકમલિણીકંદ ઉખેડે, શુદ્ધ સુભૂમિ જગાવેજી,
નિશ્ચયનયવ્યવહારે બિહુ પખ, શોભા સમુદય થાવેજી;
કલુષકુશાસનજલ નવિ સેવે, ધરતો સમતા ભાવેજી,
જિનશાસનમાં રાજહંસ સમ, આતમનામ ધરાવેજી ॥ ૪ ॥
એવો અનુભવ હંસ તે પરખે, જે પ્રભુ ધ્યાને ધ્યાવેજી,
બાહ્યાચરણ છકાદિક સરિખાં, તેહને દાયન આવેજી;
ગુણિજન સેવા ને તુમ આણા, હેજે રસ ચિત ધ્યાવેજી,
જ્ઞાનવિમલનું નૂર મહોદય, દિન દિન અધિકો થાવેજી ॥ ૫ ॥

---

## અથ શ્રીઅરનાથજિન સ્તવન.

રાગ—આબુશિખરે દેવતા – એ દેશી.

અરજિનને આરાધતાં સખી દુરિત ઉપદ્રવ જાય,
આરો ભવજલરાશિનો સખી, એ દિયે અવિચલઠાય ॥૧॥
મનમોહન સાહિબ ચિત્ત વશ્યો, એ સખી ચિત્ત વશ્યો (૨)
સીતાને જિમ રામ ॥ મન૦ ॥ એ આંકણી ॥
સિદ્ધશિલાસિંહાસને સખી બેઠા અલગા એહ;
પણ પેઠા મુજ ચિત્તમાં, સખી વેગળો ન હોય તેહ ॥ મન૦ ॥૨॥
કેશરી વનમાં ગુંજતે સખી, ન કરે કોઈ તસ ભંગ;
તિમ મુજ મનમાં પ્રભુ છતે સખી, નવિહોઇ કર્મ પ્રસંગ ॥મન૦॥૩॥
[2]તરણિકિરણના તેજથી સખી, ન રહે ઘોર અંધાર;
ગરૂડતણા સંક્રમ જિહાં સખી, તિહાં નહિ ભુજંગપ્રચાર ॥મન૦॥૪॥
તિમ સાહિબના ધ્યાનથી સખી, નાશે કર્મવિકાર;
જ્ઞાનવિમલ પ્રભુતાતણો સખી, એહ છે અક્ષયભંડાર ॥મન૦॥૫॥

---

૧ ક્રીડા. ૨ સૂર્યના કિરણના.

## અથ શ્રીઅરનાથજિન સ્તવન.

રાગ—આદર જીવ ! ક્ષમાગુણ આદર.—એ દેશી.

આદર કરીને અહર્નિશ સેવો, શ્રીઅરનાથજિણંદજી;
અનુપમફલ દીએ દરિસણ જેહનું, [1]કેવલનાણદિણંદજી ॥આ૦॥૧॥
પાપસ્થાન અઢાર નિવારી, રથશીલાંગને ધારીજી;
કિરિયા વિધિયોગે દેખાડે, અહવા સહસ્સ અઢારજી ॥આ૦॥૨॥
ગજપુર રાયસુદર્શનભૂપતિ, દેવીરાણીનંદાજી;
રેવતીઋખ માગશિરશુદિદશમી, દિને [2]જાયા સુખકંદાજી ॥આ૦॥૩॥
અનુક્રમે ચક્રી થઈ માગશિરશુદિ-એકાદશીદિને દીક્ષાજી;
[3]વિજયાશિબિકા સહસ્સનર છઠ્ઠતપ; પાછલે પહોરે[4] શિક્ષાજી॥આ૦॥૪॥
મીનરાશિ નંદાવર્ત્તલંછન, ત્રીશધનુષતણુ[5] કણગાજી[6];
આયુ ચોરાશીસહસ્સ(૮૪૦૦૦) વરસનું, કેવલ લહી શિવસંગાજી;
॥આ૦॥૫॥
તેત્રીશ ગણ ગણધર જસ જાણો, મુનિવર સહસ્સપચાસજી(૫૦૦૦૦);
સાઠસહસ્સ(૬૦૦૦૦) સુખદાઇ સાહુણી, પુરે વંછિત આશાજી॥આ૦॥૬॥
જેહ અબંભ અઢાર[7] નિવારી, દાખે શિવપદ પંથાજી;
જ્ઞાનવિમલગુણ પામે અહર્નિશ, જે નિશ્ચય નિર્ગ્રન્થાજી ॥આ૦॥૭॥

---

## અથ શ્રીમલ્લિનાથજિન સ્તવન.

રાગ—લાછલદે માતમલ્હાર.—એ દેશી.

મલ્લિજિનેસરદેવ, સારે સુરનરસેવ;
આજહો જેહનો રે મહિમા [8]મહિમાંહે ગાજતોજી ॥ ૧ ॥
નીલવરણ જસ છાય, પણવીશ ધનુષ્યની કાય;
આજહો આયુ રે પંચાવન વરસ સહસ્સનુંજી ॥ ૨ ॥
કુંભનરેસર તાત, પ્રભાવતી જસ માત;
આજહો દીઠે રે આનંદિત હોયે ત્રિભુવન જનાજી ॥ ૩ ॥
લંછન મિષે રહ્યો કુંભ, તારક ગુણથી અદંભ;

---

૧ કેવળજ્ઞાનરૂપી સૂર્ય. ૨ જન્મ્યા. ૩ પાલખી.
૪ પ્રહરે ઇત્યપિ પાઠઃ ૫ શરીર, તનુ ઇત્યપિ પાઠઃ ૬ સુવર્ણસદશ.
૭ અઢાર પ્રકારે અબ્રહ્મચર્ય. ૮ પૃથ્વીમાં.

આજહો એહવા રે ગુણ વસીયા આવી તેહમાંજી ॥ ૪ ॥
જ્ઞાનવિમલ ગુણ નૂર, વાધે [1]અતિમહપૂર;
આજહો પાવે રે મનવંછિત પ્રભુના નામથીજી ॥ ૫ ॥

---

## [2]અથ શ્રીમલ્લિનાથજિન સ્તવન.

### રાગ—શત્રુંજય ઋષભ સમોસર્યા.—એ દેશી.

મૃગશિર સુદિ એકાદશી-દિને [3]જાયા રે;
ત્રિભુવન ભયો રે ઉદ્યોત, સેવે સુર આયા રે ॥ ૧ ॥
સુખીયા થાવર નારકી, શુભ છાયા રે;
પવન થયા અનુકૂળ, સુખાલા વાયા રે ॥ ૨ ॥
અનુક્રમે જોવન પામીયા, સુણી આયારે;
પૂરવના ષટ્‌મિત્ર, કહી સમજાયા રે ॥ ૩ ॥
શુદિ એકાદશી દિને, વ્રત પાયા રે;
તેણે દિન કેવળનાણ, લહે જિનરાયા રે ॥ ૪ ॥
જ્ઞાનવિમલ મહિમાથકી, સુજસ સવાયા રે
મલ્લિજિનેસર ધ્યાને, નવનિધિ પાયા રે ॥ ૫ ॥

---

## અથ શ્રીમલ્લિનાથજિન સ્તવન.

### રાગ—જાવડ સમરા ઉદ્ધાર—એ દેશી.

શ્રીમલ્લિજિનસાર, અડવીશ [4]ગણ ગણધાર;
સહસ્સચાલીશ(૪૦૦૦૦) અણગાર, પંચાવનસહસ્સ(૫૫૦૦૦)
સાહુણી સાર ॥ ૧ ॥
એકલાખસહસ્સચોરાશી(૧૮૪૦૦૦), શ્રાવક સમકિતવાસી;
ત્રણલાખપાંસઠસહસ્સ(૩૬૫૦૦૦), શ્રાવિકા એહ જગીશ ॥ ૨ ॥
પણવીશધનુ તનુમાન, અણપરણ્યા વ્રત ધ્યાન;
સહસ્સપંચાવન(૫૫૦૦૦) [5]વરીસ, આયુ સકલ ધરીશ ॥ ૩ ॥

---

૧ મહસૂર ઇત્યપિ. ૨ પાછળ ૧૧૧ ના પૃષ્ટમાં છાપેલ અરનાથનું સ્તવન અને આ શ્રીમલ્લિનાથના ત્રણ સ્તવન એ ચારે સ્તવનો શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત મૌનૈકાદશી દેવવંદનમાંહેલા છે. ૩ જન્મ્યા.
૪ ગચ્છ. ૫ વર્ષ.

'કુબેર' શાસનદેવ, વૈરોટ્યા કરે સેવ;
માસસંલેખણ કીધ, કાઉસ્સગ્ગે થયા સિદ્ધ ॥ ૪ ॥
જે જિનવરને આરાધે, જ્ઞાનવિમલ સુખ સાધે;
એણીપરે દેવ વાંદીજે, માનવભવ ફળ લીજે ॥ ૫ ॥

---

## અથ શ્રીમુનિસુવ્રતજિન સ્તવન.

મુનિસુવ્રતજિનવર વીશમા, [1]ભરૂયછઅંદર ગુણમણિમંદિર;
ભવિજન ચિત્તે વિસમ્યા, મુનિસુવ્રત જિનવર વીશમા ॥૧॥
[2]જિનમુદ્રા જિનવરને સરિખી, અવર નહિ કોઈ ઉપમા;
શામલવરણ શરણ ત્રિહું જગને, એહ સુભગતા મનોરમા ॥મુ૦॥૨॥
કુમતિ કુસંગતિ કુગ્રહ બુદ્ધિ, જેણે તુમ્હપદ નવિ નમ્યા;
કાલ અનાદિ અનંત લગે તે, નરકનિગોદમાંહિ ભમ્યા ॥મુનિ૦॥૩॥
તે ધન્ય તે કૃતપુણ્ય ભવિકજન, જસ ચિત્તે પ્રભુગુણ રમ્યા;
જ્ઞાનવિમલ ગુણ નવનિધિ સંપદા, જેણે દુશ્મન સવિ દમ્યા ॥મુનિ૦॥૪॥

---

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

[3]રાગ—આજ સખી સંખેસરો.—એ દેશી.

નમિએ શ્રીનમિનાથને જે શિવસુખદાતા,
નેહ ધરીને અહનિશ જે ભવભયત્રાતા;
વિજયભૂપનો બેટડો વપ્રાનો જાયો,
નીલકમલદલલંછનો, સુરનરપતિ ગાયો. ॥ ૧ ॥
મન મોહ્યું છે માહરૂં તુઝ મૂરતિ દેખી,
સુંદરી એહવી કો નહિ તુઝ સૂરતી સરખી;
ઉપશમરસનો કુંડ છે નિરૂપમ તુઝ નયણાં,
જગજનને હિતકારિયા જેહનાં છે વયણાં. ॥ ૨ ॥
વદનપ્રસન્નતા અતિઘણી નિર્મળતા રાજે,
[4]નિત્યવિરોધિજીવનાં વયરાદિક ભાજે;

---

૧ ભરૂચઅંદર. ૨ જિનપ્રતિમા. ૩ વેલાઉલરાગ એટલે સોના રૂપાના સોગઠે સઇયાં ખેલત બાજી એ રાગ જાણવો. ૪ સદા વિરોધવાળા જીવોના.

શસ્ત્રાદિક જેહને નહિ નહિ કામવિકાર,
વાહન પ્રમુખ ન જેહને નહિ દોષ અઢાર. ॥ ૩ ॥
પદ્માસન બેઠાથકાં ભવિયણ પડિબોહે,
અનુપમ ગુણ કોઈ એહવો સવિ જગજન મોહે,
વીતરાગભાવે મિલ્યા રૂધિરાદિક અંગે,
દુધધારપરે ઉજલા નિર્મોહ પ્રસંગે. ॥ ૪ ॥
સુરભિગંધ સવિ અંગના અવયવ મલ જેનાં,
કમળતણા [૧]પરિમલપરે શ્વાસાદિક તેહનાં;
લોકોત્તરગુણથી લહ્યો લોકોત્તર દેવ,
જ્ઞાનવિમલગુણનો ધણી જે તુમને સેવે. ॥ ૫ ॥

---

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

રાગ—આશાગોડી.

જીહાં તું અતિસુગુણ સનેહા, એહિજ ધન્ય અમ્હ દીહા,
તે પ્રભુગુણ સમરણની છે ઈહા, રક્તકમલસમ દેહા. ॥ જીહાં૦ ॥૧॥
પરદોષે મત કરજે [૨]ઈહા, ન ધરે કુણશું ખેહા[૩];
[૪]સયનનયનનંદનવન સેચન મધુરવયણની મેહા. ॥ જીહાં૦ ॥૨॥
પ્રભુ તુમ્હ નામધ્યાનપ્રભાવે, હોઈ ભવભયછેહા[૫];
લાગો નેહ મિટે નહિ કબહી, જ્યું પત્થરપર રેહા ॥ જીહાં૦ ॥૩॥
શ્રીનમિનાથનિરંજન આગે, કહો હરિહરબ્રહ્મા કેહા;
જ્યું દિનકરકરતેજથી હીણા, ખજુઆ દીપક દેહા ॥ જીહાં૦ ॥૪॥
જ્ઞાનવિમલગુણરયણનો આગર, નાગરપૂજિત દેહા;
તું ત્રિકાલ પ્રણમ્યે સવિ પ્રણમ્યા, ભરતૈરવતવિદેહા ॥ જીહાં૦ ॥૫॥

---

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

પ્રભુ તેરી શક્તિ અકલ અનંત.
ભાવિકભાવુક નિકર કાનન, ફલ ન વિદિત સંત ॥ પ્રભુ૦ ॥ ૧ ॥
માતવપ્રાહિદરે વસતે, સર્વરિપુ પ્રણમંત;
તેણે યથાર્થ નામ દીધો, નમિનાથ ભદંત ॥ પ્રભુ૦ ॥ ૨ ॥

---

૧ સુગંધ. ૨ ઈચ્છા. ૩ ખેદ. ૪ સજ્જન. ૫ છેદ.

એ નામનો અનુભાવ જાણી, ચિત્ત ધર્યો ભગવંત;
એહ નિશ્ચય બાહ્યાભ્યંતરે, દુષ્ટ દુશ્મન અંત ॥ પ્રભુ૦ ॥ ૩ ॥
જ્ઞાનવિમલ પ્રભુ તરણિ નિરખત, [૧]હૃદયકજ વિકસંત;
તુમ વિના નવિ ઓર ધ્યાઉં, એહ મારે તંત ॥ પ્રભુ૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

સુણ સુણ પ્રાણી બે, નમિજિનવરના ચરણકમલ પ્રણમીજે;
જસ વાણી બે, સરસસુધારસ કર્ણકચોલે પીજે. ॥સુણ૦॥૧॥
પીજે ગુણ ગાહે, ધરિ ઉચ્છાંહિ તેણે નરભવફળલીના;
યા ભવજલમાંહિ અગમઅથાહે ગ્રહિ બાંહ્યે તારણ કીના ॥સુણ૦॥૨॥
બહુ માયાએ લોક પ્રવાહે, વિષયકષાયે ન હુ રીણા;
જ્ઞાનવિમલકૃપાયે સેવે શિરથાઇ, અનુભવરસ છાંહે રહે, લીણા ॥સુણ૦॥૩॥

---

## અથ [૨]શ્રીનમિનાથજિન સ્તવન.

### રાગ—કાફી.

નમિયે શ્રીનમિનાથને રે લાલ, વિજયનરેસરનંદ મેરે પ્યારે રે;
અપરાજિતથી આવીયારે લાલ, વિજયઉરે અરવિંદ મેરે૦ ॥ન૦॥૧॥
મૃગશિરશુદિ એકાદશીરે લાલ, નક્ષત્ર અશ્વિની સાર મેરે૦,
પ્રથમ પ્રહર અઠ્ઠમ તપેરે લાલ, બકુલ તરૂતલે સાર મેરે૦ ॥ન૦॥૨॥
ઘાતિકર્મ ક્ષયે કેવલી રે લાલ, સત્તર ગણધર જાસ મેરે૦,
વીશસહસ્સ(૨૦૦૦૦) મુનિ સાધ્વીરે લાલ, સહસ્સ-
એકતાલીશ(૪૧૦૦૦) ખાસ મેરે૦ ॥ન૦॥૩॥
શ્રાવક એકલક્ષ ઉપરેરે લાલ, સત્તરી(૭૦)સહસ્સ ઉદાર મેરે૦,
ત્રણલાખ વરશ્રાવિકા રે લાલ, અડતાલીશહજાર મેરે૦ ॥ન૦॥૪॥
પન્નરધનુષ તનુ જેહનું રે લાલ, દશસહસ્સ(૧૦૦૦૦)
વરસનું આય મેરે૦,
નીલકમલલંછન ભલું રે લાલ, સમેતગિરિ સિદ્ધ થાય મેરે૦ ॥ન૦॥૫॥
એકવીશમો જિન જાણીયેરે લાલ, પ્રણમતાં પાતિક જાય મેરે૦,
જ્ઞાનવિમલપ્રભુ સાંનિધેરે લાલ, નામે નવનિધિ થાય મેરે૦ ॥ન૦॥૬॥

---

૧ કમલ. ૨ આ સ્તવન પણ મૌનૈકાદશી દેવવંદનમાંહિનું છે..

## અથ [1]શ્રીનેમિનાથજિન સ્તવન.

ચંપકવર્ણી ચુંદડી હો સાહિબા, જઇ રહ્યા ગઢગિરનાર રે
કેશરીયા નેમજી આવજો, મંદિર માહરે હો નેમજી આ૦
કેણે દીની કેણે મુલવી હો સા૦ કેણેસે ખરચ્યો દ્રવ્યરે કે૦ ॥ ૧॥
કૃષ્ણે દીની વાસુદેવે મુલવી હો સા૦, નેમજીએ ખરચ્યો દ્રવ્યરે કે૦॥ ૨॥
નેમજી તોરણ આવીયા હો સા૦, પશુડે કીધા પોકાર રે કે૦ ॥ ૩॥
રાજુલની [2]સહિરેમાંહિ હો સા૦, અહો શ્રીરાજુલને કાળોભરતારકે૦॥૪॥
કાળા તે [3]ભમર હાથિઆ હો સા૦, કાળા વરસે મેહ રે કે૦ ॥ ૫॥
કાળી કરતુરી કમકમે હો સા૦, કાળી કાજળ રેખ રે કે૦ ॥ ૬।
નેમજી તે સાલાને પુછીઆ હો સા૦, માંડવે આવડા શા [4]સોરરે કે૦॥ ૭॥
રાતે તે રાજુલબેની પરણશે હો સા૦, પ્રભાતે ગૌરવ દેશે રે કે૦॥ ૮॥
[5]ભત્થયડા એ પરતુ હો સા૦, સલવડા સંસાર રે કે૦ ॥ ૯॥
નેમજીને કહે કટારડા હો સા૦, કંપ્યા પશુઆ આતા બંધરે કે૦॥૧૦॥
ખડખાઓ પાણી પીઓ હો સા૦, જંગલ કરો તુમે વાસ રે કે૦ ॥૧૧॥
નેમજીએ રથ તિહાંથી ફેરવ્યો હો સા૦, જઇરહ્યા ગઢગિરનારરે કે૦॥૧૨॥
તાપે તેવેલુ તમતમે હો સા૦, રાજુલ વિલાપ કરતી જાયરે કે૦॥૧૩॥
વળીવળી રાજુલ બીહતી હોસા૦, કોપ્યા કાંહો નેમજી ભલોભરતારકે૦॥
આ ભવ પરભવ આખડી હો સા૦, આ ભવ એ ભરતાર કે૦॥૧૫॥
રાધું માસુરીધુંસુ હો સા૦, તીહના સેરિસવાદ રે કે૦ ॥૧૬॥
જમા માસુ જમશુ હો સા૦, તીહમાં કીસો સતકાર રે કે૦ ॥૧૭॥
નેમજી તમા રાજુલમાં હો સા૦, સાબાસ ને શૂરવીર રે કે૦ ॥૧૮॥
રાજુલ તમારા કાપડા હો સા૦, શિવા આહિત મંગળવાર રે કે૦ ॥૧૯॥
નથી પહેર્યાં નથી પહેરશું હો સા૦, ટાંકા તો પાવાર રે કે૦ ॥૨૦॥
ડુંગર ઉપર ડુંગરીઓ હો સા૦, સોની વસે લખચાર રે કે૦ ॥૨૧॥
ઘડા નેમજીના બે રાખ્યા હો સા૦, ઘડા રાજુલના હારરે કે૦ ॥૨૨॥
ડુંગર ઉપર ડુંગરી હો સા૦, રંગરેચ વસે લખચાર રે કે૦ ॥૨૩॥
તે નેમજીના મૂલવ્યા હો સા૦, રંગ્યા રાજુલના ઘાટ હો કે૦ ॥૨૪॥
રાજુલ મુગતે પધારીયા હો સા૦, જ્ઞાનવિમલ ગુણ ગાયેરે કે૦ ॥૨૫॥

---

૧ આ સ્તવનમાં કેટલાએક શબ્દો વિલક્ષણ છે. ૨ સખીઓ.
૩ ઘયંતર ઈત્યપિ. ૪ કાર-શોરબકોર. ૫ પશુવાડો. પો

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

### દેશી ઝુંબખડાની.

જન મનરંજન બેટીએરે, ભયભંજન ભગવાન; યાદવરાય સાંભળો.
નેમિનિરંજન સાહિબારે, અંજન નિર્મળવાન. યાદવરાય સાંભળો ॥૧॥
સાંભળીએ અરદાસ, મહેલી મન આમળો ॥ આંચળી૦ ॥
રાજુલ કહે હું તાહરી રે, નવભવની એક નારી ॥ યાદવ૦ ॥
પ્રેમ દેખાડી ફિર ગયો રે, આવી તોરણબારી ॥ યાદવ૦ ॥ ૨ ॥
[1]ઉંચી દેખી મોહીયા રે, અણદીઠે શી પ્રીતિ ॥ યાદવ૦ ॥
આસંગાયતિ અવગણી રે, એ નહિ સજ્જનરીતિ ॥ યાદવ૦ ॥ ૩ ॥
એહના ગુણ નથી જાણતારે, એ અકુલિણી નારી ॥ યાદવ૦ ॥
પુરૂષ અનંતે ભોગવીરે, એહનો અગમ આચાર ॥ યાદવ૦ ॥ ૪ ॥
[2]અકર્મિને આદરે રે, નહિ સંતતિપરિવાર ॥ યાદવ૦ ॥
રાય રાંક આણે ઘરે રે, નહિ ય ફિરયો વ્યવહાર ॥ યાદવ૦ ॥ ૫ ॥
છોતિ નહિ ઉંચનીચની રે, રાખે સહુને સમાન ॥ યાદવ૦ ॥
આદર નાપે તેહમાં રે, તે દાખો સુવિવેક ॥ યાદવ૦ ॥ ૬ ॥
[3]તેહના ગુણ તુઝમાં નહિ રે, નહિ તસ ચપલ સ્વભાવ ॥
॥ રાજુલસતી સાંભળો ॥
જ્ઞાનાદિક ગુણ તસ ઘરે રે, થિરતાયે ક્ષાયિકભાવ ॥
॥ રાજુલસતી સાંભળો ॥ ૭ ॥
[4]મધરો સોકિમ ભાવ કરો મન નિર્મલો ॥ આંકણી૦ ॥
ઉત્તમપુરૂષે આદરી રે, તે વાહે સહુકોઈ ॥ રાજુલ૦ ॥
જન્મમરણજરાદિકથકી રે, નિર્ભયતા જિહાં હોય ॥ રાજુલ૦ ॥ ૮ ॥
વાર અનંતી પામીયેરે, તુજ સરિખી જગમાંહિ ॥ રાજુલ૦ ॥
નીચા એહને નવિ મલ્યારે, ઉંચી તે સવિ ત્યાંહિ ॥ રાજુલ૦ ॥ ૯ ॥
મૂલ્યદાન માગે નહિ રે, પાળે પ્રીતિ અખંડ ॥ રાજુલ૦ ॥
અંત નહિ જસ પ્રેમનોરે, નહિ જિહાં દુશ્મન દંડ ॥ રાજુલ૦ ॥૧૦ ॥
સમતા સખી છે તેહની રે, તેહને કીજે હાથ ॥ રાજુલ૦ ॥
તો આપણે બિહું એકઠાંરે, ઇમ બોલે યદુનાથ ॥ રાજુલ૦ ॥૧૧ ॥

---

૧ મુક્તિરૂપિ સ્ત્રીને માટે કહે છે. ૨ સિદ્ધ અને પક્ષે કામવગરનો. ૩ હવે શ્રીનેમિનાથ રાજીમતીને ઉત્તર આપે છે. ૪ સપત્ની ( શોક્ય ) નો ભાવ મધરો.

રાજુલ તેડી આણીયાં રે, સર્વવિરતિ ઘરમાંહિ ॥ રાજુલ૦ ॥
રસરંગે બિહુ મિલ્યાં રે, સમતાં જિહાં વચિમાંહિ ॥ રાજુલ૦ ॥૧૨ ॥
નેમ પહેલી તિહાં ગઇરે, રાજુલ જોવા કાજ ॥ રાજુલ૦ ॥
જેહનો પિયુ રાગી થયોરે, મોટી તેહની લાજ ॥ રાજુલ૦ ॥૧૩ ॥
શિવસુંદરી પરણી તિહાં રે, શિવાદેવીમાત મલ્હાર ॥ યાદવ૦ ॥
જ્ઞાનવિમલસૂરિ ઇમ ભણેરે, ધન્ય ધન્ય નેમિકુમાર ॥ યાદવ૦ ॥૧૪ ॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રહો રહોરે યાદવરાય દો ઘડીયાં, દો ઘડીયાં દો ચાર ઘડીયાં;
રહો૦ ॥ એ આંકણી૦ ॥
મોજ મહિરાણ શિવાદેવીજાયા, તુમે છો આધાર અડવડીયાં રહો૦॥૧॥
[1]નાહ ! વિવાહ ચાહ કરીએ, કયું જાવત ફિર રથ ચડીયાં રહો૦
પશુય પોકાર સુણીય કિય કરૂણા, છોડીદીયે પશુપંખી ચડીયાં રહો૦॥૨॥
ગોદ બિછાઉં મેં વારી[2] જાઉં, કરૂં વિનતિ ચરણે પડીયા રહો૦
પીયુવિણ [3]દીહા તે વરિસસમોવડ, ન ગમે સેનને સેજડીયા રહો૦॥૩॥
વિરહ દિવાની વિલપતિ જોવન, વાડી વન ઘર સેરડીયાં રહો૦
અષ્ટ ભવાંતર વેહ નિવાહત[4], નવમે ભવ તે [5]વિછડીયાં રહો૦॥૪॥
સહસાવનમાંહે સ્વામિ સુણીને, રાજુલ [6]રૈવતગિરિ ચડિયા રહો૦
પીયુકરે નિજશિરે હાથ દેવાવત, ચાખે ચારિત્રશેલડીયાં રહો૦॥૫॥
યાદવવંશ [7]વિભૂષણ નેમજી, રાજુલ મીઠી વેલડીયા રહો૦
જ્ઞાનવિમલ ગુણે દંપતિ નિરખત, હરખત હોત મેરી આંખડીયા રહો૦॥૬॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—કેદારો.

રાગ—પ્રાણ માહરા હરી હો હરી તુમ્હ સુણ્યો ભાઇ પ્રાણ
માહરા હરી—એ દેશી.

પ્રણમાકી નેમિ હો નેમિ તુમ્હ સુણ્યો ભાઇ પ્રણમાકી નેમિ
॥ આંકણી૦ ॥

---

૧ નાથ ! ૨ બલી છત્યપિ પાઠઃ ૩ દિવસ. ૪ નિભાવ્યો, રાખ્યો. ૫ સ્નેહને દૂર કર્યો. ૬ ગિરનારપર્વત. ૭ શોભાવનાર.

મુઝ પારણકું આયે પશુયડે, ધાહ દઈ હો દઈ ॥તુમ્હ૦॥૧॥
દીનાનાથ પશુસે કરૂણા હમ વરિયાં તે કાહ ગઈ હો ગઈ ॥તુમ્હ૦॥૨॥
માણસ છોડિ કૃપા તૃણ ચરશે તોમ્હે તે કયું નભઈ હો ભઇ ॥તુમ્હ૦॥૩॥
સંત અનંત ભયે જે રીતિ તિમશ્યું એ રીતિ નઇ હો નઇ ॥તુમ્હ૦॥૪॥
આયમિલો સખી સયન સહીરો માત તાત ઉરે ફેરઇ રઈ ॥તુમ્હ૦॥૫॥
કરી મનોહર મનાય લેઈ આવો યું મુનિ હો તરઈ હો રઇ ॥તુમ્હ૦॥૬॥
અન્નપાન ભાવે નહિ મોકું શુદ્ધિ બુદ્ધિ ભુલીગઇ હો ગઈ ॥તુમ્હ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુ કીર્ત્તિ શિષ્યા ત્રિકરણશુદ્ધે લઇ હો લઇ ॥તુમ્હ૦॥૮॥
રાજુલ જ્યોતિ ઝગમગ પતિશું તવ એકમેક થઇ હો થઇ ॥તુમ્હ૦॥૯॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

### રાગ—આજહોની દેશી.

શ્રીયાદવકુલચંદ નેમીસર જિનચંદ,
આજહો સોહે રે જિન સામલવાન સોહામણાજી ॥ ૧ ॥
સુણી પશુઆં પોકાર છાંડી રાજુલનાર,
આજહો જાણી રે મન આણી કરૂણા ગુણ ઘણાજી ॥ ૨ ॥
અચરિજ એહ અનૂપ જેહનું અકલ સ્વરૂપ
આજહો આપે રે નિરાગી રાગી સવિ કરેજી ॥ ૩ ॥
જન્મથકી બ્રહ્મચારી નહી મને કામવિકાર
આજહો તોહે રે [1]રાજુલપતિનામ સદા ધરેજી ॥ ૪ ॥
સમુદ્રવિજય નૃપ માત શિવાદેવી જસ માત,
આજહો દીપે રે અતિ જીપે [2]બલ સવિ મોહનુંજી ॥ ૫ ॥
આશ્રિત ગઢગિરનાર, પામ્યા ભવનો પાર,
આજહો મોટું રે અચરિજ દીસે એ સ્વામિનુંજી ॥ ૬ ॥
તું નિરંજન [3]નિરનેહ માહરે તુઝશ્યું નેહ,
આજહો રાચું રે ઇણે ધ્યાને સ્વામિ સોહામણાજી ॥ ૭ ॥
ધીરવિમલકવિ શિષ્ય, વંદે નય નિશદિશ,
આજહો કીજે દિલ ભરી નિતુ પ્રભુનાં ભામણાજી ॥ ૮ ॥

---

૧ રાજુલપતિ શ્રીનેમિનાથ. ૨ પરાક્રમ અથવા સૈન્ય. ૩ નિઃસ્નેહી.

# અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—ત્રિભુવનતારણ તીરથ પાસચિંતામણી રે કે પાસ૦—એ દેશી.

નેમિનિરંજન દેવકે સેવ સદા કરૂં રે કે સેવ સદા૦
અહનિશ તાહરૂં ધ્યાન કે દિલમાંહિ ધરૂં રે કે દિલ૦
શંખલંછન ગુણખાણ કે અંજન વાનિ છે રે કે અંજન૦
રાજીમતીના કંત કે પરણ્યાવિણ અછે રે કે પરણ્યા૦ ॥૧॥
તુંહિજ જીવનપ્રાણ કે આતમરામ છે રે કે આતમ૦
માહરે પરમાધાર કે તાહરૂં નામ છે રે કે તાહરૂં૦
સમુદ્રવિજયના નંદન નિતુ નિતુ વંદના રે કે નિતુ૦
કીજે કરૂણાવંત કે કર્મ નિકંદના રે કે કર્મનિકંદના૦ ॥૨॥
જીત્યો [1]મન્મથરાજ રહી ગઢ ઉપરે રે કે રહી૦
પહેરી શીલસનાહ ઉદાસ [2]અસીધરે રે કે ઉદાસ૦
સવિ જિનવરમાં સ્વામિ તુમે અધિકું કર્યું રે કે તુમે૦
કુમરપણે ધરી ધીર મહાવ્રત ઉચર્યાં રે કે મહાવ્રત૦ ॥૩॥
આઠ ભવાંતર નેહ જે તેહ ઉવેખીને રે કે તેહ૦
કરૂણા કીધી કેવલ પશુયાં દેખીને રે કે પશુયાં૦
પૂરણ પાળી પ્રીતિ વળી નિજ નારીને રે કે વળી૦
આપી સંયમભાર પહોચાડી [3]પારને રે કે પહો૦ ॥૪॥
જણ જણશું જે પ્રીતિ કરે તે જણ ઘણા રે કે કરે૦
નિરવાહે ધરી નેહકે તે વિરલા સુણ્યા રે કે તે૦
રાજિમતીનો નેહ વખાણે કવિજના રે કે વખાણે૦
તુમે તો દીધો છેહ તેહનો થિરમના રે કે તેહ૦ ॥૫॥
યાદવનાથ સનાથ કરો મુજને સદા રે કે કરો૦
દિયો મુજ શિરપર હાથ હોવે જેમ સંપદા રે કે હોવે૦
જલિ જલિ મરે પતંગ દીવાને મન નહિં રે કે દીવા૦
નાણે મન અસવાર ઘોડા દોડે સહી રે કે ઘોડા૦ ॥૬॥
સબલા સાથે પ્રીતિ નિર્બલને નવિ કહી રે કે નિર્બલ૦
પણ લાગ્યા જે કેડ કિહાં જાએ વહી રે કે કિહાં૦
તે સજ્જનશું હોય જે ભીડ ન ભંજીયે રે કે ભીડ૦
પોતાનો જે હોય સદા દિલ રંજીયે રે કે સદા૦ ॥૭॥

---

૧ કામદેવ. ૨ તરવાર. ૩ સંસારપાર.

તુમચી સુનજર હોય તો કર્મને ભંજીયે રે કે કર્મ૦
તો દુશ્મન હોય દૂર કુણે નહિ ગંજીયે રે કે કુણે૦
પ્રાણાધાર પવિત્ર કે દરિસણ દીજીયે રે કે દરિસણ૦
જ્ઞાનવિમલ સુખપૂર મિલીને કીજીયે રે કે મિલી૦ ॥૮॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

### દેશી ગહુંડાની.

રાજિમતી રંગે કહે કાંઇ પ્રીતમજી અવધાર ॥ મુજરો છે માહરો ॥
સુણી આધાર, મોહનગાર, જગે સુખકાર, તુઝ દીદાર,
કર મુઝ સાર, મુઝરો છે માહરો. ॥ ટેક ॥
અણદિઠે શું મોહીયા, કાંઇ તેતો [1]નવલી નાર ॥ મુ૦ ॥ ૧ ॥
પ્રીતિ કરતાં સોહિલી, કાંઈ નિરવહતાં જંજાળ ॥ મુ૦ ॥
જિમ [2]વિષવ્યાલ ખેલાવતાં, કાંઇ વિષમ અગ્નિઝાળ ॥ મુ૦ ॥ ૨ ॥
વિણ પરણ્યે પણ જગે કહે, કાંઇ હું તુમચી નિરધાર ॥ મુ૦ ॥
નયણે દેખાડીને વલ્યા, કાંઇ આવી તોરણ બાર ॥ મુ૦ ॥ ૩ ॥
અવર ન કો તુઝ સારિખો, કાંઈ [3]પુરૂષરયણ સંસાર ॥ મુ૦ ॥
તેહભણિ નિરવાહિએ, કાંઈ સુણ મુજ હીયડાહાર ॥ મુ૦ ॥ ૪ ॥
હાથમેલાવો નવિ કર્યો, કાંઈ શિર ઉપર કરો હાથ ॥ મુ૦ ॥
ધન્ય શિવસુંદરી બ્હેનડી, કાંઈ જિણે મોહ્યા પ્રાણનાથ ॥ મુ૦ ॥ ૫ ॥
જ્ઞાનવિમલપ્રભુતા ઘણી, કાંઇ જ્યોતિ ઝલામલ તેજ ॥ મુ૦ ॥
અચલ અભેદ બિહું મિલ્યાં, કાંઇ હળિમળી હીયડાહેજ॥ મુ૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

### રાગ—સામેરી.

ગઢગિરનારે જઇ રહ્યા રે, યાદવ નેમિકુમાર;
વિરહવચન બોલે ઇસ્યાં રે, રાજિમતી તવ નાર.
સુણો સુણો સહીઓ રે વયણા,
પગલાં પિઉના પેખી ઝડિઝડિ લાગી રે નયણાં;

---

૧ મુક્તિરૂપ સ્ત્રી. ૨ ઝેરીસર્પ. ૩ પુરૂષને વિષે રત્નસમાન.

મારે તીખાં [1]તીર ઝટાપટી લાગી રે મયણાં ॥એ આંકણી૦॥૧॥
તોરણ આયે નેમજી રે, પાછા વળીયા કેમ;
કપટ કર્યું પરણ્યાતણું રે, એ બાજીગરપરે જેમ ॥ સુણો૦ ॥૨॥
કરૂણા કીધી પંખીયા રે, નવિ કીધી મુજ સાર;
પણ હું સાચી પતિવ્રતા રે, તોહિ તાહરી નાર ॥ સુણો૦ ॥૩॥
અષ્ટભવાંતર નેહલો રે, નવમે ભવે દીયો છેહ;
કેડો ન છોડું તાહરો રે, જિમ છાયા ને દેહ ॥ સુણો૦ ॥૪॥
ઇમ કહેતી પહોતી પ્રિયા રે, પિયુ પાસે લીયે દીક્ષ;
રહનેમિ પણ બુઝવ્યો રે, દેઈ હિતની શીખ ॥ સુણો૦ ॥૫॥
યાદવકુલચૂડામણિ રે, ધન ધન રાજુલ નેમ;
જ્ઞાનવિમલ કહે એહના રે, સાચા પૂરણપ્રેમ ॥ સુણો૦ ॥૬॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—સારંગ મલ્હાર.

રાજુલ તેરો પશુયાં કરત પોકાર.
સબ મિલીકરી પ્રભુજીકે આગે, નિસુણત નેમિકુમાર ॥રાજુલ૦॥૧॥
પિક શુક મોર ભૃંગ મૃગ ખંજન, હરિ ગજ ચકવા હંસ;
કંઠ નાસિકા કેશ ભ્રમુ લોચન, કટી ગતિ થણજિત અંસ ॥રા૦॥૨॥
અરજ સુણી પશુયનકી નેમિ, છોડી ચાલ્યો નિરધાર;
કહે રાજુલ સોગંધકી પ્રભુ, વિણ કરું ન ઓર ભરતાર ॥રા૦॥૩॥
પીઉ પીઉ કરત ચલત તવ [2]પાળી, ચઢી ગઢ ગિરનાર;
પીઉ પ્રેમે કરી દીયો શિરપરે, કીનો સફલ અવતાર ॥રાજુલ૦॥૪॥
અવિચલ પદ પાયે તિહાં દંપતી, યાદવકુલશણગાર;
જ્ઞાનવિમલ મનમોહન સારંગ, રસિકશિવાદે મલ્હાર ॥રાજુલ૦॥૫॥

---

૧ કામદેવના બાણ.  ૨ પગે ચાલતી.

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—માલવી ગોડી.

રહો રહોરે યાદવ રીતિ નથી, કાંઇ એહવી ચાલ ન કીજેરે;
જેમ કહશ્યો તેમ તેમ કરશ્યું, પણ રથ પાછો ન વાળીજે રે.
॥ રહો૦ ॥ ૧ ॥

તોરણ આય ગયો ફિર કોઇ, તે વાહલા મુઝ દોષો રે;
વિણ અવગુણ છોડીને જાઓ, શ્યો મન આટલો રોષારે ॥ રહો૦ ॥૨॥

કહે રાજુલ મેં સંગ ન છોડું, નિશદિન પીયુ ગુણ ગાઉં રે;
જ્ઞાનવિમલ ગુણ પામ્યા [1]દોઉ, એ દંપતિને [2]વારી જાઉરે ॥રહો૦ ॥૩॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—મારૂ કાફી.

નેમિજી નિરખો નાહલિયા, સામલિયો મુજ સાહિઓ રે;
એહશું નેહ અપાર.
જાવા દીઓ મુજ તાતજી, માહરો નાથ જાયે ગિરનારરે ॥નેમિ૦॥૧॥

દયા ધરી રથ ફેરીયો રે, સુણી પશુઆં પોકાર;
પતિવ્રતા વ્રતતો રહે જો, લિઓ સંજમભાર રે ॥ નેમિ૦ ॥ ૨ ॥

જ્ઞાનવિમલ પ્રભુને મિલી, પામી ભવનો પાર;
દંપતી એકપણે રહ્યા, રસરંગે નહી જસ પાર રે ॥ નેમિ૦ ॥ ૩ ॥

---

૧ બેજણ. ૨ બલીહારી ઈત્યપિ.

## અથ શ્રીઅધ્યાત્મભાવગર્ભિત પાર્શ્વનાથજિન સ્તવન.

કાવ્યં—પ્રહસમે પ્રણમીએ પ્રેમ આણી,
પાર્શ્વપ્રભુ પદ કમળ જ્ઞાન ખાણી;
સુકૃતતતિવલ્લી ઇણથી મચાણી,
તેહને ધ્યાને શ્રેણિ રખાણી. ॥ ૧ ॥

ફાગ—પાસ પ્રભુને પ્રણમે સુરનરવર સવિ પ્રાણી,
આણા શિરધરે આગળે ઉભા જોડી [1]પાણી;
અશ્વસેનનૃપનંદન [2]નંદનવનસમ કાય,
મણિધરફણધરલંછન વામાદેવી માય. ॥ ૨ ॥

કાવ્યં—સકલ મંગલતણું હેતુ જાણો,
જિનતણી ભક્તિ દિલમાંહિ આણો;
અચલ શુભયોગ અનુષંગ જોડે,
દુરિત મિથ્યાત અનુબંધ છોડે. ॥ ૩ ॥

ફાગ - નિઃશંકિતવરસમકિતગુણયુત ચિત્ત સમભાવિ,
ભાવિતવાસન શાસન કીજે એકીભાવ;
અંતરંગપરમાતમ જિનપતિસાથે અભેદ,
દ્રવ્યભાવશું પૂજા સાધીજે બહુભેદ. ॥ ૪ ॥

કાવ્યં—[3]સત્યચઉ દંતપાવન ધરીજે,
પ્રભુગુણ જલમુખે શુદ્ધિ લીજે;
ઉલિ પ્રમાદતા દુરે ટાળો,
અંગથી અવિધિ અલગી ઉચ્છાળો. ॥ ૫ ॥

ફાગ—પૂજાને અભિમુખતા તે પૂરવદિશ જાણિ,
વિધિપરનાલિકા [4]બાજઠ સંવરજલશુચિ ન્હાણ;
યતનાદિક ઉગટણે કાઢો મતમિથ્યાત,
અંગુછો અઘશોષણ દૂષણવિણ અવદાત. ॥ ૬ ॥

કાવ્યં—દેવઘર તેહ શુચિ અંગ જાણો,
અમલ મન [5]ગર્ભઘરમાંહિ આણો;
યોગથિરતા પદ્માસણ બનાવો,
નિશ્ચયદૃષ્ટિ નિરખી સુહાવો. ॥ ૭ ॥

---

૧ હાથ. ૨ લીલીકાયા. ૩ નામ, સ્થાપના, દ્રવ્ય ને ભાવ એ ચાર સત્ય. ૪ બાજોઠ. ૫ દેરાસરનો ગભારો.

ફાગ—નિર્મલતા જે ચિત્તતણી તે ક્ષીરોદક વસ્ત્ર,
શુભલેશ્યાપટ ઓઢણ ઉત્તરાસંગ પવિત્ર;
[1]શુશ્રૂષાદિક અડગુણ બુદ્ધિતણા નિર્દોષ,
દર્શનાચાર વિશુદ્ધિ તે આઠપડો મુખકોશ. ॥ ૮ ॥

કાવ્યં—ભક્તિ કેશરતણા રંગ વારૂ,
ચંદન શુદ્ધશ્રદ્ધાન ધારૂં;
શક્તિ કચોલ શુભધ્યાન ઘોલા,
શીલજત્વ સત્ત્વ ઘનસાર રોલા. ॥ ૯ ॥

ફાગ—ઓરસીઓ એકાગ્રતા પૂરણકલસ સંતોષ,
જે નિરમાલ્ય ઉતારવાં તેહ વિભાવનો દોષ;
ચિત્ત ઉપાધિ નિવારીયે આભરણા ઉતારી,
અંગ પખાલે ચિંતવે ચિત્તસમાધિ અપાર. ॥૧૦ ॥

કાવ્યં—[2]પંચ આચાર [3]વિવહાર પાંચ,
તે જિનદેવ આણા પ્રપંચ;
તિલક નિલવટે કરો ભાવ આણી,
સહજગુણ મુદ્રિકા તે વખાણી. ॥૧૧ ॥

ફાગ—જિનગુણ ઘોષણ ચિંતન પ્રભુગુણ તૃપ્તિ [4]અલોભ,
ચાર તિલક કરે પૂજક ગલિકુ હૃદે ઉદર અક્ષોભ;
અંગલુહણાં દોઇ ધર્મના સહજ સભાવ તે અંગ,
જે ભૂષણ પહેરાવીયે અધ્યાતમગુણ ચંગ. ॥૧૨ ॥

કાવ્યં—અંગ નવબ્રહ્મની વાડિ ભણીએ,
અશુભ નવ જેહ નિયાણ હણીયે;
સમકિત ભૂષણવર વિવિધ યુગતે,
પંચવરણે કરો [5]કુસુમ ભક્તિ. ॥૧૩ ॥

ફાગ—શુભ ઉપયોગ વિવેકે ધર્મધ્યાનપ્રકાશ,
કર્મદહન કૃષ્ણાગરૂ તનુયોગે કૃતવાસ;

---

૧ શુશ્રૂષા ( સાંભળવાની ઈચ્છા ) ૧, શ્રવણ ૨, ગ્રહણ ૩, ધારણ ૪, ઊહ=તર્ક ૫, અપોહ=વિતર્ક ૬, અર્થ વિજ્ઞાન ૭, તત્ત્વવિજ્ઞાન ૮, એ આઠ બુદ્ધિના ગુણ જાણવા.

૨ પંચાચારનું વર્ણન શ્રીરત્નશેખરસૂરિકૃત આચારપ્રદીપગ્રંથમાં છે.

૩ પંચવ્યવહારનું સ્વરૂપ શ્રીજીતકલ્પપ્રવચનસારોદ્ધારાદિકગ્રંથમાં છે.

૪ અલોચ પ્રસપિ. ૫ પંચવર્ણિપુષ્પ.

ભાવના વાસના મહમહે ધૂપઘટી પ્રગટાવે,
ત્રિક અનુષ્ઠાને સંચિત દુષ્કૃત દુરે ઉડાવે. ॥૧૪॥

કાવ્યં—તત્ત્વના પાત્રમાં ઘૃત સુહાવે,
સકલનય ચિંતના ભાવ લ્યાવે;
જ્ઞાનદીપકતણું તેજ દીપે,
ભ્રાંતિ પવનાદિકે તે ન [1]જીપે. ॥૧૫॥

ફાગ—અડમદથાનકવર્જના તેહિજ મંગલ આઠ,
જે નૈવેદ્ય નિવેદીયે તેમને નિશ્ચલ પાઠ;
લવણ ઉતારીયે કૃત્રિમધર્મતણો જે ત્યાગ,
મંગલદીવો જાણીયે શુદ્ધધર્મ ગુણરાગ. ॥૧૬॥

કાવ્યં—સહજ સદ્ભુત ગુણ સુરજ ભાવે,
તે અવસ્થાત્રિક તાન લાવે;
આયતિશુદ્ધતા તાલ ફાવે,
ગીત ને નૃત્ય અભિનવ દેખાવે. ॥૧૭॥

ફાગ—અવિધિ અધર્મ અનીતિથી વિતથ થઈ જે ભક્તિ,
તે આરતિ ઉતારો ઇણિપરે ભાવનાવ્યક્તિ;
દૃષ્ટિરાગ ઉવેખણા ઘંટ વજાવો સાર,
અનાશંસતા સાત્વિક ઝલ્લરીના ઝણકાર. ॥ ૧૮ ॥

કાવ્યં—દ્રવ્યપૂજાથકી હોય હિંસા,
એમ કહી ભક્તિની કરે [2]ખિંસા;
તેહ નવિ [3]સમયની વાત જાણે,
જે નિસિહિપદે સામ્ય આણે. ॥૧૯॥

ફાગ—અવ્યાહત [4]તતનાદે અનાહત દુંદુભિ તેહ.
મુદિતા કરૂણા રચના નાટિકનર્તકી જેહ;
જિનઆણાને અનુસરી જેહ સકલ વ્યવહાર,
આચરતે ચિત્ત વરતે તેહજ એક પ્રકાર. ॥૨૦॥

કાવ્યં—દ્રવ્યભાવે કરી દુવિધ કહીયે,
ત્રિવિધ અવંચકે ત્રિવિધ લહીયે;
ભક્તિ બહુમાન અણાસાય ઉચિતે,
ચઉવિધ પૂજની એહ યુગતિ. ॥૨૧॥

---

૧ છીપે ઇત્યપિ. ૨ નિંદ્યા. ૩ સમય સિદ્ધાંત. ૪ તંતી ઇત્યપિ એટલે વીણા.

ફાગ—શ્રદ્ધા જ્ઞાનને કહણુ ને ફરસન થય શુદ્ધ પંથ,
 ષટદ્રવ્યાદિક ભાવનિ [1]રંગ નય સકલ પ્રપંચ;
 ચિંતન કીર્ત્તન સેવન વંદન નિંદન ધ્યાન,
 સમતા એકતા ઇતિ અડપૂજા વિધિ અનિદાન. ॥૨૨ ॥

કાવ્યં—એમ અધ્યાતમ ગુણ વિવિધ ભેદે,
 અનુભવ જ્ઞાનશું જેહ વેદે;
 પરમ આનંદ લહે તેહ પ્રાણી,
 શુદ્ધ સમકિતતણી એ નિશાની. ॥૨૩ ॥

ફાગ—જિનસરખી જિનપ્રતિમા એ ગણધરની વાણી,
 નિરખે હરખે પ્રાણી તેહને શુભગુણઠાણ;
 સિદ્ધસરૂપી મુદ્રા મુદ્રિત હોય અશેષ,
 દ્રવ્યપૂજા ઉપચારે લહીયે સકલ વિશેષ. ॥૨૪ ॥

કાવ્યં—ધ્યેયના ધ્યાનને હેતિ ધ્યાતા,
 સકલ કરણી કરે ભવિક જ્ઞાતા;
 કર્મના મર્મથી ભિન્ન થાવે,
 અક્ષય અનુપમ મહાલીલ પાવે. ॥૨૫ ॥

ફાગ—નીરજતા નિર્મળતા શીતળતા સંબંધ,
 શુભઅનુબંધ સુગંધતા અડવિધ કુસુમપ્રબંધ;
 ચઉવિધ સત્ય દયા પરદત્તને બંભ અસંગ,
 તપ અનિદાન સુજ્ઞાન સુશીલ સુસજ્જનસંગ. ॥૨૬ ॥

કાવ્યં—યોગત્રિક કરણત્રિક જેહ શુદ્ધ,
 અક્ષતે તેહ જ્ઞાનાદિ લુદ્ધ;
 અપુનર્બંધ એ ફલ વિશેષ,
 નિર્મલ બોધ તેહ્દીપરેખ. ॥૨૭ ॥

ફાગ—પરમ સુહિતરસ અતૃષિત તે નૈવેદ્ય કહાય,
 ઇમ અષ્ટાંગ સુયોગે જિનપૂજા સુખદાય;
 સર્વવિઘ્ન ઉપશામક દ્રવ્યભાવ ગુણપોષ,
 પ્રથમ સંવર પ્રારંભી યાવત્ કર્મનો મોક્ષ. ॥ ૨૮ ॥

કાવ્યં—ઇણિપરે જેહ જિનરાજ પૂજે,
 તેહથી મોહમિથ્યાત્વ ધૂજે;

---

૧ સાતત્ય.

[1]દ્રવ્યભાવાધિકારી અગારી,
ભાવમુખ સાધુ ઉપદેશકારી; ॥ ૨૯ ॥

ફાગ—[2]સૂરતમંડણ સાહિબ પાર્શ્વ પરમગુણપૂર,
સુરતરૂ સમધિક દીઠા ધ્યાનને ભવન હજૂર;
[3]સંપ્રતિ હરિસણ દીજે કીજે સફલ અવતાર,
તત્ત્વસુધારસ પાયો ધ્યાયો તુમ ઉપગાર. ॥ ૩૦ ॥

કાવ્યં—સૂરિશ્રીજ્ઞાનવિમલપ્રણીતા,
પાસજિનપૂજના ભાવ ગીતા;
એહના અર્થ જો ચિત્ત ભાવે,
તેહ ત્રિભુવનશિરદાર થાવે. ॥ ૩૧ ॥

---

## અથ (આશાઉલીપુરમંડણ) શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—ત્રિભુવનતારણ તીરથ પાસચિંતામણી રે—એ દેશી.

ત્રિભુવન મુકુટસમાન વિમાનપતિ સ્તવ્યો રે કે વિ૦
મહિમા જસ જગમાંહિ [4]વિબુધજન વર્ણવ્યો રે કે વિબુ૦
આશાઉલિપુરમંડન ભાભાપાસજી રે કે ભા૦
સુરતરૂપરે જિનરાજકે પુરે મન આશજીરે કે પુરે૦ ॥ ૧ ॥

[5]પરતા પૂરણહાર કે સંકટ ચૂરણો રે કે સં૦
વિઘન કરે [6]વિસરાલ અરિભય ભંજનો રે કે અરિ૦
આદિ અનાદિ અનંત અછે ગુણ તાહરો રે કે અ૦
કામિતફલદાતાર મનોરથ માહરો રે કે મનો૦ ॥ ૨ ॥

ભવની કોડાકોડ [7]દુરિત જે સંચીઉરે કે દુ૦
તે હોય તતક્ષણમાંહિ વિનાશે ખંચીઉરે કે વિનાશે૦
દિનકરકિરણનું તેજ ઝલામલ દીપતો રે કે ઝ૦
દેખીને અંધકાર ન હોય કિહાં છતું રે કે ન હોય૦ ॥ ૩ ॥

---

૧ ગૃહસ્થો દ્રવ્યપૂજા ને ભાવપૂજાના અધિકારી છે અને સાધુઓ એકલી ભાવપૂજાના અધિકારી છે પણ દ્રવ્યપૂજાનો ઉપદેશ આપે.

૨ સુરતમંદર. ૩ હમણા. ૪ દેવો અથવા પંડિતો.

૫ ચમત્કાર. ૬ વિનાશ. ૭ પાપ.

પવન પ્રચંડ મેઘઘટા જિમ વીખરે રે કે ઘટા૦
તિમ તુમ [૧]ધ્યાનસમીરે મિથ્યાદલ હરે રે કે મિ૦
તિમ ઇંધણસંભાર [૨]અનલ ખિણમાં દહે રે કે અ૦
તિમ તુમ નામપ્રતાપથકી સંકટ ટળે રે કે સંકટ૦ ॥ ૪ ॥
વરસી જિમ જલધાર કરે [૩]ધર આર્દ્રતારે કે કરે૦
જિનશાસનશ્રદ્ધાન ધરે ચિત્તવૃત્તિતારે કે ધરે૦
વિષયકષાય દાવાનલતાપ સમાવતો રે કે તાપ૦
પ્રભુ તુમ સંગતિ મેઘ પસાયે પાવતો રે કે પસાયે૦ ॥ ૫ ॥
નાહનો પણ ગુણવંત હોય ગુણીસંગથી રે કે હોય૦
વાદલીયા પણ પાવન ગુણે થયા ગંગથી રે કે ગુણે૦
પાણી થયું ઘૃતરૂપકે દુધે જો મિલ્યું રે કે દુધે૦
મણિમોતીને સંગ [૪]અમુલિક થઇ ભળ્યું રે કે અ૦ ॥ ૬ ॥
શશલો પણ [૫]વિધુસંગ શંકરે આદર્યો રે કે શંકરે૦
લોકે વંધો તેહ પ્રવાહે આચર્યો રે કે પ્રવાહે૦
પંકજ પણ ગુણીસંગથી [૬]શીસે સહુ ધરે રે કે શીસે૦
મંદરગિરિને સંગ તૃણા કંચનપરે રે કે તૃણા૦ ॥ ૭ ॥

[૭]રોહણભૂધરસંગ [૮]ઉપલ પણ રયણડાં રે કે ઉપલ૦
મંત્રે વાસિત નીર અમીરસ પડવડાં રે કે અમીરસ૦
કુસુમતણે સહવાસથી તેલ બહુમૂલડાં રે કે તેલ૦
શીસ ધરે સહુ કોઇ ધરે કરસયણડાં રે કે ધરે૦ ॥ ૮ ॥

પારસપત્થર સંગે હોઈ લોહ કંચન રે કે હોઇ૦
તીરથને અનુભાવે હોઇ જલપાવને રે કે હોઇ૦
મલયાચલને પાસ રહ્યાં જે [૯]રૂખડાં રે કે રહ્યાં૦
તે પરિમલને વાસ ચંદનમલયાંગરાં રે કે ચંદન૦ ॥ ૯ ॥

રામચંદ્રને તેજે કે પત્થરપણ તર્યા રે કે પત્થર૦
તિમ તુજ કરૂણાહેજ દુ:ખીજન ઉદ્ધર્યાં રે કે દુ:ખી૦
મોટી તાહરી ટેક અછે જગમાં ખરી રે કે અછે૦
કળિયુગ તેજ પ્રતાપ સુકીર્ત્તિ વિસ્તરી રે કે સુ૦ ॥૧૦ ॥

---

૧ ધ્યાનરૂપ પવન. ૨ અગ્નિ. ૩ પર્વતની અથવા પૃથ્વીની.
૪ અમૂલ્ય. ૫ ચંદ્રમા. ૬ માથે. ૭ રોહણાચલપર્વત.
૮ પત્થર. ૯ ઝાડો.

ન્હાનો પણ પોતાનો આવી આશ્રયો રે કે આવી૦
ઉવેખ્યો નવિ જાય સેવા કરતે થયો રે કે સેવા૦
સાહિબની એ શોભ સુખી સેવક સદા રે કે સુખી૦
દીનદયાળ કૃપાળુ કૃપા કરીએ મુદાએ કે કૃપા૦ ॥૧૧ ॥
આણા ઇમ દિલમાંહ્ય સુણીજે વિનતિ રે કે સુણી૦
નવિ ગણિયે દિલમાંહિ કોઇ કારણ [1]ભવાથતિ રે કે કોઇ૦
જો કરશો સુપસાય તો અરજ શો એવડો રે કે અરજ૦
સજ્જન પરસુખકાર હોવે જિમ કેવડો રે કે હોવે૦ ॥૧૨ ॥

શરણાગત [2]પવિપંજર ચરણ તુમારડા રે કે ચરણ૦
શરણ કર્યા મેં સ્વામિ સુધારસના ઘડા રે કે સુધા૦
કલિપરભાવે તાહરો તેજ ન ઝંખીયે રે કે તે૦
ખજુઆ તેજપડૂર ન સુરજ લોપીયે રે કે નસુ૦ ॥૧૩ ॥

વામાનંદન ચંદન શીતલ તાહરૂં રે કે શીતલ૦
દેખી દર્શન આજ વધ્યું મન માહરૂં રે કે વધ્યું૦
અંતર દુશ્મન જોર ચલે નહિ આજથી રે કે ચલે૦
સુજસમહોદય હોત સદા જિનરાજથી રે કે સદા૦ ॥૧૪ ॥

પ્રવહણપરે તું તારણ ત્રિભુવનનો ધણી રે કે ત્રિ૦
વંછિતદાયક લાયક તું છે સુરમણી રે કે તું છે૦
શ્રીજ્ઞાનવિમલસૂરિંદ સુસાધુશિરોમણિ રે કે સુસાધુ૦
રહી નવેવાસ ચોમાસે થુણ્યો જિનદિનમણી રે કે થુ૦ ॥૧૫ ॥

---

## અથ શ્રીગોડીપાર્શ્વનાથજિન સ્તવન.

ગિરૂઆ ગોડીપાસજી હોલાલ, દીજે દીજે દરિસણ આજ; સાહિબજી
બહુદિનનો ઉમાહલો હોલાલ, સફળ [3]થયો જિનરાજ સા૦ ॥ગિ૦॥૧॥
આશધરીને આવતો હોલાલ, દશદિશ માનવવૃંદ સા૦
પરતા પૂરણ પરગડો હોલાલ, [4]કાલ કલ્પદ્રુમકંદ સા૦ ॥ગિ૦॥૨॥
સાચોરચરડ વિચે આકરો હોલાલ, વિષમાથલના ઘાટ સા૦
તે સવિ મનમાં અવગણી હોલાલ, આવે આવે ભવિ-
જન થાટ સા૦ ॥ગિ૦॥૩॥

---

૧ ભવસ્થિતિ. ૨ વજ્રપંજર. ૩ થાય ઇત્યપિ. ૪ કલિયુગે.

ઇહલોકે ફલચિંતવી હોલાલ, આવે આરે આશાબદ્ધ સા૦
પણ કેવલભગતિ ઉલ્લસ્યા હોલાલ, તે પ્રભુ તુમ ગુણ [1] લુદ્ધ સા૦॥ગિ૦॥૪॥
સવિ અંતરયામી અછો હોલાલ, જાણો પર્યાયભાવ સા૦
તો શી સેવક તારવા હોલાલ, ઢીલ કરો જિનરાય સા૦ ॥ગિ૦॥૫॥
ઇહભવ પરભવ તાહરા હોલાલ, ચરણ શરણ જગમાંહિ સા૦
જલથલવિષમે થાનકે હોલાલ, તુંહિ ગ્રહે નિજ બાંહ્ય સા૦ ॥ગિ૦॥૬॥
તુઝ નામે દૂરે હુએ હોલાલ, પાતિક મોહ મિથ્યાત સા૦
વંશઇક્ષ્વાકુ ચૂડામણિ હોલાલ, અશ્વસેનનૃપ તાત સા૦ ॥ગિ૦॥૭॥
ન ગણે કાંટા કાંકરા હોલાલ, કોઇ [2]અરણ્ય ઉજાડ સા૦
ભરડજરઠ કાંટી ઘણી હોલાલ, એક તુમ દરિસણ રૂહાડ સા૦ ॥ગિ૦॥૮॥
સ્વારથીઆ ન ગણે સહી હોલાલ, આશા ને અવલંબ સા૦
પ્રારથીયા પહિલે દિયે હોલાલ, જિમ કોકિલ ને અંબ સા૦ ॥ગિ૦॥૯॥
દરિસણનો અલજો ઘણો હોલાલ, દ્યો દરિસણ દીવાણ સા૦
નયણે નિરખંતા હોવે હોલાલ, જીવિત જન્મ પ્રમાણ સા૦ ॥ગિ૦૧૦॥
નામ અનેકે તું અછે હોલાલ, [illegible] નિવેશને ઠામ સા૦
ત્રિભુવનમાંહે તાહરો હોલાલ, દીપેછે બહુ ધામ સા૦ ॥ગિ૦૧૧॥
કેઇ આવેછે દોડતા હોલાલ, કેઇ બેઠા ધ્યાવંત સા૦
તે બેહુમાં અંતર ઘણો હોલાલ, ભક્તિતણી એકાંત સા૦ ॥ગિ૦૧૨॥
થયે કામે જે ઉલગે હોલાલ, અવરને અહનિશ ધ્યાન સા૦
વિણસ્વારથ બિહુ સાચવે હોલાલ, તે તો પુરૂષપ્રધાન સા૦ ॥ગિ૦૧૩॥
વિનતિવચન સુણી કરી હોલાલ, દીધુંદીધું દરિસણ આજ સા૦
સત્તરપંચાવન ફાગુણે હોલાલ, વદી દશમી સિધ્યાં કાજ સા૦ ॥ગિ૦૧૪॥
જ્ઞાનવિમલગુણથી લહ્યો હોલાલ, શિવસુંદરી સુખસંગ સા૦
તિમ મુજને પ્રભુ દીજીયે હોલાલ, અવિચલ અનુભવરંગ સા૦॥ગિ૦૧૫॥

---

## અથ શ્રીચિંતામણીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—મ્હારી સહી રે સમાણી—એ દેશી.

શ્રીચિંતામણિ પાસજિનેસર, અલવેસર ભગવંતા રે
॥ સુણો વિનતિ મોરી ॥

---

૧ તમારા ગુણથી લોભાએલા. ૨ વગડો ને ઉજડ.

ત્રિભુવનનાયક વાંછિતદાયક, અવિનાશી અરિહંતા રે
॥ સુણો વિનતિ મોરી ॥૧॥
અરજ સુણીજે નેહ ધરીજે, દાસને બાંહ્ય ગ્રહીજે રે ॥સુ૦॥
આશ્રિત આપ સમોવડિ કીજે, એ મોટો જસ લીજે રે ॥સુ૦॥૨॥
ક્ષાયિકદર્શન જ્ઞાનાદિક ગુણ, તેહનો અનંત ખજાનો રે ॥સુ૦॥
જગ જાણે ને હું પણ જાણું, શું કહીયે તે છાનો રે ॥સુ૦॥૩॥
તેમાંહિ એક ગુણ દેયંતાં, ખોટ કહો કિસી થાય રે ॥સુ૦॥
પ્રસન્ન થઇને જેહને રે આપ્યા, કહીયે તેહ ઉપાય રે ॥સુ૦॥૪॥
[1]રયણાયર એક ગુણ દીયંતે, હાનિ નહિ તસ થાય રે ॥સુ૦॥
લોકતણી તેણે આપદ નાશે, પ્રભુનો સુયશ ગવાય રે ॥સુ૦॥૫॥
તરણીતેજે ચકવા હરખે, વિધુઅમૃતથી ચકોરા રે ॥સુ૦॥
ચંદનપરિમલથી વનવાસે, [2]ઘનગર્જિતથી મોરા રે ॥સુ૦॥૬॥
[3]મધુકર માચે પંકજ પામી, કહો કિસી તસ ખામી રે ॥સુ૦॥
દેશો તો તુમ્હને છે શોભા, પણ અવર ન યાચું સ્વામીરે ॥સુ૦॥૭॥
ચાતક તૃષિત રહે પણ [4]ઘનવિણ, અવર ન આશ ધરીયેરે ॥સુ૦॥
આસંગાયતિ કોડિ પ્રકારે, કહેતાં ભય ન હોયે રે ॥સુ૦॥૮॥
ભેદરહિત તુમ્હ સેવા રસીયો, પ્રભુ દિલમાંહે વસીયો રે ॥સુ૦॥
નિયતિ પ્રમુખ અવલંબન ધ્યાવો, ઇમકરી બાલ મનાવોરે ॥સુ૦॥૯॥
જે ઘરના તે ઇમ નવિ સમજે, દીધાથી દીલ રીઝે રે ॥સુ૦॥
એ અવિનય કહેવાનો લાગે, ભક્તિતણો રસ જાગે રે ॥સુ૦॥૧૦॥
પુણ્યસંયોગે થયા એ મેલા, વિલંબતણી નહિ વેળા રે ॥સુ૦॥
દીજે જ્ઞાનવિમલપ્રભુતાઇ, સાહિબ એહ વડાઈ રે ॥સુ૦॥૧૧॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ સામેરી.

[5]માન્હે તો જિનજી વાલ્હા રે સાહિબા, ભોળા લોકા
કહાંછાં મ્હે સમઝાય ॥મ્હાને૦॥આંકણી૦॥
કોડીટંકારી ભાવનારે સાહિબા, લાખ મહોરની
સેવ રે ॥મ્હાને૦॥૧॥

---

૧ સમુદ્ર. ૨ મેઘગર્જારવથી મોર. ૩ ભમરા.
૪ વરસાદવિના. ૫ મ્હનેતો ઇત્યપિ.

થાંને વહાલી શિવગતિ રે સા૦, મ્હાને વાલા [1]રાજ રે ॥મ્હાને૦॥૨॥
અરજ કરૂં પાએ પડું રે સા૦, કોડિ કરૂં મનોહારી રે ॥મ્હાને૦॥૩॥
ધ્યાન તુમારૂં ચિત્ત ધરૂં રે, સા૦, મનડું કરૂં કુરબાનરે ॥મ્હાને૦॥૪॥
પુરિસાદાણી પાસજી રે સા૦, પૂરો વંછિત આશ રે ॥મ્હાને૦॥૫॥
પ્રાર્થીયા પલટે નહિ રે સા૦, જે સાચા પ્રભુ વેસાસરે ॥મ્હાને૦॥૬॥
માહરે તું એક નાથ છે રે સા૦, થાં રે સેવક લાખ રે ॥મ્હાને૦॥૭॥
કોકિલને મન વાલહી રે સા૦, જિણપરે આંબા સાખરે ॥મ્હાને૦॥૮॥
બિરૂદ કહીજે તાહરૂં રે સા૦, ગિરૂઆ ગરીબ નિવાજરે ॥મ્હાને૦॥૯॥
જ્ઞાનવિમલ પ્રભુ નામથી રે સા૦, સિધ્યાં સઘળાં કાજરે ॥મ્હાને૦॥૧૦॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ કાફી.

માહરા પાસજિનદેવ આજ તાહરે ધ્યાન,
માહરે આનંદ થયો. ॥ એ આંકણી ॥
કામકુંભ કામધેનુ આવી માહરે [2]બાર,
તાહરો જિણંદ આજ દીઠા મીઠા જબ દીદાર ॥માહરા૦॥૧॥
અષ્ટસિદ્ધિ નવનિધિ આજ તાહરે નામ,
તેજે જીતી પામ્યો જોર યાદવ [3]કાન્હ ॥માહરા૦॥૨॥
માતા વામાદેવીનંદ મુખ પુનિમચંદ,
અશ્વસેનભૂપવંશ દીપતો દિણંદ ॥માહરા૦॥૩॥
સેવ સારે ચિત્ત ધારે જેહ નર ને નારી,
બાંહ્ય ગ્રહી તેહને તું તારે એ સંસાર ॥માહરા૦॥૪॥
દેવ[4] દાનવ ઇંદ્રિ માનવ જખ્ખ રખ્ખસ કોડિ
પાય નામી સેવ સારે ઉભા બે કરજોડિ ॥માહરા૦॥૫॥
ઘણા દિન ચાહતાં મેં દીઠો તું જિણંદ,
રોમે રોમે મુઝ જાગ્યો પ્રેમ પરમાણંદ ॥માહરા૦॥૬॥
સ્વામી અંતરયામી આજ પામ્યો મેં એકાંત,
દાસ ગણીએ વયણ સુણીયે વિનતિ વૃત્તાંત ॥માહરા૦॥૭॥

---

૧ જિનરાજ ઈત્યપિ. ૨ બારણે. ૩ કૃષ્ણવાસુદેવ જીત્યા.
૪ દેવ, દાનવ, ઇંદ્ર, મનુષ્ય, યક્ષ, રાક્ષસ તે કોડાગમે.

આઠ કર્મ ચોરા ટાળો ગાળો સઘળાં પાપ,
[1]જાપ તાહરે રોગ સોગ નાઠા સવિ સંતાપ ॥માહરા૦॥૮॥
તુંહિ તુઠયો [2]અમીય વુઠયો મેહ માહરે આજ,
જ્ઞાનવિમલસ્વામિ માહરાં સીધ્યાં સઘળાં કાજ ॥માહરા૦॥૯॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—અલિ અલિ કે કદિ આવેંગો—એ દેશી.

વે દિન મોહે કદી આવેગો, મનમંદિરમેં જિનરાજ હો;
પ્રેમ ધરી પાઉ ધારશે, સરશે મુજ વંછિત કાજ હો ॥વે દિન૦॥૧॥
સુમતિ ગુપ્તિ સહકારના, [3]દલ તોરણ બાંધ્યા બાર હો;
પીઠસુબદ્ધ ભાવન ભલી, કરૂણારસ છાંટણવારિ હો ॥વે દિન૦॥૨॥
ચંદ્રોદય ચારિત્ર ઝલહળે તિહાં, જ્ઞાનદીપક બહુતેજ હો;
દરિસણ જાજિમ શોભતી,તિહાં બેસે પ્રભુ બહુહેજ હો ॥વે દિન૦॥૩॥
મન મોટું છે પ્રભુ તાહરૂં, પ્રતિબિંબિત લોકાલોક હો;
લઘુ મનમાં પણ તું વશ્યો, એહિજ મુઝ મોટી ટેકહો ॥વે દિન૦॥૪॥
જિહાં લગે હું તુઝ ચિત્તમાં, ન વસું યદિ સેવકભાવ હો;
તબલગે તપજપ સવિ વૃથા, જિમ જલમાં કાણીનાવહો ॥વે દિન૦॥૫॥
વામાનંદન વંદના, અવધારે શ્રીઅરિહંત હો;
પુરિસાદાણી પાસજી, પ્રભુ કેવલકમલાકંત[4] હો ॥વે દિન૦॥૬॥
જેમ [5]દ્વિજિહ્વ [6]સુમનસ કર્યો, પચતો [7]પાવક [8]કઠવાસ હો;
તેમ [9]ભવજલણથી રાખીયે, અજરામર કીજે દાસહો ॥વે દિન૦॥૭॥
અંતરજામી જનતણો, જાણો સવિ જગની વાત હો,
શું કહેવું સુપરીક્ષને, નિષ્કારણ [10]જનતાતાત હો ॥વે દિન૦॥૮॥
વિનતડી ઇમ ચિત્ત ધરી, મનમાં વસિયા જગભાણ હો;
આજથકી જ્ઞાનવિમલ પ્રભુને, ધ્યાને કોડિ કલ્યાણ હો ॥વે દિન૦॥૯॥

---

૧ તમારા જાપે. ૨ અમૃત. ૩ પાનડાં. ૪ કેવલજ્ઞાન-રૂપ લક્ષ્મીના સ્વામી. ૫ સર્પ. ૬ દેવ (ધરણેંદ્ર). ૭ અગ્નિ. ૮ કમઠનું મૂળનામ કઠ છે. ૯ અગ્નિ. ૧૦ જનતા જનસમૂહ.

## અથ શ્રીભદ્રેવાપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—શ્રીચિંતામણી પાસજી—એ દેશી.

શ્રીભદ્રેવા પાસજી રે, ભેટ થઈ મુજ આજો રે;
એતો તરવા ભવજલ જહાજ છે, મ્હારાં સિધ્યાં વાંછિતકાજોરે. ॥શ્રી૦॥૧॥
રાજ સકલ વેદી અછોરે, પણ આપે અરૂપ અવેદી રે;
કાંઇ અચરિજ મોટું એહ છે, સેવકના સવિ દુઃખ છેદીરે ॥શ્રી૦॥૨॥
માતા પણ માગ્યાવિના રે, નાપે એ લોકઉખાણો રે;
પણ લોકોત્તર જે સંતછે, તેહને તો ઇમ નવિ જાણો રે ॥શ્રી૦॥૩॥
ચિંતિત [1]મિતમાં શું દીયે રે, એતો દાતાને છે ખામી રે;
મુખ દેખી ટીલાં કરે રે, વળી વિભવ અનોપમ પામીરે ॥શ્રી૦॥૪॥
[2]દિનકર શશધર જલધરા રે, એતો દાતા કલિમાં મોટા રે;
પણ તે તુમ ગુણ દેશ છે, પ્રભુ આગળ તે સવિ છોટારે ॥શ્રી૦॥૫॥
પ્રાર્થના સ્વારથે કરે રે, નિજ કામ સર્યે વળી ઉલટે રે;
એહવા પણ યાચક ઘણા, ક્ષણક્ષણમાંહિ રંગ પલટે રે ॥શ્રી૦॥૬॥
પણ પ્રભુ આણ આગળ કરેરે, વિવિધ સેવા કબહી ન ચૂકે રે;
તે સેવક બહુમૂલ છે, સાહિબ પણ હિત નવી મુંકે રે ॥શ્રી૦॥૭॥
મ્હારે પ્રભુસમ કો દાતા નહિરે, મુજસમ બહુ તાહરે દીસેરે;
વસ્તુ ખોટ પણ કાંઇ નથી, દેતાં પણ દામ ન બેસે રે ॥શ્રી૦॥૮॥
હુંતો ઘરનો શું તસ માગવું રે, એતો સહજભાવ અરદાસોરે;
જ્ઞાનવિમલ ગુણ હેજથી, વિનતિયે ઇમ ચિત્તવાસો રે ॥શ્રી૦॥૯॥

---

## અથ શ્રીનારંગપાર્શ્વનાથજિન સ્તવન.

આંગી અજબ બની છે આજ, દિવસ થયો છે લેખે;
ધન્ય તે નર જે શ્રીજિનચરનું, વદનકમલ નિતુ નિરખે.
સરસ સુધારસ નયનકચોળાં, આંખડીયાં અણીયાળાં;
નેહ નયણ નિરખંતા ભવિને, માનું કમળપ્રણાલા ॥આંગી૦॥૧॥
કંચન ઘડીઓ રયણે જડિયો, નીલ [3]કપાલ વિરાજે;
ત્રિભુવનઠકુરાઇનો સૂચક, મુકુટછત્રશું રાજે ॥આંગી૦॥૨॥

---

૧ થોડામાં. ૨ સૂર્ય ચંદ્રમા અને વરસાદ. ૩ નીલકલાલ ઈત્યપિ.

રવિશશિમંડળ જીપક કુંડલ યુગલ મનોહર ઝલકે;
તુમપરે અહોનિશ ઉદિત કરો પ્રભુ, ઈમ કહતાં ગુણમહકે ॥આંગી૦॥૩॥
હૃદયસ્થલમાંહિ લહલહતો, કરૂણારસનો દરિયો;
હારકાંતિ મિસ તેજ વિરાજે, માનું બાહિર નીસરીઓ ॥આંગી૦॥૪॥
પ્રભુ તારી મુખમુદ્રા જોતાં, સમવસરણ ચિત્ત આવે;
પૂજારચના વિવિધ પ્રકારે, [1]અમર ભગતિ ગુણ ગાવે ॥આંગી૦॥૫॥
કામધેનુ કલ્પદ્રુમ સુરમણિ, મિલીયા આજ અમ્હારે;
જન્મજન્મ સંચિત દુઃખદોહગ, [2]આરતિ અરતિ નિવારે ॥આંગી૦॥૬॥
રજત હેમ કેશર કપૂરે, જે આંગી આ લેખે;
પ્રભુ દેહે શિવસુંદરી વરવા, તેહને કાગળ લેખે ॥આંગી૦॥૭॥
નારંગપુરવર પાસ નિહાળી, બોધિબીજ થયું શુદ્ધ;
ભવે ભવે સેવા તુમ્હ [3]પયકેરી, માગું એહિજ બુદ્ધિ ॥આંગી૦॥૮॥
ભાવસહિત પ્રભુ દરિસણ કરતાં, ભીમભવોદધિ તરીએ;
જ્ઞાનવિમલ કહે શ્રીજિનનામે, મંગલકમળા વરીએ ॥આંગી૦॥૯॥

---

## અથ શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

સુકૃતસમીહિતસુરલતા, સેચન [4]જલદ અમૂલરે; મેરો મન માન્યો.
ચિત્તલાગ્યો તુજ પદકજે, મધુકર માલતી ફુલરે. મેરો મન માન્યો ॥૧॥
રંગ લાગ્યો જ્યું ચોલ રે મે૦ જિમ કેશરનો ઘોલ રે મેરો૦
એહીજ છાકમ છોલ રે મે૦ અનુભવરસ કલ્લોલ રે મેરો૦
અવનિતળે આવે નહિ કોઇ, તાહરી ઉપમાન રે મેરો૦
ભવભય ભાગે જેહથી તુંહિજ પુરૂષપ્રધાન રે મેરો૦ ॥ ૨ ॥
ભૂષણમણિગણ લહલહે મહકે કુસુમસુવાસ રે મેરો૦
ગહગહે તન સવિ ભવિતણાં [5]નાશી પાતકરાશિ રે મેરો૦ ॥ ૩ ॥
મન સુરતરૂ ફુલ્યો ફલ્યો દેવા સમકિતદાન રે મેરો૦
રોહણગિરીસમ રાજતો શુચિગુણરયણનિધાન રે મેરો૦ ॥ ૪ ॥
તૃણગુણ કંચનગુણ કરે તે મંદરગિરિ ધીર રે મેરો૦
નિર્ગુણ નિજગુણસમધરે તિમ તું જિનકોટીર રે મેરો૦ ॥ ૫ ॥
દુર્દ્ધરગજ [6]અજસારિખો સીહ ન લોપે લીહ રે મેરો૦

---

૧ દેવતાઓ. ૨ પીડા. ૩ પગની. ૪ વરસાદ.
૫ પાપરાશી વિનાસી. ૬ બકરા જેવો.

જલ થલ જલણ તે જલ હુઇ ચોર જોર ન બીહ રે મેરો૦ ॥ ૬ ॥
[1]વ્યાલ કુસુમમાલા હુવે [2]અરિયણ સયણ સમાન રે મેરો૦
[3]નીરધિ નીરપરે હુવે વિષ તે અમૃત સમાન રે મેરો૦ ॥ ૭ ॥
ઇત્યાદિક ભય ભય લહી ન રહે તેહને પાસ રે મેરો૦
ભયહર ભાભાપાસજી તુજનામે સુખવાસ રે મેરો૦ ॥ ૮ ॥
જ્ઞાનવિમલ ગુણ સંપદા અધિક અધિક તસ થાય રે મેરો૦
શિવસુંદરી આવી મિલે નામતણે સુપસાય રે મેરો૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—થાં રે માથે પંચરંગી પાગ સોનેરી છોગલો મારૂજી—એ દેશી.

તુજ દરિસણ નિરખ્યું અમૃત સરિખું સાર રે સાહિબજી
ઉમાહે ચાહું તુમ ગુણનો નહિ પાર રે સાહિબજી
તું અતિશયવંતો કેવલકમળાકંત રે સા૦
તું મહિમાવંતો અવિનાશી અરિહંત રે સા૦ ॥ ૧ ॥
તું અક્ષયઅરૂપી સહજસરૂપી સંત રે સા૦
નિરાગી ત્યાગી પૂરે સવિ મન ખંતી રે સા૦
તુઝ સમ કુણ થાવે મુદ્રા પાવે તુમતણી સા૦
જે રાગી દોષી દેવ અનેરા નિર્ગુણી સા૦ ॥ ૨ ॥
કુણ સક્કર છોડી કંકર લેવે હાથે રે સા૦,
ત્યજી સુરતરૂ છાયા કુણ દિયે બાઉલ બાથ રે સા૦
લહી [4]દ્રાક્ષનિકોલી કુણ લીંબોલી ખાય રે સા૦
પામી મીઠા મેવા કુણ ખલ ખાવા જાય રે સા૦ ॥ ૩ ॥
[5]સુરચીવર મૂકી કુણ પહિરે લેઇ ગોણ રે સા૦
[6]સુરગજને વેચી રાસભ સંચે કોણ રે સા૦
સુરમણિને મૂકી કહો કુણ સેવે કાચ રે સા૦
જે બાહિરઅંતર જોતાં ન દિએ સાચ રે સા૦ ॥ ૪ ॥
દેવ નામ ધરાવે ભક્તિ કરાવે પ્રેમ રે સા૦

---

૧ દુષ્ટસર્પ તે પુષ્પમાલા થાય. ૨ અરિ(શત્રુ)જન તે સ્વજન થાય. ૩ સમુદ્ર. ૪ દ્રાખની ફળી. ૫ દેવતાના વસ્ત્રો મૂકીને ફાટેલ વસ્ત્રો કોણ પહેરે. ૬ ઐરાવણહાથીને વેચીને ગધેડાને કોણ ગ્રહણ કરે.

જે આપ ન તરીયા [1]પર તારે કહો કેમ રે સા૦
દુઃખ દુરિત અપાસન શાસન તાહરૂં મેં લહ્યું સા૦
સંસાર અનાદિ ભમતા સમકિત સંગ્રહ્યું સા૦ ॥ ૫ ॥
તું મોહનગારો ભવિમનપ્યારો અતિઘણું સા૦
સેવક દિલધારો વાનવધારો એ ભણું સા૦
તું ત્રિભુવનસામી અંતરયામી માહરો સા૦
નહિ દિલમાં કાચો સેવક સાચો તાહરો સા૦ ॥ ૬ ॥
અશ્વસેનનરિંદા તસ છો તુમે નંદા શંકરા સા૦
તુઝ [2]પયઅરવિંદા સુરનરવૃંદા કિંકરા સા૦
ભવે ભવે મેં ભમતાં તુમપદ સેવા મેં લહી સા૦
જેમ [3]ગજમને રેવા ભૂખ્યાં મેવા વાલહી સા૦ ॥ ૭ ॥
પ્રભુલોચનલીલાલહેર સુધારસ સીંચીયે સા૦
જિમ તુમ ગુણ રચના દોલા દોરે હીંચીયે સા૦
જ્ઞાનવિમલપ્રકાશી સહજવિલાસી તું સદા સા૦
સેવક સુખવાસી કીજે અવિચલ સંપદા સા૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—મ્હારી સહી રે સમાણી—એ દેશી.

શ્રીસુખસાગર પાર્શ્વજિનેશ્વર, સુખકર સાહિબ નિરખ્યો રે,
પ્રભુ સુરતરૂસરિખો;
હૈયડું હેજ ધરીને હરખ્યું, સેવક સાચો પરિખો રે,
મુજનેહે નિરખો ॥ ૧ ॥
અનુભવ સુરતરૂ સહજે ફલિયો, દુરિતમિથ્યામત ટલિયો રે,
જબ તું પ્રભુ મલિયો;
બાહ્ય અભ્યંતર ભય સવિ ટલિયો, તુઝ શાસનમાંહિ ભલિયોરે,
થયો સૌથી બલિયો ॥ ૨ ॥
સૂરતિ સુંદર સહજે સારી, ભવિમન મોહનગારી રે;
ત્રિભુવન ઉપગારી;
અક્ષયઅનંતકગ્રાગુણધારી, અનોપમ ઉપમાધારી રે,
નહિ દોષવિકારી ॥ ૩ ॥

---

૧ બીજાને. ૨ ચરણકમલ. ૩ હ.થીના મનને જેમ રેવાનદી.

રૂપાતીત અરૂપ વિભાસે, વસ્તુસ્વરૂપ પ્રકાશે રે,
સવિ વિષય નિરાશે;
જસ ચરણે ત્રિભુવનજન દાસ, અહનિશ તોહિ ઉદાસરે,
એ અચરિજ ભાસે ॥ ૪ ॥
મુકુટ સુઘટ સુર હીરે [1]જડીઓ, માનું જે મોહને નડિઓ રે,
તસ ધજ ગુણ ચઢીઓ;
કેવળદર્શન જ્ઞાનઉદ્યોતે, અધરિતરવિશશિજયોતે રે,
[2]ચક્ષુયુગલ સમેતે ॥ ૫ ॥
ક્ષાયકદર્શનસંયમ દીપે, માનું કુંડલમિસે જીપે રે,
જોતાં નયણ ન છીપે;
અંતરશમરસ જલનિધિ ખલકે, હાર રયણને ચલકેરે,
માનું બાહિર ઝલકે ॥ ૬ ॥
દુશ્મન દૂર કર્યા સવિ ધીઠા, જે એકી નાતના કોઠા રે,
પ્રભુ તેહમાં બેઠા;
ઇણિવિધ બાહિર ભૂષણ શોભા, દેખી હોય અચંભા રે,
પ્રભુ તું [3]ગતદંભા ॥ ૭ ॥
વાજે જસ ગુણકીર્ત્તિ ભંભા, ત્રિભુવનમાં સ્થિર થંભારે,
ગાયે સુરનરરંભા;
જ્ઞાનવિમલ પ્રભુ જો દિલ ધ્યાવે, બોધિરયણને પાવે રે,
ઇમ ભાવના ભાવે ॥ ૮ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—કડખો.

વિમલવર [4]સકલગુણરયણરયણાયરૂ, પાસ સુખસાગરૂ દરિસ પાયો;
સહજ આનંદ સુખકંદ અતિઉલ્લસ્યો, ચૈન જિનવચન સુખ
ચહેન આયો ॥ વિમલ૦ ॥ ૧ ॥
શુદ્ધ અનિદાન તુજ ધ્યાન ગુણ જ્ઞાનથી, મુઝ ઉપાદાન પ્રભુતા પ્રકાશી;
વિકટમિથ્યાત્વની ભ્રાંતિ નિકટે નહિ, દૂર રહી લોલ્યતા દીનદાસી.
॥ વિમલ૦ ॥ ૨ ॥

---

[1] ઘડિયો ઇત્યપિ. [2] બે નેત્રો. [3] નિષ્કપટી. [4] સમસ્ત-ગુણરૂપરત્નને રત્નાકર(સમુદ્ર)તુલ્ય

છેક સુવિવેક પ્રભુ નેક નજરે કરી, નિરખતાં દાસના દુરિત જાવે;
તરણિકિરણે કરી કમલ વિકસિત થઈ, [1]બહુલ પરિમલ યથા
પ્રગટ થાવે ॥ વિમલ૦ ॥ ૩ ॥
એક મુજ ટેક અતિરેક ગુણ ઉલ્લસી, તુજવિના અવર નવિ ચિત્ત ચાહું;
એહ પરતીત વિધિ નીતિ ત્રિકરણથકી, દેવ તુમ્હ સેવ ભવે ભવે
આરાહું ॥ વિમલ૦ ॥ ૪ ॥
[2]દીપ નિશિ દ્વીપ [3]ભવસિંધુમાં બુડતાં, કલ્પતરૂ જેમ થલે અનલશીતે;
તપતિ તરસ્યો સુધાપાન જિમ ઉલ્લસે, તેહથી અધિક તુમ્હ દરિસન
પ્રીતે ॥ વિમલ૦ ॥ ૫ ॥
સિદ્ધ સુખઆશિકા ભ્રાંતિ નિઃકાશિકા, જિહાંથકી શિરધરી આણ તોરી;
અપરપરિણતિ ગઈ આપ પરિણતિ ભઈ, જ્ઞાનઅનુભવ ક્રિયા
દોર જોરી ॥ વિમલ૦ ॥ ૬ ॥
સહજ ભક્તિ કરી મુગતિ હોય કર્મની, તેહનો હેતુ પ્રભુપાસસામી;
કુંવર અશ્વસેનનૃપ માતવામાતણો, પરમ આનંદકામી અકામી.
॥ વિમલ૦ ॥ ૭ ॥
ચિત્તમાં રાખીયે યોગ્યતા ગુણથકી, દાસને આપનો લેખવીજે;
જ્ઞાનવિમલાદિગુણ સુજસમહોદય હુવે, ભેદના ભેદ એકતાન કીજે.
॥ વિમલ૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીજગવલ્લભપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—ઈડર આંબા આંબલી રે—એ દેશી.

જય જય શ્રીગુણગણનિધિ રે શ્રીજગવલ્લભ પાસ;
[4]મૃગમદપરે મહકે સદા રે મહિમા સુજસ જસ વાસ ॥૧॥ જિણંદરાય.
નિરખ્યે અતિસુખ થાય, જે વચનગુણે ન કહાય. જિણંદરાય.
નિરખ્યે અતિસુખ થાય ॥ એ આંકણી ॥
[5]નમિત અમિત શચીપતિતણા રે, મુકુટરત્નરૂચી નીર;
ધૌતપદાંબુજ જેહનાં રે, ભાંજ્યા ભવજંજીર ॥ જિણંદરાય૦ ॥ ૨ ॥
સફલ જન્મ દિન આજનો રે, પસરી મંગલમાળ;

---

૧ ઘણો. ૨ રાત્રિમાં જેમ દીવો. ૩ સંસારરૂપસમુદ્રમાં.
૪ કસ્તૂરીની જેમ. ૫ નમેલા ઘણા ઈંદ્ર.

નેત્ર પવિત્ર નિરખી થયાં રે, [1]ગાત્ર નમત ઉજમાલ ॥જિણંદ૦॥૩॥
આજ મિથ્યામતતમ હણ્યો રે, પ્રગટ્યો અનુભવ [2]સૂર
કર્મકષાયબલક્ષય થયા રે, જબ તું ધ્યાનહજૂર ॥જિણંદ૦॥૪॥
તુમ આણાગંગાજળે રે, નાહ્યો ધરી ઉચ્છાહ;
અશુચિ ઉપાધિ સવિ મિટ્યારે, વિરમ્યો વિષયાદાહ ॥જિણંદ૦॥૫॥
જ્ઞાનક્રિયા ભેદ ભૂમિકા રે, કિરિયા સંગ સરૂપ;
પ્રગટે ધર્મ સંન્યાસથી રે, એ સવિ તુંહિ અનૂપ ॥જિણંદ૦॥૬॥
શ્રીઅશ્વસેનનૃપલાડિલો રે, વામાનંદન દેવ;
નિર્વિકલ્પ તુમ સેવના રે, દ્યો મુજ એહવી ટેવ ॥જિણંદ૦॥૭॥
જ્ઞાનવિમલગુણથી લહ્યારે, લોકાલોકપ્રકાશ;
પ્રભુમહિમાથી શાશ્વતો રે, અનુભવઉદયવિલાસ ॥જિણંદ૦॥૮॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—થાંરે માથે પંચરંગી પાગ સોનાનો છોગલો—એ દેશી.

પ્રભુ પાસજિનેસર ભુવનદિનેસર શંકરો સાહિબજી,
લીલા અલવેસર ધીરમાં [3]મંદરભૂધરો સાહિબજી;
તું અગમ અગોચર કૃતશુચિ સુંદર સંવરો સા૦
[4]પદનમિતપુરંદર તનુછબિ નિર્મળ જળધરો સા૦ ॥ ૧ ॥
તું અક્ષય અરૂપી બ્રહ્મસરૂપી ધ્યાનમાં સા૦
ધ્યાયે જે યોગી તુમ ગુણભોગી જ્ઞાનમાં સા૦
વ્યવહાર પ્રકાશી નિશ્ચયવાસી નિજમતે સા૦
નિજ આતમ દર્શી અમલ અલેશી નયમતે સા૦ ॥ ૨ ॥
ષટ દર્શન ભાસે યુક્તિ નિરાસે શાસને સા૦
સ્યાદ્વાદવિલાસે સહજસમાજે[5] ભાવને સા૦
તું જ્ઞાનને જ્ઞાની આતમધ્યાની આતમા સા૦
પરમાગમવેદી ભેદ અભેદી નહી તમા સા૦ ॥ ૩ ॥
તું એક અનેકે બહુત વિવેકે દેખીએ સા૦
આતમ તત્તકામી અગુણ અકામી લેખીએ સા૦
સવિ ગુણ આરામી છો બહુનામી ધ્યાનમાં સા૦

---

૧ શરીર. ૨ સૂર્ય. ૩ મેરૂપર્વત. ૪ ઇંદ્ર. ૫ સમાસે પ્રત્યપિ.

આપે ગતનામી અંતરયામી જ્ઞાનમાં સા૦ ॥ ૪ ॥

તું અનિયતચારી નિયતિ વિચારી યોગમેં સા૦
અધ્યાતમશૈલી ઇમ બહુ ફેલી આગમે સા૦
તું ધર્મસંન્યાસી સહજવિલાસી સમગુણે સા૦
[1]મોહારિ વિનાશી તું જિતકાશી કવિ ભણે સા૦ ॥ ૫ ॥

જ્ઞાનદર્શન ક્ષાયક ગુણમણિ લાયક નાથ છે સા૦
દુર્ગતિ દુ:ખઘાયક ગુણનિધિદાયક હાથ છે સા૦
જિત [2]મન્મથસાયક ત્રિભુવનનાયક રંજણો સા૦
અનેકાંત એકાંતી તું વેદાંતી અગંજણો સા૦ ॥ ૬ ॥

ધ્યાનાનલયોગે પુદ્ગલભોગે તેં દહ્યા સા૦
[3]અંતરરિપુ હણીઆ મૂળથી ખણિયા નવિ રહ્યા સા૦
તોહે તું સમિઓ સુરવર નમીઓ સહુ કહે સા૦
એ જગથી ન્યારૂં ચરિત્ર તુમારૂં કુણ લહે સા૦ ॥ ૭ ॥

ઇમ તુમ ગુણ થુણીએ કર્મને હણીએ પલકમાં સા૦
પણ નવિ અવગણે સેવકગણિયે લલકમાં સા૦
વામાદેનંદા ત્રિભુવનઇંદા સંથુણે સા૦
જ્ઞાનવિમલસૂરિંદા તુમ પયવંદા ગુણ ભણે સા૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

[4]રાગ—વાદલ દશે દિશાએ નમ્યો—એ દેશી.

પરમ પુરૂષ પરમેસરૂ, પ્રભુ પુરિસાદાણી પાસ;
વાસવપ્રમુખ સુરા સવે, પ્રભુ ચરણકમળના દાસ રે.
પ્રગટ્યો દશદિશે જસવાસ રે, જિમ ચંદનને બરાસરે;
પહોંચે સવિવાંછિત આશરે, તુમનામનો [5]પરમવેસાસ રે.
પ્રભુપાસજી મેરે મન વશ્યો ॥૧॥
વામાકુક્ષિ [6]સરોજિની, પ્રભુ રાજમરાલસમાન,
અશ્વસેનવંશમલયાચલે, પ્રભુ ચંદનતરૂ ઉપમાન રે;

---

૧ મોહરૂપ શત્રુ. ૨ કામદેવના બાણ. ૩ અંતરશત્રુ.
૪ આ સ્તવનની સહજાનંદિ રે આતમા એ સજ્ઝાયની દેશી જાણવી.
૫ પરમવિશ્વાસ છે. ૬ કમલિણી.

જસ નામે જીત્યો [1]કાન્હરે, રહ્યું [2]પ્રતિહરિઆગે માનરે,
જસ દીધું જીવિતદાનરે, જસ લાંછન નાગપ્રધાન રે ॥પ્રભુ૦॥૨॥

મણિકંચન સિંહાસન માનું, મંદરગિરિ ઉપમાન,
તિહાં બેઠા પ્રભુજી સોહે, નવજલધર જ્યું અભિરામરે;
ઉલ્લસે શુભધ્યાન રે, [3]ગરજે દુંદુહી ઘનમાન રે,
ટળે પરમત [4]શરભનું માનરે, ઉલસે વરવિરતિનિદાનરે ॥પ્રભુ૦॥૩॥

પુષ્કરજલધરની પરે, વરસે પ્રભુદેશના ધાર,
[5]તટિનીતટ પૂરિત ભાવના, પસરે પરિણતિ વિસ્તાર રે;
ઝાંપી રજદુરિતસંભારરે, શમ્યા વિષયકષાય અંગાર રે,
દુર્ધ્યાન નિકટ નહિ ચાર રે, દુરિથત દાદુર ઝંકાર રે ॥પ્રભુ૦॥૪॥

[6]હર્ષુક હર્ષુક મુનિજના, વાવે બોધિબીજ અપાર,
સુમતિશુભરૂચિવાયથી, હલ નિશ્ચય ને વ્યવહાર રે;
[7]ષટ દ્રવ્ય વિવિધ કણસારરે, શિક્ષાદિક દીએ સંસારરે,
મિથ્યાતદુકાળપ્રચારરે, ન રહ્યો તિહાં [8]કિંપિ લગારરે ॥પ્રભુ૦॥૫॥

સુવરણ માનસસર ભરે, હર્ષિત હુવા ભવિક સાર,
[9]વિવેકઅચલ નિર્જર ઝરે, અભયાદિકદાન તરંગ રે;
ફેલી [10]ત્રિપદીશુભગંગરે, ઉચિતાદિક મંગલ જંગ રે,
અમરીમયૂરી કરે રંગરે, પ્રસર્યા જિનજીને સંગ રે ॥પ્રભુ૦॥૬॥

દેશવિરતિ વર્ષાઋતુ, અંકૂરિત થઈ ઉજમાલ,
શુભરૂચિ મહિષી [11]કાદંબની, શ્રદ્ધાપૂરણ સુવિશાળ રે;
પુણ્યોદયસુ થયો સુગાલ રે, રાજહંસસદૃશ સુકુમાલરે,
લીના અનુભવસરપાળરે, વિકસિત શીલકેતકજાલરે ॥પ્રભુ૦॥૭॥

પરવાદિઅહ છાઇયા, વળી શોષિત કુમતિ [12]જવાસ,
ન્યાયનીતિ [13]નિપ ઉલ્લસ્યા, તિહાં સુમતિ [14]સુવીજવિલાસરે;

---

૧ કૃષ્ણ. ૨ પ્રતિવાસુદેવ ( જરાસંધરાજા. ) ૩ ગાજે છે. ત્યપિ વરસાદના ગર્જારવની જેમ દુંદુભિયો ગાજે છે. ૪ અષ્ટાપદ જાનવર. ૫ નદીતટ. ૬ હર્ષવાળા. ૭ ધર્માસ્તિકાયાદિક છ દ્રવ્ય તેરૂપ ધાન્ય. ૮ કાંઇપણ. ૯ વિવેકરૂપ પર્વત. ૧૦ ઉત્પાદ ૧, વ્યય ૨, ધ્રુવ ૩ એ ત્રિપદી. ૧૧ કલહંસની. ૧૨ જવાસાનું ઝાડ. ૧૩ નિપ=કદંબનું ઝાડ. ૧૪ વીજળી.

ચિરંજીવો શ્રીજિનપાસરે, પ્રભુ જ્ઞાનવિમલ આવાસ રે,
ગાઉં નિત તુમ ગુણ રાશિરે, કરો દુશ્મનકેરો નાશ રે,
હોય સહજસ્વભાવ પ્રકાશરે, દીયો અક્ષય અનંતગુણ વાસરે.
॥ પ્રભુ૦ ॥ ૮ ॥

---

## અથ શ્રીચિંતામણીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—છેર આંબા આંબલી રે—એ દેશી.

જોગનાની દેશી.

પ્રણમું પાસ ચિંતામણી રે, [1]દિનમણિ અધિક પ્રતાપ;
[2]સુરમણિ અધિક વાંછિત દીયેરે, જાયે દુઃખસંતાપ. ॥૧॥
જિણંદરાય દીઠો તુમ દીદાર, સફળ થયો અવતાર ॥ જિ૦ ॥
આજે જાગી ભલી દિશા રે, પ્રગટ્યું આજ નિધાન;
ભાવઠ ભવભવતાં ગયા રે, જાગ્યાં પુણ્યનિદાન ॥ જિ૦ ॥ ૨ ॥
અનુભવસુરતરૂ પ્રગટીયો રે, પ્રસર્યો [3]સદલસછાય;
પાપતાપ સવિ ઉપશમ્યા રે, દુરિતવિષયકષાય ॥ જિ૦ ॥ ૩ ॥
મંગલમાળા અમ ઘરે રે, કેલી કરો નિશદીશ;
વાડી ફુલી ધર્મની રે, દિન દિન અધિક જગીશ ॥ જિ૦ ॥ ૪ ॥
[4]કામગવી ઘર આંગણે રે, આવી કરતી કેલી;
વચન આણા [5]પય સીંચતીરે, માનું સુરતરૂની વેલી ॥ જિ૦ ॥ ૫ ॥
સુખ સઘળા સહજે થયા રે, પ્રગટ્યા પુણ્યઅંકુર;
પરમાનંદ કાંઇ ઉલ્લસ્યો રે, અધિક અધિક જસ નૂર ॥ જિ૦ ॥ ૬ ॥
વામાનંદન પાસજી રે, અશ્વસેનકુલભાણ;
નીલવરણ નવ[6]કર તનુ રે, પ્રભાવતીનો પ્રાણ ॥ જિ૦ ॥ ૭ ॥
આઠ મહાસિદ્ધિ નવનિધિ રે, આવી કરતલમાંહિ;
જ્ઞાનવિમલ મહિમા ઘણો રે, તુમધ્યાને જગમાંહિ ॥ જિ૦ ॥ ૮ ॥

---

૧ સૂર્ય. ૨ ચિંતામણી. ૩ પાનડાઅને છાયાયેસહિત.
૪ કામધેનુ ગાય. ૫ દૂધથી. ૬ હાથ તનુરે ઇત્યપિ.

# *અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

## રાગ—કરણી કરણી તુજ વિણું સાચો કોઇ ન દેખ્યો જોગી રે એ દશી.

[1]પાસપ્રભુ પ્રણમું શિરનામી, આતમગુણ અભિરામી રે;
પરમાનંદપ્રભુતા પામી, કામિતદાય અકામી રે ॥ પાસ૦ ॥૧॥
[2]ચોવિશીમાં થે તેવીશા, દૂરે કર્યા તેવીશા રે;
ટાળ્યા જેણે ગતિથિતિ ચોવીશા, આયુ ચતુષ્કપણવીશારે ॥પાસ૦॥૨॥
[3]લોહકુધાતુ કરે જે કંચન, તે પારસપાષાણો રે,
નિર્વિવેક પણ તુમ્હચે નામે, એ મહિમા સુપ્રમાણો રે ॥પાસ૦॥૩॥
[4]ભાવે ભાવનિક્ષેપે મિલતાં, ભેદ રહે કેમ જાણો રે;
તાને તાન મિલે શ્યો અંતર ?, એહવો લોક ઉખાણોરે ॥પાસ૦॥૪॥

---

* આ સ્તવન આનંદઘનજીકૃત ચૌવિશીમાંહેલું છે કેમકે શ્રીઆનંદઘનજીના રચેલ શ્રીનેમિનાથસુધી ૨૨ સ્તવનો છે તેઓનો અર્થ(ટબાર્થ) શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે કરેલ છે અને બાકીના ખુટતા બે ( પાર્શ્વનાથનું ને મહાવીરસ્વામીનું ) સ્તવનો નવા રચી ૨૨ સ્તવનમાં ઉમેરીને ચૌવિશી પરિપૂર્ણ કરી છે અને આ બે સ્તવનો શિવાય બીજા પણ ફક્ત આનંદઘનજીના નામયુક્ત બે સ્તવનો શ્રીજ્ઞાનવિમલસૂરિના નવા રચેલ છે પણ તેમાં પોતાનું નામ સૂચવ્યું નથી, તેમાં ફક્ત આનંદઘનજીનું નામજ સૂચવ્યું છે.

૧ શ્રીપાર્શ્વનાથપ્રભુને ત્રિકરણ ( મન—વચન—કાયાના ) યોગે શિરનામીને ( પ્રણામ કરીને ), હવે પાર્શ્વનાથપ્રભુ કેવા છે ? આતમગુણે કરી અભિરામ—મનોહર છે, પરમાનંદ—મોક્ષની પ્રભુતા પામ્યા છે, અનંતસુખમય છે, વળી કેવા છે? વાંછિતને આપનારા છે અને પોતે અકામી છે, અપ્રાર્થક છે.૧

૨ વર્ત્તમાનચોવીશીમાં તમે ત્રેવીશમા છો, વળી ત્રેવીશશબ્દાદિક વિષય તેને દૂર કર્યા છે, વળી ચોવીશગતિ—સ્થિતિ દંડકરૂપ તે ટાળ્યા છે જેણે અને જેનું આયુષ્ય પચવીશચોકું (૧૦૦) એટલે એકશતવર્ષનું છે. ૨

૩ કુધાતુ જે લોહ તેને કંચન (સુવર્ણ) કરે તે પાષાણ યદ્યપિ જડ છે તોપણ તમારૂં નામ પારસ કહેવાય છે એ નામનો કેવલ નામનિક્ષેપાનો મહિમા છે. ૩

૪ ભાવનિક્ષેપાને ભાવે મિલતાં—આત્મભાવે એકપણે મિલતાં ભેદ તે કેમ રહે ? અભેદપણે થાય, ' તાનેતાન મળે ત્યાં અંતર ન રહે,' એ લોકનાં ઉખાણાનો ન્યાય છે. ૪

[1]પરમસરૂપી પારસરસશું, અનુભવપ્રીતિ લગાઇ રે;
દોષ ટળે હોય દૃષ્ટિ સુનિર્મળ, અનુપમ એહ ભલાઇરે ॥પાસ૦॥૫॥
[2]કુમતિઉપાધિકુધાતુને તજીયે, નિરૂપાધિક ગુણ ભજીયેરે;
સોપાધિક સુખ દુઃખ પરમારથ, તેહ લહે નવિ રજિયેરે ॥પાસ૦॥૬॥
[3]જે પારસથી કંચન જાચું, તેહ કુધાતુ ન હોવે રે;
તેમ અનુભવરસ ભાવે ભેદ્યું, શુદ્ધસ્વરૂપે જોવે રે ॥ પાસ૦ ॥૭॥
[4]વામાનંદન ચંદનશીતલ, દર્શન જાસ વિભાસે રે;
જ્ઞાનવિમલપ્રભુતા ગુણ વાધે, પરમાનંદ વિલાસે રે ॥ પાસ૦ ॥૮॥

---

## અથ શ્રીચિંતામણીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—ગરબાની દેશી.

પ્રણમું પાસ ચિંતામણીરે લોલ, કાંઇ વાંછિત પૂરણ સુરમણીરે લોલ;
દીઠું દરિસણ તાહરૂંરે લોલ, ભાગ્ય ફળ્યું આજ માહરૂંરે લોલ ॥૧॥
તાહરે ચરણે આવિયો રે લોલ, તુંહિજ મુજ મન ભાવિઓરે લોલ;

---

૧ પરમસ્વરૂપી પાર્શ્વપરમેશ્વરના ધ્યાનરૂપરસથી અનુભવપ્રીતિ જ્યારે લાગે ત્યારે એકમય થાય, તેવારે દોષ—મિથ્યાત્વાદિ સંસારી દોષ સર્વ ટળે અને દૃષ્ટિદર્શન ખૂલે—નિર્મળ થાય. અનોપમ—અદ્દભુત—પ્રધાન એવા લાભની ભલાઈ પામે. ૫

૨ તે માટે કુમતિઉપાધિરૂપ કુધાતુ મળીને ધાતુ વિભાવ—સ્વભાવને તજે, નિરૂપાધિક પૌદ્ગલિકભાવરહિત તે ગુણ જ્ઞાનાદિકને ભજે—સેવે છે અને સોપાધિક સુખ—પુણ્ય પ્રકૃતિ જનિત સુખ તે પરમાર્થે દુઃખ જાણવું, તે પામ્યાથી મનમાં રાચીયે—હર્ષ પામીયે નહિ. ૬

૩ જે પારસથી લોહજાત કંચન થયું તે ફરીથી કુધાતુ ન થાય, તેમ જે પરમાત્મધ્યાનપારસથી જે અનુભવ કંચન થયું તે તત્ત્વજ્ઞાને કરી શુદ્ધસ્વરૂપે જોવે—નિરખે. ૭

૪ હે શ્રીવામાનંદન ! વામારાણીના પુત્ર ! ચંદન શીતલ દર્શન આકાર તથા દર્શન—શુદ્ધ સમકિત જેનું વિશેષે ભાસે છે અને તેહથી જ્ઞાનેકરી વિમલગુણની પ્રભુતા વાધે છે (આ સ્તવનના કર્ત્તાએ પોતાનું 'જ્ઞાનવિમલ' એ પ્રમાણે નામ પણ સૂચવ્યું છે) અને પરમાનંદ-મોક્ષવિલાસની લીલાને પામે છે. ૮

માહરે તાહરો આશરો રે લોલ, સેવક કરી દિલમાં ધરોરે લોલ ॥૨॥
મૂરતિ તાહરી દીઠડી રે લોલ, લાગે મુજ મન મીઠડી રે લોલ;
હરખિત થઈ માહરી આંખડીરે લોલ, પ્રહસમે જિમ [૧]કજપાંખડીરે લોલ ॥૩॥
ચરણ ગ્રહ્યા મેં તાહરારે લોલ, કાજ સર્યા આજ માહરારે લોલ;
નેક નયણશું જોઇએરે લોલ, કાંઈ પાતિકડાં સવિ ધોઇયેરે લોલ ॥૪॥
મેં કીધી તુમ શું મોહનીરે લોલ, હવે પરવા નથી કોઇનીરે લોલ;
બાંહ્યગ્રહ્યાની લાજ છેરે લોલ, તું ભવજલ તરવા પાજછેરે લોલ ॥૫॥
તુજ લોકોત્તરવાતડી રે લોલ, ભાગ્યથકી મુજને જડી રે લોલ;
ધન ધન માહરી જાતડીરે લોલ, લેખવું ધન દિન તે ઘડીરે લોલ ॥૬॥
વામાનંદન વંદનારે લોલ, તાહરાં વયણ સુધારસચંદનારે લોલ;
તાહરી આણા શિરધરૂં રે લોલ, કાંઇ અવર ન દેવપણે કરૂં રે લોલ ॥૭॥
સંપૂરણ સુખ આપીયેરે લોલ, કાંઈ થિરતા ભાવે થાપીયેરે લોલ;
સુપ્રસન્ન મન હુવો હેજથીરે લોલ, કાંઈ જ્ઞાનવિમલગુણ તેજથી રે લોલ ॥૮॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

દીનાનાથકો દયારસ વિસ્તર્યો રે ॥ એ આંકણી ॥
પંચ અગ્નિ ઝાલ પ્રબળ અનલથી બલતો [૨]ઉરગ જેણે ઉદ્ધર્યો રે ॥ દીનાનાથ૦ ॥ ૧ ॥
[૩]આપનિયોગી કાથતપરમેષ્ઠી, મંત્ર પવિત્ર કર્ણ ધર્યો રે ॥ દી૦ ॥૨॥
દર્શન શાંતસુધારસશીતલ, પેખતથેં સવિ તાપ ઠર્યારે ॥ દી૦ ॥૩॥
પુરિસાદાણી પાસ કૃપાથી, સો ધરણેંદ્રપદવી વર્યો રે ॥ દી૦ ॥૪॥
[૪]ચરણધર્મ ધરિ વડતળે કાઉસગ્ગ, રયણીએ પ્રભુધ્યાન ધર્યોરે ॥દી૦॥૫॥
ઘોર [૫]ઘનાઘનગાજ સાજસેં, પવન પ્રચંડ રજે ગગને ભર્યારે ॥દી૦॥૬॥
નિજફણમંડિત છત્ર પવિત્ર ધરે, કમઠ કુલંઠને દુરે કર્યોરે ॥દી૦॥૭॥
જ્ઞાનવિમલ લહે પરમપ્રમોદ, સોહિ સાહિબ મેં શરણ કર્યોરે ॥દી૦॥૮॥

---

૧ કમલની પાંખડી. ૨ સર્પ. ૩ તમારા નિયોગિપુરૂષે.
૪ ચારિત્રધર્મ. ૫ વરસાદ

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—કંત! તમાકુ પરિહરો—એ દેશી.

આજ મનમંદિર આવશે, પૂરશે મનની આશ; માંકાલાલ
અરજ સુણશે દાસની, શ્રીચિંતામણિપાસ. માંકાલાલ ॥આજ૦॥૧॥
સુગુણ સુજ્ઞાની સાહિબો, અવિચલ લીલવિલાસ. માંકાલાલ
પૂરણ પ્રેમે પેખીયે, જેહનો જગે જસ વાસ. માંકાલાલ ॥આજ૦॥૨॥
ચિંતામણિ [1]ચિંતિત દીયે, તે પણ ભાગ્ય પ્રમાણ; માંકાલાલ
પ્રભુતો અચિંતિત ફલ દીયે, અતુલને અનોપમ જાણ. માંકાલાલ
॥ આજ૦ ॥૩॥
સફળ દિવસ આજ માહરો, સુકૃત અરથ જમવાર; માંકાલાલ
દુઃખ દુર્ગતિ દૂરે ગયા, દીઠે તુમ દીદાર માંકાલાલ ॥આજ૦॥૪॥
[2]શિવભવ હેતુ એક તાહરી, આણા અતુલ અમૂલ; માંકાલાલ
આરાધન વિરાધના, આણીને અનુકૂળ માંકાલાલ ॥આજ૦॥૫॥
ધર્મ અધર્મ પણ એહ છે, સમકિત ને મિથ્યાત માંકાલાલ
આણા અનુબંધે લહે, અનુભવકેરી વાત માંકાલાલ ॥આજ૦॥૬॥
શ્રીઅશ્વસેનસુત સુંદર, વામામાત મલ્હાર માંકાલાલ
જ્ઞાનવિમલગુણથી ઘણા, કરતા જગદુપકાર માંકાલાલ ॥આજ૦॥૭॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—આશાઉરી.

પાસ જિનેસર તું મુજ સાહિબ, અવર ન ચિત્તમાં આવેરી;
તુંહિ તુંહિ તુંહિ તુંહિ, અહનિશ દિલમાં ધ્યાવેરી ॥ પાસ૦ ॥૧॥
અશ્વસેનનૃપતિનો નંદન, [3]નંદનવન તનુ ફાવેરી;
પુરિસાદાણી તું પરમેસર, તુમ ઓપમ કુણ આવેરી ॥પાસ૦॥૨॥
અગમ અગોચર અકલ સરૂપી, કહો કુણ કલના પાવેરી;
યોગી અયોગી ભોગી અભોગી, નાથ અનાથ કહાવેરી ॥પાસ૦॥૩॥
અલખરૂપ મુજ ચિત્તમાં લિખીઓ, અલગો પલક ન થાવેરી;

---

૧ મનોવાંછિત. ૨ તમારી આજ્ઞાની આરાધના મોક્ષની હેતુ છે અને વિરાધના તે સંસારવૃદ્ધિનું હેતુ છે. ૩ નંદનવનસરિખા લીલા દાયા છે.

આસંગાયતિવિણુ કહો એહવી, અરજકરણુ કિમ પાવેરી ॥પાસ૦॥૪॥
મોહાદિકદલે સેવક ઘેર્યો, દેખી મહેર ન આવેરી;
સાહિબની સુનજરથી કહીએ, દુશ્મન દાવ ન ફાવેરી ॥પાસ૦॥૫॥
લોચનલીલાલહરિ સુધારસ, સીંચે દાસ સુહાવેરી;
દર્શનચક્ર જો દીએ સેવકને, તો જીતનિશાન વજાવેરી ॥પાસ૦॥૬॥
આજ જન્મ સુકૃતારથ [1]વાસર, જિણે તુમ ગુણગણ ગાવેરી;
જ્ઞાનવિમલપ્રભુ [2]પાસપસાયે, ત્રિભુવન સુજસ જગાવેરી ॥પાસ૦॥૭॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—તોટક છંદ.

જિનરાજ નમો જિનરાજ નમો, અહનિશ પ્રભુભાવે ચિત્તરમો;
દુ:ખદોહગદુરિતામથ્યાત ગમો, ચઉગતિ ભવવનમાં જિમ ન ભમો.
॥ જિન૦ ॥ ૧ ॥

પ્રભુ પાસજિનેસર વંદો રે, ભવસંચિત દુરિત નિકંદો રે;
પ્રભુ અનુભવજ્ઞાનદિણંદો રે, સમતાવનિતા સવિ ઇંદો રે.
॥ જિન૦ ॥ ૨ ॥

પ્રભુ મેં કાળ અનંત ગમાયો રે, તુમ દરિસણ સાર ન પાયો રે;
જો પાયો તો ન સુહાયો રે, ત્રિકરણશુદ્ધે નવિ ધ્યાયોરે.
॥ જિન૦ ॥ ૩ ॥

મુઝને [3]મોહમહીશે રમાડયો રે, ભવનાટકમાંહિ ભમાડયો રે;
વળી કુગુરૂકુદેવે નમાડયો રે, યુંહી અવતાર ગમાડયો રે.
॥ જિન૦ ॥ ૪ ॥

શુદ્ધબોધનૃપતિસુપ્રસાદે રે, લહ્યું સમકિત પરમઆહ્લાદે રે;
ટળ્યું પરમમિથ્યાત અનાદિરે, થયો સહજસ્વભાવ સવાદે રે.
॥ જિન૦ ॥ ૫ ॥

જબ આપે આપ વિચાર્યું રે, તબ નિશ્ચય એહિજ ધાર્યું રે;
ઉપગાર ગુણે ન વિસાર્યો રે, જબ વિષયકષાય નિવાર્યો રે.
॥ જિન૦ ॥ ૬ ॥

એ મહિમા સર્વ તુમારો રે, તુઝ મુઝ વચ્ચે અંતર વારો રે;

---

[1] દિવસ. [2] પાર્શ્વનાથના પસાયે કરીને. [3] મોહરાજાએ.

જિમ સફલ હોવે અવતારો રે, જ્ઞાનવિમલગુણ દિલધારો રે.
॥ જિન૦ ॥ ૭ ॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### દેશી આજહોની.

શ્રીસુખસાગર પાસ, જેહના સુરનર દાસ,
આજહો નેહે રે ગુણગેહી નયણે નિરખિયાજી. ॥ ૧ ॥
કઠિન કર્મજંજાલ, તેહ થયાં વિસરાલ,
આજહો મુંદ્યા રે સવિ દુર્મતિ દુઃખનાં વારણાજી. ॥ ૨ ॥
આજ સુકૃત સવિ સાજ, પામ્યો ભવજલપાજ;
આજહો તરીયોરે ભવદરિઓ [1]ગોપદની પરેજી. ॥ ૩ ॥
પાવન મન વચ કાય, સફલ જન્મત્રય થાય;
આજહો ફલિયો રે સમસુરતરૂ મુજ ચિત્ત આંગણેજી ॥ ૪ ॥
અશ્વસેનનૃપ તાત, વામાદેવી માત;
આજહો સોહે રે તનુ નીલરયણછવિની પરેજી. ॥ ૫ ॥
તું મણિધર જિનરાય, ફણિધર લાંછિત પાય;
આજહો પૂરે રે [2]મનકામિત અતિ પદ્માવતીજી. ॥ ૬ ॥
જ્ઞાનવિમલગુણનૂર, વાધ્યાં અતિમહસુર;
આજહો ધ્યાને રે બહુમાને શ્રીજિન [3]ગાઇઓજી. ॥ ૭ ॥

## અથ શ્રી૧૩૫નામગર્ભિત પાર્શ્વનાથજિન સ્તવન.

### ઢાલ એકવીશાની.

પ્રભુ પ્રણમું રે સુખદાયક શંખેશ્વરો (૧), ગોડિમંડણરે (૨) પાલવિહાર (૩) પંચાસરો (૪);
કરસ્યોરીરે (૫) ભાભો (૬) તિમ અજાહરો (૭), જીરાઉલોરે (૮) ફલવર્ધિ (૯) ને અમીઝરો (૧૦).

---

૧ ગોપદ એટલે ગાયનો પગ પેસે તેટલા પ્રમાણનું ખાબોચિયું.
૨ મનોવાંછિત. ૩ લાધ્યો ઇત્યપિ.

ત્રૂટક.

૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
મુકુટેસરો કલિકુંડ શામલ અંતરીક ને થંભણો,

૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦
નવખંડ મહુથરી પાસસેત્રુંજે [1]કુક્કુડેસર બંભણો;

૨૧ ૨૨ ૨૩ ૨૪
નાગદ્રહો નવપલ્લવો તિમ અવંતિ ચિંતામણિ,

૨૫ ૨૬ ૨૭
નારિંગપુર કરહેડ દાદો પાર્શ્વજિન ત્રિભુવનધણી. ॥ ૧ ॥

૨૮ ૨૯ ૩૦ ૩૧
નમું મગસીરે ગાડરીઆ રાધનપુરે, પોસાણોરે નવલખ્ખો [2]દીવબંદિરે;

૩૨ ૩૩ ૩૪ ૩૫ ૩૬
મોરવાડેરે ચોરવાડિ ઈડરગઢે, બહેલજોરે બરડો તિમ જુનેગઢે.

ત્રૂટક.

૩૭ ૩૮ ૩૯ ૪૦
તેમ ગઢ પાવાપુર વિલોડે ખેરાળુ કાલાવડે,

૪૧ ૪૨ ૪૩ ૪૪
ધોલકે ગંધારિ ગાજે થંભતીરથ કોરડે;

૪૫ ૪૬ ૪૭
નાડૂલ ને નાડોલાઇ નયરે આબુચૌમુખ ચિત્તહરો,

૪૮ ૪૯ ૫૦ ૫૧
દિગવાટી પાંડવઘાટ સોહાવે સહસફણો સોવનગિરો. ॥ ૨ ॥

૫૨ ૫૩ ૫૪ ૫૫
ભલે ભાવેરે ભટેવો જોજાપુરે, કાપરડો રે સાદડીયે સાંડસરો;

૫૬ ૫૭ ૫૮ ૫૯ ૬૦
વરકાણો રે ઉજેણી વાણારસી, ભિન્નમાલો રે વેજિવે બેઠા હસી.

ત્રૂટક.

૬૧ ૬૨ ૬૩ ૬૪
તિમ વશી કુંભલમેર કુંતીનયરે જોધપુરે જયો,

૬૫ ૬૬ ૬૭ ૬૮
નાગોરિ ઝંઝુવાડિ સૂરત મેડતે જિનવરઠયો;

૬૯ ૭૦ ૭૧ ૭૨
વડનગરે આરાસણ સોહાવે નવેનગરે ઉદયાગિરે,

---

૧ કુકુટેશ્વર પાર્શ્વનાથ. ૨ દીવબંદરતરફની નવલક્ષભૂમિ કહેવાય છે.

૭૩ ૭૪ ૭૫ ૭૬
કાચેલિ મગલોર ચંપાપુરે તિમ રાણિકપુરે. ॥ ૩ ॥

૭૭ ૭૮ ૭૯ ૮૦ ૮૧
ઘંઘાણીરે પીપાડ રાજગૃહી, ચિત્તોડરે જેસલમેર માંહિ સહી;
૮૨ ૮૩ ૮૪ ૮૫ ૮૬ ૮૭
નીકોડરે સિદ્ધપુરે વિજાપુરે, બિલાડ રે કપ્પડવાડિ પુરબંદરે.

ત્રૂટક.

૮૮ ૮૯ ૯૦ ૯૧
મનહરે માણિકસામિ વાડી ભીડભંજણ અતિભલો,
૯૨ ૯૩ ૯૪
સુલતાન દેવકપટ્ટણે તિમ નાંદીએ પ્રભુ નિરમલો;
૯૫ ૯૬ ૯૭ ૯૮
સીરોડીએ સમેતશિખરે શિરોહી ગોપાચલે,
૯૯ ૧૦૦ ૧૦૧
ધંધુકેગામે દિલ્લીનયરે રાવણો મહિમંડલે. ॥ ૪ ॥

૧૦૨ ૧૦૩ ૧૦૪ ૧૦૫ ૧૦૬ ૧૦૭ ૧૦૮
મહિશાણેરે ઘૃતકલ્લોલ વડાલિઓ, તિમ કેટકોરે તિવરી લોડણ ભડલિઓ;
૧૦૯ ૧૧૦ ૧૧૧ ૧૧૨
તિમ મેડરે બાહડમેર જુહારીયે, જુહારીરે વિકાનેર જુહારીયે.

ત્રૂટક.

૧૧૩ ૧૧૪ ૧૧૫
જોહારીયે પ્રભુ રામસેણે માંડલે અચલેપુરે,
૧૧૬ ૧૧૭
[1]અહિછતિગામે ભલે ઠામે તિમ વળી તાપસપુરે;
૧૧૮ ૧૧૯ ૧૨૦ ૧૨૧
વટપદ્રમંડણ નાગપુરવરે સમીઆણે બીબીપુરે,
૧૨૨ ૧૨૩ ૧૨૪ ૧૨૫
જાખેલ કુંકુમરોલ સલખસાપુરે તિમ ફતેપુરે ॥ ૫ ॥

૧૨૬ ૧૨૭ ૧૨૮ ૧૨૯ ૧૩૦ ૧૩૧
આરૂપેરે મહિમદાવાદી હમીરપુરે, સાંગાનેરરે માલપુરે મથુરાપુરે;
૧૩૨ ૧૩૩ ૧૩૪ ૧૩૫
જગવલ્લભરે સુખસાગર ચિત્તધારીયે, ઝોટિંગારે ભીલડીઓ સંભારીયે.

---

૧ અહિછત્રાનગરી.

ત્રૂટક.

પાંત્રીશ અધિકા નામ એકશત(૧૩૫) નિત્યપ્રતિ સમરે સદા,
સુગતિસુખસંયોગ સઘળા પામીયે બહુસંપદા;
પાસપ્રભુના નામ ધ્યાવે શુદ્ધ સમકિત તે લહે,
કવિરાજશ્રીધીરવિમલશિષ્ય નયવિમલકવિ ઇમ કહે ॥ ૬ ॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—કોઇ લ્યાવોરે પીયુકી વત્તિયાં મુલ્ય કવિરાણા બે—એ દેશી.

સુણો સાહિબા મનકી વત્તિયાં.
તુમહો સુજાણા બે જિણકે શિરપર તુમહો સાહિબ,
તિણકી શોભન છતીયાં. ॥તુમ૦॥૧॥
એસો સયણ ન કો મન મેલુ જિણકે કર દઉ પત્તિયાં;
અવસર આજ અમુલિક આયો, સ્વયમુખ કરૂં વીનતિયાં ॥તુમ૦॥૨॥
તુમવિણ અહિંલગ એ સવિ ભવભવ [1]વયરણિ દીનઘડી રત્તિયાં;
મેં તુમ ચાકર તું મુજ ઠાકુર તું વિણુ અવર ન ગતિયાં ॥તુમ૦॥૩॥
પ્રભુ તુમ બોધસુબોધપસાયે, દુરે દુઃખદુરગતિયાં;
સહજ સ્વભાવ કે પરમાનંદ, પાવત સુખસંપત્તિયાં ॥તુમ૦॥૪॥
સોઇ ધ્યાની સોઇ જ્ઞાની સોઇ યોગી યતિયાં;
નિરાશંસ આદરે અનુભવશું, જે કરે તુમ પદ [2]નતિયાં ॥તુમ૦॥૫॥
ધ્યાનસુખાસનવાસન તુંહી, મેરે ગતિથિતિ મતિયાં;
જ્ઞાનવિમલ પ્રભુ પાસજિનેસર, પ્રણમત સવિભૂપતિયાં ॥તુમ૦॥૬॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

દેશી વિંછીયાની.

પ્રભુ પાસજિનેસર સેવીયે, પુરિસાદાણી ભગવંત રે;
જિનનાયક કામિતદાયક, [3]મહિયલમાં મહમંતરે. ॥પ્રભુ૦॥૧॥
જસ નયણસુધારસ સીંચ્યો, દવદાધો આધો [4]ફણીંદ રે;
તે [5]સુમનસગુણને પામીયો, તતક્ષણ માંહે ધરણીંદ રે ॥પ્રભુ૦॥૨॥

---

૧ શત્રુતાવાળી. ૨ નમસ્કાર. ૩ પૃથ્વીતલમાં. ૪ સર્પ. ૫ દેવ.

અશ્વસેનનરેસર કુલતિલો, પ્રભુ વામામાતમલ્હાર રે;
કરૂણારસકેરો કુંપલો, સમતાવનિતાઉરે હાર રે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥
અતિ અકલસરૂપ છે તાહરૂં, કલના નવિ કીજે કેણ રે;
સવિભાવ લહો જગતતણા, કિમ ન લહો મુઝચિત્ત તેણરે ॥પ્રભુ૦॥૪॥
જિમ [1]કસવટિ સોવન પરખીએ, જિમદાતા અઠળક દાનરે;
તિમ ભવભયભંજણ કારણે, કારણગુણ તાહરૂં ધ્યાનરે ॥ પ્રભુ૦ ॥૫॥
સુખદાયક નાયક ભુવનનો, [2]ભવિસેવિતચરણસરોજરે;
જ્ઞાનવિમલ કહે હવે દીજે, સમકિતની મોટી મોજ રે ॥ પ્રભુ૦॥૬॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ ગોડી.

શ્રીજિનપાર્શ્વ વરૂ ધર્મચક્રી વે, તાકે દરિસણ આઉંલા;
સુગુણ સાહિબકી સેવ કરી ને, મોજ પ્રભુકી પાઉંલા ॥શ્રીજિન૦॥૧॥
કપટકોટ દહવટ્ટ કરણકું, મેં સંયમ હાથી લ્યાઉંલા;
ઉપશમરૂપ ઝુલિ હિતશિક્ષા અંકુશ, વિવેક અંબાડી બનાઉંલા.
॥શ્રીજિન૦॥૨॥
પાખર શીલ બંધુક તપ તીખે, સુમતિ કમાણ ચઢાઉંલા;
પણચિ પાંસરી ક્રિયા કરણી, ધરમ તીર ધરાઉંલા ॥શ્રીજિન૦॥૩॥
ભાયગભોગ લિખિત અતિ ઉદ્યમ, ઘુઘરિઘાટ બંધાઉંલા;
સહજસંતોષ સબલ જંબુરે, ગોલાજ્ઞાન ચલાઉંલા ॥શ્રીજિન૦॥૪॥
આગમગુણ રણતૂર બજાવું, માયાકપાટ ગિરાઉંલા;
શ્રીજિનઆણ [3]ખડગ કરગ્રહીને, મોહસેનકું હઠાઉંલા ॥શ્રીજિન૦॥૫॥
વિષય કષાય સબલ [4]દોઉ દુશ્મન, [5]જકરિ પકરિ બંધ લ્યાઉંલા;
શ્રીજ્ઞાનવિમલપ્રભુ પાસપસાયે, જીતનિશાન બજાઉંલા ॥શ્રીજિન૦॥૬॥

---

૧ કસોટીના પાષાણે. ૨ ભવ્યથી સેવાયેલ છે ચરણકમલ જેના.
૩ જિનઆણારૂપ તરવાર હાથમાં લઇને. ૪ બે. ૫ જકડપકડ બાંધીને.

## અથ શ્રીશ્યામલપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ વેલાઉલ.

મેરે સાહેબ પાસજી, પ્રભુ વામાનંદા;
ખીજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. ॥ મેરે૦ ॥ ૧ ॥
સેવા સારે [૧]વાસુકી, લંછન મિસે ઇંદા;
તુમ ઉપગારસુધારસે, થયો તે ધરણિંદા. ॥ મેરે૦ ॥ ૨ ॥
અનુભવ તેજ પ્રકાશથી, જિત કોડીદિણંદા;
નિજદાને દાસી કર્યા, [૨]સુરમણિહરિચંદા. ॥ મેરે૦ ॥ ૩ ॥
શામલપાસ સોહંકરૂ, સમમેરૂગિરિંદા;
સાહિબસુનજરથી હોવે, નિતુ પરમાનંદા ॥ મેરે૦ ॥ ૪ ॥
અવર દેવ તુમ અંતરો, જિમ [૩]મહિષ ગઇંદા;
દેવ દેવાધિપણે કરી, [૪]પિચુમંદ માકંદા. ॥ મેરે૦ ॥ ૫ ॥
ત્રિભુવનભવને વિસ્તર્યા, જસ ગુણમકરંદા;
જ્ઞાનવિમલ સેવા કરે, પ્રભુપદ અરવિંદા ॥ મેરે૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીસ્તંભનપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—રામગિરી પરજીઆ.

સદા આણંદ નયન મેરે, ભેટીયા ભગવાન રે;
પાસથંભણ ભુવનમંડણ, તીર્થતિલક સમાનરે ॥ સદા૦ ॥૧॥
સસફણમણિ મુકુટમંડિત, તેજ ઝાકઝમાલ રે;
કાંતિ મરકતરત્નસરિખી, મુર્ત્તિ અતિસુકુમાલ રે ॥ સદા૦ ॥૨॥
[૫]કૃષ્ણ પણ મોહતિમિર ટાળે, એહિ અચરિજ ઠાણ રે;
વીતરાગ છે તોહિ જનનો, ચિત્તરંજન જાણ રે ॥ સદા૦ ॥૩॥
અશ્વસેનનરિંદનંદન, જાસ વામામાત રે;
પરમજ્યોતિસ્વરૂપ પ્રગટત, ગુણ અનંત વિખ્યાતરે ॥ સદા૦ ॥૪॥
તું અવર્ણી વર્ણી સવિને, ધ્યાનભેદ હોય રે;

---

૧ સર્પરાજ. ૨ ચિંતામણી ઇંદ્ર–ચંદ્ર. ૩ પાડાને હાથીમાં. ૪ લીંબડામાં અને આંબામાં. ૫ ભગવાનની મૂર્ત્તિ કૃષ્ણ (સ્યામ) છે છતાં મોહરૂપ અંધકારનો નાશ કરે છે એ આશ્ચર્ય કેમકે કાળીવસ્તુ કાળી વસ્તુને કેમ હઠાવે એજ

તુંહિ અગુણધામરામી, લહે અવર ન કોય રે ॥ સદા૦ ॥ ૫ ॥
પરમપુરૂષ [1]પુરૂહૂત પ્રણમતા, પ્રબળ પુણ્યપ્રભાવરે;
જ્ઞાનવિમલ જિણંદસેવા, ભવજલે લહી નાવરે ॥ સદા૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન.સ્તવન.

દરિસણ દોજી દોજી દોજી દોજી, સંખેશ્વર સાહિબ દરિસણ દોજી,
ત્રિભુવનના નાયક દરિસણ દોજી, [2]મ્હેંછા તુમપદના પાયક. દરિ૦
જિમ પ્રગટે સમકિત ક્ષાયક ॥ દરિ૦ ॥ એ આંકણી૦ ॥
આશા કરી ઉમાહ્ય ધરીને, અલગાંથી અમે આવ્યા;
મહેર ધરી જો દરિસણ આપો, તો અમે સવિસુખ પાયા.
॥ દરિ૦ ॥ ૧ ॥
એકણ ચિત્તે શુભ વિધિરીતે, અવિચલ પ્રીતિ ધ્યાતા;
ગતિ મતિ થિતિ છતી તુંહિ તુંહિ, ઇમ બહુવિધ ગુણજ્ઞાતા.
॥ દરિ૦ ॥ ૨ ॥
લોચન લીલે અનુભવ શીલે, ખલક પલકમેં તારી;
તો એવડી શી ઢીલ કરોછો, આજે અમારી વારી ॥ દરિ૦ ॥ ૩ ॥
દરિસણથી દર્શન હુએ નિર્મળ, દર્શનગુણ પણ આવે;
દર્શનમુદ્રા તેહીજ [3]શુદ્ધિ, ત્રિકરણ તુમ ગુણ ગાવે ॥ દરિ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલલીલાએ જાણો, વાત અમારી સ્વામિ;
તુમ આણા અનુસારે સાચું, એ પ્રતીત મેં પામી ॥ દરિ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### [4]દેશી ગરબાની.

પૂજજો રે પાસજિણંદ જે પરમેસર પરગડો રે,
વાંદજો રે (વળી) વળીય વિશેષ સવિ દેવનમાં જે વડો રે;
દીઠડા રે આજ જિણંદ અશ્વસેનકુલચંદલો રે,
મીઠડા રે જાસ દીદાર વામાનંદન જગતિલો રે. ॥ ૧ ॥

---

૧ ઇંદ્ર. ૨ અમે છીએ. ૩ સુધી ઇત્યપિ. ૪ નાયકા રે તુમે છો ચતુરસુજાણ તુમે ચાલ્યા ગઢઆગરે રે એ દેશી જાણવી.

રમીએ રે તાહરે ધ્યાન જિમ તરીયે ભવસાગર રે,
સેવીયે રે એહિજ દેવ જ્ઞાનરયણનો આગર રે;
કીજીયે રે નિર્મળકાય સમકિતદીપક થાપીયે રે,
સીંચીયે રે તાહરે ધ્યાન તેલ સુગંધી આપીયે રે. ॥ ૨ ॥
મેલીયે રે સમકિતવંત સામી સામિણી જે સખી રે,
ગાઇયે રે પ્રભુગુણ જ્ઞાન શ્રીજિનવરને પારખી રે;
જગમાં રે દીઠી ન કોઈ સૂરતી તાહરા સારિખી રે,
તરીયા રે તે નરનાર જે વિલગા પ્રભુ પાલખી રે. ॥ ૩ ॥
આપનોરે સેવક જાણી [૧]કરૂણાકરીને તારજો રે,
ધીઠડા રે વિષયકષાય દુશ્મન દૂર નિવારજો રે;
સાંભળી રે મેં જગમાંહિ મોટી ટેક એ તાહરી રે,
તું કરે રે આપસમાન આશપુરો પ્રભુ માહરી રે. ॥ ૪ ॥
આજનો રે દિવસ વિશેષ સફળ જન્મ થયો માહરો રે,
આંગણે રે વુઠડો મેહ દીઠો દરિસણ તાહરો રે;
માંગીયે રે એક પસાય દીજે દિલ ભરી સેવના રે.
ગાઇએ રે નયવિમલેન ઇણીપરે ગુણગણ જિનદેવના રે ॥ ૫ ॥

---

## અથ શ્રીપંચાસરપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—લાછલદે માત મલ્હાર—એ દેશી.

શ્રીપંચાસરપાસ, મહિમા મહિમનિવાસ,
આજહો પસર્યો રે પરિમલ જસ ચંદનની પરેજી. ॥ ૧ ॥
[૨]રવિથી અધિક પ્રકાશ, લોકાલોક વિકાશ;
આજહો કરતો રે નિજ જ્ઞાને ક્ષાયકભાવથીજી. ॥ ૨ ॥
શાંતસુધારસ વૃષ્ટિ, મુદ્રા મનોહર સૃષ્ટિ;
આજહો એહવી રે નવિ દીસે બીજા દેવનેજી. ॥ ૩ ॥
અતિશયવંત મહંત, ગુણ અનંત ભગવંત;
આજહો દીઠું રે અતિમીઠું દરિસણ તાહરૂંજી. ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણ વૃદ્ધિ, તેહથી દર્શનસિદ્ધિ;
આજહો વાધે રે, સુખ સાધે સહજવિલાસથીજી. ॥ ૫ ॥

---

૧ દયાકરીને. ૨ સૂર્યથી.

## અથ શ્રીનારંગપુરમંડનપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ—મ્હારી સહી રે સમાણી—એ દેશી.

નારંગપૂરવર પાસ નિહાળો, ભવભવના ભય ટાળો રે.
॥ સખી એ પ્રભુ વારૂ ॥૧॥
પૂરવસંચિત પાપ પખાળો, કર્મકષાયને ગાળો રે ॥ સખી૦ ॥૨॥
સહજાનંદ સ્વરૂપ સાંભળો, આતમને અજુવાળો રે ॥ સખી૦॥૩॥
અંગથી અવિધી અધર્મ ઉચ્છાળો, અક્ષયઅનંતગુણ આલોરે.
॥ સખી૦ ॥૪॥
ધર્મસનેહી દાસ નિહાળો, બાંહ્યગ્રહી પ્રતિપાળો રે ॥ સખી૦ ॥૫॥
જ્ઞાનવિમલગુણરયણ સંભાળો, જેમ હોય મંગલમાલોરે ॥ સખી૦॥૬॥

---

## અથ શ્રીસ્તંભનપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ કાફી.

માળીકેરે બાગમેં દોઇ નારિંગ પક્કેલા—એ દેશી.

સકલસુકૃતવિધી સૃષ્ટિકરણ તું [૧]અંભણો અહો તું૦
ત્રિભુવનભાસનભાણ ભવિકમનરંજણો અહો ભવિક૦ ॥૧॥
મોહાદિક [૨]અરિ દુર્દ્ધર બળ તસ ભંજણો અહો બળ૦
પરતા પૂરણ પાસ જિનેસર થંભણો અહો૦ ॥૨॥
શરણાગત [૩]પવિપંજર વરપદ તાહરાં અહો વર૦
તે પામ્યા મેં આજ ફળ્યાં [૪]શુભ માહરાં અહો શુભ૦ ॥૩॥
મોહતિમિરભર નાશન તું છે દિનમણી અહો તું છે૦
તુજથી અધિક ન કોય કહીજે જગે ગુણી અહો કહી૦ ॥૪॥
ધર્મ શાંતિ જસ પાસ સદા તિણે સોહીએ અહો સદા૦
ત્રિભુવનતિલકસમાન અનોપમ મોહીએ અહો૦ ॥૫॥
તાહરે તેજે પ્રતાપ પ્રભાવ સદા તપે અહો પ્રભાવ૦
જ્ઞાનવિમલ ગુણરાશિ તુમારા સહુ જપે અહો૦ ॥૬॥

---

૧ બ્રહ્મા. ૨ શત્રુ. ૩ વજ્રપંજર. ૪ પુણ્ય.

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ—કાફી.—શાંતિકુમર એ દેશી.

વામાદેનંદને હમારી વંદના હજો, હમારે દુખડાં જજો;
હમારે વંછિત થજો ॥ આંચલી૦ ॥
શાંતસુધારસકુંડ હે ખંજન મંજુલ નયન,
નંદનચંદનથી ઘણું શીતલ સુંદર [1]વયણ ॥ વામા૦ ॥ ૧ ॥
નીરાગતા નિહાળીને માનું અનુભવ [2]અયન,
કહો કોણ ગણી શકે [3]યાકે ગુણમણિરયણ ॥ વામા૦ ॥ ૨ ॥
તુંહિ માતા તુંહિ ત્રાતા તુંહિ બંધવ [4]સયણ,
યાકી કીરતિ કૌમુદી [5]દુધસિંધુફેન ॥ વામા૦ ॥ ૩ ॥
કમઠ માન ગાલીયો માનું [6]પાવક માંસ,
[7]ચિત્તમધુકર માહરો નિત્ય તુજ પદ લીન ॥ વામા૦ ॥ ૪ ॥
બોધિબીજ વાસના હોત હે તેં સુખચયન,
જ્ઞાનવિમલસ્વામિ સેવે જેહ યા વાજેન ॥ વામા૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ ધન્યાશ્રી.

### તે તરીયા ભાઇ તે તરીયા—એ દેશી.

પાર્શ્વજિનેશ્વર શિવગતિ ગામી, પ્રભુ મુજ અંતરયામીજી;
પુણ્યપસાયે સેવા પામી, હું પ્રણમું શિરનામીજી ॥ પાસ૦ ॥૧॥
અહનિશ તુમધ્યાને હું ધામી, દુરિત દુર્ભગતા વામીજી;
આતમરામી તું જિનનામી, ગતનામી નિ:કામીજી ॥ પાસ૦ ॥૨॥
દેવ જગતમાં બહુલા દીસે, પણ તેહને બહુ ખામીજી;
કોઈ રાગી કોઇ દ્વેષી રોસી, કોઈ ક્રોધી કોઈ કામીજી ॥પાસ૦॥૩॥
પૂજકભાવે તેહ અપામી, ન લહે [8]મૂલવિ દામીજી;
થિરભાવે સમતા તુજ જામી, અનુભવગુણ અભિરામીજી॥પાસ૦॥૪॥

---

૧ વચન. ૨ માર્ગ. ૩ જેનાં. ૪ સ્વજન.
૫ ક્ષીરસમુદ્રના ફેણ જેવી. ૬ અગ્નિ જેમ માંસ ગાળે તેમ.
૭ મનરૂપ ભમરો. ૮ મૂલગી બદામ.

અંતર દુશ્મન દુષ્ટ હરામી, દુરે તે ગતઆમીજી;
જ્ઞાનવિમલગુણની પ્રભુતાઈ, સહજસ્વભાવે પામીજી ॥ પાસ૦ ॥૫॥

---

## અથ શ્રીકલ્હારાપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ સામેરી.

પ્રણમો પાસજિણંદનેરે સાહિબા, જિમ લહે જગે જશવાદ રે;
॥ વાહલા મોરા ॥
[1]તન મન વચ નિર્મળ કરી રે સાહિબા, દુર કરી [2]પરમાદરે.
॥ વહાલા મોરા ॥પ્ર૦॥૧॥
નયન સફળ થયાં માહરારે સા૦, દેખી પ્રભુદીદારરે વાહ૦
[3]જિહ્વા સફળ તુઝ [4]ગુણથુતિરે સા૦, ગુણશ્રવણે [5]શ્રુતિ સારરે વા૦
॥ પ્ર૦ ॥ ૨ ॥
[6]શિર પ્રભુપ્રણમ્યાથકા રે સા૦, ઉત્તમાંગ થયું નામ રે વા૦
[7]કરયુગ પ્રભુપૂજાથકી રે સા૦, પાવન થયું અભિરામરે વા૦
॥ પ્ર૦ ॥ ૩ ॥
પાસ કલ્હારા ધ્યાનથીરે સા૦, પામે કોટી કલ્યાણ રે વા૦
અશ્વસેનવામાતણો રે સા૦, નંદન ગુણમણિખાણ રે વા૦
॥ પ્ર૦ ॥ ૪ ॥
તુઝ [8]ભક્તિ ઉજમાલથી રે સા૦, એ કાયા ગુણવંત રે વા૦
જ્ઞાનવિમલગુણ આશ્રયી રે સા૦, અતિશય એહ મહંત રે વા૦
॥ પ્ર૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

ઢાળ ફાગની.

પરમપુરૂષ તું પુરિસાદાણી, ગુણખાણી ભગવંત;
સંતઅનંતસુસેવિત સુંદર, મંદિર ગુણમણિકંત. ॥ ૧ ॥
પ્રભુપાસજી મેરે મન વશ્યો હો અહો મેરે લલના,
મન હર્યો પ્રભુ નિરખંત ॥ પ્રભુ૦ ॥ આંકણી ॥

---

૧ શરીર મન ને વચન. ૨ પ્રમાદ. ૩ જીભ. ૪ ગુણુ સ્તવનથી. ૫ કાન. ૬ માથું. ૭ બે હાથ. ૮ ભગતે ઇત્યપિ.

તું પરમાતમ આતમરામી, પામી મેં તુજ સેવ;
ભવે ભવે એહ સદા આરાહું, ચાહું ન અવર એ દેવ ॥પ્રભુ૦॥૨॥
તુમ આણા [1]શિર ઉપર ધારિ, સારી એ મનકોડિ;
હોડાહોડે સુરનરનાયક, [2]પાયકપરે કરજોડિ ॥ પ્રભુ૦ ॥ ૩ ॥
નાથ નિરંજન ભવભયભંજન ગંજન મોહમિથ્યાત;
સજ્જનનયનસુધારસસીંચન, કંચનવન જસ [3]ગાત ॥ પ્રભુ૦ ॥૪॥
સાત ધાત સુખ સહજ વિભાસે, ભાસિતભુવન ઉદ્યોત;
જ્ઞાનવિમલપ્રભુ દરિસણ પામ્યો, કામિતફલ સવિ હોત ॥ પ્રભુ૦ ॥૫॥

---

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

રાગ વાહલેસરની દેશી.

પાસશંખેશ્વર ભેટીયેરે લોલ, મેટીયે વિઘ્નવિકારરે વાહલેસર,
અદ્ભુતકીર્ત્તિ કળિયુગે રે લોલ, ભવિજનને આધાર રે વા૦
॥ પાસ૦ ॥ ૧ ॥

દેશદેશના જન ઘણા રે લોલ, યાત્રાએ કરવા કાજ રે વા૦
આવે અતિઉલટભર્યારે લોલ, લેઇ લેઈ પૂજસમાજ રે વા૦
॥ પાસ૦ ॥ ૨ ॥

નવરંગી આંગી રચેરે લોલ, ભવિ અંગે ધરી ભાવરે વા૦
એહિજ ભાવના ભાવતારે લોલ, ભવજલતરવા નાવરે વા૦
॥ પાસ૦ ॥ ૩ ॥

કમઠહઠીહઠભંજણોરે લોલ, રંજણો જગજનચિત્તરે વા૦
સાથ મિલ્યો હવે તાહરોરે લોલ, કીધો જન્મ [4]પવિત્તરે વા૦
॥ પાસ૦ ॥ ૪ ॥

વામાનંદન વાલહારે લોલ, પ્રભાવતીના નાથ રે વા૦
જ્ઞાનવિમલગુણ બાંહ્યથીરે લોલ, ગ્રહીને કરો સનાથ રે વા૦
॥ પાસ૦ ॥ ૫ ॥

---

૧ માથા ઉપર. ૨ પાયદળના જેમ. ૩ શરીર. ૪ પવિત્ર.

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ વાલ્હેસરની દેશી.

પ્રભુજી પાસ શંખેશ્વરેરે લોલ, ભેટ્યે ભવભય જાયરે; જિણંદરાય
દીનદયાકર ઠાકુરારે લોલ, નિરખ્યે હરખિત થાય રે. જિણંદરાય
॥ પ્રભુ૦ ॥ ૧ ॥

[૧]મહીયલમાં મહિમા ઘણોરે લોલ, તાહરો અગમ અપારરે જિણં૦
વચનગુણે કહેવાથકીરે લોલ, કુણ પામે તસ પાર રે. જિણંદરાય
॥ પ્રભુ૦ ॥ ૨ ॥

નવનિધિ ઋદ્ધિ સિદ્ધિસંપદારે લોલ, આવી,માહરે હાથરે જિણંદરાય
અંતર અનુભવ જે લહ્યોરે લોલ, તેહ સુખનો કુણ સાથરે. જિણંદ૦
॥ પ્રભુ૦ ॥ ૩ ॥

તાહરે માહરે પ્રીતડીરે લોલ, લૌકિકરીતિ ન હોયરે; જિણંદરાય
જેહ અભેદપણે રહે રે લોલ, અવર ન એ સમ કોયરે. જિણંદરાય
॥ પ્રભુ૦ ॥ ૪ ॥

અશ્વસેનનૃપકુળજલધિમાંરે લોલ, [૨]વિધુસમ વામાનંદરે;જિણંદરાય
જ્ઞાનવિમલગુણવાધતા રે લોલ, હોવે પરમાનંદરે. જિણંદરાય
॥ પ્રભુ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ મલ્હાર.

મનમંદિરમેં આયે જિણંદરાય, મનમંદિરમેં આયે;
તવ મેં વિવિધ જુગતિ સમકિતગુણ, ફુલપગર વિરચાયે ॥જિણં૦॥૧॥

પ્રીતિ અધ્યાતમ થાલ ભરીને, ધીગુણ મોતી વધાએ;
ચારિત્રગુણ [૩]ચંદ્રોદય સુંદર, ઝાકઝમાલ બનાએ ॥ જિણં૦ ॥૨॥

[૪]સુરભિ પવનસેં અશુભ દુરિતરજ, દશદિશે દુર ઉડાયે;
નિર્વિકલ્પસંકલ્પસુ બારે, મૃદુતા પાટ બિછાએ ॥ જિણં૦ ॥૩॥

ઉચિતવિવેકસિંહાસન ઉપરે, પાવન [૫]પાસ બેઠાએ;

---

૧ પૃથ્વીતલમાં. ૨ અશ્વસેનરાજાના કુળરૂપ સમુદ્રમાં ચંદ્રસમાન. ૩ ચંદરવો. ૪ સુગંધી. ૫ પાર્શ્વનાથ.

વિધિ અનાશાતન ચામર વિંજિત, છત્ર સુધ્યાન ધરાએ ॥જણ઼ંદ૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુ હરખિત હુએ તવ, દેવતમાં જસવાએ;
શુદ્ધ સુબોધ અક્ષયનિધિ જિનથે, સહજે સકલગુણ પાએ ॥જિણંદ૦॥૫॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ રામકલી.

[1]અખીયાં હરખણ લાગી હમારી, અખિયાં હરખણ લાગી;
દરિસણ દેખત પાસજિણંદકો, ભાગ્યદશા અબ જાગી ॥હમારી૦॥૧॥
અકલ અરૂપ અને અવિનાશી, જગથેં તુંહિ નિરાગી;
સૂરતિ સુંદર અચરિજ એહિ, જગજનને કરે રાગી ॥હમારી૦॥૨॥
શરણાગત પ્રભુ તુમપદપંકજ, સેવન મુજ મતિ જાગી;
લીલાલહેરે દે નિજ પદવી, તુમસમ કો નહીં [2]ત્યાગી ॥હમારી૦॥૩॥
વામાનંદન ચંદનની પેરે, શીતળ તું સોભાગી;
જ્ઞાનવિમલ પ્રભુ ધ્યાન ધરંતાં, ભવભયભાવઠ ભાગી ॥હમારી૦॥૪॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ વેલાઉલ.

[3]સેવો પાસજિણંદા, સેવો પાસજિણંદા;
જસ મુખચંદ ઝગમગ દેખત, નિત નિત હોત આણંદા ॥સેવો૦॥૧॥
ઉદયવંત અહોનિશ હોવત, ગ્રસત નહિં [4]વિધુંતુંદા;
[5]બેહુ પક્ષ શુદ્ધ સદા નિષ્કલંકી, સેવત બુધજનવૃંદા ॥ સેવો૦ ॥ ૨॥
પિબત સુરાસુરમાનવમધુકર, જસ [6]પદકજ મકરંદા;
અશ્વસેનકુળકમલવિકાશન, ધન્ય ધન્ય વામાનંદા ॥ સેવો૦ ॥ ૩ ॥
[7]દ્વજીહો પણ તુજ વચન સુણતાં, તે સુમનસ ધરણિંદા;
જ્ઞાનવિમલ ધનવેળા ઓલગ, કરતાં સુરતરૂકંદા ॥ સેવો૦ ॥ ૪ ॥

---

૧ એ ચક્ષુઓ હરખવા લાગી. ૨ દાતારી. ૩ આ સ્તવનમાં અપૂર્વચંદ્રમાની ઉપમા દેખાડી છે. ૪ રાહુ. ૫ ચંદ્રપક્ષે કૃષ્ણપક્ષ ને શુક્લપક્ષ અને ભગવાનના પક્ષે માતાપિતાનો પક્ષ. ૬ ચરણકમળ. ૭ દ્વિજિહ્વ સર્પ.

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### રાગ સારંગ.

પ્રભુપાસચરણનખ કાંતિ હૈ, અહો નખકાંતિ હૈ;
[1]પદ્મરાગસમ જગત પવિત્રકર, ભાસિતભુવનઉદ્યોત હૈ ॥પ્રભુ૦॥૧॥
માનું મહાતપ[2]કરિકુંભસ્થળ, સરસસિંદુરકો પુરૂ હૈ;
અભિનવસુખ સુરતરૂકો સુંદર, પલ્લવકેરો નૂર હૈ ॥ પ્રભુ૦ ॥ ૨ ॥
વિષયકષાય [3]વિપિન દહનકું, માનું દાવાનલજ્યોતિ હૈ;
શિવવનિતા [4]વદનદ્યુતિદીપન, કુંકુમરસકી જ્યોતિ હૈ ॥પ્રભુ૦॥ ૩ ॥
જ્ઞાનદિવસ [5]અરૂણોદયકી છવિ, નાશે [6]તમ અજ્ઞાન હૈ;
જ્ઞાનવિમલપ્રભુ પાસચરણકી, સેવાથેં જસ માન હૈ ॥પ્રભુ૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીગોડીપાર્શ્વનાથજિન સ્તવન.

લય લાગી રે લય લાગી રે, ગોડીપાસજિણંદશું લય લાગી;
આતમઅરૂપી ને અકલસરૂપી, લોકાલોકપ્રકાશી રે ॥ ગોડી૦ ॥૧॥
ચોસઠઇંદ્ર કરે તોરી સેવા, ઇંદ્રાણી લળીલળી પાયલાગી રે.
॥ ગોડી૦ ॥ ૨ ॥
જ્ઞાનવિમલસૂરિ એણીપેરે બોલે, પ્રભુ આવાગમણ નિવારો રે.
॥ ગોડી૦ ॥ ૩ ॥

---

૧ પદ્મરાગમણીરત્ન લાલકાંતિવાળું હોય છે. ૨ હાથી.
૩ વન. ૪ મુખ. ૫ સૂર્યોદયકી કાંતિ. ૬ અજ્ઞાનરૂપ અંધકાર

# અથ શ્રીદંડકવિચાગર્ભિત શ્રીમહાવીરજિન સ્તવન.

રાગ વેલાઉલ.

શ્રીજિનવરના પદ નમીએ, દંડકસુવિચાર;
જિણવિધ જીવે ફરસીયા, ગતિ ચાર મઝાર. ॥ ૧ ॥

નારક સાતનું મિલીય એક(૧), દશ(૧૦) ભવણા દેવા;
[1]પણ થાવર(૫) વિગલીંદિ તીન(૩), નરતિરી દુગ લેવા. ॥૨॥

જ્યોતિષી(૧) વ્યંતર(૧) વૈમાનિક(૧), એ ચોવીશ(૨૪) કહીએ;
આતમ નિજગુણ હીન હોવે, તે દંડક કહીએ. ॥ ૩ ॥

નરતિરિથી હોય નારકી, જાવે પણ એહમાં;
તિરિ નર નિરઈ દેવ હોઈ, [2]સુર જાયે [3]પણમાં. ॥ ૪ ॥

ભૂ(૧) દગ(૨) વણ(૩) પર્યાપ્તા, ગર્ભજ તીરિ નર પણ(૫);
જાવે નર સવિ દંડકે, થાયે [4]તેઉ વાઉ વિણ. ॥ ૫ ॥

તિરિ ને વળી (૨૪)સઘળા કહ્યા, હવે દશ(૧૦) પુહવાદિક;
થાવર(૫) વિગલ(૩) ને તિરિ(૧), નર(૧) દશને ગત્યાદિક.॥૬॥

માંહોમાંહે એહ હોય, તેઉ વાઉ વિણા નર;
હવે એહના વળી કહું વિશેષ, પણ દંડક ચઉસુર. ॥ ૭ ॥

તે ઇશાનલગે કહ્યા, સહસારજા તિરિયા;
અને તેથી [5]સવ્વટ્ઠ જાવ, મણુઆ અવતરિયા. ॥ ૮ ॥

અસન્નિ તિર ભવણવાણ, પુઢવી વળી પહેલા;
[6]ભુજગપરિ બીજીલગે, પંખી ત્રીજી હેલા. ॥ ૯ ॥

ચોથીએ સિંહ ચઉપદા, પંચમીએ ઉરપરિ;
છઠ્ઠીએ સ્ત્રી નરમચ્છતિરિ, સગ પુઢવીએ વિવરી. ॥૧૦ ॥

અસન્નિ નર ચૌદ, ઠાણે ઉપન્નાં જેહ;
અસંખ્યાયુ તિરિનર પવણ, અગ્ગિ સુરનર નય એહ ॥૧૧ ॥

એમ દંડકમાંહિ વારવાર, ફેરા વારીજે;
સમકિત ને વળી વિરતિ, દેઇ ઉપગાર કરીજે. ॥૧૨ ॥

[7]વંત પિત્ત ખેલ અને ઉચ્ચાર, મૂત્ર વીર્ય ને માંસ;

---

૧ પાંચ થાવર. ૨ દેવ. ૩ પાંચમાં. ૪ તેઉકાયવાયુકાયવિના ૨૨ દંડકે જાય. ૫ સર્વાર્થસિદ્ધવિમાન ૬ ભુજપરિસર્પ. ૭ વમન.

[1]થીનરયોગ અને રૂધિર, [2]નિદ્ધમણ સર્વાંશ. ॥૧૩ ॥
શુક્ર વીર્ય પરિસાટ [3]જલ્લ, કલેવર ગતજીવ;
સર્વ અશુચિનાં ઠાણ જેહ, ચૌદસમું અતીવ. ॥૧૪ ॥
[4]તેરે સુરમાં વેદ હોય, થીનર નર તિન્ની;
થાવર વિગલ ને નારકી નપું, તિમ તિરિ તિન્ની. ॥૧૫ ॥
તુમ્હ આણાવિણ ફરસીયાં, એહ ઠાણ અનંત;
પુદ્ગલપરાવર્ત્તન કર્યા, પણ નાવ્યો અંત. ॥૧૬ ॥
જ્ઞાનવિમલપ્રભુ શાસને, ભવભ્રમણ નિવારે;
ધ્યાનારૂઢ ક્ષપકશ્રેણિ, આપોપું તારે. ॥ ૧૭ ॥
જ્ઞાનક્રિયા આધાર લેઈ, જિનમત અનુસરતે;
વીરજિનેસર ધ્યાને, ભવ્ય જયવંતા વર્ત્તે. ॥ ૧૮ ॥

---

## [5]અથ શ્રીમહાવીરજિન સ્તવન.

રાગ—મારૂણી—ધન્યાશ્રી.

ગિરિમાંહે ગિરૂઆ મેરૂગિરિ વડા રે—એ દેશી.

**[6]કરૂણાકલ્પલતા શ્રીમહાવીરની રે, ત્રિભુવનમંડપમાંહે પસરી રે;**
**મીસરી રે પરે મીઠી અસયે કરી રે. ॥ ૧ ॥**

---

૧ સ્રીપુરૂષ સંયોગે. ૨ ખાલ. ૩ મેલ. ૪ દેવતાના ૧૩ દંડકમાં. ૫ આ શ્રીમહાવીરસ્વામિનું સ્તવન શ્રીઆનંદઘનજીકૃતચૌવીશીમાંહેલું છે બાકીની હકીકત જાણવા માટે ૧૪૫ માં પૃષ્ટમાંની ફુટનોટ જુઓ તથા શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજ શ્રીઆનંદઘનજીકૃત ચૌવીશીના (ટબાર્થની) પા[illegible] લખે છે. (કલશ) ચૌવીશ જિનવર વિશ્વહિતકર, ગતિચૌવીશ [illegible]; ચૌવીશદેવનિકાયવંદિત (ચોવીશીમાં તારતા) સંપ્રતિકાળે વર્તતા; આનંદઘ- બાવીશીમાંહિ દોય સ્તવન પૂરણ ભણી, શ્રીજ્ઞાનવિમલજિ[illegible] ગા[illegible], અક્ષ- યસંપદ અતિઘણી ॥૧॥ સંવન્નિધિરસસપ્તેંદુ (૧૭૬૯) માસે ઉર્જે (કાર્તિકે) સિતે તથા; સપ્તમીનિશાનાથે ચ, લિખિતા રાજપત્તને (રાજનગર) ॥૨॥ આ પ્રમાણે આનંદઘનજીકૃત ચૌવીશીના ટબાર્થની પાછળ શ્રીજ્ઞાનવિમલસૂરિજીનો લખેલ લેખ છે.

૬ શ્રીમહાવીરસ્વામિની દુઃખટાળવારૂપ જે કરૂણારૂપ કલ્પલતા—કલ્પ વેલડી તે ત્રિભુવન ( સ્વર્ગ-મર્ત્ય—પાતાલ ) માંડવીને વિષે પ્રસરી—વિસ્તરી છે, તે કેવી છે ? જેમ સાકરપ્રમુખમિષ્ટદ્રવ્યથી પણ અધિકમીઠી અભયદાનરસે કરીને છે. ૧

[1]શ્રીજિનઆણા ગુણઠાણે આરોપતાં રે, વિરતિતણે પરિણામ પવને રે;
અવનિ રે અતિહિ અમાય સભાવથી રે. ॥ ૨ ॥
[2]સર્વસંવર ફલેફળતી મળતી અનુભવેરે,શુદ્ધઅનેકાંતપ્રમાણે ભળતીરે
ફલતી રે સંશયભ્રમના તાપને રે. ॥ ૩ ॥
[3]ત્રિવિધવીરતા જેણે મહાવીરે આદરીરે, દાનયુદ્ધ તપ રૂપ અભિનવરે;
ભવે ભવે રે દ્રવ્યભાવથી ભાષીયેરે. ॥ ૪ ॥
[4]હાટક કોડિ દેઈ દારિદ્ર નસાડીયોરે, ભાવે અભયનું દાન દેઇ રે;
કેઈ રે લેઇને સુખીયા થયા રે. ॥ ૫ ॥
[5]રાગાદિક અરિ મૂળથકી ઉખેડીયારે, લહી સંયમ રણરંગ રોપીરે;
ઓપી રે જિણે આપ કળા નિરાવરણુની રે. ॥ ૬ ॥

---

૧ તે કરૂણાસ્વરૂપ અમૃતવલી તે જિનાજ્ઞાને ગુણઠાણે શ્રદ્ધાનગુણઠાણું તે સમ્યક્સ્વરૂપસ્થાને આરોપે, વિરતિના પરિણામ શુભપવને કરી નમાવે તે વેલડીનું રક્ષણ શી રીતે થાય ? નિષ્કપટરૂપ જે સહજ સ્વભાવવડે કરીને. ૨

૨ તે ( કરૂણારૂપ ) વેલડી સર્વ સંવરરૂપ ફળે કરી ફળતી છે, અનુભવરસમાં મળતી છે, શુદ્ધનિર્દૂષણ અનેકાંત સ્યાદ્વાદ પ્રત્યક્ષ–પરોક્ષપ્રમાણાદિમાં ભળતી છે, વળી કેવી છે ? સંશયરૂપ ભ્રમ–તાપ તેહને દળતી ટાળે છે. ૩

૩ જિન–ભગવંત શ્રીમહાવીરસ્વામીએ ત્રણ પ્રકારની વીરતા આદરી છે, તે કઈ ? દાનવીરતા ૧, યુદ્ધવીરતા ૨, તપવીરતા ૩, ભવોભવથી અભિનવ–નવી એ દ્રવ્યાનુભાવથી કહી છે. ૪

૪ દ્રવ્યથી દાનવીરપણું તો સુવર્ણની ક્રોડિગમે 'વરહ વરો વરહ વરો' એમ ઉદ્ઘોષણા કરી જગત્ત્રયમાંથી દારિદ્રનું નામ નસાડ્યું એ દ્રવ્યથી દાન વીરતા અને ભાવથી દાનવીરતા સર્વ જગજ્જીવને સાધુપણાને વિષે અભયદાન દીધું, એવું દાન લઇને કેઈ અનેક પ્રાણી સુખીયા થયા. ૫

૫ હવે યુદ્ધ(શૂર)વીરતા કહે છે—દ્રવ્યથી પરીસહ સહન અને ભાવથી રાગદ્વેષાદિક અરિ–શત્રુ મૂળથી ઉખેડી નાંખ્યા. સંયમરૂપ રણરંગભૂમિકા આરોપીને વૈરીને નિકંદન–નાશ કીધા, જે ભગવાને પોતાની નિરાવરણુની કળી ઓપી એટલે નિર્મળ કરી. ૬

[1]નિરાસંશ વળી શિવસુખહેતુ ક્ષમાગુણેરે,તપતપીયા જિણે એમ આપેરે;
થાપે રે વરપંડિતવીર્યવિનોદથી રે. ॥ ૭ ॥
[2]દર્શનજ્ઞાનચારિત્ર ત્રિવિધની વીરતારે, મહાપદ શોભિતભાવિ ભાસેરે;
વાસે રે ત્રિભુવનજનમન ભાયણો રે. ॥ ૮ ॥
[3]વીરધીરકોટીર કૃપારસનો નિધિરે, પરમાનંદ પયોદ વ્યાપે રે;
આપે રે નિજસંપદ ફલ યોગ્યતા રે. ॥ ૯ ॥
[4]બંધઉદય સત્તાદિક ભાવાભાવથીરે, ત્રિવિધ વીરતા જાસ જાણી રે;
આણી રે ત્રિપદીરૂપે ગણધરે રે. ॥૧૦ ॥
[5]ઠાણગ જાણગ (ગુણ)ગુણઠાણક તિહું વિધેરે,કાઢયા જિણે ત્રિદોષ પોષારે;
શોષો રે રોષ તોષ કીધા તુમ્હે રે. ॥૧૧ ॥

---

૧ દ્રવ્યથી ચોવિહારતપ, ભાવતો નિરાશંસ-નિરનુબંધ વળી શિવસુખ મોક્ષનો હેતુ ક્ષમાપ્રધાન ગુણે કરી "**तवेण वोदाणफले**" ઇત્યાગમવચનાત્, જેમ ભગવાન્ પોતે એવો તપ તપ્યા તે તપવીરતા, એ પ્રધાન પંડિતવીર્યના વિનોદથી વીરતા સાધી "વિશેષપણે રાજે શોભે તે વીર" અથવા "**विदारयति यत्कर्म तपसा च विराजते । तपोवीर्येण युक्तश्च तस्माद्वीर इति स्मृतः ॥ १ ॥**" ૭

૨ જ્ઞાનદર્શનચારિત્રની ત્રિવિધ વીરતા કહે છે—મહાપદે કરી શોભિત મહાજ્ઞાનદર્શનચારિત્ર તેહની શોભા ભાવથી ભાસે છે 'મહા' શબ્દ પ્રધાન કહીયે અથવા એ ત્રણ તત્ત્વની વાસનાયે કરી ભવિજન મનરૂપ જે ભાજન તે જેણે વાસ્યા છે. ૮

૩ વીરમાં ધીર અથવા કર્મ વિદારવાને વીર લોકાલોકપ્રકાશે ધીર '**धृतिर्धैर्यं**' તે ધૈર્યકર તેમાં "કોટીર" મુકુટસમાન વળી કૃપારસનો નિધાન, પરમાનંદરૂપ પયોદ-મેઘ તેણે કરી વ્યાપતો-પ્રસરતો કરૂણાવેલિને સિંચે છે. વળી આપે તો પોતાની સંપદા એટલે સ્વરૂપે એક ચેતનસ્વભાવ માટે-નિમિત્તે તદાવરણ ટળવારૂપે. ૯

૪ બંધઉદય સત્તાભાવે કરી કર્મના અભાવ કીધા છે, ત્રણ પ્રકારે એવી વીરતા પ્રગટપણે જેહની જાણી એવીજ ગણધરે ત્રિપદીરૂપે આણી છે હૃદયમાં જ્ઞાનદર્શનચારિત્રભાવે કરી. ૧૦

૫ સ્થાનક મિથ્યાત્વાદિ, જ્ઞાયક સ્થાનક અવિરતાદિ, ગુણસ્થાનક ગુણઠાણું પ્રમત્તાદિ અથવા અવિરતિ, પ્રમત્ત-ક્ષીણમોહાદિ ત્રિવિધ ગુણઠાણે ત્રિદોષ કાઢયા, અથવા પ્રમત્ત, ક્ષીણમોહ, અયોગિ ઇત્યાદિ સ્થાનકે અજ્ઞાન,

[1]સહજસભાવસુધારસ સેચનવૃષ્ટિથીરે, ત્રિવિધતાપનો નાશ હોવે રે;
જોવે રે ત્રિભુવન ભાવ સભાવથી રે. ॥૧૨ ॥
[2]જ્ઞાનવિમલગુણગણમણિરોહણ ભૂધરારે, જયજય તું ભગવાન!નાયકરે;
દાયક રે અક્ષય અનંતસુખનો સદા રે. ॥૧૩ ॥

---

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

### રાગ—જીત્યો જીત્યો રે ટોડરમલ્લ જીત્યો—એ દેશી.

અપચ્છર સવિ ગાવે મિલી રે, ધન્ય ધન્ય ત્રિશલાનો નંદ.
મહાવીરજિન જીત્યો.
જિણે જીત્યો મોહનરિંદ. મહાવીરજિન જીત્યો.
રુળ્યા ટળ્યા દુશ્મનદંદ. મહાવીરજિન જીત્યો.
કીધા કુમતિનિકંદ. મહાવીરજિન જીત્યો.
પામ્યા પામ્યા પરમાણંદ. મહાવીરજિન જીત્યો ॥ ૧ ॥ આંકણી ॥
અપ્રમત્તગુણ [3]કુંજર ચડી રે, ધર્મ ધરી સમસેર મહા૦
ચારે અનંતાનુબંધીયા રે, પહેલાં કીધાં જેર મહા૦ ॥ ૨ ॥
ત્રિકરૂપે મિથ્યા હણ્યોરે, માર્યો માર્યો સબલ મહવાસ મહા૦

---

અસંયમ, અસિદ્ધ એ ત્રિદોષનો શોષ—નાશ કીધો, વળી રોષ તોષનો શોષ જેણે કીધો પાપપુષ્ટિ, પુણ્યતુષ્ટિ ઉભયનાશ ઇત્યાદિ ત્રિવિધ વીરતા છે. ૧૧

૧ સહજસ્વભાવ પરમમૈત્રી પરમકરૂણારૂપ સુધારસવૃષ્ટિ—અમૃતને વર્ષણ—સીંચવે કરી ત્રિવિધલોકનો—ત્રિવિધતાપનો નાશ થાય, મિથ્યાત્વ અ-વિરતિ કષાય તાપ અથવા જન્મ જરા મરણ તાપ તેહનો નાશ થાય, વળી સ્વર્ગ—મર્ત્ય—પાતાળના એકેક ભાવ પદાર્થને સહજસ્વભાવથી ઉન્માદ નાશ દ્રવ્યપણે જોવે. ૧૨

૨ વિમલ એવા જ્ઞાનગુણના ગણ—સમુદાય તદ્રૂપ જે મણિરત્ન તે-હના ભૂધર—પર્વત રોહણાચળ સમાન છો, (આ સ્તવનકર્ત્તાએ પોતાનું નામ 'જ્ઞાનવિમલ' એ પ્રમાણે સૂચવ્યું છે. ) એવા ભગવાન્ શ્રીમહાવીરસ્વામિ! જગતનાયક! શાસનનાયક! જ્ઞાનવંત જયવંતા વર્તો છો, એવા શ્રીવીરપ્રભુ! દેણહાર દાયક છો, અક્ષયક્ષાયિકભાવે થયા જે અનંતસુખ સકલકર્મનાશથી, તેહના સદા નિરંતર આપસ્વરૂપે ભોક્તા છો. એવા શ્રીવીરપ્રભુ! જાયવંત વર્તો. ૧૩

૩ હાથી.

નરક તિરિ થાવરતણી રે, ભાંજી ભાંજી મોટી ઝાંસ મહા૦ ॥ ૩ ॥
અપચ્ચખ્ખાણ પચ્ચખ્ખાણીયેરે, દીધી દીધી તસ
શિર દોટ મહા૦
હાસ્યષટક ખજાનચી રે, કીધી કીધી સબળી ચોર મહા૦ ॥ ૪ ॥
સંજલણા ઉચ્છેદીયા રે, ધ્યાન ધરી તરવાર મહા૦
નિદ્રા દોઈ સાધારણી રે, કાઢી કાઢી ઘરથી બહાર મહા૦ ॥ ૫ ॥
જ્ઞાનાવરણાદિક અછે રે, મોહતણાં જે બંધુ મહા૦
હણીયા દશદિશ નાશિયારે, તું પ્રભુ સમતાસિંધુ મહા૦ ॥ ૬ ॥
ભાવ ઉદાસસિંહાસને રે, બેઠા સહજસ્વભાવ મહા૦
ચપલસ્વભાવ વિભાવનોરે, ન રહ્યો તેહનો [1]ભાવ મહા૦ ॥ ૭ ॥
ષટ અંતરરિપુ વશ કર્યારે, સાધ્યા તિમ ષટખંડ મહા૦
જગે જસવાદ થયો ઘણો રે, વરતી આણ અખંડ મહા૦ ॥ ૮ ॥
આપ તર્યા તિમ તારજો રે, સેવકને ગ્રહી હાથ મહા૦
જીત્યા તિમ જિતાડજો રે, અમને શ્રીજગનાથ મહા૦ ॥ ૯ ॥
મૂકાણા ભવપાશથી રે, તિમ મૂકાવો દાસ મહા૦
કામિતફલ તુમે પામીયા રે, તિમ પૂરો અમ આશ મહા૦ ॥૧૦ ॥
તું સમરથ સવિ વાતનો રે, તાહરી જો હોય ભીર મહા૦
શ્રીજ્ઞાનવિમલ પૂરે ઘણારે, તો લહીયે ભવજલ તીર મહા૦ ॥૧૧ ॥

---

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

મોહન મૂરતિ શ્રીમહાવીરની રે,
જયવંતુ જસ શાસન રાજે આજ મહારા નાથ રે;
ત્રિવિધ પ્રકારે વીરપણું ધર્યું રે,
વાજે જસ પડહો જગમાં જિમ જલધર ગાજે મા૦ ॥મો૦॥૧॥
જેહને જે વાંછિત વર તે વર્યો સદા રે,
[2]કુંચનકોડી વરસી વરસીદાન મા૦
વરણ ઘરણીથી ઇમ ઉદ્‌ઘોષણા રે,
કાંઈ નીઠાડ્યું તિહાં દાલિદ્ર દુઃખનું ઠામ મા૦ ॥ મો૦ ॥ ૨ ॥
ત્રિવિધ અવંચકયોગે સાત્વિક તપ તપી રે,

---

૧ નેમ ઇત્યપિ. ૨ સુવર્ણ કોટી.

ગુણખાણી ¹સુહઝાણી ²વિણુપાણી અનિદાન મા૦
વીરપણું ઇમ દાન તપ બહુપરે લહી રે,
ધ્યાએ ધૃતિ ધરીને ધર્મ શુકલ બેહુ ધ્યાન મા૦ ॥ મો૦ ॥ ૩ ॥
અપ્રમત્તાદિકગુણઠાણકવરઐરાવણ ચઢી રે,
³ખંતીમદ્દવઅજ્જવ મુત્તિ ⁴ચઉચઉ ભેદ મા૦
સોલકષાયા દુરિત પલાયા એહથી રે,
વિવિધઉત્તરગુણપ્રહરણ મૂકી કીધો છેદ મા૦ ॥ મો૦ ॥ ૪ ॥
તીખી તરવારધારે પંડિતવીર્યની રે,
ભેદ્યો તપતેજે બલવીરજનો પક્ષ મા૦
આતમભાવ સુદર્શન દર્શનચક્રથી રે,
હણિયા અંતરરિપુ ન રહ્યા પરતક્ષ મા૦ ॥ મો૦ ॥ ૫ ॥
જ્ઞાને અજ્ઞાન ⁵નિરાસ્યું તે ગયું રે,
શ્રદ્ધાચરણે કરી કાઢ્યો મોહતણો સમુદાય મા૦
ગુણશ્રેણિ ગુણસંક્રમણે અવર નિરાસીયા રે,
કાંટે કાંટો કાઢીજે એવો લોકતણો છે ન્યાય મા૦ ॥મો૦॥ ૬ ॥
સહજ ઉદાસસભાવસેનાની મુખ્યતા રે,
તિણશું રતિ અરતિ પ્રમુખ કર્યા અરિ જેર મા૦
બંધોદયદીરણસત્તાભાવ અનાદિથી રે,
ક્ષેપવીયા ક્ષયભાવે કર્મતણા સવિ ફેર મા૦ ॥ મો૦ ॥ ૭ ॥
બાહ્ય અભિંતર દુશ્મન દુરે દૂરે થયા રે,
પ્રગટ્યો પરમાનંદ અનુભવ લીલવિલાસ મા૦
આતમ પરમાતમરૂપી અસંગગુણે કરી રે,
નવનવથી ન્યારો પ્યારો એહ પ્રકાશ મા૦ ॥ મો૦ ॥ ૮ ॥
ભાવે ઇમ ચઉવિધ અવિતથ ભાવથી રે,
ધાર્યો મહાવીરપણાનો ચોથ સ્વભાવ મા૦
જ્ઞાનવિમલ ગુણ ચઢતી કળા રે,
દીપે દિન દિન અધિકો જગમાં સુજસ જમાવ મા૦ ॥મો૦॥ ૯ ॥

---

૧ શુભધ્યાની. ૨ ચઉવિહારત્યાગપણે ને નિયાણારહિત.
૩ ક્ષમા (ક્રોધરહિતતા) ૧, માનત્યાગ ૨, કપટરહિતપણું ૩, મુક્તિ (નિર્લોભ)૪.
૪ ક્રોધ, માન, માયા ને લોભ એ ચ્યાર કષાય ને અનંતાનુબંધિયાદિ ચ્યાર કષાય સાથે મેળવતાં ચ્યારચોકું સોળ ભેદ કષાયના થાય. ૫ કહાડ્યું.

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

### દેશી ભાવનની.

### મ્હારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચળે રે—એ દેશી.

વાટડી વિલોકું રે વાહલા માહરા વીરની રે, વદીયે વીનતિ વયણ;
તે દિન કહીયે રે મુજને આવશે રે, નિશદિન નિરખશું નયણ.
॥ વા૦ ॥ ૧ ॥
અતિહિં આશાલુદ્ધા માનવી રે, જન્મારો વહી જાય;
હીયડા હેજે પલક ન વીસરે રે, નાવે અવરન કો દાય ॥ વા૦ ॥૨॥
તુમ સમ અવર ન એહરો દેખીયેરે, જિહાં મન કરે વિસરામ;
મન મલિયાવિણ તનુ કેમ ઉલ્લસેરે, કરવા ભક્તિ પ્રમાણ ॥વા૦॥૩॥
જેહનું મલવું દોહિલું તેહશ્યું રે, પ્રીતિ તે પરમ અસુખ;
પણ એક સવદિ કહીયે [1]તેહનેરે, જે સ્થિરભાવ તે સુખ ॥વા૦॥૪॥
વચન તુમારૂં રે નવિ લોપું કદા રે, મન તુમ પદ અવિલંબ;
પણ એક નયણે નયણ મેલાવડોરે, એ વિરહતણો પ્રતિબિંબ ॥વા૦॥૫॥
જિહાં ત્રિકરણનો યોગ મિલે સદા રે, તેહિજ સફળ વિહાણ;
જ્ઞાનવિમલપ્રભુસાથે એકરસ કીજીયેરે, નિતુ નિતુ કોડીકલ્યાણ.
॥વા૦॥૬॥

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

### રાગ ધન્યાશ્રી

### આજ ગઈતી હું સમવસરણમાં—એ દેશી.

વંદો વીરજિનેસર રાયા, ત્રિશલામાતા જાયાજી;
હરિલંછન કંચનવન કાયા, મુઝ મનમંદિર આયાજી ॥ વંદો૦ ॥૧॥
દુષમસમયે શાસન જેહનું, શીતલ ચંદન છાયાજી;
જે સેવંતાં [2]ભવિજનમધુકર, દિનદિન હોત સવાયાજી ॥ વંદો૦ ॥૨॥
તે ધન પ્રાણી સદ્ગતીખાણી, જસ મનમાં જિન આયાજી;
વંદન પૂજન સેવ ન કીધી, તે કાં જનનીજાયાજી ॥ વંદો૦ ॥૩॥
કર્મ[3]કટકભેદનબલવત્તર, વીરબિરૂદ જેણે પાયાજી,
એકલમલ્લ અતુલીબળ અરિહા, દુશ્મન દૂરે ગમાયાજી ॥વંદો૦॥૪॥
વાંછિત પૂરણ સંકટ ચૂરણ, તું માતપિતા સહાયાજી;
સિંહપરે ચારિત્ર આરાધી, સુજસનિશાન બજાયાજી ॥ વંદો૦ ॥૫॥

---

૧ તેહની રે ઇત્યપિ   ૨ ભવ્યરૂપભમરા,   ૩ કટક સેના.

ગુણ અનંત ભગવંત વિરાજે, વર્દ્ધમાનજિનરાયાજી;
ધીરવિમલકવિસેવક નય કહે, શુદ્ધસમકિતગુણ દાયાજી ॥વંદો૦॥૬॥

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

### રાગ ધન્યાશ્રી.

દીઠો દીઠો હો, ત્રિશલાકો નંદન દીઠો;
થરપુરમંડણ વીરજિનેસર, નિરખત અમીય પઈઠોરે ॥ત્રિશલા૦॥૧॥
શૂલપાણિસુર સમતા ધાર્યો, તેં ચમરો ઉગાર્યો;
શ્રેણિકને નિજપદવી દીધી, ચંડકોશિયો તાર્યો રે ॥ ત્રિશલા૦ ॥૨॥
ઇંદ્રભૂતિ અભિમાન ઉતારી, કીધો નિજપટ્ટ ધારી;
અડદતણા બાકુલા લેઈ, ચંદનબાળા તારી રે ॥ ત્રિશલા૦ ॥૩॥
મેઘકુમરમુનિ તેં થિર કીનો, સંયમ શમરસ ભીનો;
રોહિણીયો હણીયો નહિ અભયે, જો તુજ વયણે લીનોરે ॥ત્રિશલા૦॥૪॥
શિવસુખકારક દુઃખનિવારક, તારક તું પ્રભુ મિલીઓ;
જ્ઞાનવિમલ કહે વીરજિનેસર,દરિસણ સુરતરૂ ફળીયોરે ॥ત્રિશલા૦॥૫॥

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

### રાગ સારંગ.

વળી જાઉં શ્રીમહાવીરકી ॥ આંકણી ॥
જિણ થેં ચિત્ત પ્રતીતિ જાની, [1]ભીતિ મટી ભવપીરકી ॥વળી૦॥૧॥
શાસનલાયક સવિગુણ લાયક, [2]શુષમા સ્વર્ણશરીરકી;
તેજ ઝલામલ જગજગ ઝમકે, ભૂષણ માણિક હીરકી ॥વળી૦॥૨॥
[3]નાસિક ઉન્નતભાવે જીતી, દીપશિખા [4]ચંચૂ કીરકી;
મેરૂમહીધર ચરણ અંગુઠે, કંપિત લહીર જ્યું નીરકી ॥વળી૦॥૩॥
ગંભીરિમગુણ અધરિત અતિઘન, [5]ચરમજલધિગત નીરકી;
વચનમધુરિમા વિજિતસુધારસ, મધુસર્પિષેથુ ખીરકી ॥વળી૦॥૪॥
અપ્રમત્તતા અપ્રતિબંધે સખિ તાસ રસ સમીરકી;
જ્ઞાનવિમલગુણ અક્ષય દીયો, પ્રભુ ભવજલતીર સુધીરકી॥વળી૦॥૫॥

---

૧ ભય. ૨ શોભા. ૩ નાસિકાની ઉંચાઈયે. ૪પોપટની ચાંચ. ૫ છેલ્લો સમુદ્ર સ્વયંભૂરમણ.

# અથ શ્રાવીશવિહરમાનજિનસ્તવનાનિ.



## અથ શ્રીસીમંધરજિન સ્તવન. (૧)

રાગ કાફી—મનમોહનાં લાલ—એ દેશી.

શ્રીસીમંધર સાહિબા જનરંજના લાલ,
અતિશયવંત ઉદાર હો દુઃખભંજના લાલ;
સુણીયે સેવક વિનતિ મનમોહના લાલ,
સત્યકીમાત મલ્હાર હો જગસોહના લાલ. ॥ ૧ ॥
જ્યું [1]ચાતક જલધરવિના મ૦ અવર ન યાચે કોય હો જગ૦
તુમ વિણ અવર ન પ્રારથું, ગુણરોહણા લાલ,
દૃઢ પ્રતીત મુજ એહ હો ભવિબોહના લાલ. ॥ ૨ ॥
એક તારી કરી જે રહે મ૦, તે કિમ કીજે દુરે હો જગ૦
ઇમ શોભા નવિ સંપજે મ૦, સેવક ઇચ્છિત પૂરે હો જગ૦ ॥ ૩ ॥
શ્રીશ્રેયાંસનૃપકુલતિલો મ૦, સજ્જનનયણાનંદ હો જગ૦
રૂખમણીરાણી નાહલો મ૦, વૃષભલાંછન સુખકંદ હો જગ૦ ॥ ૪ ॥
પૂર્વવિદેહે પુખ્ખલવઇ મ૦, નયરીઅયોધ્યાભૂપ હો જગ૦
વિજયામાંહિ વિરાજતા મ૦, જ્ઞાનવિમલગુણ રૂપ હો જગ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીયુગમંધરજિન સ્તવન. (૨)

રાગ—રામચંદકે બાગ ચંપો મોહી રહ્યોરી—એ દેશી.

શ્રીસ્વામિ યુગમંધરદેવ મોરે ચિત્ત વસ્યોરી,
સાસમાંહિ સોવાર સાંભરે અતિ ઉલસ્યોરી;
તુમશું લાગ્યો રંગ ચોલમજીઠ પરેરી,
હોય ન તેહ પતંગ કુરંગ ન તેહ ધરેરી. ॥ ૧ ॥
ભવે ભવે તુમચી આણ શિરધરૂં સેસપરેરી,
પ્રભુ તુમ પદની આણ જો એ વાત ફરેરી;
સજ્જનકેરી વાત અમૃતવાત જસીરી,

---

૧ જેમ ચાતકપક્ષી વરસાદવિના બીજું ન માંગે તેમ.

અચલ સભાવે હોઈ જિમ [1]કાગલ ને મસીરી. ॥ ૨ ॥
જિમ ચંદનને ગંધ [2]મેલ અનાદિથકીરી,
તિમ મુજ સહજસ્વભાવ [3]પ્રીત કરી તઅકીરી;
રસવેધિત જે ધાતુ કંચનગુણ પ્રગટેરી,
તે ફરી અવર ન થાય કંચનગુણ ન મટેરી. ॥ ૩ ॥
સુદ્દઢરાયકુલચંદ પ્રિયમંગલનો ધણીરી,
માતા સુતારાનંદ વિજયાનયરીનો ધણીરી;
ગજલાંછન ભગવાન અતિશય [4]દિવસમણીરી,
વપ્રવિજય સુખકાર વિચરે કર્મ હણીરી. ॥ ૪ ॥
પુરો દાશની આશ વાર મ લાઓ ઘણીરી,
આવી લાગ્યા પાય તે કિમ જાયે ગણીરી;
મનવંછિત દીઓ મોજ દુશ્મન ફોજ હણીરી;
જ્ઞાનવિમલપ્રભુકાંતિ વાધે જિમ બમણીરી. ॥ ૫ ॥

---

## અથ શ્રીબાહુજિન સ્તવન. (૩)

### [5]રાગ—વાલેસર મોરા—એ દેશી.

બાહુજિનેસર સાહિબારે [6]લાલ, વિનતડી અવધારરે વાલેસર મોરા;
દુરે જઈ વસીયા તુમેરે લાલ, કીમ પામું દીદારરે વાલેસર મોરા.
॥ બાહુ૦ ॥ ૧ ॥
સંભારી તુમ ગુણ ઘણારે લાલ, પામું પરમાણંદરે; વા૦
વીસાર્યો નવિ વીસરેરે લાલ, મધુકરમન માકંદ રે. વા૦ ॥બાહુ૦॥૨॥
લોકાલોક પ્રકાશતોરે લાલ, તાહરો સહજસ્વભાવરે; વા૦
કહવે શ્યું અધિકું અછેરે લાલ, જાણો સેવકભાવરે. વા૦ ॥બા૦॥૩॥
વપ્રવિજય સુસીમાપુરીરે લાલ, સુગ્રીવનૃપકુલહંસરે; વા૦
વિજયાસુત મૃગલંછનોરે લાલ, [7]મોહિની ચિત્ત અવતંસરે વા૦
॥ બાહુ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણ તાહરારે લાલ, કહેતાં નાવે પારરે વા૦
ભવભય પાર ઉતારીયેરે લાલ, દુશ્મન દુરે નિવારરે વા૦ ॥બા૦॥૫॥

---

૧ કાગળ ને સાહી. ૨ મેળાપ. ૩ પ્રીતકીરીત છકીરી ઇત્યપિ. ૪ દિનસમણિ સૂર્ય. ૫ અથવા કોઇલો પર્વત ધુંધલોરે લાલ—એ દેશી. ૬ લોલ ઇત્યપિ. ૭ મોહિનીનામની સ્ત્રી.

## અથ શ્રીસુબાહુજિન સ્તવન. (૪)

રાગ—ત્રિભુવન તારણ તીરથ પાસચિંતામણીરે કે પાસ૦—એ દેશી.

સ્વામિ સુબાહુજિણંદકે અહુનિશિ વંદીયેરે કે અહુ૦
દોહગ દુરિત મિથ્યાત કે દુરે નિકંદીયેરે કે દુરે૦
નિષઢનરેસરનંદ કે ચંદનની પરેરે કે ચંદ૦
સુખદાઇ દીદાર કે શીતલતા ધરેરે કે (ભવદવ અપહરે) શી૦ ॥૧॥
તુમ પાખે દિનરાત [1]અહિલ સવિ નિગમ્યા રે કે અ૦
દીઠા અવર અનેક તે ચિત્તે નવિ રમ્યા રે કે ચિ૦
કિંપુરૂષાભરતાર સુણો મુજ વિનતિ રે કે સુણો૦
જો મિલીયે એકવાર કહીજે સવિ છતી રે કે કહી૦ ॥ ૨ ॥
અણજાણ્યે બહુકાળ વહ્યો તે નવિ લહ્યો રે કે વહ્યો૦
પાણી ન ખમે આછિ કે ન્યાય જન કહ્યો રે કે ન્યા૦
ભૂનંદાનો નંદ કે નિજ દરિસણ દીઓ રે કે નિ૦
તો જાણું દિલમાંહિ સદા સુખીયો કિયો રે કે સદા૦ ॥ ૩ ॥
પ્રભુશું બાંધ્યું મન તે અવર ન આદરે રે કે અવ૦
જણ જણ સાથે પ્રીતિ તે સંત ન કો કરે રે કે સં૦
પામે [2]જનમાં લાજ તે કાજ કે શું કરે રે કે કાજ૦
લોકતણી પરવા ન ચિત્તે તે ધરે રે કે ચિત્તે૦ ॥ ૪ ॥
કપિલંછન ભગવાન કે વિજયનલિનાવતી રે કે વિ૦
નયરીઅયોધ્યામાંહિ કે વિચરે જિનપતિ રે કે વિ૦
શિવસુંદરીનો નાથ સનાથ કરો હવે રે કે સ૦
જ્ઞાનવિમલગુણરાશિ સુરાસુર સંસ્તવે રે કે સુ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસુજાતજિન સ્તવન. (૫)

રાગ–થાંરી મેડી ઉપર મેહ ઝરૂખે વિજળી હો લાલ—એ દેશી.

સ્વામિ સુજાતજિણંદ દિણંદપરે તપે હો લાલ દિ૦
[3]મોહમહાતમ પૂર નિરંતર જે ખપે હો લાલ નિ૦
ભવિકહૃદયકજ બોધ વિબોધન તે કરે હો લાલ વિ૦
નિજ વચ કિરણસંભાર સુપરે સુવિસ્તરે હો લાલ સુ૦ ॥૧॥

---

૧ નકામા. ૨ જનમી પ્રત્યપિ. ૩ મોહરૂપ મહાંધકાર.

કુમતિ કદાગ્રહ [1]કૌશિક કુલમલીની કરે હો લાલ કુ૦
પરવાદી ગ્રહ તેજ પ્રભાવ ન તે સ્ફુરે હો લાલ પ્ર૦
નિજનિજધર્મ સુભાવ સદા હોય પરગડા હો લાલ સ૦
જડતા હિમપટલાદિ ન હુવે વાંકડા હો લાલ ન૦ ॥ ૨ ॥
ચકવા જ્ઞાન સુચંગ કે ચકવી ચેતના હો લાલ ચકવી૦
હોઇ તાસ સંયોગ ધરી બહુ ભાવના હો લાલ ધરી૦
આતમ અમલ ઉદ્યોત પ્રતાપ દિશોદિશી હો લાલ પ્ર૦
દુષ્ટકર્મના મર્મ કે ચોર સવિ ત્રસે હો લાલ ચોર૦ ॥ ૩ ॥
ધાતકીખંડ મઝાર પૂરવ અર્દ્ધ જયો હો લાલ પૂરવ૦
નયરીપુંડરકીણિ સાર પુષ્ખલવઇ વિજયે થયો હો લાલ પુ૦
દેવસેનનૃપ દેવસેનાનો નંદનો હો લાલ સેના૦
જયસેનાનો કંત તરણા છે લંછને હો લાલ ત૦ ॥ ૪ ॥
તુમે મતજાણો દૂર વશ્યાથી વિસર્યા હો લાલ વ૦
જે હુવે ચિત્ત હજૂરને નયણ આગળ ફરે હો લાલ ન૦
જ્યું ઘન મોરકિશોરે ચકોરને ચંદ્રમા હો લાલ ચ૦
જ્ઞાનવિમલપ્રભુ ચિત્ત વશ્યા જિન પાંચમા હો લાલ વ૦ ॥૫॥

---

## અથ શ્રીસ્વયંપ્રભસ્વામિજિન સ્તવન. [૬]

રાગ—સુણ મેરી સજની રજની ન જાવે રે—એ દેશી.

સ્વામી સ્વયંપ્રભ સુણો જિન વાતરે, દરિસણ ચાહું હું દિનરાતરે;
એકઘડી પણ ન રહું અલગોરે, એકપખી એમ પ્રીતે વળગો રે.
॥ સ્વામી૦ ॥ ૧ ॥
એ આશા અવલંબન સાધી રે, એકસભાવે પ્રીતિ મેં બાંધી રે;
ભાવઅનંતા તુમે પ્રભુ જાણોરે, તો શ્યે દિલમાં સેવક નાણો રે.
॥ સ્વામી૦ ॥ ૨ ॥
જાણભણી શું ઝાઝું કહીયેરે, બાંહ્યગ્રહ્યાને એમ નિરવહીયે રે;
એણુ અલજે એમ પાવન દેહા રે, ઉત્તમનેહા [2]પત્થર રેહા રે.
॥ સ્વામી૦ ॥ ૩ ॥
મિત્રનૃપતિકુળકમલદિણંદા રે, વિજયવિપ્ર વિજયાપુરીચંદા રે;

---

૧ ઘૂઅડ. ૨ પત્થર ઉપર કરેલ રેખાની જેમ.

માત સુમંગલા લાંછન ચંદા રે, પ્રણમે સકલ સુરાસુર વૃંદા રે.
॥ સ્વામી૦ ॥ ૪ ॥
પ્રિયમંગલારાણીનો કંત રે, ધાતકીખંડે પ્રભુ વિચરંત રે;
જીવિત સફળ થયું સુવિહાણુ રે, જ્ઞાનવિમલપ્રભુગુણ શુભઝાણુ રે.
॥ સ્વામી૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીઋષભાનનજિન સ્તવન. [૭]

રાગ—નંદનવનમાં આવીયે મ્હારા નાથજી રે—એ દેશી.

ઋષભાનનજિન સાંભળો મહારા નાથજી રે,
સેવકની અરદાસ કે શિવપુરસાથજી રે;
તુમવિણુ અવર ન શિર ધરૂં માહરા૦ ન કરૂં પરની આશકે શિવ૦
॥ ૧ ॥
કોડિ કપટ કોઇ દાખવે માહરા૦ પ્રભુવિણુ રાચું નાહિ કે શિવ૦;
કોઇકિ શુભમૂહુર્ત્તે ચિત્તવસ્યા માહરા૦ દિન દિન અધિક
ઉચ્છાહ કે શિવ૦ ॥૨॥
આભવ પરભવ ભવે ભવે માહરા૦ અવર ન કોઈ આધાર કે શિવ૦;
તે સવિ તુમે જાણો અછો માહરા૦ કહેવાનો વ્યવહાર કે શિવ૦ ॥૩॥
ઉચ્છકલક્ષણુ એહ છે માહરા૦ ન રહી શકે ઘણુ નેહ કે શિવ૦;
કીર્ત્તિનૃપતિકુલચંદલો માહરા૦ સિંહલાંછન ગુણગેહકે શિવ૦ ॥૪॥
નંદન [૧]વીરસેનાતણો માહરા૦ વિજયાવતીનો કંત કે શિવ૦;
વચ્છવિજય સુસીમાપુરી માહરા૦ જ્ઞાનવિમલ ગુણવંતકે શિવ૦ ॥૫॥

---

## અથ શ્રીઅનંતવીર્યજિન સ્તવન. [૮]

રાગ—લાછલદે માત મલ્હાર—એ દેશી.

અનંતવીર્ય જિનરાજ, સારે વાંછિત કાજ,
આજહો નેહેરે સચ દેહે સાહિબ જો મિલેજી;
તો જાણું જિનરાજ, સાચો ગરીબનિવાજ,
આજહો સેવકની વિનતિના વયણાં સાંભળેજી. ॥ ૧ ॥
હું તો પતિતગુણઠામ, પતિત પાવન તુજ નામ,

---

૧ વીરસેનામાતા.

આજહો એહવું રે જાણીને સેવક ઉદ્ધરોજી;
જે ગિરૂઆ ગુણવંત, તારવા તેહ અનંત,
આજહો તેહમાં રે શ્યું તારકબિરૂદપણું ધરોજી. ॥ ૨ ॥
નિષ્કારણ ઉપગાર, કરતાં જિમ જલધાર;
આજહો ન ગણે રે જિમ સમ વિસમધર (જલધર) વરસતાંજી;
ન ગણે નિજપરભાવ, સહુને તારે નાવ,
આજહો દીસે રે [૧]રવિશશિ જિમ જગપરકાશતાજી. ॥ ૩ ॥
તુજ ગુણનો લવલેશ, તેહમાં નહિ વિશેષ,
આજહો તોહે રે નિજગુણથી ઉપકારી કહ્યાજી;
ત્રિભુવન અધિક તું દેવ, તારે એહિજ ટેવ,
આજહો પૂરવપુણ્યથી સાહિબ તું મલ્યોજી. ॥ ૪ ॥
મેઘનૃપતિ તુજ તાત, મંગલાવતી જસ માત,
આજહો સેવે રે લંછનમિસે [૨]કુંજર જસ પદેજી;
વિજયાવતીનો કંત, નલિનાવતી વિચરંત,
આજહો જેહના રે ગુણ ભવિજન જ્ઞાનથકી વદેજી. ॥ ૫ ॥

---

## અથ શ્રીસુરપ્રભજિન સ્તવન. [૯]

### દેશી નણદલના ગીતની.

શ્રીસુરપ્રભ જિન સાંભળો, નિજ બાળકની વાતહો સાહિબ;
તુમ દરિસણથી માહરી, સુખીણી સાતે ધાતહો સાહિબ ॥શ્રી૦॥૧॥
ખીજમતમાં ખામી નથી, છે સાચી પરતીતહો સાહિબ;
ખોટ ખજાને પણ નથી, સેવક પણ સુવિનીતહો સાહિબ ॥શ્રી૦॥૨॥
ભાગ્યદશા પણ અતિભલી, જાણું છું નિરધારહો સાહિબ;
ધ્યાનભુવનમાં આવીયા, તો શ્યો હવે વિચારહો સાહિબ ॥શ્રી૦॥૩॥
કાલાદિક અવલંબના, જોશો જો ગુણદોષ હો સાહિબ;
ઈમ કરતાં તો નહિ બને, કિમ થાશે મનપોષહો સાહિબ ॥શ્રી૦॥૪॥
તાતવિજય વિજયાવતી, માતા લાંછન ચંદ હો સાહિબ;
[૩]નંદસેનાપતિ વંદીએ, જ્ઞાનવિમલગુણ વૃંદ હો સાહિબ ॥શ્રી૦॥૫॥

---

૧ સૂર્ય ને ચંદ્ર. ૨ હાથી. ૩ નંદસેનાનામની સ્ત્રી.

## અથ શ્રીવિશાલજિન સ્તવન. [૧૦]

રાગ—રાય કહે રાણી પ્રત્યે—એ દેશી.

વિનય કરીને વંદીયે અરિહંતાજી, સ્વામી વિશાલજિણંદ ભગવંતાજી;
લાંછન મિસે સેવા કરે અરિ૦, તેજે જિત્યો દિણંદ ભગવંતાજી ॥૧॥
મુજ મનમધુકર મોહીઓ અરિ૦, તુમ પદકજમકરંદ ભગ૦;
તે અલગો થાયે નહિ અરિ૦, જિમ ગુણી ગુણના વૃંદ ભગ૦ ॥૨॥
જે અનુભવસુખ તુમથકી અરિ૦, તે અવરથકી નવિ થાય ભગ૦;
સુપનમાંહિ પણ ભવે ભવે અરિ૦, અવર ન આવે દાય ભગ૦ ॥૩॥
તુમ સ્વરૂપ જાણ્યા પછી અરિ૦, જાણ્યો સકલ વિભાવ ભગ૦;
જોર નહિ મોહચોરનો અરિ૦, પ્રગટ્યો સહજસભાવ ભગ૦ ॥૪॥
નાગરાજભદ્રાતણો અરિ૦, નંદન વિમલાકંત ભગવંતાજી;
વપ્રવિજયમાં વિચરતા અરિ૦, જ્ઞાનવિમલ ભગવંત ભગ૦ ॥૫॥

---

## અથ શ્રીવજ્રંધરજિન સ્તવન. [૧૧]

રાગ—થાંરે માથે પંચરંગ પાગ સોનેરી છોગલો મારૂજી—એ દેશી.

વજ્રંધરજિન વંદો દુરિત નિકંદો ભવતણા સાહિબજી,
પદ્મરથનૃપનંદો સુરતરૂકંદો ગુણ ઘણા સાહિબજી;
પ્રભુ નયણ નિહાળું પાપ પખાળું આપણા સા૦
પ્રભુ મુખ મટકાળું સહજ સુંહાળું નહિ મણા સા૦ ॥ ૧ ॥
તુંહિજ નિરાગી હું બહુરાગી તુમતણો સા૦
તુમશું લય લાગી શુભરૂચિ જાગી હિત ઘણો સા૦
નિજ સેવક જાણો દિલમેં આણો [૧]નતિ સા૦
મિલીયો એ ટાણો હર્ષ ભરાણો કરૂં વિનતિ સા૦ ॥ ૨ ॥
તુમે સંશયભેદી ત્રિભુવનવેદી બહુપરે સા૦
ભવિ હૃદયઉમેદી તુમપય વંદી ભવતરે સા૦
તું ધર્મ સંન્યાસી બ્રહ્મ અભ્યાસી અહનિશે સા૦
તુમે સહજવિલાસી ત્રિજગપ્રકાશી સમરશે સા૦ ॥ ૩ ॥
તુમેછો અવિનાશી ભુવન ઉદ્દાસી સુખકરૂ સા૦
મુજ હૃદયનિવાસી દૂરે મ જાસી ભયહરૂ સા૦

---

૧ નતિ=નમસ્કાર.

તુમશું ઇકિલ્લાસી થઇ સુવિલાસી અતિઘણી સા૦
મુજ એહ સાબાશી સુગુણ પ્રકાશી [1]શિરધણી સા૦ ॥ ૪ ॥
જસ સરસ્વતીમાતા ભુવનવિખ્યાતા સુંદર સા૦
વિજયાવતીકંતા અતિશયવંતા જયકર સા૦
શંખલાંછન સોહે વચ્છવિજયમાં વિચરતા સા૦
જ્ઞાનવિમલ વિરાજે તેજદિવાજે દીપતા સા૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીચંદ્રાનનજિન સ્તવન. [૧૨]

### દેશી રસીયાની.

ચાહ કરીને ચાહું ચાકરી, શ્રીચંદ્રાનનદેવ તુમ્હારી;
અહનિશે આતમભાવ વિમલ કરી, તુમપદ સેવુંજી જાઉં બલીહારી.
॥ ચાહ૦ ॥ ૧ ॥
પ્રભુ મુજ નયનચકોરા ઉલ્લસે, જોવા તુમ મુખચંદ સૌભાગી;
તેહિજ દિન અમલે થઇ આવશે, પ્રણમીશ પદ અરવિંદ સાહિબજી.
॥ ચાહ૦ ॥ ૨ ॥
રસના તુમ ગુણ ભણવા લાલચી, હૃદય પવિત્ર તુમ ધ્યાન સલૂણા;
પાવન કર્ણ થયા તુમ ગુણ સુણી, મન પણ છે એક તાન સલૂણા.
॥ ચાહ૦ ॥ ૩ ॥
ધાતકીખંડ વિજયે વિચરંતા, નૃપવાલ્મીક જસ તાત સૌભાગી;
[2]વૃષભલંછન કાંચનવને સોહે, પદ્માવતી તુમ્હ માત સૌભાગી.
॥ ચાહું૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલ પ્રભુતા ગુણ પરિવર્યા, લીલાવતીભરતાર જિણેસર;
ચંદ્રકળાનિર્મળ જસ જેહનો, પ્રસર્યો ભુવન મઝાર સૌભાગી.
॥ ચાહ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીચંદ્રબાહુજિન સ્તવન. [૧૩]

### રાગ—મોરા સાહિબ હો શ્રીશીતલનાથ કે વિનતિ સુણો એક મોરડી—એ દેશી.

ચોખે ચિત્તે હો છંડી ચપલસ્વભાવકે ચંદ્રબાહુ જિનરાજજી;
આણા શિરે હો ધારૂં નિશદીશ કે ધન વેળા મુજ આજની;

---

૧ માથે ધણી. ૨ બળદનું લાંછન

મિથ્યામત હો ભ્રમ ભાગ્યો દૂરકે કર્મનૃપતિસુપસાયથી,
હવે અલગો હો ન રહું ક્ષણમાત્રકે પ્રભુ તુમકેરા પાયથી ॥૧॥
તુમ શાસન હો જાણ્યાથી જેહ કે પરમાનંદ સદા લહ્યો,
કોઇ અનુભવ હો પ્રગટયો સુવિલાસકે વયણે ન જાઇ તે કહ્યો;
હવે નાવે હો સુપને ચિત્તમાંહિ કે રાગી દોષી દેવ જે,
શિખવીયો હો મનને હવે એમ કે થિર કરી એહને સેવજે ॥૨॥
વળી જાણ્યા હો પટદ્રવ્ય સ્વભાવ કે આપપણે રૂપે રહ્યા;
જડચેતન હો વળી ભિન્ન અભિન્નકે ભાવવિભાવપણે લહ્યા;
તિણે હેતે હો તુમશું એકતાન કે તે હવે ટળવાનું નહિ,
રસવેધિત હો થયું કંચન જેહ કે તે કંચન જાચું સહિ. ॥૩॥
સ્યાદ્વાદે હો જે સમકિત શુદ્ધ કે તેહનું કારણ તું પ્રભુ,
હોઈ જેહને હો એ અક્ષયનિધાન કે તે હોઇ ત્રિભુવનમાં વિભુ;
તસ દુશ્મન હો દુરે દહવટ્ટકે બાહ્ય અભ્યંતર જાણીયે,
સુખસંપદ હો હોવે ગહગટ્ટકે તેહનો જન્મ વખાણીયે. ॥૪॥
[1]દેવાનંદ હો નરપતિકુલચંદ કે રેણુકારાણીનંદનો,
સુગંધા હો રાણીનો કંત કે, કમલલાંછન કંચનવનો;
પુષ્કરવર હો દ્વીપઅર્દ્ધ મઝાર કે પૂર્વવિદેહે સોહિએ,
વચ્છવિજયે હો વિચરંતા સ્વામિકે જ્ઞાનવિમલગુણે મોહિએ ॥૫॥

---

## અથ શ્રીભુજંગદેવજિન સ્તવન. [૧૪]

### રાગ—ઝુમખડાની દેશી.

[2]ભુજંગદેવ ભાવે નમો રે, ભવભયભંજણહાર સલૂણા સાહિબો;
સોમપ્રકૃતિ સોહામણો રે, ત્રિભુવનમાં શિરદાર સ૦ ॥ ૧ ॥
વયણે અમૃતરસ ઝરે રે, [3]વક્ર ન ગતિ આચાર સ૦
વયરવિરોધધરે નહિ રે, અચરિજ એહ ઉદાર સ૦ ॥ ૨ ॥
ઉપગારી અવનીતળે રે, એ સમ અવર ન કોઇ સ૦
સુમનસ સવિ જસપદ નમે રે, આશીવિષ નવિ હોઈ સ૦ ॥૩ ॥
વપ્રવિજય વિજયાપુરી રે, મહાબલરાય મલ્હાર સ૦

---

૧ દેવાનંદરાજાના પુત્ર. ૨ અહિં ભુજંગદેવભગવાનનું નામ છે તેનો બીજો અર્થ સર્પરાજ પણ થાય છે. તો આ સ્તવનમાં અપૂર્વ સર્પરાજપણાની ઉપમા ઘટાવી છે. ૩ વાંકી.

નંદન મહિમાદેવીનો રે, ગંધસેનાભરતાર સ૦ ॥ ૪ ॥
કમલલાંછન જિન વિચરતાં રે, પુષ્કરપૂર્વવિદેહ સ૦
અતિશય સકલ અલંકર્યા રે, જ્ઞાનવિમલ ગુણગેહ સ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીઇશ્વરજિન સ્તવન. [૧૫]

[૧]રાગ—પિયુ ચલે પરદેશ સવે ગુણ લે ચલે—એ દેશી.

શ્રીઇસર જગદીસર કેશર ચરચીએ,
અલવેસર અરિહંત સુરાસુર અરચીયે;
પરમેસર પરમાતમ પ્રાણાધાર છે,
ત્રિભુવનમિત્ર પવિત્ર ન કર્મવિકાર છે. ॥ ૧ ॥
પાવન પરમ કૃપાળુ ભુવનમનરંજણો,
મહિમાવંત મયાલ મયણદલ ભંજણો;
તું પરમાતમ [૨]સાતિમ સાત્વિક ભાવથી,
વચન અગોચર રૂપનું શુણતિ કાનથી. ॥ ૨ ॥
ભવથી અલગો આપભવિકવલગો રહે,
પ્રતિવિષયિકસભાવ વિષય સઘળા લહે;
લઘુપણે તર્યો ભવસિંધુ સહુજન ગુરૂ કહે,
અકલ સરૂપ અરૂપ કલીને કુણ કહે. ॥ ૩ ॥
જગજીવન જગનાથ જગતજન વચ્છલો,
તુંહિ નિરંજન સજ્જન લોચન ચંદલો;
તુંહિ [૩]શશાંકસઢંક જશોદાનંદનો,
ભદ્રાવતીપતિ કંતકે કંચનભૂઘનો[૪]. ॥ ૪ ॥
ગજસેન નૃપકુળરોહણશૈલચિંતામણિ,
ઈશ્વર પણ નહિ ભીમ અસીમ કૃપા ઘણી;
વચ્છવિજય અવતંસ સુસીમારાજીયો,
જ્ઞાનવિમલ જસ પડહ ભુવનમાં ગાજીઓ. ॥ ૫ ॥

---

૧ નદીયમુના કે તીર ઉડે દોય પંખીયા—એ દેશી જાણવી.
૨ સુખવાળા. ૩ ચંદ્રમાનું સારૂ છે અંક ( લાંછન ) જેનું.
૪ ભૂઘન શરીર.

## અથ શ્રીનેમિપ્રભજિન સ્તવન. [૧૬]

રાગ—લૂહરિની દેશી.

નેમિપ્રભજિન નમીએ હો કે [1]ત્રિકરણશુદ્ધે કરી,
વળી વળી વિનવે હો કે અનુભવ ચિત્ત ધરી;
ચઉદસ જીવઠાણા હો કે તેહમાં તેર જિકે,
તિહાં તું નવિ દેખ્યો હો કે કાળ અનાદિથકે. ॥ ૧ ॥

ચૌદસમ ભેદે હો કે એકે દશ ભંગે,
તિહાં પૂરણ નિરખ્યો હો કે મેં થઇ એકંગે;
ઉપાદાન વિશુદ્ધે હો કે ચિત્ત પ્રસન્નપણે,
તુમ ચરણ પ્રસન્ને હો કે મોહાદિક ન ગણે. ॥ ૨ ॥

જિમ એક જલકણીઓ હો કે સાયરમાંહિ ભળ્યો,
હોય અક્ષયભાવે હો કે સહજસ્વભાવ મળ્યો;
તિમ ભક્તિપ્રમાણે હો કે સેવા લેશ છકી,
હોય અક્ષય અનંતી હો કે તુમચા તેજથકી. ॥ ૩ ॥

મુજ ચિત્ત પ્રસન્ને હો કે તુજ પ્રસાદ લહું,
વળી તુમ પ્રસાદે હો કે ચિત્ત પ્રસત્તિ વહું;
અન્યોન્યે બાધક હો કે ભેદો એહ પ્રભુ,
જિમ એક સરૂપે હો કે થાયે એહ વિભુ. ॥ ૪ ॥

વીરસેનાસુત હોકે મોહિનીકંત જયો,
રવિલાંછન વિચરે હો કે નલિનાવતી વિજયો;
તસ નયરી અયોધ્યા હો કે પુષ્કરવર દ્વીપે,
જ્ઞાનવિમલને તેજે હોકે દુશ્મન સવિ જીપે. ॥ ૫ ॥

---

## અથ શ્રીવીરસેનજિન સ્તવન. [૧૭]

દેશી હિંડોલણાની.

શ્રીવીરસેનજિણંદ વંદું ધરી ઉલટ અંગ,
જેણે જીત્યા ક્રોધ માન માયા લોભ રાગ અનંગ;
વીરસેના ધરીય પાસે [1]ચરણનૃપની જેણિ,

[1] ચારિત્રરૂપ રાજાની વીરસેના.

દૃઢધીરતાસન્નાહ સજજ કરી ક્ષાયિકશ્રેણિ. ॥ ૧ ॥
મનમોહના પ્રભુ ભેટીએ શ્રીભગવાન ॥ આંકણી ॥
શમસહજસભાવભાવ સંગતે કીયા દુશ્મન જેર,
મદ મોહ જોહ પ્રરોહ તેહના પ્રગટ નહી ઉકેર[1];
સંસારસાગર અતિ દુરૂત્તર તેહ તરીયો હેલી,
શિવસુંદરી રસરંગ લીલા કરે અહનિશિ કેલિ ॥ મ૦ ॥ ૨ ॥
[2]સહસવદને સહસરસના સુરગુરૂપરે વાચાલ,
હોય કબહી તોપણ સકલ ગુણ ગણત નહીં સુકુમાળ;
સહસનયણે રૂપ તુમચું નિરખતાં નહીં પાર,
હાંરે ભક્તિ [3]સંખ્યાતીતસુરવર કરત વારંવાર ॥ મ૦ ॥ ૩ ॥
જો પલ્યસાગરમિતજીવિત વિમલકેવલજ્ઞાન,
ઉપચારભાવે અમિત અદ્દભુત હોય જો ઉપમાન;
જગજંતુવાંછિત કલ્પતરૂવર તેહ તુમ એક અંશ,
શમભાવ નાવે સર્વભાવે જગતજન અવતંસ ॥ મ૦ ॥ ૪ ॥
વિજય પુષ્ખલ પુંડરીકિણી નયરીનો શણગાર,
ભૂમિપાલરાજા ભાનુમતી સુત વૃષભલાંછન સાર;
રાજસેનાનાથ પુષ્કરદ્વીપ અર્દ્ધ મઝાર,
શ્રીજ્ઞાનવિમલસૂરીંદ કહે પ્રભુ એહ પ્રાણાધાર. ॥ મ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીમહાભદ્રજિન સ્તવન. [૧૮]

### દેશી યોગનાની.

### ઈડર આંબા આંબલી રે—એ દેશી.

શ્રીમહાભદ્રજિણેસરૂ રે, ધ્યાઉં નિર્મળ ધ્યાન;
પરમાતમભાવે કરી રે, કિમ કીજે ઉપમાન. ॥ ૧ ॥
જિણંદરાય તાહરૂં અકલ સરૂપ, પ્રણમે સુરનરભૂપ;
અતિશયવંત અનૂપ ॥ જિણંદરાય૦ ॥ એ આંકણી ॥
પ્રથમ પિંડસ્થે જાણીયે રે, છદ્મસ્થાદિ વિભાગ;
જન્મ રાજ્ય મુનિ ભેદશું રે, એહ અવસ્થા લાગ ॥ જિ૦ ॥ ૨ ॥
બીજી અવસ્થા પદસ્થની રે, ઘાતિકર્મને ઘાતિ;

---

૧ ઊકરડો. ૨ હજારમુખ ને હજારજીભો. ૩ અસંખ્ય દેવો.

પ્રાતિહાર્ય ગુણે રાજતા રે, કેવળજ્ઞાન વિખ્યાત ॥ જિ૦ ॥ ૩ ॥
રૂપાતીત ત્રીજી કહી રે, સિદ્ધ અરૂપ સભાવ;
એ અવલંબનથી હોવે રે, તુજ મુજ એકીભાવ ॥ જિ૦ ॥ ૪ ॥
વપ્રવિજયમાં વિચરતા રે, વિજયાનયરી મઝાર.
અહનિશિ અતિઘણું સાંભરે રે, સાસમાંહે સોવાર ॥ જિ૦ ॥ ૫ ॥
દેવનૃપતિ ઉમયાતણો રે, સુત ગજલાંછન સ્વામી;
સુરકાંતાનો [1]નાહલો રે, જ્ઞાનવિમલગુણધામ ॥ જિ૦ ॥ ૬ ॥

---

## અથ શ્રીદેવયશાજિન સ્તવન. [૧૯]

### કડખાની દેશી.

[2]દેવજસદેવનાદેવપદસેવના, પાવના ભાવના અધિક ચાહું;
તુજવિના જેહ ક્ષણ તેહ ભવભ્રમણ સવિ, દરિસ તુજ રયણુપરે નિતુ આરાહું ॥ દે૦ ॥ ૧ ॥

સુમન પણ દુમન હોઇ જેહ તુજ દરિસણે, અતિશય દેખી જે હરખ નાણે;
કેવલીવિણુ તે કે [3]અમન સવિ જાણજો, પ્રથમ ભંગે લહ્યા પ્રથમ ઠાણે ॥ દે૦ ॥ ૨ ॥

તુમ બળે પાર સંસારનો નવિ લહે, ભવિકજન જે તરે આપઆપે;
ભક્તિથી સહજગુણ શક્તિ સવિ નીપજે, હેતુથી તારકનામ થાપે. ॥ દે૦ ॥ ૩ ॥

એહ જસવાદ મહિમા ભણે તાહરો ભક્તજન ચિત્તપરમોદવૃંદે;
વાત દોહિલી લહે શુદ્ધસેવાતણી, જેહથી સેવ્ય સેવક અભેદે. ॥ દે૦ ॥ ૪ ॥

પુત્ર વસુભૂતિનૃપ માત ગંગાતણો કંત પદ્માવતી [4]અંક ચંદો;
વચ્છવિજયે સુસીમાપુરી વિચરતો, જ્ઞાનવિમલાદિગુણવૃંદ [5]ચંદો. ॥ દે૦ ॥ ૫ ॥

---

૧ સ્વામી. ૨ દેવયશાસ્વામિના. ૩ મનવિનાનાજ હોય નહિ તેમ. ૪ લાંછન. ૫ વંદો ઇત્યપિ.

## અથ શ્રીઅજિતવીર્યજિન સ્તવન. [૨૦]

### રાગ—વંદો ભવિયાં વિમલ જિનેસર—એ દેશી.

અજિતવીર્યજિન ઓલગ કરતાં, ઉલ્લસે ધર્મસનેહાજી,
અનુભવ અંકુર અભિનવ પ્રગટે, જિમ ઘર આદર મેહાજી ॥અ૦॥૧॥

જિમ ચંદન નિજવાસે વાસ્યા, નિકટે પાદપ વસીઆજી;
તસપરે તેહનો પરિમલ પ્રસર્યો, રાજાદિક તસ રસીયાજી ॥અ૦॥૨॥

તેણિપરે અભિધાન પ્રભાવે, શક્તિ અનંતી થાવેજી;
પંડિતવીર્ય અનંતો પ્રગટે, પ્રભુ તુમ એક સભાવેજી ॥અ૦॥૩॥

ગંગાપ્રવાહે જેહવા મિલીયા, મિલીયા તે થયા ગંગાજી;
તેમ તુમ ભક્તિરસે સીંચાણા, પાવન તે ગુણચંગાજી ॥અ૦॥૪॥

સ્વસ્તિકલાંછન રત્નમાલાપતિ, રાજપાલનૃપનંદજી;
માત [1]કનીનિકા નલિનાવિજયે, વિચરે જ્ઞાનદિણંદજી ॥અ૦॥૫॥

---

## અથ શ્રીવીશવિહરમાનજિનસ્તવન સંબંધી.

### ( કલશ. )

ઇમ થુણીયા જગદીશ, વિચરંતા જિન ઇશ;
ક્ષેત્રવિદેહ મઝાર, કરતા ભવિ ઉપગાર. ॥ ૧ ॥
જંબુદ્વીપે એ ચાર, ધાતકીએ અડસાર;
અડ પુષ્કરવર અર્દ્ધ, કરતા ધર્મની વૃદ્ધિ. ॥ ૨ ॥
આઠમીવિજયે સીમંધર, પુખ્ખલવઇ નામે સુંદર;
વપ્રવિજય પચવીસ, બીજા યુગમંધર ઇશ. ॥ ૩ ॥
નવમીવિજયાએ વચ્છ, ત્રિજા બાહુજિન અચ્છ;
નાલનાવિજયે ચોવીસ, સુબાહુજિન ઇશ. ॥ ૪ ॥
કેઈ કુમર કેઈ રાજા, અપરવિદેહમાં તાજા;
જ્ઞાનવિમલસૂરિ ધ્યાયા, દિન દિન સુજસ સવાયા ॥ ૫ ॥

**ઇતિ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃતા વીશી સમ્પૂર્ણા.**

---

૧ કનીનિકાનામની માતા.

## *અથ શ્રીઅનંતવીર્યજિન સ્તવન. [૮]

### રાગ—અલબેલાની દેશી.

**અનંતવીર્યજિન આઠમા રે લાલ, આઠકરમ કર્યાં દુર ભયવારી રે;**
**આઠઅનંત લહ્યાં તેહથી રે લાલ, અષ્ટમહાસિદ્ધિપૂર સુખકારી રે.**
**॥ અનંત૦ ॥ ૧ ॥**

**આઠસ્વરૂપે આતમા રે લાલ, ભેદાભેદવિવેક નિરધારી રે;**
**પ્રવચનભેદને દાખવેરે લાલ, અડદૃષ્ટિ કરે છેક નયધારી રે ॥અ૦॥૨॥**
**આઠે મદભય ભંજીયા રે લાલ, આઠફરસ નહિ અંગ અવિકારી રે;**
**યોગ અષ્ટાંગથકી લહ્યા રે લાલ, અડમંગલ જસ સંગ નિરધારી રે.**
**॥ અ૦ ॥ ૩ ॥**

---

* આ વીશી પણ શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજે બીજી રચી જણાય છે પણ ઉપર છાપેલ સંપૂર્ણ વીશી લખેલીપ્રત ઉપરથી પ્રતપ્રમાણેજ અહિં છપાવેલ છે, અને આ વીશીમાં આઠમા શ્રીઅનંતવીર્યજિન સ્તવનથી વીશમા શ્રીઅજિતવીર્યજિન સ્તવન સુધી, છાપેલ ચૌવીશી તથા વીશીસંગ્રહના પુસ્તકમાંહિથી મળેલ છે, જોકે તે પુસ્તકમાં વીશવિહરમાનના વીશ સ્તવનો સંપૂર્ણ છાપેલાં છે છતાં શ્રીસીમંધરસ્વામીથી આરંભીને સાત સ્તવનો તો ઉપર છપાઈ ગએલ વીશીમાંહિના છે ને આઠમાથી વીશમાસુધી તેર સ્તવનો લખેલીપ્રતમાં અને પ્રથમ છાપેલ ચોવીશી તથા વીશીસંગ્રહના પુસ્તકમાં જુદાજ મળી આવે છે તો આ ઉપરથી એમ સાબિત થાય છે કે પ્રથમ છપાવેલ ચૌવીશી વીશી સંગ્રહના પુસ્તકમાં બરાબર વીશ સ્તવનો નહિ મળવાથી આ બે વીશીના સ્તવનોમાંથી ભેળસંભેળ કરી અથવા છુટકછુટક સ્તવનો ભેગા કરીને વીશી પૂર્ણ કરીને છપાએલ હોય તેમ જણાયછે. અમોએ તો બરાબર લખેલીપ્રત પ્રમાણેજ પ્રેસકાપી કરાવીને ઉપરની વીશી (સંપૂર્ણ) છપાવેલ છે અને બીજી વીશીમાં પ્રથમના સાત સ્તવન નહિ મળવાથી આઠમા સ્તવનથી છપાવેલ છે એટલે આઠમા અંકથી ચાલુ છે, માટે કોઇના જ્ઞાનભંડારમાં અગર જે સાધુ-સાધ્વી—શ્રાવક—શ્રાવિકાની પાસે બાકીના સાત સ્તવનો હોય ને અમારા ઉપર મોકલાવશે તો અમો બીજી આવૃત્તિમાં દાખલ કરાવીશું પણ એટલું ધ્યાનમાં રાખવાનું કે ઉપરની વીશીમાં આવી ગએલ સ્તવનો ફરી આવવા ન જોઇયે તો આ બીજી વીશી પણ સંપૂર્ણ થાય તો નવું બનાવવા કરતાં જીર્ણપુસ્તકોના ઉદ્ધારમાં આઠગણું પુન્ય બંધાય છે એજ.

અનંતવીર્ય જસ ઉલ્લસે રે લાલ, નામે તે પરિણામ સમવારી રે;
દેહ અસંખ્યરિપુ જયકરે રે લાલ, શું અચરિજનું ઠામ મનોહારીરે.
॥ અ૦ ॥ ૪ ॥
મેઘનૃપતિકુલચંદલો રે લાલ, ભાસન ભાનુસમાન ગુણભારી રે;
મંગલાવતીસુત ચિરંજયો રે લાલ, જ્ઞાનવિમલગુણ ધામ અતિ-
વારી રે ॥ અ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસૂરપ્રભજિન સ્તવન. [૯]

### રાગ—આસણરા યોગી—એ દેશી.

[1]શ્રીસૂરપ્રભજિનવર વંદો, ભવદુઃખ પાપ નિકંદોરે; મોરા અંતરજામી.
દેવ અવર મેં મહીયલ દીઠા, પણ તેતો ક્રોધી કામીરે મોરા૦ ॥૧॥
સૂરપ્રભા તો વાદલ ચંપે, રાહુગ્રસનથી કંપે રે મોરા૦
નિત્યોદય ને અસ્ત નિરંતર, વળી રજ અભ્રાદિક છીપેરે મોરા૦ ॥૨॥
ભ્રમણશીલ તાપે જન પીડે, પરિમિત ક્ષેત્ર પ્રકાશે કે મોરા૦
તું નિત્ય ઉદય ત્રિભુવનસુખકારી, વળી લોકાલોકવિભાસી રે
મોરા૦ ॥૩॥
ગ્રહ ન કંપ ન વાદલછાયા, નિરાવરણ ગતદોષા રે મોરા૦
[2]ગોવિલાસથી ભવિકવિબુધજન, હૃદયકમલ કૃતતોષા રે મોરા૦ ॥૪॥
વિજયરાજકુલકમલદિણંદા, વિજયાવતીના નંદા રે મોરા૦
જ્ઞાનવિમલગુણમધુકરવૃંદા, [3]લીણા [4]પયઅરવિંદા રે મોરા૦ ॥૫॥

---

## અથ શ્રીવિશાલજિન સ્તવન. [૧૦]

### સાહેલડીયાંની દેશી.

શ્રીવિશાલજિન વીનતી સાહેલડીયાં,
કીજે ધરીય આસંગ ગુણવેલડિયાં;
લાગ્યો રંગ જે [5]ચોલનો સાહ હોય ન તેહ દુરંગ ગુણ૦ ॥ ૧ ॥

---

૧ સૂરપ્રભભગવાનનું નામ અને પક્ષે સૂર્યકાંતિ. ૨ તીર્થંકરના પક્ષે વાણીનો વિલાસ અને સૂર્યના પક્ષે કિરણવિલાસ. ૩ આસક્ત. ૪ ચરણકમલ. ૫ ચોલમજીઠનો.

દીનોદ્ધારધુરંધર સા૦ 'પતિતપાવન' તુજ નામ ગુણ૦
નિર્ગુણને પણ ગુણ કરે સા૦ સમભાવે ગુણધામ ગુણ૦ ॥ ૨ ॥
દીનપતિત નિર્ગુણ અછું સા૦ નહિ વિનય વિવેક ગુણ૦
ચરણ શરણ એક તાહરા સા૦ એહીજ મોટી ટેક ગુણ૦ ॥ ૩ ॥
સ્વામિ બિરૂદ રાખણ ભણી સા૦ સેવક જે ઉજમાલ ગુણ૦
સ્વામિભગત તેહિજ ગણો સા૦ કીજે તસ સંભાલ ગુણ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણ અતિઘણા સા૦ દેઈ કરો આપસમાન ગુણ૦
પાડ ન કોઈ તિહાં અછે સા૦ જે રાખો નિજમાન ગુણ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીવજ્રંધરજિન સ્તવન. [૧૧]

### દેશી કડખાની.

વજ્રધરજિનતણા પાય વંદી ઘણા, [૧]વજ્રધરકોડિ કરકમલ જોડિ;
વજ્રપરે સાર થયો મોહગિરી ભેદવા, તાસ અનુબંધસ્થિતિ દોર તોડી.
॥ વ૦ ॥ ૧ ॥

વજ્રભેદક તુમ્હપ્રકૃતિ દેખી કરી, આપ ભયથી અરી દુર ભાગા;
હારિયા વારિયા ચિત્ત નવિ ધારીયા, જિમ હરી [૨]સન્મુખ ન હુયે
નાગા ॥ વ૦ ॥ ૨ ॥

પ્રકૃતિ સુકુમારતા સહજનીવારતા, વજ્રપરે કઠિનતા કર્મમાંહિ;
અનુભવે પીનતા ભવ ઉદાસીનતા, નિપુણતા એ સવિ તુજમાંહિ.
॥ વ૦ ॥ ૩ ॥

એહ ગુણ તાહરા તુજમાંહિ રહ્યા, અવર નવિ લહ્યો એક કોઈ;
દિવ્યનયણે કરી જોવતા સકલ ગુણ, સાર આધાર એક તુંહિ હોઈ.
॥ વ૦ ॥ ૪ ॥

સરસ્વતીમાત નૃપપદ્મરથતાત જસ, જ્ઞાનવિમલે કરી ભવિક ઓહે;
મહેર કરી મુજ દિયો અખયગુણનિધિ સદા, દરિસણે તાહરે ત્રિજગ
મોહે ॥ વ૦ ॥ ૫ ॥

---

૧ ઇંદ્ર. ૨ જેમ સિંહના સન્મુખ હાથી ન થાય તેમ.

## અથ શ્રીચંદ્રાનનજિન સ્તવન. [૧૨]

### દેશી ફાગની.

[૧]ચંદ્રાનનજિન ચંદ્ર અપૂરવ, નિત્ય ઉદય નિષ્કલંક લલના;
[૨]પક્ષપાતથી નથી ન્યૂનતા, નવિ ધરે [૩]તમથી શંક. ॥ ૧ ॥
સુખદાયક સાહિબ સેવિયે હો અહો મેરે લલના
પૂરણભાવ [૪]નિપંક ॥ સુખ૦ ॥ એ આંકણી ॥
વચનસુધારસ અહનિશ પીવે, સજ્જનનયનચકોર લલના;
મિત્ર ઉદય હોઇ જાસ પ્રસંગે, વાધે અનુભવ મોર ॥સુખ૦॥ ૨ ॥
દોષાકરશોષક ગુણપોષક, ઇશ્વર પ્રણમે પાય લલના;
નષ્ટખીણતા હોઈ ન ભાસે, વૃદ્ધિ કલા પ્રગટાય ॥ સુખ૦ ॥ ૩ ॥
ઈત્યાદિકગુણ લૌકિક ચંદ્ર, જોતાં નહિ લવલેશ લલના;
લોકાલોક પ્રકાશક પ્રભુજી, જેણે જીત્યો દ્રવ્ય અશેષ ॥સુખ૦॥ ૪ ॥
મુજ [૫]મનઅંબર એ વિધુ ઉગ્યો, કરતો બોધપ્રકાશ લલના;
જ્ઞાનવિમલ ઉદયે થિર થાયે, ત્રિભુવનલીલવિલાસ ॥ સુખ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીચંદ્રબાહુજિન સ્તવન. [૧૩]

### રાગ—લુંબે ઝુંબે વરસેલો મેહ—એ દેશી.

સાહેલાં હે શ્રીચંદ્રબાહુજિન બાંહિ, છાયાયે આવી આશ્રયો હો લાલ;
સા૦ ભવભવ વિષય કષાય, તાપદાવાનલ તે ગયો હો લાલ ॥૧॥
સા૦ સમતાશીતલભાવ, વરગુણ કુસુમે મહમહે હો લાલ;
સા૦ અનુભવઅનોપમ માન, ફલ લુંબે કરી લહકતી હો લાલ ॥૨॥
સા૦ જસ છાયા થિરભાવ, કબહી રંગ ન પાલટે હો લાલ;
સા૦ તિહાંશ્યું મિલિયે ધ્યાઈ, મનમાને જિહાં લટપટે હો લાલ ॥૩॥
સા૦ તેહશું મિલે હો બલાય, જે ઘરઘરના પ્રાહુણા હો લાલ;
સા૦ તેહ ન દેવ કહાય, રાગી દોષી દુમણા હો લાલ ॥૪॥
સા૦ આપતણા અરિ છેહ, કીધા તેણે અરિહંત કહે હો લાલ;
સા૦ પણ પરના અરિ છેહ, વિણ કીધે કેમ જસ રહે હો લાલ ॥૫॥

---

૧ આ સ્તવનમાં અપૂર્વ ચંદ્રમાની ઉપમા છે. ૨ બેઉપક્ષમાં સરખા. ૩ તમ પાપ તથા રાહુ. ૪ કાદવવિનાના. ૫ મુજ મનરૂપ આકાશમાં આ જિનરૂપ ચંદ્રમાં ઉગ્યો છે.

સા૦ આપતૃપ્ત થઈ કોય, દાતા બિરૂદ ન ધારીયે હો લાલ;
સા૦ ભાજીયે જો [1]પરભૂખ, તો દાતા નામ ધરાવીયે હો લાલ ॥૬॥
સા૦ કરે નિવાસજ કાંઈ, બિરૂદતો 'ગરીબનિવાજ'નો હો લાલ;
સા૦ જિમ જગમાં થિર થાય, વાધે મોટો માજનો હો લાલ ॥૭॥
સા૦ મેં તો જાણ્યું એમ, બાંહિ ગ્રહ્યા છોડે નહિ હો લાલ;
સા૦ નિરખી નયણે નેહ, જોડે તે તોડે નહિ હો લાલ ॥૮॥
સા૦ નેહગહેલા હોય, જિમ તિમ કરી દાખવે હો લાલ;
સા૦ વળી તિહાં ભગતિ વિશેષ, દેખી સમકિત દાખવે હો લાલ ॥૯॥
સા૦ જ્ઞાનવિમલગુણવાસ, દાસ ગણિજે આપણો હો લાલ;
સા૦ પૂરે વાંછિત આશ, તે સાહિબનાં ભામણાં હો લાલ ॥૧૦॥

---

## અથ શ્રીભુજંગદેવજિન સ્તવન. [૧૪]

### રાગ—પાંડવ વાંદતાં મનમોહે રે—એ દેશી.

શ્રીભુજંગજિન વંદીયે, ચિરનંદીયે જેમ જગમાંહિ રે;
મનમાંહિ આનંદિયે, દુઃખ કંદીયે ધરી ઉચ્છાંહિ રે. =૧ ॥
ઉચ્છાંહિ સાહિબ આજ જગદ્ગુરૂ નિરખીયા સુખકંદ રે;
સુખકંદ અમંદ આનંદ ચિદાનંદ ભેટીયે જિનચંદરે ॥ એ આંકણી ॥
જે માહરૂં મુજમાં અછે, પ્રગટે તે અક્ષયભાવ રે;
જેહ અનાદિસંયોજિના, કર્માદિકપુદ્ગલવૃંદ રે ॥ સુ૦ ॥ ૨ ॥
આયતિ તો વિસંયોજિના, રૂપે ભવી યોગ્ય [2]અતંદ્ર રે;
ભવી યોગ્ય અતંદ્રસભાવના, સદૃશગુણયોગ્યતામકરંદ રે ॥સુ૦॥૩॥
[3]કારજે કારણ મુખ્યતા, એ દીસે સર્વસમાન રે;
આપબળે અરિ જીતવા, તિહાં આણ તુમ્હ પરધાન રે.
તિહાં આણ તુમ્હ પરધાન, સંવેગરસ ભવિયા સુખકંદ રે ॥સુ૦॥૪॥
પવનપ્રભાવે ચર્મની, તરતી દીસે [4]દૃતિ લોક રે;
જ્ઞાનવિમલપ્રભુ ધ્યાનથી, ભવજલધિ તરે ભવિલોક રે.
ભવિલોક લહે સુખ થોકરે, નમિ તુજ ચરણના અરિવૃંદરે ॥સુ૦॥૫॥

---

૧ બીજાની ભૂખ. ૨ નિદ્રારહિત. ૩ કાર્યમાં કારણની મુખ્યતા. ૪ ચામડાની મશક.

## અથ શ્રીઇશ્વરજિન સ્તવન. [૧૫]

રાગ—મોહાગણિ જાણી—એ દેશી.

ઇશ્વર જગદીશ્વર, કેશર ચરચિત કાય;
લીલા અલવેસર, [1]સુરપતિ સેવિત પાય. ॥ ૧ ॥
અકલંક નિરીહા, [2]દીહા ધન મુજ આજ;
આજ ધન એ [3]જીહા, નિજગુણ સંથુતિ[4] કાજ. ॥ ૨ ॥
નિરાગી ત્યાગી વૈરાગી, સૌભાગી શિરદાર;
વડભાગી પ્રભુ તુજ શ્યું, લય લાગી એક તાર. ॥ ૩ ॥
નિર્દૂષણ ભૂષિત, શોષિત ભવજલસિંધુ;
[5]સવિ ઉપકૃતિકારક, નિષ્કારણ જગબંધુ. ॥ ૪ ॥
જસ જ્ઞાનવિમલગુણ, [6]ગુહરી વાણી ગાજે;
ઉદાસીનસ્વભાવે, જગતઠકુરાઇ રાજે. ॥ ૫ ॥

---

## અથ શ્રીનેમિપ્રભજિન સ્તવન. [૧૬]

રાગ—વસંત.

નેમિપ્રભજિન નમીયે દુઃખનિગમીયે, ભવભવ નવિ ભમીયે પ્રાહે;
શ્રીજિનચરણ [7]સરોજે રમીયે, [8]અલિ જિમ ધરી ઉચ્છાહિ ॥નેo॥૧॥
સમકિતસ્થાનક ને ગુણસ્થાનકે, એહીજ છે જગમાંહે;
જાણગ ઠાણગ એ વિણ દુજો, નહીં જસ ગ્રહિયે બાંહે ॥નેo॥૨॥
દૃષ્ટિરાગે રાતા ને માતા, તાતા ક્રોધ હુતાશે;
નિજગુણ ગાતા પરઅવગુણને, ધ્યાતા કરતા હાસે ॥ નેo ॥ ૩ ॥
જે પરઆશા પાશે [9]પાસ્યા, વાસ્યા વિષયકષાય;
દંભ દેખાડે [10]મુગ્ધને પાડે, જાલે કરી તમાય ॥ નેo ॥ ૪ ॥
અંતરકાતિ જેહની છાતિ, તુજ આણા પ્રતિકૂલ;
નિજગુણ તિલસમ મેરૂસમાણા, પરગુણ કહે તૃણપૂલ ॥ નેo ॥ ૫ ॥
હંસ ધવલતા સહજ ન જાણે, મુગ્ધતણે બગ હંસ;
તિણપરે તેહની બાંહે લાગ્યા, જેહને હુયે મતિભ્રંશ ॥ નેo ॥ ૬ ॥

---

૧ દેવતાઓનો ઇંદ્ર. ૨ દિવસ. ૩ જીભ. ૪ સ્તુતિ.
૫ સર્વ પ્રાણી ઉપર ઉપકાર કરનારા. ૬ ગૂઢાર્થવાળી. ૭ કમલ.
૮ ભ્રમર. ૯ બંધાયા, ફસાયા. ૧૦ મુગ્ધ, ભોળો.

પણ પ્રભુ જેણે તુમ શાસન જાણ્યું, આણ્યું વરશ્રદ્ધાન;
તે બહુમૂલે કિણપરે ભૂલે, જસ તુમ્હશું એકતાન ॥ ને૦ ॥ ૭ ॥
વિષયપિપાસાશાયકમતિ પણ, રતિ ન લહે તસ ચિત્ત;
કર્મવશે જો યદ્યપિ રોવે, પણ વિધિ ધર્મપવિત્ત ॥ ને૦ ॥ ૮ ॥
લોકપ્રવાહે તેહ ન બીહે, હૃદયે એકીભાવ;
એહિજ ભાવે [1]ઘનમલ જાવે, થાવે શુદ્ધ સ્વભાવ ॥ ને૦ ॥ ૯ ॥
જ્ઞાનવિમલગુણથી તે પાવે, શિવસુંદરી રસરંગ;
જો પ્રભુનામ [2]પ્રતીતપણાથી, ઇણિપરે રંગી [3]ચંગ ॥ ને૦ ॥૧૦ ॥

---

## અથ શ્રીવીરસેનજિન સ્તવન. [૧૭]

### દેશી—ઝુમખડાની.

વીરસેનજિન વાંદતાં રે, ભવભવ પાપ પલાય[4] ॥ જિનેસર તું વડો ॥
આશા કરી આવે જિકે રે, વાંછિતફલ તસ થાય ॥ જિ૦ ॥ ૧ ॥
ચઉવિહ સુરનર લોક, તે તુજ પદ ખડો,
સાહિબ અમચો એહ, સુધારસનો ઘડો ॥ એ આંકણી૦ ॥
સુગુણા સહજસભાવથી રે, તેં તાર્યા તારકભાવ ॥ જિ૦ ॥
પણ સવિહુને તારવે રે, તે જિમ તારે નાવ ॥ જિ૦ ॥ ૨ ॥
રવિ શશી દ્યુતિ[5] ટાળે નહિં રે, ઉંચ નીચ ઘર દેશ ॥ જિ૦ ॥
જલધર તાપ સમાવવા રે, વરસે ભૂમિ અસેસ ॥ જિ૦ ॥ ૩ ॥
રાગી એણિપરે દાખવે રે, પણ સ્વામી સમચિત્ત ॥ જિ૦ ॥
ભક્તિવિશેષે ફલ અછે રે, આપે આપ નિમિત્ત ॥ જિ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલગુણ ધ્યાઇએ રે, તો હોયે એક સ્વભાવ ॥ જિ૦ ॥
કહેવાનો વ્યવહાર છે રે, એ પણ સ્વામિપ્રભાવ ॥ જિ૦ ॥ ૫ ॥

---

૧ નિકાચિતકર્મરૂપી મલ. ૨ વિશ્વાસ, શ્રદ્ધા. ૩ મનોહર.
૪ નાશપામે. ૫ સૂર્યચંદ્રની કાંતિ.

## અથ શ્રીમહાભદ્રજિન સ્તવન. [૧૮]

રાગ—ગોડી.[1]

શ્રીમહાભદ્ર મનોરથ પૂરણો, તાકી સેવા સારૂ લાલ;
મોહમહીપતિ જીતી કરણ તસ, આણાટોપ શિરધારૂં લાલ ॥શ્રી૰॥૧॥
અપ્રમત્તતા શક્તિ સુતક્તિ, મતપ્રમત્ત વિહારૂં લાલ;
શુદ્ધસુદર્શનચક્ર અમોઘે, વિતથભાવ દુર ડારૂં લાલ ॥શ્રી૰॥૨॥
ચરણચારૂતા ત્રિવિધ અવંચે, કુટિલ કષાય વિદારૂં લાલ;
પ્રભુકી મોજ ફોજ બહુ સાથે, અક્ષય ખજાનો વધારૂં લાલ ॥શ્રી૰॥૩॥
શૌર્યસેનાહે ધૈર્યઉછાહે, લોકપ્રવાહ વહાવું લાલ;
યાહિ સેવા સેવકભાવે, સાહિબ શોભા વધારૂં લાલ ॥શ્રી૰॥૪॥
જ્ઞાનવિમલગુણ સુજસ મહોદય, એણિવિધિ કિમહિ ન હારૂં લાલ;
અહનિશ ધ્યાન તાન મુજ એહિ, દિલમેં અવર ન ધારૂં લાલ ॥શ્રી૰॥૫॥

---

## અથ શ્રીદેવયશાજિન સ્તવન. [૧૯]

રાગ—વીરે વખાણી રાણી ચેલણાજી—એ દેશી.

દેવજસાજિન મુજ વિનતિજી, સાંભળો ધર્મધુરીણ;
જાણ પ્રવીણ તેહવા વિનાજી, ચિત્ત હુયે અતિઘણું ખીણ ॥દે૰॥૧॥
પરઘરભંજન ખલ ઘણાજી, વાસ તેહમાં અછે નિત્ય;
શંકા પણ તેહની બહુ રહેજી, કિમ મળું આવિ [2]જગમિત્ત ॥દે૰॥૨॥
કાગળ પણ તેહની ચવેજી, અમમુખે લેઈ સમાચાર;
ઉભયભાવે કરી એકનાજી, તિહાંથી નવિ આવણહાર ॥દે૰॥૩॥
પણ મને તુંહીજ વાલહોજી, અવર સવિ [3]આકએરંડ;
પરસવિ ગણું પરભાવનેજી, એક તુજ આણ અખંડ ॥દે૰॥૪॥
જ્ઞાનવિમલ કરી સવિ લહોજી, જેહ અમ્હ વિતકવાત;
એ હરખશું નિરખીયે હેજથીજી, તો હોયે શિશુતણી ધાત ॥દે૰॥૫॥

---

૧ સદ્દગુરૂ સંતવડે સોદાગર—એ દેશી. ૨ હે જગતના મિત્ર.
૩ આકડો ને એરંડ.

## અથ શ્રીઅજિતવીર્યજિન સ્તવન. [૨૦]

### રાગ—પ્રથમ ગોવાળતણે ભવેજી—એ દેશી.

અજિતવીર્ય મુજ વીર્યનીજી, કહું કેતી કરતૂત;
ત્રિવિધ ત્રિવિધ કરી ઉચરતાંજી, ભાગ્યાં વ્રત અદ્દભૂત. ॥૧॥
જિનેસર વિનતડી અવધાર ॥ એ આંકણી૦ ॥

ઇંદ્રિયાર્થને કારણેજી, દાખ્યા આગમ બોલ;
ગુણિજન ભક્તિ ન સાંસહીજી, નિર્દય નિગુણનીટોલ ॥જિ૦॥૨॥

આપ આલોયણ આપનેજી, કરતા અવરને શુદ્ધ;
વંચકભાવે ઉપદિશ્યાજી, વાસી બહુ દુર્બુદ્ધિ ॥ જિ૦ ॥ ૩ ॥

[૧]છઠ્ઠા ગુણઠાણાતણુંજી, રાખ્યું દાખ્યું રે સંચ;
પણ ન ગયો મનમાં થકીજી, બહુવિધ દંભપ્રપંચ ॥ જિ૦ ॥ ૪ ॥

પણ એક તુમ પરતીતનોજી, મોટો છે આધાર;
જ્ઞાનવિમલપ્રભુ માહરાજી, કીજે દાસ ઉદ્ધાર ॥ જિ૦ ॥ ૫ ॥



૧ છઠ્ઠું પ્રમત્તગુણઠાણું.

# અથ શ્રીસીમંધરજિન સ્તવન.

## રાગ—પ્રથમ ગોવાળતણે ભવેજી—એ દેશી.

સુણ સીમંધર સાહિબાજી, શરણાગત પ્રતિપાળ;
સમરથ જગજન તારવાજી, કર માહરી સંભાળ. ॥ ૧ ॥
કૃપાનિધિ સુણ મોરી અરદાસ, હું ભવે ભવે તુમચો દાસ; કૃ૦
તાહરો છે વિશ્વાસ, કૃ૦ પૂરો અમારી આશ. કૃ૦ ॥આંચલી૦॥
હું અવગુણનો રાશિ છુંજી, [1]તિલ તુસ નહિ ગુણલેશ;
ગુણિની હોડી કરૂં સદાજી, એહિજ સબલ કિલેશ ॥ કૃ૦ ॥ ૨ ॥
મચ્છરભયકે લાલચેજી, કરતાં કિરિયા લેશ;
તે પણ પરજનરંજવાજી, ભલો ભવાડ્યો વેશ ॥ કૃ૦ ॥ ૩ ॥
છઠ્ઠા ગુણઠાણાધણીજી, નામ ધરાવું રે સ્વામ!
આગમવયણે જોયતાંજી, ન ગયો કષાય ને કામ ॥ કૃ૦ ॥ ૪ ॥
[2]રસના રામા ને રમાજી, એ ત્રણ પાતકમૂલ;
તેહની અહનિશ ચિંતનાજી, કરતાં ભવ થયા ધૂલ ॥ કૃ૦ ॥ ૫ ॥
વ્રત મુખપાઠે ઉચ્ચરીજી, દિવસમાંહે બહુવાર;
તેહ તુરત વિરાધતાજી, નાણી શંક લગાર ॥ કૃ૦ ॥ ૬ ॥
ધૂળતણા દેઉલ કરેજી, જિમ [3]પાવસમાં રે બાળ;
ભોભૂલા મુખે એમ વદેજી, તિમ વ્રતમેં કર્યો આળ ॥ કૃ૦ ॥ ૭ ॥
આપ અશુદ્ધ પરને કર્યાજી, દેઈ આલોયણ શુદ્ધ;
માસાહસપંખી પરેજી, પાડું ફંદે મુદ્ધ ॥ કૃ૦ ॥ ૮ ॥
અછતાગુણ નિસુણી મનેજી, હરખું અતિસુવિશેષ;
દોષ છતાં પણ સાંભળીજી, તસ ઉપરે ધરૂં દ્વેષ ॥ કૃ૦ ॥ ૯ ॥
પરિભવ પરપરિવાદનાજી, પરેપરે ભાખું રે આપ;
નિજ ઉત્કર્ષ કરૂં ઘણોજી, એહિજ મુજ સંતાપ ॥ કૃ૦ ॥૧૦ ॥
નિશ્ચયપંથ ન જાણીયોજી, વિવહારીઓ વ્યવહાર;
મદનમસ્તે નિ:શંકથીજી, થાપ્યો અસદાચાર ॥ કૃ૦ ॥૧૧ ॥
સમય સંઘયણાદિ દોષથીજી, નાવે શુકલધ્યાન;
સુહણે પણ નવિ આવિયોજી, નિરાશંસ ધર્મધ્યાન ॥ કૃ૦ ॥૧૨ ॥

---

૧ ફોતરાની જેમ. ૨ જીભ અને સ્ત્રી તથા લક્ષ્મી એ ત્રણ પાપનું મૂળ. ૩ પાવસમારે એટલે પગ નાખે.

આર્તરૌદ્ર બેહુ અહનિશેજી, સેવાકાર ખવાસ;
મિથ્યારાજા જિહાં હોઇજી, તૃષ્ણાલોભવિલાસ ॥ કૃ૦ ॥૧૩ ॥
જિનમત [1]વિતથપ્રરૂપણાજી, કીધી સ્વારથ બુદ્ધિ;
જાડ્યપણાના જોરથીજી, ન રહી કોઇ શુદ્ધિ ॥ કૃ૦ ॥૧૪ ॥
[2]હિંસાલીક અદત્તશુંજી, સેવ્યા ત્રિવિધ કુશીલ,
મમતા પરિગ્રહ મેળવીજી, કીધી ભવની લીલ ॥ કૃ૦ ॥૧૫ ॥
અહ્નિશ સાધે જે ક્રિયાજી, તે નાવે તલમાત્ર;
મદ અજ્ઞાન ટળે જેહથીજી, તે નહી નાણની વાત ॥ કૃ૦ ॥૧૬ ॥
[3]દર્શન પણ ફરસ્યાં ઘણાજી, ઉદરભરવાને કામ;
પણ તુમ તત્ત્વપ્રતીતશુંજી, ન ધરૂં દર્શન નામ ॥ કૃ૦ ॥૧૭ ॥
સુવિહિતગુરૂબુદ્ધિ લોકનેજી, હું વંદાવું રે આપ;
આચરણા નહિ તેહવીજી, એ મોટો સંતાપ ॥ કૃ૦ ॥૧૮ ॥
મિથ્યાદેવ પ્રશંસીયાજી, કીધી તેહની રે સેવ;
[4]અહાછંદાના વયણનીજી, ન ટળી મુજને ટેવ ॥ કૃ૦ ॥૧૯ ॥
કોરે ચિત્ત ચૂનાપરેજી, ધર્મકથા મેં કીધ;
આપ વંચી પરવંચીયાજી, એકો કાજ ન સિદ્ધ ॥ કૃ૦ ॥૨૦ ॥
રાતો રમણી દેખીનેજી, જિમ અણુનાથો રે સાંઢ;
ભાંડભવાઇયાની પરેજી, ધર્મ દેખાડું માંડ ॥ કૃ૦ ॥૨૧ ॥
ક્રોધ દાવાનલ પ્રબળથીજી, ઉગે ન સમતાવેલ;
માન [5]મહીધર આગળેજી, ન ચળે ગુણનદીવેલ ॥ કૃ૦ ॥૨૨ ॥
માયાસાપણ પાપણીજી, મનબિલ મુકે રે નાહિ;
કોમલગુણને તે ડસેજી, લોભવિલાસ અથાહ ॥ કૃ૦ ॥૨૩ ॥
ધર્મતણે દંભે કર્યાજી, પૂર્યા અર્થ ને કામ;
તેહથી ત્રણ ભત્ર હારિયાજી, બોધ હોવે વળી વામ ॥ કૃ૦ ॥૨૪ ॥
વસ્ત્રપાત્રજનપુસ્તકેજી, તૃષ્ણા કીધ અનંત;
અંત ન આવે લોભનોજી, કહું કેતો વૃત્તાંત ॥ કૃ૦ ॥૨૫ ॥
કલ્પાકલ્પ વિચારણાજી, રાખી કાંઇ ન શંક;
[6]અનેષણીય પરિભોગથીજી, રળ્યો ચૌગતિ જિમ રંક ॥કૃ૦॥૨૬ ॥

---

૧ અસત્યપ્રરૂપણા. ૨ હિંસા અને અલીક એટલે જુઠાવચન. ૩ બૌદ્ધાદિ મિથ્યાદર્શનો. ૪ યથાચ્છંદ કુમાર્ગે સ્વેચ્છાચારીપણે વર્તનાર કુગુરૂ. ૫ પર્વત. ૬ અશુદ્ધઆહાર.

હવે તુમ ધ્યાન સનાથતાજી, આડા વાળ્યા રે આંક;
કરૂણા કરીને નિરખીયેજી, મત ગણજો મુજ વાંક ॥ કૃ૦ ॥૨૭ ॥
મુજને કહેતા નાવડેજી, નાણે જે તુજ દીઠ;
હું અપરાધી તાહરોજી, ખમજો અવિનય ધીઠ ॥ કૃ૦ ॥૨૮ ॥
તુમ જિમ જાણો તિમ કરોજી, હું નવિ જાણું રે કાંય;
દ્રવ્યભાવ સવિ રોગનાજી, જાણો સર્વ ઉપાય ॥ કૃ૦ ॥૨૯ ॥
હું એક જાણું તાહરૂં જી, નામ માત્ર નિરધાર;
આલંબન મેં તે કર્યુંજી, તિણથી લહું ભવપાર ॥ કૃ૦ ॥૩૦ ॥
માતાસત્યકીનંદનોજી, રૂક્ષ્મણીરાણી કંત;
તાત શ્રેયાંસનરેશરૂજી, વિચરંતા ભગવંત ॥ કૃ૦ ॥૩૧ ॥
ચિત્તમાંહે અવધારશોજી, તો એ કેતીક વાત;
લહી સહાય તુમ્હારડુંજી, પ્રગટે ગુણઅવદાત ॥ કૃ૦ ॥૩૨ ॥
પરમપુરૂષ પરમેસરૂજી, પ્રાણાધાર પવિત્ર;
પુરૂષોત્તમ હિતકારકુજી, ત્રિભુવનજનના મિત્ર ॥ કૃ૦ ॥૩૩ ॥
જ્ઞાનવિમલગુણથી લહોજી, માહરા મનની રે હુંસ;
પૂરી [1]શિશુ સુખીઓ કરોજી, મુજ માનસસરહંસ ॥ કૃ૦ ॥૩૪॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

### દેશી વિંછીયાની.

મનમંદિર મોરે આવીયે, શ્રીસીમંધર ભગવંત રે;
કરૂણાકર ઠાકુર માહરા, ભયભંજન તું ભગવંત રે ॥મન૦॥ ૧॥
અકલ અરૂપી જિનવરૂ, અવિનાશી તું અરિહંત રે;
યોગીશ્વરધ્યાને ધ્યાઇઓ, પ્રભુ મોટો મહિમાવંત રે;
ઉપગારી તું મહાસંત રે ॥મન૦॥ ૨॥
મનમંદિર છે પ્રભુ માહરૂં, તાહરે વસવાને લાગ રે;
તું દીનદયાળ દયાકરૂ, વડભાગી તું નીરાગ રે ॥મન૦॥ ૩॥
નિજ આશય ધરતી શુદ્ધ કરી, મિથ્યામત કાઢયો સાલ રે;
તિમ માયાકંટક કાઢીયા, શુભ રૂચિઘર બંધ વિશાલ રે ॥મન૦॥ ૪॥
કાઢયો કચરો દુર્ધ્યાનનો, તામસ રજ કીધો દૂર રે;

---

૧ બાળક.

શુભધ્યાનશું લીંપણ લીંપીઆ, છાંટયો શમરસશુભનીરરે ॥મન૦॥૫॥
તિહાં સમકિત થંભ ઉભાવિયા, અપ્રમત્તપણાની ભીતિ રે;
કડિબંધ કપટરહિતપણું, છાહુ પુણ્યપ્રકૃતિની [1]ભીતિ રે ॥મન૦॥ ૬॥
સુવિવેક ચંદનનો ઓરડો, તિહાં સંતોષસિંહાસનસાર રે;
તિહાં ધૂપઘટી પ્રગટી ઘણું, જિનશાસનશ્રદ્ધા ધાર રે ॥મન૦॥ ૭॥
ચંદ્રોદયચારિત્ર ચિહુ દિશિ, સંયમગુણ મોતીમાલ રે;
શુભજ્ઞાનદીપક દીપે ભલા, તોરણ બહુ વિનય રસાલરે ॥મન૦। ૮॥
કરૂણાજલ પગધોવણ ભણી, પુષ્પાંજલિ સમતા જાણ રે;
તુમ ગુણથુતિ સુંદર સુખડી, આગમનયવયણ પ્રમાણ રે ॥મન૦॥ ૯॥
ભલું ભોજન મૈત્રીભાવ જે, તિહાં સત્યવચન તંબોલ રે;
તિહાં વાજા સમકિત ગુણતણા, શુભકિરિયા કેશરઘોલ રે ॥મન૦॥૧૦॥
એમ ભગતિ ગુગતિ કરશે ઘણી, મુજ તનુમાનિની મનોહાર રે;
મુજ અંગજ વિનય સોહામણો, ધરશે શિરછત્ર ઉદારરે ॥મન૦॥૧૧॥
પ્રભુ મહેર કરી મનમંદિરે, સીમંધરજિન [2]પાઉધાર રે;
મુજ ભાવભગતિ દેખી ઘણું, જઈ શકશો કેમ કિરતારરે ॥મન૦॥૧૨॥
ગિરૂઆ આદર ભાવના, રસીયા હોય સહજ સુભાવ રે;
નિજસેવક ભગતિ દેખી કરી, સુવિશેષે શ્રીજિનભાવ રે ॥મન૦॥૧૩॥
સીમંધરજિનવર આવીયા, મનમંદિર મોરે આજ રે;
સહજે સુખ સઘળાં સંપજ્યાં, મનવંછિત સીધ્યાં કાજરે ॥મન૦॥૧૪॥
જિન અમૃતપરે ઘણું વાલહો, પ્રભુ મેરૂમહીધર ધીરરે;
શ્રેયાંસનરેસર કુલતિલો, રાણી રૂખમણી હીયડા હાર રે ॥મન૦॥૧૫॥
વૃષભલાંછન કંચનસમતનુ, શ્રીસત્યકીરાણી નંદ રે;
ગુરૂ ધીરવિમલકવિરાજનો, નય વંદે નિતુ શ્રીજિનચંદરે ॥મન૦॥૧૬॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

### રાગ—સાહેબા અજિતજિણંદ જુહારીયે—એ દેશી.

સાહેબ શ્રીસીમંધર સાહિબા, સાહેબ તુમ પ્રભુ દેવાધિદેવ;
સન્મુખ જુઓને મ્હારા સાહિબા, સાહેબ મનશુદ્ધે કરૂં તુમ સેવ.
એકવાર મળોને મ્હારા સાહિબા ॥૧॥

---

૧ ભય અથવા ભીત. ૨ પધારો.

સા૦ સુખદુઃખ વાતો મ્હારે અતિઘણી, સા૦ કોણ આગળ કહું નાથ;
સા૦ કેવલજ્ઞાનીપ્રભુ જો મળે, સા૦ તો થાઉં હું રે સનાથ ॥એક૦॥૨॥
સા૦ ભરતક્ષેત્રમાં હું અવતર્યો, સા૦ ઓછું એટલું પુણ્ય;
સા૦ જ્ઞાનિવિરહ પડયો આકરો, સા૦ જ્ઞાન રહ્યો અતિન્યૂન ॥એક૦॥૩॥
સા૦ દશ દ્રષ્ટાંતે દોહિલો, સાહેબ ઉત્તમકુળ સોભાગ;
સા૦ પામ્યો પણ હારી ગયો, સા૦ જેમ રત્ને ઉડાડયો કાગ ॥એક૦॥૪॥
સા૦ ષટ્રસ ભોજન બહુ કર્યાં, સા૦ તૃપ્તિ ન પામ્યો લગાર;
સા૦ હું રે અનાદિ ભૂલમાં, સા૦ રઝળ્યો ઘણો સંસાર ॥એક૦॥૫॥
સા૦ સ્વજન કુટુંબ મળ્યા ઘણા, સા૦ તેહને દુઃખે દુઃખી થાય;
સા૦ જીવ એકને કર્મ જૂજૂઆં, સા૦ તેહથી દુર્ગતિ જાય ॥એક૦॥૬॥
સા૦ ધન મેળવવા હું ધસમસ્યો, સા૦ તૃષ્ણાનો નાવ્યો પાર;
સા૦ લોભે લટપટ બહુ કરી, સા૦ ન જોયો (પુણ્ય ને) પાપ વ્યાપાર.
॥એક૦॥૭॥
સા૦ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે, સા૦ રવિ કરે તેહ પ્રકાશ;
સા૦ તેમ રે જ્ઞાની મળેથકે, સા૦ તેતો આપે સમકિતવાસ ॥એક૦॥૮॥
સા૦ મેઘ વરસે છે વાડમાં, સા૦ વરસે છે ગામોગામ;
સા૦ ઠામકુઠામ જુએ નહિં, સા૦ એવા મ્હોટાના કામ ॥એક૦॥૯॥
સા૦ હું વસ્યો ભરતને છેડલે, સા૦ તુમે વસ્યા મહાવિદેહ મોઝાર;
સા૦ દુરરહી કરૂં વંદના, સા૦ ભવસમુદ્ર ઉતારો પાર ॥એક૦॥૧૦॥
સા૦ તુમ પાસે દેવ ઘણા વસે, સા૦ એક મોકલજો મહારાજ;
સા૦ મુખનો સંદેશો સાંભળો, સા૦ તો સહેજે સરે મુજ કાજ.
॥એક૦॥૧૧॥
સા૦ હું તુમ પગની મોજડી, સા૦ હું તુમ દાસનો દાસ;
સા૦ જ્ઞાનવિમલસુરિ એમ ભણે, સા૦ મને રાખો તમારી પાસ.
॥એક૦॥૧૨॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

### [1]રાગ—તું મનમોહ્યો રે વીરજી—એ દેશી.

શ્રીસીમંધર સાહિબા, ધરજો ધરમસનેહ;

---

૧ તુમે બહુમંત્રી રે સાંહિબા, અથવા કર્મ ન છૂટે રે પ્રાણિયા—એ દેશી જાણવી.

સેવક રસિયો સેવાતણો, હું છું તુમ પદ ખેહ ॥ શ્રીસી૦ ॥ ૧ ॥
વહાલા તુમે વસ્યા વેગળા, છો અમ્હ હિયડા હજૂર;
તિણથી [1]તિમિર દુરે ગયા, ઉગ્યો અનુપમ સૂર ॥ શ્રીસી૦ ॥૨॥
નયણે પ્રીતિ જે દાખવે, તે સંયોગસંબંધ;
અંતરઅંતરવિણ જિકે, મિલીયા પરમ તે બંધુ ॥ શ્રીસી૦ ॥ ૩ ॥
પુખ્ખલવઈ વિજયા જિહાં, નયરી પુંડરીકિણીમાંહિ;
વિચરે તિહાં સહુ ઇમ કહે, પણ તે નિયતિ ન પ્રાહિ ॥શ્રીસી૦॥૪॥
વિજયા મુજ શુદ્ધ ચેતના, ભક્તિ નયરી નિરૂપાધિ;
તિહાં વિચરે મુજ સાહિબો, જિહાં સુખસહજ સમાધિ ॥શ્રીસી૦॥૫॥
એક તારી તોહિ ઉપરે, મેં તો કીધા રે સ્વામિ;
લોકપ્રવાહથી જે બીહે, તેહનાં ન સરે રે કામ ॥ શ્રીસી૦ ॥ ૬ ॥
જિણદિનથી તુમ્હે ચિત્ત વસ્યા, નાવે અવર કો દાય;
જ્ઞાનવિમલ સુખ સંપદા, અધિક અધિક હવે થાય ॥શ્રીસી૦ ॥૭॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—આંખડીયા ન મારી હાંરે મત મારી હાંરે મત મારી;
જાલીમ નયણી મૂલ તમારી હાંરે મત મારી—એ દેશી.

વીનતડી અવધાર હાંરે અવધાર, સાહિબ સુગુણી ચિત્ત સંભારી;
હાંરે સંભારી ॥ આંચલી ॥
ભાવિકલોક સદા તુમ ચરણે રે, કરી સેવા હાંરે નિરધાર; સા૦
દુષમસમયે ભરતભવિકને રે, શ્યે ન કરો હાંરે ઉપગાર;
તુંહિજ છે પરમાધાર. સા૦ ॥૧॥
મોજા મહિરાણ મહેર ધરીને રે, શ્યે ન કરો ઉપગાર; સા૦
સમવિષમધરતી નવિ જોવે રે, વરસંતે જિમ જલધાર. સા૦ ॥૨॥
ઉંચનીચઘર જ્યોતિ ન ટાળે રે, જિમ [2]શશધર હાંરે
જિમ દિનકાર; સા૦
ચામઅવાસ વાસ કસે કરી સરિખા રે, કુસુમ સુગંધ હાંરે
પરકાર. સા૦ ॥૩॥
શ્રીસીમંધર તેણિપરે સાહિબ રે, પૂરવવિદેહ હાંરે શિણગાર; સા૦

---

૧ અંધકાર. ૨ ચંદ્રમા ને સૂર્ય.

કેવલકમલાકંત અનંતગુણ રે, સત્યકીમાત મલ્હાર. સા૦ ॥૪॥
જ્ઞાનવિમલગુણગણની ગણના રે, કહેતાં ન પામે પાર; સા૦
અહનિશ ચરણશરણ પ્રભુ તુમચાં રે, એહીછે શુદ્ધાચાર સા૦ ॥૫॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—કેદારો.

પ્રભુ મેરા પુણ્યકો નહીં પાર. ॥ એ આંકણી ॥
ભૂરિભાવે ભ્રાંતિ વિણ તુમ્હ, લહ્યું શાસનસાર ॥ પ્રભુ૦ ॥ ૧ ॥
અધિક સુરતરૂ સુરગવીથી, મરૂસ્થળે [1]મંદાર;
ભ્રમદૂષિત ભરતમાંહિ, થયો તુમ્હ દીદાર ॥ પ્રભુ૦ ॥ ૨ ॥
શ્રદ્ધાન જ્ઞાનને કથન કરણે, સિદ્ધ ચાર પ્રકાર;
ગુરૂગમે તે વિરલ દીસે, જે દીપાવન હાર ॥ પ્રભુ૦ ॥ ૩ ॥
એહવામાં શ્રીસીમંધર, તુઝ કૃપાજલધાર;
[2]ભરતમાનસ શમિત ભવભવ, દુરિતરજ [3]સંભાર ॥પ્રભુ૦ ॥ ૪ ॥
જ્ઞાનવિમલપ્રકાશ પ્રકટત, સહજગુણ ઘનસાર;
બોધિસુરતરૂ સફલ પ્રસર્યો, એહ તુમ્હ ઉપગાર ॥ પ્રભુ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—વેલાઉલ.

શ્રીસીમંધર વિનતી, સુણ સાહિબ મેરા;
અહનિશ તુમ ધ્યાને રહું, મેં ફરજન તેરા ॥ શ્રીસી૦ ॥ ૧ ॥
ભાવભક્તિશું વંદના, કરૂં ઉઠી સવેરા;
ભવદુઃખસાગર તારીએ, જિમ હોય તુમ નેરા ॥શ્રીસી૦ ॥ ૨ ॥
અંતરરવિ જબ પ્રગટીઆ, પ્રભુ તુમ ગુણકેરા;
તવ હમ મન નિર્મળ ભયા, મિટ્યા મોહ અંધેરા ॥શ્રીસી૦॥ ૩ ॥
તારક તુમ વિણ અવરકો, કહો કવણ ભલેરા;
તે પ્રભુ હમકું દાખવો, કરૂં તાસ નિહોરા ॥ શ્રીસી૦ ॥ ૪ ॥

---

૧ મંદાર એટલે કલ્પવૃક્ષ. ૨ ભરિત માનસ ઇત્યપિ ત્યાં માનસ તે માનસરોવર અને પક્ષે ભવ્યોના મન. ૩ સંસાર ઇત્યપિ.

નય નિતુ નેહે નિરખીયે, પ્રભુ અબકી [1]વેરા;
બોધિબીજ મોહે દીજીયે, કહું કહા બહુ તેરા ॥ શ્રીસી૦॥ ૫॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—થાંરી આંખડીયે ઘર ઘાલ્યો, ગહેલા ગિરધરિયા—એ દેશી.

તારી મુદ્રાએ મન મોહ્યું રે, મનના મોહનિયા;
તારી [2]મૂરતિએ જગ સોહ્યું રે, જગના જીવનીયા ॥ આંચળી ॥
તુમ જોતાં સવિ દુર્મતિ વિસરી, દિન રાતડી નવિ જાણી;
પ્રભુ ગુણગણસાંકળશ્યું બાંધ્યું, ચંચળ મનડું તાણી રે ॥મન૦॥૧॥
પહેલાંતો એક કેવલ હરખે, હેજાળુ થઈ હળિઓ;
ગુણ જાણીને રૂપે મિલીઓ, અભ્યંતર જઇ ભળિયો રે ॥મન૦॥૨॥
વીતરાગ ઇમ જસ નિસુણીને, રાગી રાગ કરે રે;
આપે અરૂપી રાગનિમિત્તે, દાસ અરૂપ ધરે રે ॥મન૦॥૩॥
શ્રીસીમંધર તું જગબંધુ, સુંદર તાહુરી વાણી;
મંદરભૂધર અધિક ધીરજધર, વંદે તે ધન્ય પ્રાણી રે ॥મન૦॥૪॥
શ્રીશ્રેયાંસનરેસરનંદન, ચંદનશીતલ વાણી;
સત્યકીમાતા વૃષભલાંછન પ્રભુ, જ્ઞાનવિમલ ગુણખાણી રે॥મન૦॥૫॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—નિંદલડી વેરણ હુઈ રહી—એ દેશી.

શ્રીસીમંધર સાહિબા, વિનતડી હો સુણીયે કિરતાર કે;
તે દિન લેખે લાગશે, જિણ દિવસે હો લહીશું દીદાર કે ॥શ્રી૦॥૧॥
હેજાળુ હૈયુ ઉલ્લસે, પણ નયણે હો નિરખ્યે સુખ થાય કે;
જે જલપાનાપપાસીઓ, તસ દુઃખે હો કરી તૃપ્તિ ન થાય કે.
॥શ્રી૦॥૨॥
જાણો છો પ્રભુ બહુપરે, માહરા મનની હો વીતકની વાત કે;
તો શું તાણોછો ઘણું, આવી મિલો હો મુજ થઇ સાક્ષાત કે.
॥શ્રી૦॥૩॥

---

[1] વેલા. [2] સ્ફુરતિએ દંસપિ.

હું ઉચ્છક બહુપરે કહું, પણ ન ગણું હો કાંઇ રીઝ અરીઝ કે;
એ લક્ષણ રાગીતણું, તિણે ભાખ્યું હો સઘળું [1]મનગુઝકે ॥શ્રી૦॥૪॥
જ્ઞાનવિમલ પ્રભુ આપણો, જાણીને હો કીજે ઉચ્છાહ કે;
ઉત્તમ આપ અધિક કરે, આવી મળ્યા હો ગ્રહ્યા જે બાંહ્યકે ॥શ્રી૦॥૫॥

---

## અથ શ્રીસીમંધરજિન સ્તવન.

રાગ—કેદારો.

[2]પંથડો નિહાળતી રે, જોતી વૃંદાવનની વાટ—એ દેશી.

શ્રીસીમંધરૂ રે, મારા પ્રાણતણો આધાર,
જિનવર જયકરૂ રે, જેહના ઝાઝા છે ઉપગાર;
ક્ષણક્ષણ સાંભરે રે, એક શ્વાસમાંહિ સોવાર,
કિમહિ ન વિસરે રે, જે વસીયા છે હૃદયમોઝાર ॥શ્રીસી૦॥ ૧ ॥
હુંસી હિયડલે રે, જિમ હોય મુક્તાફલનો હાર,
તે તો જાણીયે રે, એ સવિ બાહિરનો શણગાર;
પ્રભુ તો અભ્યંતરે રે, અલગા ન રહે લગાર,
અહનિશ વંદણા રે, કરીયે છીયે તે અવધાર ॥ શ્રીસી૦ ॥ ૨ ॥
નયન મેલાવડે રે, નિરખી સેવકને સંભાળ,
તો હું લેખવું રે, મ્હારો સફળ સફળ અવતાર;
નહિ કોઇ તેહવો રે, વિદ્યાલબ્ધિનો ઉપાય,
આવીને મળું રે, ચરણ ગ્રહું હું વળી ધાય ॥ શ્રીસી૦ ॥ ૩ ॥
મળવું દોહિલું રે, તેહશું નેહતણો જે લાગ,
કરતાં સોહિલું રે, પણ પછે વિરહનો વિભાગ;
ચંદ ચકોરને રે, કે ચકવા દિનકર તે હોઈ જેમ,
દુરે રહ્યાથકી રે, પણ તસ વધતા છે પ્રેમ ॥ શ્રીસિ૦ ॥ ૪ ॥
પણ તિહાં એક છે રે, કારણ નજરનો સંબંધ,
વિરહે તે નહીં રે, એ મન મોટા છે રે ધંધ;
પણ એક આશરો રે, સુગુણશું જે રે એકતાન,
તેહથી વાધશે રે, જ્ઞાનવિમલ ગુણનો જસમાન ॥ શ્રીસિ૦ ॥ ૫ ॥



---

૧ મનની ગુહ્યવાત. ૨ સાહિબ સાંભળો રે સંભવ અરજ અમારી—એ દેશી.

## અથ શ્રીસિદ્ધચક્રજીનું સ્તવન.

રાગ—નિંદરડી વૈરણ હુઈ રહી—એ દેશી.

શ્રીસિદ્ધચક્ર [1]આરાધીએ, જિમ પામો હો ભવિ કોડિ કલ્યાણ કે;
શ્રીશ્રીપાલતણીપરે, સુખ પામો હો લહો નિર્મળનાણ કે ॥શ્રીસિ૦॥૧॥
નવપદધ્યાનધરો સદા, ચોખે ચિત્તે હો આણી બહુભાવ કે;
વિધિ આરાધન સાચવો, જિમ જગમાં હો હોય જસનો જમાવ કે.
॥શ્રીસિ૦॥૨॥
કેશર ચંદન કુસુમસ્યું, પૂજીજે હો ઉખેવી ધૂપ કે;
કુંદરૂ અગર ને અરગજા, [2]તપદિન તાં હો કીજે ઘૃતદીપ કે ॥શ્રીસિ૦॥૩॥
આસો ચૈત્ર શુકલપક્ષે, નવ દિવસે હો તપ કીજે એહ કે;
સહજસોભાગી સુસંપદા, સોવનસમ હો ઝલકે તસ દેહ કે ॥શ્રીસિ૦॥૪॥
જાવજીવ શક્તે કરો, જિમ પામો હો નિતુ નવલો ભોગ કે;
ઓગણીસા ઠાવણ સાઢાં તથા, જિનશાસન હો એ મોટો યોગ કે ॥શ્રીસિ૦॥૫॥
વિમલદેવ સાનિધ્ય કરે, ચક્કેસરી હો હોય તાસ સહાય કે;
શ્રીજિનશાસન સોહીએ, એહ કરતાં હો અવિચલ સુખ થાય કે.
॥શ્રીસિ૦॥૬॥
મંત્ર તંત્ર મણિ ઔષધી, વશકરવા હો શિવરમણીકાજ કે;
ત્રિભુવનતિલક સમોવડિ, હોય તે નર હો કહે નયકવિરાજ કે.
॥શ્રીસિ૦॥૭॥



૧ આરાધિયે ઈત્યપિ.  ૨ જ્યાંસુધી તપ ચાલે ત્યાંસુધી.

# અથ શ્રીતીર્થોનાં સ્તવનાનિ.



## અથ શ્રીસિદ્ધાચળતીર્થરાજનું સ્તવન.

### રાગ—પંથીડાની દેશી.

શેત્રુંજાશિખર સોહામણું રે લાલ, જિહાં શ્રીઋષભજિનરાય;
રૂડા પંથીડા.
ભાવે ભવિયણ ભેટતાં રે લાલ, પાતિક દુરે પલાય. રૂડા પંથીડા.
॥ શેત્રુંજા૦ ॥ ૧ ॥
નયણે નિરખ્યો દૂરથી રે લાલ, શ્રીસિદ્ધાચળ સાર; રૂડા૦
અંગી આણંદ ઉલ્લસ્યો રે લાલ, સફળ થયો અવતાર. રૂડા૦
॥ શેત્રુંજા૦ ॥ ૨ ॥
પાલીતાણાશહેર સોહામણું રે લાલ. જિહાં [1]શ્રીઆદિપ્રાસાદ; રૂડા૦
પહેલાં પૂજી તેહને રે લાલ, દુર કરી પ્રમાદ. રૂડા૦ ॥ શે૦ ॥ ૩ ॥
[2]લલિતાસર લહેરા લિયે રે લાલ, શીતલ તરૂવર છાંય; રૂડા૦
શેત્રુંજાગિરિ ચઢવા ભણી રે લાલ, હિયડલું હરખિત થાય. રૂડા૦
॥ શે૦ ॥ ૪ ॥
પાજે ચઢતાં [3]પાછલાં રે લાલ, પાતિકડાં સવિ જાય; રૂડા૦
પરબે પરબે પાદુકા રે લાલ, પેખંતાં ભવદુઃખ જાય. રૂડા૦ ॥શે૦॥૫॥
દરવાજે વાઘણતણેરે લાલ, પેશી કીધ પ્રણામ; રૂડા૦
[4]ચવરી નેમિજિણંદની રે લાલ, સ્વર્ગબારીને ઠામ. રૂડા૦ ॥શે૦॥૬॥
પ્રદક્ષિણા દીજે તિહાં રે લાલ. પુંડરીકગણધાર; રૂડા૦
[5]સહસજિનેસર બિંબનો રે લાલ, જિહાં સહસ્રકૂટ મનોહાર.
રૂડા૦ ॥શે૦॥૭॥
[6]રાયણતળે પ્રભુપાદુકા રે લાલ, પ્રણમતાં પાવન મન; રૂડા૦
ગણધરપગલાં પૂજતાં રે લાલ, ચઉદસેં ને બાવન. રૂડા૦ ॥શે૦॥૮॥
મૂલગભારે આવીયો રે લાલ, ગજ ચઢ્યાં મરૂદેવીમાય રૂ૦ડા૦

---

૧ શ્રીઆદીશ્વરભગવાનનું દેરાસર. ૨ લલિતાસરનામે તળાવ.
૩ પાછલા એટલે પૂર્વકૃત પાપ. ૪ નેમિનાથની ચહોરી.
૫ એકહજાર ને ચોવીશ જિનપ્રતિમાસહિત. ૬ શ્રીઋષભદેવભગવાનનાં પગલાં

મૂરતિ ભરતભૂપાલની રે લાલ, નિરખંતા સુખ થાય. રૂડા૦ ॥શે૦॥૯॥
[1]શ્રીરિસહેસર વંદીયા રે લાલ, કીજે સફળ અવતાર; રૂડા૦
ભવભયભાવઠ ભેટીયા રે લાલ, દીઠે પ્રભુદીદાર. રૂડા૦॥શે૦॥૧૦॥
ગોમુખદેવીચક્કેસરી રે લાલ, કવડજક્ષ અહિઠાણ; રૂડા૦
શત્રુંજય સાનિધકારકું રે લાલ, એ મૂળપ્રાસાદમંડાણ. રૂડા૦॥શે૦॥૧૧॥
પ્રૌઢી પ્રતિમા વંદીયે રે લાલ, અદભુદ આદિજિણંદ; રૂડા૦
ટુંક મરૂદેવીમાયનો રે લાલ, દેહરૂં શાંતિ ને અજિતજિણંદ.
રૂડા૦॥શે૦॥૧૨॥
પાંચપાંડવની દેહરી રે લાલ, ચોમુખે આદિજિણંદ; રૂડા૦
તિહાં ગણધરની પાદુકા રે લાલ, પ્રણમતાં અધિક આણંદ. રૂડા૦
॥શે૦॥૧૩॥
અનુક્રમે સૂરજકુંડથી રે લાલ, પ્રદક્ષિણા દેવાય; રૂડા૦
નિર્મલ ચંદનતલાવડી રે લાલ, જિહાં સીધ્યાં ઋષિરાય રૂડા૦॥શે૦॥૧૪॥
[2]રયણમય પ્રતિમા મૂલગી રે લાલ, પાંચસેં ધનુષ પ્રમાણ; રૂડા૦
નમણ કહીજે તેહનું રે લાલ, ઉલખાઝોલિ તસ નામ રૂડા૦॥શે૦॥૧૫॥
સિદ્ધવડતળે પગલાં નમી રે લાલ, ચઢીય [3]આદિપુર પાજ; રૂડા૦
ફરીને ઋષભજિન ભેટતાં રે લાલ, મોરા સીધ્યાં સઘળાં કાજ.
રૂડા૦ ॥શે૦॥૧૬॥
એણિપરે દેઇ પ્રદક્ષિણા રે લાલ, ફરસે વિમલગિરિ જેહ; રૂડા૦
નરકતિરિયગતિ [4]નિરદલેરે લાલ, શુભગતિ પામે તેહ. રૂડા૦॥શે૦॥૧૭॥
સિદ્ધ અનંતા ઇહાં થયા રે લાલ, પામ્યા ભવનો પાર; રૂડા૦
પ્રથમજિણંદ સમોસર્યા રે લાલ, પૂરવનવાણું વાર. રૂડા૦॥શે૦॥૧૮॥
ધન્ય દિન વેળા તે ઘડી રે લાલ, સફળ ગણું અવતાર; રૂડા૦
નયણે નિરખ્યાં નેહશું રે લાલ, જિહાં નાભિનરિંદમલ્હાર;
રૂડા૦॥શે૦॥૧૯॥
નિતુ નિતુ કીજીયે વંદના રે લાલ, પ્રહસમે મનહ જગીસ; રૂડા૦
શ્રીરવિમલકવિરાજનો રે લાલ, કહે નયવિમલ સુસિષ્ય. રૂડા૦॥શે૦॥૨૦॥

---

૧ શ્રીઋષભદેવ. ૨ રત્નમય. ૩ ઘેટીનીપાજના પગલાની દેરી નીચે પાસેજ આદિપુર ગામ છે હમણા તેને આદપુર કહે છે.
૪ નિર્દલે.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—સીતારામકો પરમ જસ ગાવના રે—એ દેશી.

વંદના વંદના વંદના રે, ગિરિરાજકું સદા [1]મેરી વંદના રે;
વંદના તે પાપ નિકંદના રે, આદિનાથકું સદા મેરી વંદના રે.
જિનકો દરિસણ દુર્લભ દેખી, કીધાં તે કર્મનિકંદના રે ॥ગિરિ૦॥૧॥
વિષયકષાયતાપ ઉપશમીયે, જિમ મળે બાવનચંદના રે ॥ગિરિ૦॥૨॥
ધનધન તે દિન કબહી હોશે, થાશે તુમ મુખ દર્શનારે ॥ગિરિ૦॥૩॥
તિહાં વિશાળ ભાવ પણ હોશે,જિહાં પ્રભુ [2]પદકજ ફર્શનારે॥ગિરિ૦॥૪॥
ચિત્તમાંહેથી કબહુ ન વિસારૂં,પ્રભુ ગુણગણની ધ્યાવનારે ॥ગિરિ૦॥૫॥
વળીવળી દરિસણ વહેલું લહીયે, એહવી રહે નિત્ય ભાવનારે ॥ગિરિ૦॥૬॥
ભવોભવ એહિજ ચિત્તમાં ચાહું, મેરે ઓર નહિ વિચારણા રે ॥ગિરિ૦॥૭॥
ચિત્રગયંદના મહાવતનીપેરે, ફેર ન હોય ઉતારના રે ॥ગિરિ૦॥૮॥
જ્ઞાનવિમલપ્રભુ પૂર્ણકૃપાથી, સુકૃત સુબોધ સુવાસના રે ॥ગિરિ૦॥૯॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—રામગિરિ.

વિમલગિરિવર શિખર સુંદર, સકલતીરથ સાર રે;
નાભિનંદન ત્રિજગવંદન, ઋષભજિન સુખકાર રે ॥ વિમલ૦॥૧॥
ચૈત્યતરૂવર રૂખરાયણ, તળે અતિમનોહાર રે;
નાભિનંદનતણા પગલાં, ભેટતાં ભવપાર રે ॥ વિમલ૦ ॥૨॥
સમવસરિયા આદિજિનવર, જાણી લાભ અનંત રે;
અજિતશાંતિ ચોમાસું રહિયા, એમ અનેક મહંત રે ॥ વિમલ૦॥૩॥
સાધુ સિધ્યા જિહાં અનંતા, પુંડરીકગણધાર રે;
શાંબ ને પ્રદ્યુમ્ન પાંડવ, પ્રમુખ બહુ અણગાર રે ॥ વિમલ૦ ॥૪॥
નેમિજિનનો શિષ્ય થાવચ્ચો, સહસઅઢી(૨૫૦૦) પરિવાર રે;
અંતગડજી સૂત્રમાંહિ, જ્ઞાતાસૂત્ર મઝાર રે ॥ વિમલ૦ ॥૫॥
ભાવશું ભવિ જેહ ફરશે, સિદ્ધક્ષેત્ર સુઠામ રે;

---

૧ મેરી ઇત્યપિ. ૨ ચરણકમલ.

નરકતિરિગતિ હોઈ [1]વારે, જપે લાખ જિનનામ રે ॥ વિમલ૦ ॥૬॥
રયણમય શ્રીઋષભપ્રતિમા, પંચસયા ધનુમાન રે;
નિત્ય પ્રતે જિહાં ઇંદ્ર પૂજે, દુસમ સમય પ્રમાણ રે ॥ વિમલ૦॥૭॥
ત્રીજે ભવે જે મુક્તિ પહોંચે, ભવિક ભેટે તેહ રે;
દેવસાનિધે સકલવંછિત, પૂરવે સસ્નેહ રે ॥ વિમલ૦ ॥ ૮ ॥
એણિપરે જેહનો સબલ મહિમા, કહ્યો શાસ્ત્રમોઝાર રે;
જ્ઞાનવિમલ ગિરિધ્યાન ધરંતાં, મુજ આવાગમન નિવાર રે.
॥ વિમલ૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ પંજાબી.

### સીતારામકો પરમ જસ ગાવનારે—એ દેશી.

[2]ગિરિરાજકા પરમ જશ ગાવનારે, વીતરાગકા ગીતરસ ગાવનારે;
અતિબહુમાન સુધ્યાન રસીલે, જિનપદપદ્મ દેખાવનારે ॥ગિરિ૦॥૧॥
પ્રભુ તુમ છોડી અવરકે દ્વારે, મેરે કબહુ ન જાવનારે ॥ગિરિ૦॥૨॥
જ્યું ચાતકકે [3]જલદસલિલવિણ, સરોવરનીર ન ભાવનારે ॥ગિરિ૦॥૩॥
જ્યું અધ્યાતમભવવેદીકું, કબહુ ઓર ન ધ્યાવનારે ॥ગિરિ૦॥૪॥
સામ્યભવન મનમંડપમાંહિ, આયવસે [4]પ્રભુપાઉનાં રે ॥ગિરિ૦॥૫॥
આદિકરણકે આદીશ્વરજિન, શત્રુંજયશિખર સુહાવના રે ॥ગિરિ૦॥૬॥
ભરતભૂપતિકે વિરચિત ગિરિતટ, પાલીતાણુંનયર દેખાઉના રે
॥ગિરિ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુ ધ્યાન કરતથે, પરમાનંદ પદ પાઉના રે ॥ગિરિ૦॥૮॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

બાપલડાં રે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને રે;
[5]સિદ્ધાચલ જબ નયણે નિરખ્યો, દૂરે જાઓ તુમે વહીને રે ॥બાપ૦॥૧॥

---

૧ નિવારે ઈત્યપિ. ૨ અથવા ગાવના ગાવના ગાવના રે ગિરિરાજકા પરમ જસ ગાવના એમ પણ બોલાય છે. ૩ વરસાદના પાણી વિના. ૪ પ્રભુના પગલાં. ૫ શ્રીસિદ્ધાચળ નયણે નિરખી ઈત્યપિ.

[1]કાળ અનાદિ લગે તુમ્હસાથે, પ્રીતિ ધરી નિરવહીને રે;
આજથકી [2]પ્રભુભગતે રહેવું, ઇમ શીખવીઉં મનનેરે ॥આપ૦॥૨॥
દુસમસમયે એણુ ભરતે, મુક્તિ નહી સંઘેણુને રે;
પણ તુજ ભક્તિ મુક્તિને ખેંચે, [3]ચમક ઉપલ જિમ લોહને રે;
॥આપ૦॥૩॥
શુદ્ધસુવાસન ચૂરણ આપ્યું, મિથ્યાપંકશોધનને રે;
[4]આતમભાવ થયો તમ નિર્મળ, આનંદમય તુજ ભજનેરે ॥આપ૦॥૪॥
બાહ્યઅભ્યંતરદુશ્મનકેરો, ભય ન હોવે હવે મુજનેરે;
સેવક સુખીઓ સુજશવિલાસી, એ મહિમા પ્રભુ તુજનેરે ॥આપ૦॥૫॥
નામમંત્ર પ્રભુનો જે ધાર્યો, તે થયો જગે મોહનનેરે;
તુઝ મુખમુદ્રા નિરખી હરખ્યું, જિમ ચાતક જલધરનેરે ॥આપ૦॥૬॥
અક્ષયનિધાન તુઝ સમકિત પામી, શું કીજે ચલ ધનનેરે;
શાંતિસુધારસ [5]નયનકચોલે, સીંચો સેવક તનુને રે ॥ આપ૦॥૭॥
તુઝ વિણ અવર ન દેવ કરીને, નવિ ચાહું ફરી ફરીનેરે;
જ્ઞાનવિમલ કહે ભવજલ તારો, સેવકબાંહ્ય ગ્રહીનેરે ॥આપ૦॥૮॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—શેત્રુંજે જઇયે લાલન—એ દેશી.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા સિદ્ધગિરિ ધ્યાવો,
ઘરે બેઠાં પણ બહુ ફલ પાવો ભવિકા બહુ ફલ પાવો. ॥ ૧ ॥
નંદીશ્વરયાત્રાયે જે ફલ હોવે,
તેહથી બમણું ફલ તે કુંડલગિરિ હોવે ॥ ભવિ૦ ॥ ૨ ॥
ત્રિગણું રૂચકે ચઉગણું ગજદંતા,
તેહથી બમણેરૂં ફલ જંબૂ મહંતા. ॥ ભવિ૦ ॥ ૩ ॥
ષટગણુ ધાતકીચૈત્ય જુહારે,
છત્રીસગણું ફલ [6]પુખ્ખરવિહારે. ॥ ભવિ૦ ॥ ૪ ॥
તેહથી તેરસગણું ફલ મેરૂચૈત્ય જુહારે,
તેહથી સહસગણું ફલ સમ્મેતશિખરે. ॥ ભવિ૦ ॥ ૫ ॥

---

૧ આદિ અનાદિલગે ઇત્યપિ  ૨ પ્રભુચરણે ઇત્યપિ.
૩ ચમકપાષાણુ જેમ લોહને ખેંચે તેમ.  ૪ તેહથી આતમ થયો મુજ નિર્મળ ઇત્યપિ.  ૫ કનકકચોલે ઇત્યપિ.  ૬ પુષ્કરાર્ધદ્વીપના ચૈત્યે.

લાખગણું ફલ અંજનગિરિ જુહારે,
દશલાખગણું ફલ અષ્ટાપદ ગિરનારે. ॥ ભવિ૦ ॥ ૬ ॥
કોડિગણું ફલ શ્રીશત્રુંજય ભેટે,
જેમ રે અનાદિના [1]દુરિતને મેટે. ॥ ભવિ૦ ॥ ૭ ॥
એમ અનંત અનંત ફલ પાવે,
જ્ઞાનવિમલસૂરિ એમ ગુણ ગાવે. ॥ ભવિ૦ ॥ ૮ ॥

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—ચાલો ચાલો વિમલગિરિ જઇયે રે—એ દેશી

હાં રે મને આઢીરાય બતાવે રે,
હાં રે મને નિટીરાય બતાવે રે ॥ નાગર સજ્જનાં રે ॥
હાં રે કોઈ શત્રુંજયરાય બતાવે રે,
હાં રે વિમલાચળતીર્થ બતાવે રે. ॥ નાગર૦ ॥ ૧ ॥
દેઉં તસ માનને અરથસમાન રે,
જો તારે દિલ આવે રે. ॥ નાગર૦ ॥ ૨ ॥
અતિહિ ઉમહિઆને બહુદિન વહિઆ રે,
[2]ચારે પાજ ચઢાવે રે. ॥ નાગર૦ ॥ ૩ ॥
ધવલ દેવાલયાને સુરપતિ મળિયા રે,
માનવના વૃંદ આવે રે. ॥ નાગર૦ ॥ ૪ ॥
નિરખી નિરખીને હરખિત હોઈ રે,
પરખી [3]ચાતક ઘન પાવે રે. ॥ નાગર૦ ॥ ૫ ॥
ધન ધન નરપતિ ધન ધન ગૃહપતિ,
સંઘપતિતિલક ધરાવે રે. ॥ નાગર૦ ॥ ૬ ॥
સકલતીરથમાં મહિમા મોટા રે,
આગમવાત સુણાવે રે. ॥ નાગર૦ ॥ ૭ ॥
ઘેર બેઠા પણ એહને ધ્યાવે રે,
જ્ઞાનવિમલ ગુણ ગાવે રે. ॥ નાગર૦ ॥ ૮ ॥

---

૧ દુરિત ઉમેટે ઇત્યપિ. ૨ શ્રીસિદ્ધાચળતીર્થમાં ચાર પાજ ( ચઢવાના રસ્તા) છે તેમાં શત્રુંજયની (તલેટીથી) ૧, શત્રુંજયીનદીની ૨, રોહિશાળાની ૩, ઘેટીની ૪, એમ ચારપાજ; એ ચારપાજમાં દરેકના મૂળમાં શ્રીઆદીશ્વરભગવાનના પગલાં છે. ૩ ચાતકપક્ષી જેમ વરસાદ.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—છેડાનાંજી—એ દેશી.

ત્રિભુવનનાયક તુંહિ (૨), સુરનર છે સવિ તુજ પાયક તુંહિ (૨);
આપો મુઝ સમકિતક્ષાયક તુંહિ(૨), સવિ ગુણમણિ વરલાયક તુંહિ(૨)
કે તુંહિ તુંહિ તુંહિ તુંહિ તુંહિ તુંહિ ॥ ૧ ॥ આંકણી ॥
તું વિધિ વેધા વરગુણ બ્રહ્મા, તું શંકર મહાદેવા;
તું પુરૂષોત્તમ તુંહિ નિરંજન, વિશ્વરૂપ સયમેવા ॥ તુંહિ૦ ॥ ૨ ॥
યોગીશ્વર તું યોગકરણ ગુણ, દાખે અનુભવ ચાખે;
[૧]નાભિજાત વળી આદિપુરૂષ તું, નામ અનેક એમ ભાખે॥તુંહિ૦॥૩॥
વીતરાગની બુદ્ધિ ધ્યાતા, વીતરાગતા પાવે;
એ યુગતું પણ અચરિજ એહી, રાગી રાગ જણાવે ॥તુંહિ૦॥૪॥
કારણના ગુણ કારજ દાખે, એહવી છે પરિવાડી;
પણ કારજગુણ કારણ થઈને, ભાંજી રાગ અજાડી ॥તુંહિ૦॥૫॥
ભવથી અલગો ભવિમન વિલગો, [૨]કલગોરોચનવાન;
જિનહર [૩]ભૂહરમાંહિ નિરખી, મોટું મહિમનિધાન ॥તુંહિ૦॥૬॥
સિદ્ધાચલ શ્રીઋષભજિનેશ્વર, તે સમબિંબ વિરાજે;
નિરખે દુઃખદોહગ સવિભાજે, જિમ [૪]હરિનાદે ગજરાજ ॥તુંહિ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુવદન નિહાળી, દુરિતમિથ્યામતિ ટાળી;
પ્રગટી સહજાનંદ દીવાળી, પાતિકપંક પખાળી ॥ તુંહિ૦ ॥૮॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

લાહો [૫]લેજયો રે લાહો લેજયો, લાહો લેજયો યાત્રા કરેજયો;
શત્રુંજયગિરિની પાજે ચઢતાં, અમ્હને સાથે લેજયો;
મુગતિવધૂની ચાહ કરો તો, શ્રીજિનપૂજા કરયો ॥ લાહો૦ ॥ ૨ ॥
મ્હારા જિનજીને ન્હવણ કરાયો, કંચનઝારી ભારી જડિત ઘડિત સારી
ખલખલ ખલખલ નિર્મળ નીરે [૬]ભરાયો;
નીરે ન્હવરાયો, હરખ ધરાયો, લુહણાં અંગે કરાયો,

---

૧ નાભિરાજાના પુત્ર અને પક્ષે બ્રહ્મા. ૨ કલ સુંદર.
૩ ભૂધર એટલે પર્વત તે સિદ્ધગિરિ. ૪ સિંહના શબ્દે જેમ હસ્તિરાજ.
૫ લેયો ઈત્યપિ. ૬ અહિં "યો"ને બદલે ગુજરાતીભાષામાં જ્યો બોલવો.

જિનમુખ નિરખી હિયરૂ હરખી, અમૃત નયન ભરાયો.
॥ લાહો૦ ॥ ૨ ॥
મ્હારા સાહિબજીને આંગી બનાયો, કેશરચંદનરી હીરાકંચનરી;
જલહલ જલહલ લાલકે નીલ ઠવાયો;
લાલ જડાયો પાછી ઘડાયો, ભૂષણુ આંગી ધરાયો,
આંગી વિરચાઈ અવલ બનાઈ કુસુમમાલ પહિરાયો ॥લાહો૦॥૩॥
મ્હારા પ્રભુજીને છત્ર ધરાયો, મોતીની જાલી પ્રોઈ પરવાલી,
રણુઝણુ રણુઝણુ રજતઘુઘરી લાયો;
ઘુઘરી ઘમકાયો, ચમર ધરાયો, ચંદકિરણુ સમરાયો,
અમ્હપરે જિનને નમન કરે તે, ઉંચી સુગતિ મિલાયો ॥લાહો૦॥૪॥
મ્હારા પ્રભુજી આગે ધૂપ કરાયો, કૃષ્ણાગરૂ કસ્તૂરી અંબરમાંહિ-
ચૂરી, ધગ ધગ ધગ ધગ ધૂપ બત્તી સળગાયો;
જિનને ધૂપાયો, દુરિત દઝાયો, મંગલદીપ કરાયો,
ધૂપ પ્રદીપ દશાંગ કરંતાં, સઘળાં કર્મ ખપાયો ॥ લાહો૦ ॥ ૫ ॥
મ્હારા સાહિબ આગે વાજા વજડાવો, માદલ ભૂંગલ ભેરી,
તાલ કંસાલ ન ફેરી, ઢમઢમ ઢમઢમ ધુહિર નિસાણુ ગુઢાયો;
વાજાં વજડાયો, નૃત્ય કરાયો, બત્રીસબદ્ધ ધરાયો,
તત્તા તનનન તનનન થેઇ થેઈ પાઠ ભણાયો ॥ લાહો૦ ॥ ૬ ॥
મ્હારા સાહેબજીની ભક્તિ કરેયો, કાંઈ વીનતિને વયણે નયનસલૂણે,
દિલ ધરિ દિલ ધરિ ગુણગણુ તેહનાં ધરયો;
ભક્તિ કરેયો, નેહ ધરેયો, આણા [1]સિરૂપરિ ધરયો,
શ્રીજ્ઞાનવિમલસૂરિ ઋષભજિણેસર, અવિચલધ્યાને રહયો ॥લાહો૦॥૭॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—લાવો લાવોને રાજ મૂંઘા મૂંલા મોતી—એ દેશી.

મોરા આતમરામ કુણ દિને શેત્રુંજે જાશું;
શેત્રુંજાકેરી પાજે ચઢતાં, ઋષભતણા ગુણુ ગાશું ॥ મોરા૦ ॥ ૧ ॥
એ ગિરિવરનો મહિમા નિસુણી, હૈયડે સમકિત વાસ્યું;
જિનવર ભાવસહિત પૂજીને, ભવે ભવે નિર્મળ થાશું ॥ મોરા૦॥૨॥
મન વચ કાયા નિર્મળ કરીને, સૂરજકુંડે ન્હાશું;

---

૧ માથા ઉપર.

મરૂદેવીના નંદન નિરખી, પાતિક દુરે પલાશ્યું ॥ મોરા૦ ॥ ૩ ॥
ઇણિગિરિ સિદ્ધ અનંતા હુવા, ધ્યાન સદા તસ ધ્યાશું;
સફલ જન્મમાં એ માનવભવ, લેખેકરીય સરાશું ॥ મોરા૦ ॥૪॥
સુરનરપૂજિત પ્રભુપદકજરજ, નિલવટે તિલક ચઢાશું;
[1]મનમાં હરસી ડુંગર ફરસી, હૈયડે હરખિત થાશ્યું ॥ મોરા૦ ॥૫॥
સમકિતધારી સ્વામિસાથે, સદ્ગુરૂ સમકિત લાશું;
છહરી પાળી પાપ પખાળી, દુરગતિ દુરે દલાશ્યું ॥ મોરા૦ ॥૬॥
શ્રીજિનનામી સમકિત પામી, લેખે ત્યારે ગણાશ્યું;
જ્ઞાનવિમલસૂરિ કહે ધનધન તે દિન, પરમાનંદપદ પાશું ॥મોરા૦॥૭॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—માહરી સહી રે સમાણી—એ દેશી.

આવો ભવિક શત્રુંજયગિરિ જઇયે, ભેટીને નિર્મલ થઇયે રે;
સખી ભવજલ તારૂં.
પૂરવસંચિત પાપ પણાશે, સેવ્યા શિવસુખ લહીયે રે ॥સખી૦॥૧॥
કર્મભૂમિમાં એહ સરિખું, તીરથ અવર ન કોઈ રે ॥સખી૦॥
સિદ્ધ અનંત થયા એણે ઠામે, તીરથ ધરતી જોઈ રે ॥સખી૦॥૨॥
સમકિતશુદ્ધવિરતિ પરિણામે, જિનપૂજાનો રાગી રે ॥સખી૦॥
વળીય વિશેષે એણે ઠામે, એકમના લય લાગી રે ॥સખી૦॥૩॥
એક દોય ત્રણ ભવમાંહે પામે, અવિચલ પરમાનંદી રે ॥સખી૦॥
[2]નાગ મોર સિંહ વાઘપ્રમુખ તિરિ, સુગતિ ગયા જિન
વંદી રે ॥સખી૦॥૪॥
પંચમે આરે ભવિકને તારે, ભવજલ પાર ઉતારે રે ॥સખી૦॥
રિસહેસરઆણા શિરધારી, હોવે અલ્પસંસારી રે ॥સખી૦॥૫॥
દાન શીલ તપ ભાવના ભાવે, આપણીશક્તિ ન ગોપે રે ॥સખી૦॥
થિરપરિણામે વિધિ નવિ [3]વામે, વિવિધભક્તિ નવિ લોપેરે ॥સખી૦॥૬॥
સોવનપુરિસાનિપરે નિતુ નિતુ, મંગલકમલા વાધે રે ॥સખી૦॥
અનુક્રમે જ્ઞાનવિમલ ગુરૂ ગુણથી, સહજે શિવસુખ સાધેરે॥સખી૦॥૭॥

---

૧ મનમાં હરખીને. ૨ હાથી અથવા સર્પ. ૩ ન છાંડે.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

આપો આપો ને લાલ, મુજને મૂંઘા મૂલાં મોતી;
લાવો લાવો ને રાજ, મુજને મૂંઘા મૂલાં મોતી;
શ્રીસિદ્ધાચલ નિરખી વધાવું, પૂરણપુણ્ય પનોતી ॥ આપો૦ ॥૧॥
પ્રથમજિનેસરને જઈ પૂજું, [1]પહેરી નિર્મળ ધોતિ;
હરખે હરખે પ્રભુમુખ નિરખી, મુખને મટકે જોતી ॥ આપો૦ ॥૨॥
પૂરવસંચિત બહુ પાતિકડાં, દુઃખડા [2]દોહગ ખોતી;
પ્રભુગુણગણ મોતનકી માલા, ભાવનાગુણમાં પરોતી ॥આપો૦॥૩॥
અનુભવલીલા એસી પ્રગટી, પહેલાં કદીય ન હોતિ;
ધ્યાનધ્યેયકિરિયા અનુભાવે, પ્રગટે નિરંજન જ્યોતિ ॥ આપો૦ ॥૪॥
પૂજા વિવિધ પ્રકારે વિરચિત, મણિમયભૂષણજ્યોતિ;
નાટકગીત કરંતા મોરી, વાંછિત આશ ફલંતિ ॥ આપો૦ ॥૫॥
સિદ્ધાચલ નિરખી ભવભવની, [3]અલછી ગઈ રોઅંતિ;
ઋદ્ધિસિદ્ધિલીલાસુખ પાઈ, હિયડે જે હસંતિ ॥ આપો૦ ॥૬॥
શિવસુંદરીવરવા વરમાળા, કંઠે ઠવે વસી હોંતિ;
જ્ઞાનવિમલગુરૂ પ્રભુની સેવા, કામગવી દોહંતિ ॥ આપો૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—આજ સખી સંખેસરો—એ દેશી.

એ ગિરૂઓ ગિરિ રાજીઓ, પ્રણમીજે ભાવે;
ભવભવસંચિત આકરાં, પાતિકડાં જાવે. ॥ ૧ ॥

વજ્રલેપસમ જે હોવે, તે પણ તસ દુર;
એહનું દર્શન કીજીએ, ધરી ભક્તિ પડુર. ॥ ૨ ॥

ચંદ્રશેખરરાજા થયો, નિજભગિનીલુબ્ધો;
તે પણ એ ગિરિ સેવતાં, ક્ષણમાંહે સિધ્યો. ॥ ૩ ॥

શુકરાજા જય પામીયો, એહને સુપસાયે;
ગૌહત્યાદિક પાપ જે, તે દુર પલાયે. ॥ ૪ ॥

---

૧ પહેલી નિજમલ ધોતી ઇત્યપિ. ૨ દૌર્ભાગ્ય. ૩ અલક્ષ્મી એટલે દરિદ્રતા.

[1]અગમ અપેય અભક્ષ્ય જે, કીધાં જેણે પ્રાણી;
તે નિર્મળ ઇણ ગિરિયે થાય, એ જિનવર વાણી. ॥ ૫ ॥
વાઘ સર્પ પ્રમુખા પશુ, તે પણ શિવ પામ્યા;
એ તીરથ સેવ્યાથકી, સવિ પાતક વામ્યા. ॥ ૬ ॥
ચૈત્રીપૂનમે વંદતાં, ટળે દુઃખ કિલેશ;
જ્ઞાનવિમલપ્રભુતા ઘણી, હોય સુજસ વિશેષ. ॥ ૭ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—સખિ એ જિન તારૂ—એ દેશી.

તીરથ વારૂ એ તીરથ વારૂ, સાંભળજો સો તારૂ રે; એ તીરથ તારૂ.
ભવજલનિધિ તરવા ભવિજનને, પ્રવહણપરે એ તારૂ રે ॥એ૦॥૧॥
એ તીરથનો મહિમા મોટો, નવિ માને તે કારૂ રે ॥ એ૦ ॥
પાર ન પામે કહેતાં કોઈ, પણ કહિયે મતિ સારૂ રે ॥ એ૦ ॥૨॥
સાધુ અનંતા ઇહાં કણે સિદ્ધા, અંત કર્મના કીધા રે ॥ એ૦ ॥
અનુભવ અમૃતરસ જેણે પીધા, અભયદાન જગે દીધાં રે ॥એ૦॥૩॥
નમિ વિનમિ વિદ્યાધરનાયક, દ્રાવિડવારિખિલ્લ જાણો રે ॥એ૦॥
થાવચ્ચા શુક સેલગ પંથક, પાંડવ પાંચ વખાણો રે ॥ એ૦ ॥૪॥
રામમુનિ ને નારદમુનિવર, શાંબપ્રદ્યુમ્નકુમારો રે ॥ એ૦ ॥
મહાનંદ પદ પામ્યા તેહના, મુનિવર બહુ પરિવારોરે ॥ એ૦ ॥૫॥
તેહભણી સિદ્ધક્ષેત્ર એહનું, નામ થયું નિરધાર રે ॥ એ૦ ॥
શત્રુંજયકલ્પે માહાત્મ્યે, એહનો બહુ અધિકાર રે ॥ એ૦ ॥૬॥
તીરથનાયક વાંછિતદાયક વિમલાચલ જે ધ્યાવે રે ॥ એ૦ ॥
જ્ઞાનવિમલસૂરિ કહે તે ભવિને, ધર્મશર્મ ઘરે આવે રે ॥ એ૦ ॥૭॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

સારો સોરઠદેશ દેખાઓ રસીયા ॥ સારો૦ ॥ આંકણી૦ ॥
સોરઠદેશમે નીકે દો તીરથ, ગઢગિરનાર શત્રુંજય ગિરિયા ॥સા૦॥૧॥
રૈવતગિરિપરિ [2]યદુપતિકેરા, દીક્ષા કેવલજ્ઞાન રસિયા ॥સા૦॥૨॥

---

૧ ન જવાલાયક જગ્યાએ ગયો હોય અને ન પીવાલાયક પીધું હોય અને નહિ ખાવાલાયક ખાધું હોય તેવા પ્રાણી પણ. ૨ નેમિનાથના.

રાજુલનારી નેમીસર હાથે. સંજમ લેઇ [1]ભવોદધિ તરીયા ॥સા૦॥૩॥
શત્રુંજયઉપરે શ્રીરિસહેસર, પૂરવનવાણુ(વાર) સમોસરીયા ॥સા૦॥૪॥
ઇહાં અણગાર અનંત અપાર, અણુસણુઅહિ શિવસુખ વરીયા ॥સા૦॥૫॥
નાભિમલ્હારને કરીય જુહાર. પાવન કરૂં મેં સવિ પરીયા ॥સા૦॥૬॥
હીન અવતાર ન હોત લગાર, જ્ઞાનવિમલપ્રભુ શિર ધરીયા ॥સા૦॥૭॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

સિદ્ધાચલનો વાશી પ્યારો લાગે, મોરા રાજીંદા ॥ સિદ્ધાચલ૦ ॥
શત્રુંજયનો વાશી પ્યારો લાગે, મોરા રાજીંદા ॥ શત્રુંજય૦ ॥
ઇણુ ડુંગરીયામાં ઝીણીઝીણી કોરણી, ઉપર શિખર બિરાજે.
મોરા૦ ॥ સિદ્ધા૦ ॥૧॥
કાને કુંડલ મુકુટ બિરાજે, બાંહે બાજુબંધ છાજે. મો૦ ॥ સિ૦॥૨॥
ચૌમુખ બિંબ અનોપમ છાજે, અદ્દભુત દીઠે દુઃખ ભાજે.
મોરા૦॥ સિ૦ ॥૩॥
ચુવા ચુવા ચંદન ઓર અરગજા, કેશરતિલક વિરાજે મો૦॥સિ૦॥૪॥
એણે ગિરિ સાધુ અનંતા સિદ્ધા, કહેતાં પાર ન આવે મો૦॥સિ૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ એણિપરે બોલે, આ ભવ પાર ઉતારો મો૦॥સિ૦॥૬॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

શુભપરિણામ વધારો તુમે શેત્રુંજે ચાલો, મરૂદેવીનો નંદ
નિહાલો. તુમે૦
પાતિકપંક પખાલો, તુમે ગિરિવરીયે ચાલો,
નિજ જીવિત જન્મ સુધારો રે, વિમલાચલ ચાલો. ॥૧॥
માનું એ તીરથ સમરથ જગમાં, શું કરશે કળિકાળો રે ॥તુમે૦॥
એ [2]પાવન ભવિજનકું કરવા, તરવા મોહહિમાળો રે ॥તુમે૦॥૨॥
દર્શનશુદ્ધે દર્શનકારક, જાણે દેવ દુંદાલો રે ॥ તુમે૦ ॥
[3]ગારવરજ સવિરજ સમવાને, માનું [4]પુષ્કરવરસાલો રે ॥તુમે૦॥૩॥
સુનંદા સુમંગલાદેવીનો, જગભૂષણુ એહ વાહલો રે ॥તુમે૦॥

---

૧ સંસારરૂપ સમુદ્ર. ૨ પવિત્ર. ૩ ઋદ્ધિગારવ ૧, રસગારવ ૨, તથા સાતાગારવ ૩, એ ત્રણ ગારવરૂપ ધૂળ. ૪ પુષ્કરાવર્તમેઘ.

સંકટ સઘળાં અરતિ ને આરતિ, આજથી સવિ પરજાળોરે ॥તુમે૦॥૪॥
અલખ અગોચર ચરિત્ર તુમારો, ન લખે મૂઢમતિવાળોરે ॥તુમે૦॥
માહરું એ મોહજયને કહેતી, એ ગઢ રણુરોસાળો રે ॥તુમે૦॥૫॥
શ્રીરિસહેસર તું પરમેશ્વર, ઉન્નતખૂંપ ઝુણાલો રે ॥તુમે૦॥
[1]ચરણસરોજયુગલ પ્રણમીને, જ્ઞાનવિમલ ગુણ પાળો રે ॥તુમે૦॥૬॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—રાય કહે રાણી પ્રત્યે—એ દેશી.

નિલુડી રાયણ તરૂતળે રે સુણ સુંદરી.
પિલુડા પ્રભુજીના પાય રે ગુણમંજરી.
ઉજવલ ધ્યાને ધ્યાઇએ રે સુ૦ એહિજ મુક્તિ ઉપાય રે; ગુ૦ ॥૧॥
શીતલછાંયે બેસીયે રે સુ૦ જાત્રા કરી મનરંગ રે; ગુ૦
પૂજીયે સોવનફુલડે રે સુ૦ જિમ હોય પાવન અંગ રે. ગુ૦ ॥૨॥
ખીર ઝરે જેહ ઉપરે સુ૦ નેહ ધરીને તેહ રે; ગુ૦
તે ત્રીજે ભવે શિવ લહે સુ૦ થાયે નિર્મળ દેહ રે. ગુ૦ ॥૩॥
પ્રીતિ ધરી પ્રદક્ષિણા સુ૦ દિએ એહને જે સાર રે; ગુ૦
અભંગપ્રીતિ હોએ તેહને સુ૦ ભવભવ તુમ નિરધાર રે ગુ૦ ॥૪॥
કુસુમપત્રફલ મંજરી સુ૦ શાખા થડ ને મૂલ રે ગુ૦
દેવતણા છે [2]વસતિયા સુ૦ તીરથ ને અનુકૂલ રે. ગુ૦ ॥૫॥
તીરથધ્યાન ધરી મને સુ૦ સેવો એહની છાંય રે; ગુ૦
જ્ઞાનવિમલસૂરિ ભાખિઓ સુ૦ શત્રુંજયમાહાત્મ્યમાંય રે ગુ૦॥૬॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—કાફી.

ગિરિરાજ તેરે દર્શનથેં, અબ મેરો મન હે લીનો;
મરૂદેવીકે લાડણે તુમ ગિરિ પધારે,
નાભિકે છબીલા લાલ મેરે પ્રાણાધારે. ॥ ગિરિ૦ ॥૧॥
[3]મોહજોહ દુર ડાલેરિં તુમ ધ્યાન સેતી;

---

૧ ચરણકમલયુગલ. ૨ ઠેકાણા. ૩ મોહનો જોર.

ચિત્તમાં આનંદ હુઆ તાકી વાત કહું કેતી. ॥ ગિરિ૦ ॥૨॥
મિથ્યાત લાત મારકે ધકાય દુર કીનો;
દીનશરણ શુદ્ધકરણ તુમ પાય લીનો. ॥ ગિરિ૦ ॥૩॥
[1]ગજેંદ્ર રેવા રોર મેવા ત્યુંહિ સેવા વાલહી;
પુણ્ય કે અંબાર સાર કલ્પવેલિ મેં લહી. ॥ ગિરિ૦ ॥૪॥
સુધાસમાન તોરા ધ્યાન રહું તેણુ પીનો;
એક તાન તજી ય માન જિમ [2]નીરમીનો. ॥ ગિરિ૦ ॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ વયણુ શરણુ મેરે એહી;
તું અદેહી તું અનેહી મેં સદા તુમ નેહી. ॥ ગિરિ૦ ॥૬॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—પ્રભાતી.

આવી રૂડી ભક્તિ મેં પહેલા ન જાણી,
પહેલા ન જાણી રે પ્રભુજી પહેલા ન જાણી;
સંસારની [3]માયામાં મેં તો વલોયું પાણી. ॥ આવી૦ ॥૧॥
શત્રુંજયગિરિવર જઇએ, નવાણું વહીએ;
આતમ શુદ્ધ કરીને એ તો, પાવન થઇએ. ॥ આવી૦ ॥૨॥
ઋષભજિણેસર સ્વામી મારા, ભેટ્યા ભલે ભાવે;
નાભિનરેસરનંદન દીઠા, હરખ્યો તે વારે. ॥ આવી૦ ॥૩॥
ચોરાશીલાખ જીવાયોનિમેં, ભમિયો કાલ અનંતા;
તિહાં ભાવામત્તને નવિ પેખ્યો, એવો અરિહંતા. ॥ આવી૦ ॥૪॥
કામ ક્રોધ માન માયા લોભે, અતિ રડવડીયો;
એકેંદ્રી બેઇંદ્રિ તેઇંદ્રિમાંહે, તું નવિ પેખ્યો. ॥ આવી૦ ॥૫॥
જ્ઞાનવિમલસૂરિ ઇમ જંપે, મુને એહવા હેવા;
મોક્ષમાર્ગના સ્વામિ આપો, મુજને એ મેવા. ॥ આવી૦ ॥૬॥

---

૧ હાથીના મનમાં જેમ રેવાનદી અને રોર એટલે દરિદ્રીને મેવા-મિષ્ટાન ગમે તેમ. ૨ પાણીને માછલું. ૩ માયાનું ઇત્યપિ.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—મારૂજી.

મારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચળે રે, દેખીને હરખિત થાય;
વિધિશું કીજેરે જાત્રા એહની રે, મ્હારાં ભવભવના દુઃખ જાય.
॥ મારૂં૦ ॥ ૧ ॥
પંચમે આરેરે પાવન કારણે રે, એ સમો તીરથ નહિ કોય;
મોટો મહિમારે [1]મહિયલ એહનો રે, આ ભરતે ઇહાં જોય.
॥ મારૂં૦ ॥ ૨ ॥
ઇણ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કર્મ પણ ઇણગિરિ ફરસતારે, હોઇ કર્મની શાંત ॥મારૂં૦॥૩॥
જૈનધર્મ તે સાચો જાણિયે રે, માનું તીરથ એ થંભ;
સુરનરકિન્નરનૃપવિદ્યાધરા રે, કરતાં નાટા હો રંભ ॥ મારૂં૦ ॥૪॥
ધનધન વેલા રે ધનધન તે ઘડી રે, ધરીયે હૃદયમોઝાર;
શ્રીજ્ઞાનવિમલસૂરિગુણ એહના ઘણા રે, કહેતાં નાવે હો પાર.
॥ મારૂં૦ ॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

સિદ્ધાચલ વંદો રે નરનારી, નરનારી નરનારી ॥ સિદ્ધા૦ ॥
નાભિરાયા મરૂદેવીકો નંદન, ઋષભદેવ સુખકારી ॥ સિ૦ ॥૧॥
સિદ્ધાચલ વંદો રે નરનારી, તમે ભેટો રે નરનારી; સિદ્ધા૦
તારે ચારે પાજ ઉપરવારી ॥ સિ૦ ॥૨॥
સમકિત શુદ્ધકરણ એ તીરથ, ત્રિભુવનજન હિતકારી ॥ સિ૦ ॥૩॥
શિવસુખકારણ ભવદુઃખવારણ, મોહ મિથ્યાત નિવારી ॥ સિ૦ ॥૪॥
[2]જ્ઞાનવિમલપ્રભુ વેલ વધારણ, હાં રે આવા ભક્તિ કરૂં એક તારી.
॥ સિ૦ ॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—નાયકાની દેશી.

એક દિન પુંડરીકગણધરૂં રે લાલ,

---

૧ પૃથ્વીતલમાં અથવા જગમાં ઇત્યપિ. ૨ જ્ઞાનઉદ્યોત ઇત્યપિ.

પૂછે શ્રીઆદિજિણંદ સુખકારી રે;
કહીયે તે ભવજલ ઉતરી રે લાલ,
પામીશ પરમાનંદ ભવવારી રે. ॥ એક૦ ॥ ૧ ॥
કહે જિન ઇણગિરિ પામશો રે લાલ,
જ્ઞાન અને નિર્વાણ.જયકારી રે;
તીરથમહિમા.વાધશે.રે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારી રે. ॥ એક૦ ॥ ૨ ॥
એમ નિસુણી તિહાં આવીયા રે લાલ,
ઘાતિકર્મ કર્યાં દુર તમવારી રે;
પંચકોડમુનિએ પરિવર્યા રે લાલ,
હુઆ સિદ્ધિ હજૂર ભવ વારી રે. ॥ એક૦ ॥ ૩ ॥
ચૈત્રીપૂનમ દિન કીજીયે રે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે;
ફુલ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગ રે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે. ॥ એક૦ ॥ ૪ ॥
દશ વીશ ત્રીસ ચાલીશ ભલા રે લાલ,
પચાસ પુષ્પની માલ અતિસારી રે;
નરભવ લાહો લીજીયે રે લાલ,
જિમ લહો જ્ઞાનવિશાલ મનોહારી રે. ॥ એક૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—લાછલદે માત મલ્હાર—એ દેશી.

સિદ્ધાચળ ગુણગેહ, ભવિ પ્રણમો ધરી નેહ;
આજહો સોહે રે મન મોહે, તીરથરાજીયોજી. ॥ ૧ ॥
આદીશ્વર અરિહંત, મુક્તિવધૂનો કંત;
આજહો પૂરવ વાર નવાણું આવી સમોસર્યાજી. ॥ ૨ ॥
સકલસુરાસુરરાજ, કિન્નરદેવ [1]સમાજ;
આજહો સેવારે સારે તે કરજોડી કરીજી. ॥ ૩ ॥
દર્શનથી દુઃખ દુર, સેવે સુખ ભરપૂર;

---

[1] સભા.

આજહો એણુંરે કળિકાળે કલ્પતરૂ અછેજી. ॥ ૪ ॥
પુંડરીકગિરિધ્યાન, લહીએ બહુયશમાન;
આજહો દીપે રે અધિકી તસ જ્ઞાનકળા ઘણીજી. ॥ ૫ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—નાટકીયાની નંદીની દેશી.

સંઘપતિભરતનરેસરૂ, શત્રુંજયગિરિ આવે રે લોલ.
અહો શત્રુંજયગિરિ આવે રે લોલ.
સોવન દહેરાસર વળી, આગળ પધરાવે રે લોલ અહો૦
[1]વાસવપ્રમુખ સુરા બહુ, સાથે તિહાં સોહેરે લોલ અહો૦
વંશઇક્ષ્વાકુ સોહાવીઓ, ત્રિભુવનમનમોહેરે લોલ અહો૦ ॥૧॥
બાહુબલ આદે કરી, કોડિ મુનિવર મળિયારે લોલ અહો૦
જ્ઞાની ગણધર જાણીયે, નમિ વિનમિ બળીયારે લોલ અહો૦
સોમયશા આદે કરી, મહીધર રથવાળા રે લોલ અહો૦
સામંત મંત્રિ અધિપતિ, માની મચ્છરાળારે લોલ અહો૦ ॥૨॥
શ્રાવક ને વળી શ્રાવિકા, વર અણુવ્રતધારીરે લોલ અહો૦
કનકસેનાદિક સાધવી, પ્રતિની વ્રતધારી રે લોલ અહો૦
ચતુરંગસેનાએ પરિવર્યા, છત્રચામરધારા રે લોલ અહો૦
અહળાક દાને વરસતા, જિમ સજલજલધારા રે લોલ અહો૦ ॥૩॥
સાથે સુભદ્રાદિક બહુ, પ્રવરપટ્ટરાણી રે લોલ અહો૦
ઇંદ્રિમાળ પહેરે તિહાં, ધન ધન અવતારા રે લોલ અહો૦
ઓચ્છવશું ગિરિરાજની, કરે ભક્તિ અપારારે લોલ અહો૦
શિખર શિખર ત્રિહું કાળના, કરે જૈન વિહારારે લોલ અહો૦ ॥૪॥
ગણધર [2]નાભિસાથે અછે,બહુ મુનિ આધારારે લોલ અહો૦
બિંબપ્રતિષ્ઠા તે કરે, વિધિશું જયકારા રે લોલ અહો૦
સંઘપતિતિલક સોહામણું, [3]ઇંદ્રાદિકસાથે રે લોલ અહો૦
થાપી થાપે જસ ઘણો, જ્ઞાનવિમલ ભાખે રે લોલ અહો૦ ॥૫॥

---

૧ ઇંદ્રપ્રમુખ. ૨ નાભિનંદન(ઋષભદેવ)ની સાથે. ૩ ઇંદ્રાદિક સાથે ઇત્યપિ.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ દેશાખ—અમ્હે વાહ્યા રે (૨)—એ દેશી.

અમ્હે નાહ્યારે (૨) સૂરજકુંડમાં નાહ્યા રે;
[1]શ્રીસિદ્ધાચળની ભેટી ન હોય, ત્યાંલગે ભવ સઘળો એ વાહ્યા રે.
॥અમ્હે૦॥૧॥
તીરથ બહુ અવનીતળે નિરખ્યાં, તે મનમાં ન સુહાયા રે;
નાભિનરેસરનંદન નિરખત. ધર્મ સકલ [2]આરાહ્યા રે ॥અમ્હે૦॥૨॥
કોડિ અનંત મુનીસર સિધ્યાં, તપ સઘળાએ સરાહ્યા રે;
ભાવસહિત જે ગિરિવર ફરસે, તસ શિવસુખ [3]કર આયારે ॥અ૦॥૩॥
હોય અઠ્ઠમ સાત છઠ્ઠ કરીને, લાખ નવકારજ ધ્યાયો રે;
ઇણિપરે વિધિશું શત્રુંજય સેવે, તસ દુ:ખદુરિત ગમાયારે ॥અ૦॥૪॥
જે નર શ્રીરિસહેસર ભેટે, ધન્ય તે જનનીજાયા રે;
જ્ઞાનવિમલગિરિ ધ્યાન ધરંતા, સમકિતગુણનિધિ પાયા રે ॥અ૦॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

શેત્રુંજાકેરી ટૂંકે ઉમાહો લાગ્યો રે નયણાં.
લલિતસરોવરપાલ હારોદર લાગી રે સયણાં;
શ્રીઆદીશ્વર અરિહંતજી રે, ઓલગડી અવધાર;
ભયભંજન ભગવંતજી રે, મનમંદિર [4]પાઉધાર.
॥ કૃપા કરી સુણીયે રે વયણા ॥૧॥
તીરથ તીરથ સહુ કહે રે, પણ શેત્રુંજ સમ નહી કોય;
સીમંધરજિનરાજજી રે, ભાખે સુણે [5]ભવિલોય ॥ કૃપા૦ ॥૨॥
પંચમઆરે એહ છે રે, સિદ્ધક્ષેત્ર શુભ એહ ઠામ;
ભવિકલોકને તારવા રે, એહ યથાર્થ નામ. ॥ કૃપા૦ ॥૩॥
દુ:ખ દુરગતિને વારવા રે, કારણ એહ અનૂપ;
રિસહેસર જિનરાજનો રે, મહિમા અકલ અરૂપ. ॥ કૃપા૦ ॥૪॥
કહેતાં પાર ન પામીયે રે, જસગુણ અનંત અપાર;
જ્ઞાનવિમલપ્રભુ માહરો રે, વાંછિત સુખદાતાર. ॥ કૃપા૦ ॥૫॥

---

૧ જ્યાંસુધી સિદ્ધાચલને ભેટ્યો ન હોય ત્યાંસુધી. ૨ આરાધ્યા.
૩ હાથમાં આવ્યા. ૪ પધારો. ૫ ભવિલોક.

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—સિંધુડો.

[1]તટ યમુનાનો રે અતિ રળિયામણો—એ દેશી.

ગિરિ શ્રીશત્રુંજય અતિરળિયામણોરે, જિહાં ઋષભજિણંદ દયાલ;
એહવો રે અનોપમ અવર ન પેખીયે રે, સ્વર્ગમર્ત્યપાતાલ. ॥૧॥
મ્હારા જીવતણા પ્રતિપાળ, દિલમાંહે સંભાળ, શું કરે તસ કલિકાળ.
॥ ગિરિ૦ ॥ આંચલી ॥

માનું કીર્ત્તિથંભજ થાપીયોરે, ભુવનમાં ભરતભૂપાલ;
પાવન પૂજારે કરતાં પામીયેરે, ભવજલરાશિની પાલ ॥ગિરિ૦॥૨॥

ચંદનશીતલ(રે) જેહને દરિસણેરે, વિષયકષાયની ઝાલ;
[2]ઉપશમ પામેરે ધ્યાને એહનેરે, જો ન હુએ ભવજંજાલ ॥ગિરિ૦॥૩॥

નામથકી એ તીરથ [3]પરગડું રે, જાણે બાળગોપાલ;
સુકૃતિશિરોમણિ તે નર વિધિથકી રે, જેહુહોયે ઈહાં ઉજમાલ.
॥ ગિરિ૦ ॥૪॥

પગલાં ઉપરે રે રાયણરૂખમાં રે, માનું એ સુરતરૂડાલ;
જ્ઞાનવિમલગુણ પુણ્યપરંપરા રે, પ્રસરે પ્રેમ વિશાલ ॥ ગિરિ૦ ॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

### રાગ—રામકલી.

તું ત્રિભુવનસુખકાર ઋષભજિન તું ત્રિભુવન૦
શત્રુંજયગિરિ શણગાર ઋ૦ ભૂષણ ભરતમઝાર ઋ૦
આદિપુરૂષ અવતાર ઋ૦ ॥ આંકણી૦ ॥

તુમ [4]ચરણે પાવન કર્યું રે, પૂર્વનવાણું વાર;
તેણે તીરથ સમરથ થયું રે, કરવા જગત ઉદ્ધાર ॥ ઋ૦ ॥ ૧ ॥

અવર તે ગિરિ પર્વતે વડારે, એહ થયો ગિરિરાજ;
સિદ્ધ અનંતા ઈહાં થયારે, વળી આવ્યા અવર જિનરાજ ॥ઋ૦॥૨॥

---

૧ મ્હારૂં મન મોહ્યું રે શ્રીસિદ્ધાચળે રે—એ દેશી જણાય છે.
૨ ઉપશમી જાય. ૩ પ્રકટ પ્રસિદ્ધ. ૪ તમારા પગલાએ.

સુંદરતા [1]સુખસદનથી રે, અધિક જિહાં પ્રાસાદ;
બિંબ અનેકે શોભીયે રે, દીઠે ટળે વિષવાદ. ॥ ઋ૦ ॥ ૩ ॥

ભેટણકાજે ઉમહ્યા રે, આવે સવિ ભવિલોક;
[2]કલિમલ તસ અડકે નહિરે, જયું સોવનવન [3]રોક ॥ ઋ૦ ॥ ૪ ॥

જ્ઞાનવિમલપ્રભુ જસ શિરે રે, તસ ખસે ભવ પરવાહ;
કરતલગત શિવસુંદરી રે, મળે સહજ ધરી ઉચ્છાંહ ॥ ઋ૦ ॥ ૫ ॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

રાગ—દેશાખ.

શત્રુંજયગિરિ સાંભરે રે, મુજ મન પલક ન વિસરે,
જિહાં નિરખું ઋષભજિણંદ;
ભેદરહિત કરી ભાવના, અમે કરશું પાપનિકંદ ॥શત્રુંજય૦॥૧॥

સિદ્ધિસૌધ આરોહણ કીધો, માનું એ થંભ ઉત્તંગ;
[4]ત્રિવિધ ત્રિવિધથી પાવન થઇએ, એ સમ અવર ન ગંગ ॥શ૦॥૨॥

ભવિકલોકને ભવજલધિતરણકું, [5]એ વડ સફરી ઉત્તંગ;
જ્ઞાનવિમલગિરિ ભરતભૂમિકા, ભૂષણમાણિકનંગ ॥ શ૦ ॥ ૩ ॥

---

૧ દેવવિમાનથી. ૨ કલિયુગનો મલ. ૩ પ્રકાશ.
૪ મનવચનકાયાએ કરીને. ૫ એ મહોટું વહાણ.

## અથ શ્રીઅષ્ટાપદગિરિતીર્થનું સ્તવન.

### રાગ—આપો આપોને લાલ મૂંઘા મૂલાં મોતી—એ દેશી.

અષ્ટાપદગિરિ યાત્રા કરણકું, રાવણ [1]પ્રતિહરિ આયા;
પુષ્પકનામવિમાને બેસી, મંદોદરી સહાયા. ॥૧॥
શ્રીજિન પૂજી લાલ, સમકિત નિર્મળ કીજે,
નયણે નિરખી લાલ, નરભવ સફળો કીજે;
હૈયડે હરખી લાલ, સમતાસંગ કરીજે ॥ આંકણી ॥
ચઉમુખ ચઉગતિહરણ પ્રાસાદે, ચોવીશે જિન બેઠા;
ચઉદિશિ સિંહાસન સમનાસા, પૂર્વદિશે [2]દોય જેઠા ॥શ્રીજિન૦॥૨॥
સંભવ આદે દક્ષિણ ચારે, પશ્ચિમે આઠ સુપાસા;
ધર્મ આદિ ઉત્તરદિશે જાણો, એવં જિન ચોવીશા ॥શ્રીજિન૦॥૩॥
બેઠા સિંહતણે આકારે, જિણહર ભરતે કીધો;
રયણબિંબ મૂર્ત્તિ થાપીને, જગે જસવાદ પ્રસિદ્ધો ॥શ્રીજિન૦॥૪॥
કરે મંદોદરીરાણી નાટક, રાવણ [3]તંતી વજાવે;
માદલ વીણા તાલ તંબુરા, પગરવ ઠમઠમકાવે ॥શ્રીજિન૦॥૫॥
ભક્તિભાવે ઇમ નાટક કરતાં, તૂટી તંતી વિચાલે;
સાંધી આપ નસા નિજકરની, [4]લઘુકળશું તતકાળે ॥શ્રીજિન૦॥૬॥
દ્રવ્યભાવશું ભક્તિ ન ખંડી, તો અક્ષયપદ બાંધ્યું;
સમકિતસુરતરુનું ફળ પામ્યો, તીર્થંકરપદ સાંધ્યું ॥શ્રીજિન૦॥૭॥
એણિપેરે ભવિજન જે જિન આગળ, બહુપેરે ભાવના ભાવે;
જ્ઞાનવિમલગુણ તેહનાં અહનિશ, સુરનરનાયક ગાવે ॥શ્રીજિન૦॥૮॥



---

૧ પ્રતિવાસુદેવ. ૨ મોટા એટલે શ્રીઆદીશ્વરભગવાન ને શ્રીઅજિતનાથ. ૩ વીણા. ૪ લઘુલાઘવી કળા.

## અથ શ્રીસમ્મેતશિખરગિરિતીર્થનું સ્તવન.

રાગ—કપૂર હોવે અતિ ઉજળો રે—એ દેશી.

સમ્મેતશિખરગિરિ ભેટીયે રે, મેટવા ભવના પાશ;
આતમસુખ વરવા ભણી રે, એ તીરથ ગુણનિવાસ રે ॥ ૧ ॥
ભવિયા સેવો તીરથ એહ, સમ્મેતશિખર ગુણગેહરે ॥ભ૦॥આંકણી॥
સમ્મેતશિખર [૧]કલ્પે કહ્યો રે, વીશ ટુંક અધિકાર;
વીશ તીર્થંકર શિવવર્યા રે, બહુમુનિને પરિવારરે ॥ ભ૦ ॥ ૨ ॥
[૧]સિદ્ધક્ષેત્રમાંહે વસ્યા રે, ભાખે નય વ્યવહાર;
[૨]નિશ્ચય નિજસ્વરૂપમાં રે, દોય નય પ્રભુજીના સારરે ॥ભ૦॥ ૩ ॥
આગમવચન વિચારતાં રે; અતિ દુર્ગમનયવાદ;
વસ્તુતત્ત્વ જેણે જાણીયે રે, તે આગમ સ્યાદ્વાદ રે ॥ ભ૦ ॥ ૪ ॥
જયરથરાય તણીપરે રે, જાત્રા કરો મનરંગ;
ભવદુ:ખને દેઈ [૩]અંજલિ રે, થાય સિદ્ધિવધૂનો સંગરે ॥ભ૦॥ ૫ ॥
સમકિતયુત જાત્રા કરે રે, તો શિવહેતુ થાય;
ભવહેતુ કિરિયા ત્યાગથી રે, આતમગુણ પ્રગટાય રે ॥ ભ૦॥ ૬ ॥
જેહ સમયે સમકિત થયું રે, તેહ સમયે હોય નાણ;
જ્ઞાનવિમલગુરૂ ભાખીયા રે, આવશ્યકભાષ્યની વાણ રે॥ભ૦॥ ૭ ॥



---

૧ શ્રીતીર્થકલ્પગ્રંથમાં. ૨ વ્યવહારનય માને છે કે સિદ્ધભગવાન સિદ્ધક્ષેત્રમાં રહ્યા છે અને નિશ્ચયનય માને છે કે સિદ્ધભગવાન આપસ્વરૂપમાં રહ્યા છે તે બે નય પ્રમાણ છે. ૩ જલાંજલી.

## અથ શ્રીઅર્બુદ(આબુજી)ગિરિતીર્થનું સ્તવન.

### રાગ—નિંદરડી વેરણ હુઈ રહી—એ દેશી.

આજ અનોપમપુણ્યથી, મેં ભેટ્યા હો શ્રીઆદિજિણંદ;
આબુશિખરે સોહતો, ઘણું મોહતો હો ભવિજનના વૃંદ ॥આજ૦॥૧॥
પરમકૃપાળુ કળાનિલો, તું જગતિલો હો પ્રભુ મહિમાવંત;
પરઉપકારી પરગડો, જગમાં વડો હો તું અતિશયવંત ॥આજ૦॥૨॥
ઉમાહો બહુદિવસનો, મનમાંહતો હો પૂરણ થયો તેહ;
[1]રિસહજિનેસર નિરખીઓ, હૈયે હરખીયો હો જિમ [2]ચાતક મેહ.
॥આજ૦॥૩॥
પહાણ પલાશ પનગ ઘણા, બીહામણાં હો ડુંગરના ઘાટ;
ચોર ચરડ ભરી તલહટ્ટી, જિહાં ખાવોહો વળી જવનો બાંટ॥આજ૦॥૪॥
બોલ ન જાણે કેળવી, વળી મેળવી હો જાણે નહિ વાત;
નાભિતણી મોટમ ધરે, મન નવિ ધરે હો સદ્ગુરૂની વાત ॥આજ૦॥૫॥
ભાતપ્રમુખ જિહાં વેચીયે, ઉલેચાય હો ઠામે ઠામે નીર;
હીર ન ભેલે કેહને, વળી જેહને હો નહિ [3]શૌચ શરીર ॥આજ૦॥૬॥
છોતિ ગોતિ જિહાં થોડલી, વળી થોડલા હો લોકે જિહાં રૂપ;
ભૂપ ઘણું જિહાં લોભીયા, નહિ ભોજને હો વળી આજુ તૂપ ॥આ૦॥૭॥
તે દેશ તેં પાવન કર્યો, તિમ [4]દડવડયો હો આવે સવિ લોક;
નહિતરે કુણ ઈણે દેશડે, કહો એવડા હો મિલે મહાજનથોક ॥આ૦॥૮॥
તે સવિ મનમાં અવગણી, બહુ ભાવશું હો ધરી હૃદયે વિવેક;
પ્રભુ તુજ દરિસણ અલજ્યા, ઠામઠામનાહો આવે સંઘ અનેક॥આ૦॥૯॥
આબુ અતિસોહામણો, ઉંચો ઘણો હો વિષમા જસ પાજ;
પણ જિન તાહરા ધ્યાનથી, સુખથી ચઢે હો ભેટે જિનરાજ ॥આ૦॥૧૦॥
બાર ગામ ઉપર વસે, જાણે ડુંગરે હો દેવતાનું વાસ;
અંબકદંબ ચંપક ઘણા, વળી કમળનાહો મહકે જિહાં વાસ॥આ૦॥૧૧॥
સરસ જડી બહુ ઔષધી, છત્રુતુતણી હો જિહાં લાભે પૂર;
ઠામઠામ નીરે ભર્યો, વળી પરવર્યો હો ફળફુલ પડૂર ॥આ૦॥૧૨॥
શ્રીધર્મઘોષસૂરીતણી, આજ્ઞા લહે હો [5]ઈહાં વિમલમંત્રીશ;

---

૧ શ્રીઋષભજિનેશ્વર. ૨ ચાતકપક્ષી જેમ વરસાદને દેખી આનંદ પામે તેમ. ૩ પવિત્ર. ૪ દોડ્યો દોડ્યો. ૫ ઈહાં આબુગિરિયે.

ચક્કેસરી ને અંબિકા,તસ સાન્નિધે હો લહી સકળજગીશ॥આ૦॥૧૩॥
આરસમય જિન દેહરૂં, ગિરિ સેહરૂં હો અનોપમ જિહાં કામ;
બહોતેરમંડપ દીપતા,વળી એહનું હો વિમલવસહી નામ॥આ૦॥૧૪॥
મંડપે મંડપે કોરણી, અછે નવનવા હો વારૂં વિજ્ઞાન;
જોતાં તૃપ્તિ ન પામીયે, ધ્વજકલસશું હો દીસે અભિરામ॥આ૦॥૧૫॥
પીતળ [1]ભારઅઢારની, શ્રીઋષભની હો મૂલપ્રતિમા કીધ;
સંવત સહસ્સઅઠ્યાસીએ,મંત્રીશ્વરે હો જગમાં જસ લીધ॥આ૦॥૧૬॥
હસ્તિશાલ આગળ ભલી, ઘોડે ચઢયો હો વળી વિમલમંત્રીશ;
છત્ર ધર્યું શિરઉપરે, ભણેજડો હો રહ્યો મન ધરી રીસ ॥આ૦॥૧૭॥
સોનૈયા ઈહાં ખરચીયા, મંત્રીશ્વરે હો તિમ કોડી અઢાર,
સહસછપન્ન તિમ ઉપરે, શતપાંચશેં હો પચાસ ઉદાર ॥આ૦॥૧૮॥
પીતલમયપ્રતિમાતણો, [2]સમયમાનથી હો થયો નાશ તેવાર;
[3]સંવત તેર અઠયોતરે, પ્રતિમાતણો હો કીધો ઉદ્ધાર ॥આ૦॥૧૯॥
તે પ્રતિમા સંપ્રતિ અછે, ભવિ મન રૂચે હો એ મૂલપ્રાસાદ;
તે પાસે શ્રીનેમિનો, દીસે અતિભલો હો બીજો પ્રાસાદ ॥આ૦॥૨૦॥
વસ્તુપાલ તેજપાલજી, ભાઈ ગુણનીલા હો થયા પુણ્યપવિત્ર;
સંવત બારઅઠ્યાશીએ,જિનવાસીયે હો કર્યું કામ પવિત્ર ॥આ૦॥૨૧॥
બાર કોડિ વળી જાણીયે, શતદોયસેં હો વળી સહસ બાવન્ન;
સોનૈયા ખરચ્યા ઈહાં, જે પેખશે હો તે માનવ ધન્ન ॥આ૦॥૨૨॥

---

૧ અહિં ભારનું માન નિચે પ્રમાણે—૭ સરસવે એક યવ થાય, ત્રણ યવે એક ચણોઠી થાય, ત્રણ ચણોઠીયે એક વાલ થાય, તેવા સોલ વાલે એક ગદિયાણો થાય, તેવા દશ ગદિયાણે એક પલ થાય, તેવા દોઢસો ગદિયાણે એક મણ થાય ( એવા નાનકડા મણનો પણ કોઇક દેશમાં વ્યવહાર કરાય છે ), તેવા દશ મણે એક ધડી થાય, ને તેવી દશ ધડીએ એક ભાર પ્રમાણ થાય તેવા અઢાર ભાર વજન પ્રમાણે શ્રીઋષભદેવભગવાનની મૂલપ્રતિમા શ્રીવિમલશાશેઠે ભરાવી. ૨ દુઃષમાકાલના દોષથી. ૩ તેના માટે વસ્તુપાલતેજપાલમંત્રીયે કરાવેલ શ્રીનેમિનાથના દેરાસરની પ્રશસ્તિની જીર્ણપ્રતમાં એક ઠેકાણે એક લેખ આ પ્રમાણે છે. શ્લોકઃ—

**वसु८ मुनि७ गुण३ शशि१ वर्षे (१३७८) ज्येष्ठासितनवमीसोमयुते दिवसे । श्रीज्ञानचंद्रगुरुणा प्रतिष्ठितोऽर्बुदगिरौ वृषभः ॥१॥ संवत् १३७८ वर्षे जीर्णोद्धारः कृतः** ઈત્યાદિ.

બેપાસે બે [1]આલીયા, અને નવલખો હો કોરણી બહુમૂલ;
ચારથંભ ચોકીતણા, [2]કસવટતણા હો રૂપાસમ મૂલ ॥આજ૦॥૨૩॥
હસ્તિશાલ પાછળ અછે, તસ પાછળ હો દશ મૂરતિ જેહ;
દશ પેઢી અછે એહની, જિનને નમે હો આણી બહુ નેહ ॥આ૦॥૨૪॥
પીતલપરિકર પરિવર્યું, શ્રીઋષભનું હો વરબિંબ ઉચ્છાહ;
પન્નર પચવીસે રચાવિઓ,ત્રીજું દેહરૂં હો વળી ભીમેશાહ॥આ૦॥૨૫॥
ચોમુખ પારસનાથનું, ચોથું દેહરૂં હો દીસે ઉત્તંગ;
ખરતરવસહી જે કહે,સંઘવીતણું હો જિનગૃહ એક ચંગ ॥આ૦॥૨૬॥
માંડવગઢવાસી ભલા, ભાઈ ગુણનિલા હો [3]સહસાસુરત્રાણ;
અચલગઢે અવિચલ મને, મંડાવિયો હો મોટો મંડાણ ॥આ૦॥૨૭॥
[4]પીતલ મણ સયચોદની, પ્રતિમા અછે હો પ્રૌઢી જિહાં બાર;
ચૌમુખ અચલગઢે ભલો, શ્રીઋષભનું હો પ્રાસાદ અપાર ॥આ૦॥૨૮॥
કુમારપાલનૃપનું કર્યું, મહાવીરનું હો દેહરૂં સુખકાર;
તિમ વળી શાંતિજિણંદનું, દેરૂં અછે હો ત્રીજું જયકાર ॥આ૦॥૨૯॥
આઠ પ્રાસાદ ઇમ ઉપરે, ભાવે કરી હો પૂજે નર જેહ;
આઠમહાસિદ્ધિ તે લહે,વળી ગહગહે હો ત્રિભુવનમાં તેહ ॥આ૦॥૩૦॥
[5]અલૌકિક તીરથ છે ઘણા, જોવાતણા હો કૌતુકના ઠામ;
ઇણિપરે આબુ ફરસીયે,મનહરખે હો જપીયે જિનનામ ॥આ૦॥૩૧॥
આજ ભવોદધિ હું તર્યો, શમરસભર્યો હો દીઠો જિનરાજ;
કાજ સર્યાં આજ માહરાં, ગુણ તાહરાં હો કેતા કહું આજ ॥આ૦॥૩૨॥
તારક તું પ્રભુ મુજ મિલ્યો, હવે સવિ ટળ્યો હો ભવભયનો પાસ;
આશ સફલકરો મનતણી,ત્રિભુવનધણી હો આબુગઢવાસ ॥આ૦॥૩૩॥
અખાત્રીજદિને કરી, આબુતણી હો યાત્રા અતિસાર;
સત્તરઅઠ્યાવીસ સંવતે. [6]દહિઓદરના હો સાથે શ્રાવકસાર॥આ૦॥૩૪॥
વિનયવિમલપંડિતતણો, જગે જસ ઘણો હો ધીરવિમલકવીશ;
તસ શિષ્ય નય ઇમ ભણે, પ્રભુદરિશણે હો પોહોતી મનહ જગીશ.
॥આજ૦॥૩૫॥

---

૧ બે ગોખલા. ૨ કસોટીના પાષાણના. ૩ માંડવગઢના સુરત્રાણપાદશાહનું કરાવેલ છે. ૪ ચૌદસેંચુમ્માલીસ(૧૪૪૪) મણ વજન પ્રમાણે. ૫ અલૌકિક એટલે લોકોત્તર જૈનધર્મના તથા આલૌકિક ઇત્યપિ. ૬ આ દહિઓદરપુર તે રાધનપુરની પાસે છે.

## અથ શ્રીઅર્બુદગિરિતીર્થનું સ્તવન.

રાગ—લાવો લાવોને રાજ મુંઘાં મૂલા મોતી—એ દેશી.

આવો આવોજી રાજ, અર્બુદગિરિવર જઇએ,
શ્રીજિનવરની ભક્તિ કરીને, આતમ નિર્મલ થઇએ;
વિમલવસહિમાં પ્રથમજિનેસર, મુખ નિરખે સુખ પઇએ,
ચંપકકેતકપ્રમુખકુસુમવર, કંઠે [1]ટોડર ઠવીએ ॥આવો૦॥૧॥
જમણેપાસે લુણગવસહી, શ્રીનેમીશ્વર નમીએ;
રાજિમતીવર નયણે નિરખી, દુઃખદોહગ સવિ ગમીએ ॥આવો૦॥૨॥
સિદ્ધાચલે શ્રીઋષભજિનેસર, [2]રૈવતે નેમિ સમરીયે,
અર્બુદગિરિની યાત્રા કરતા, બિહું તીરથ ચિત્ત ધરીયે ॥આવો૦॥૩॥
મંડપે મંડપે વિવિધ કોરણી, નિરખી હૈયડે ઠરીએ;
શ્રીજિનવરના બિંબ નિહાળી, નરભવ સફલો કરીએ ॥આવો૦॥૪॥
અચલગઢે આદીસર પ્રણમી, અશુભકર્મ સવિ હરીયે;
[3]પાસ શાંતિ નિરખ્યા જબ નયણે, મન મોહ્યું ડુંગરીએ ॥આવો૦॥૫॥
પાજે ચઢતાં [4]ઉજમ વાધે, જિમ ઘોડે પાખરીયે;
સકલજિનેસર કેશરે પૂજી, પાપપડલ સવિ હરીયે ॥આવો૦॥૬॥
એકણ ધ્યાને પ્રભુને ધ્યાતાં, મનમાંહિ નવિ ડરીયે;
જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાયે, સકલસંઘ સુખ કરીયે ॥આવો૦॥૭॥



---

૧ હાર. ૨ ગિરનારે, તેને માટે એક જૈનકવીશ્વર, વસ્તુપાલમંત્રીશ્વરે આબુજી ઉપર કરાવેલ શ્રીનેમિનાથના દેરાસરની પ્રશસ્તિની પાછળ લખે છે કાવ્યં—

सिद्धक्षेत्रमिति प्रसिद्धमहिमा श्रीपुंडरीको गिरिः,
श्रीमान् रैवतकोऽपि विश्वविदितः क्षेत्रं विमुक्तेरिति ।
नूनं क्षेत्रमिदं द्वयोरपि तयोः श्रीअर्बुदस्तत्प्रभु-
र्भेजाते कथमन्यथा सममिमं श्रीआदिनेमी स्वयम् ॥ १ ॥

૩ પાર્શ્વનાથ ને શાન્તિનાથ. ૪ ઉલ્લાસ.

## અથ શ્રીતારંગગિરિતીર્થમંડન શ્રીઅજિતનાથજિન સ્તવન.

### ઢાળ ૧ લી.

રાગ—મેડી ઉપર મેહ ઝરોખે વીજળી હો લાલ—એ દેશી.

આણંદ અધિક ઉચ્છાહ ધરી દિલમાં ઘણો હો લાલ ધરી૦
બહુદિનનો ઉમાહ સફળ થયો મુઝતણો હો લાલ સફળ૦ ॥ ૧ ॥
ભવતારણ તારંગ [1]અચલ જબ નિરખીઓ હો લાલ અચલ૦
હીયડું હેજ વિલાસ ધરી ઘણું હરખિઓ હો લાલ ધરી૦ ॥ ૨ ॥
દંડ કલસ અભિરામ ધ્વજાશ્યું સોહતો હો લાલ ધ્વજા૦
ગગનશું માંડે વાદ પ્રાસાદ મન મોહતો હો લાલ પ્રાસાદ૦ ॥ ૩ ॥
કુમાળપાલનરિંદ પરમશ્રાવક કર્યો હો લાલ પરમ૦
ધન્ય ધન્ય [2]હેમસૂરીંદ જેણે નૃપ ઉદ્ધર્યો હો લાલ જેણે૦ ॥ ૪ ॥
તેણે કીધો કુમારવિહાર નામે દેવકુલ ભલો હો લાલ નામે૦
મહીયલમાંહિ જયંત જાણે ત્રિભુવનતિલો હો લાલ જાણે૦ ॥ ૫ ॥
બેઠા અજિતજિણંદ [3]ગજાંક મનોહરૂ હો લાલ ગજાંક૦
વિજયામાત મલ્હાર સોભાગી સુંદરૂ હો લાલ સોભાગી૦ ॥ ૬ ॥
[4]પટ્ઋતુની વનરાજિ વિરાજે બહુપરે હો લાલ વિરાજે૦
કોડિશિલા જિહાં દીઠે ભવિજન મન હરે હો લાલ ભવિ૦ ॥ ૭ ॥
તારણદેવીનામ અછે રખવાલિકા હો લાલ અછે૦
એ ગિરિની મનોહાર ભવિક સુખદાયિકા હો લાલ ભવિક૦ ॥ ૮ ॥
ચાર પાજે ચઢી ચઉગતિ દુઃખ નિકંદીયે હો લાલ દુઃખ૦
ભેટી અજિતજિણંદ સદા આણંદીયે હો લાલ સદા૦ ॥ ૯ ॥
તોરણ થંભ ઉત્તંગ [5]કેગરની કોરણી હો લાલ કેગરની૦
પૂતળીરૂપ અનૂપ શોભા અતિઉગણી હો લાલ શોભા૦ ॥૧૦ ॥
સિદ્ધાચલસમ એહ [6]આનંદપુર પાસથી હો લાલ આનંદ૦
સફળ કરો અવતાર સુદર્શનવાસથી હો લાલ સુદર્શન૦ ॥૧૧ ॥

---

૧ પર્વત. ૨ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિમહારાજ. ૩ ગજાંક એટલે હાથીના લાંછનવાળા. ૪ હેમંત ૧, શિશિર ૨, વસંત ૩, ગ્રીષ્મ ૪, વર્ષા ૫, શરદ ૬, એ ૬ ઋતુઓ અને દરેક ઋતુઓ બે બે માસ પ્રમાણની જાણવી. ૫ કેગરનાં લાકડાં. ૬ આનંદપુર એટલે વડનગર તે હમણા તારંગાજી પાસે છે ને પહેલા પણ વડનગરમાં સિદ્ધાચળતીર્થની તલહટ્ટી હતી.

## ઢાળ ૨ જી.

### રાગ—નણદલની દેશી.

સાહિબ અજિતજિણંદ અવધારીયે, દાસતણી અરદાસ હો;
સા૦ શ્રીતારણગિરિમંડણો, મહીમાં મહિમનિવાસ હો ॥સા૦॥૧૨॥
સા૦ ગુણ અનંત છે તાહરે, તો કાં ન દિઓ એક હો;
સા૦ તિણગુણથી તુઝને મિલ્યો, ભક્તિતણે સુવિવેક હો ॥સા૦॥૧૩॥
સા૦ રયણાયર એક રયણડે, દેતાં ન હોય હાણિ હો;
સા૦ તિણે નાશે લોકની આપદા, વાધે સુજસની વાણી હો ॥સા૦॥૧૪॥
સા૦ સુનજરથી હોઈ, સેવક શુદ્ધ સુબોધ હો;
સા૦ [1]તરણિપ્રભા પણ દુરથી, કરે [2]કમલાકરબોધ હો ॥સા૦॥૧૫॥
સા૦ ગિરૂઆ ગુણવંતા જિકે, હોય તે સમભાવ હો;
સા૦ ન્હાનાં મ્હોટાં નવિ ગણે, સવિને તારે નાવ હો ॥સા૦॥૧૬॥
સા૦ હાથે દોય કુસુમાંજલી, વાસે [3]વામ અવામ હો;
સા૦ ચંદ્રજ્યોતિ સઘળે સમી, ઉંચ નીચ ગુણધામ હો ॥સા૦॥૧૭॥
સા૦ મેહ મહીતલે વરસતાં, ન ગણે ઠામ કુઠામ હો;
સા૦ ચંદન નિજવાસે કરી, તરૂવર પરિમલ ધામ હો ॥સા૦॥૧૮॥
સા૦ ફલદલ છાયા બહુ કરે, પંથીજન વિશ્રામ હો;
સા૦ વાટે જે સુરતરૂ ફળ્યા, ઉપગારી ગુણધામ હો ॥સા૦॥૧૯॥
સા૦ ન્હાના સામું વિશેષ જે, સાહિબને ચિત્ત હોય હો;
સા૦ નિર્ગુણ પણ ગુણવંત તે, લોક કહે સહુકોય હો ॥સા૦॥૨૦॥
સા૦ ઈમ જાણીને તારીયે, વીનતડી દિલ આણ હો;
સા૦ આવી લાગ્યા પાઉલે, તેહને શી કરો તાણ હો ॥સા૦॥૨૧॥
સા૦ લોચન લટકે તાહરે, તરીયા સેવક લાખ હો;
સા૦ કહો તેણે શું આપીયું, તે પ્રભુ મુજને દાખ હો ॥સા૦॥૨૨॥
સા૦ ચિત્ત ધરશ્યો તો પૂરશો, એ નિશ્ચયમહારાજ હો;
સા૦ સેવક પણ સુખીયો હોયે, વધશે સાહિબ લાજ હો ॥સા૦॥૨૩॥
સા૦ જ્ઞાનવિમલ તેજે તપે, પ્રભુતાસુંદરી સાથ હો;
સા૦ મહેર ધરીને માનીયે, વીનતડી જગનાથ હો ॥સા૦॥૨૪॥

---

૧ સૂર્યની કાન્તિ. ૨ કમલની ખાણને. ૩ ડાબો ને જમણો.

કલશ.

ભવભ્રાંતિવારણ જગતતારણ, તારંગગિરિવરમંડણો,
શ્રીઅજિતજિનવર નાણદિણયર, [1]દુરિતતિમિરવિહંડણો;
ચઉતીસ અતિશય રયણ મણિગણ, ભવણવણ [2]રયણાયરો,
શ્રીજ્ઞાનવિમલસૂરીંદવંદિત, સકલમંગલ સુહંકરો. ॥૨૫॥



## અથ શ્રીરાણકપુરતીર્થનું સ્તવન.

### ઢાળ ૧ લી.

રાગ—ડુંગરવારૂ—એ દેશી.

[3]પ્રહસમે પ્રભુજી ભેટશું રે લાલ, ગાઉં ઋષભજિણંદરે;
મનમોહન મ્હારા
સફલ મનોરથ માહરોરે લાલ, ઉલ્લસ્યો અંગે આણંદરે મન૦ ॥પ્રહ૦॥૧॥
ત્રિભુવનતિલક સોહામણો હો લાલ, પ્રૌઢો [4]પુહવિ પ્રાસાદ રે મન૦
ઉન્નત ઉંચપણે કરી રે લાલ, કરે ગગનશું વાદરે મન૦ ॥પ્રહ૦॥૨॥
સિદ્ધનિલયને પહોંચવા રે લાલ, ઉભાવ્યો માનું થંભ રે મન૦
જોતાં તૃપ્તિ ન પામીયે રે લાલ, છુટીજે ભવદંભરે મન૦ ॥પ્રહ૦॥૩॥
નલિનીગુલ્મવિમાનની રે લાલ, માંડણી એહ અચંભરે મન૦
પૂતળી મિસે માનુ આવીને રે લાલ, જોવા થિર થઇ રંભરે મન૦ ॥પ્રહ૦॥૪॥
મોટો દેશ મેવાડ છે હો લાલ, જિહાં રાણિકપુર અભિરામ રે મન૦
પોરવાડ તિહાં પરગડોરે લાલ, ધન્નાશા જસ નામરે મન૦ ॥પ્રહ૦॥૫॥
ધન્ય ધાનલદે તેહનીરે લાલ, તરૂણી પુણ્યપ્રધાન રે મન૦
ધર્મકારજ કરી મોટિકારે લાલ, અવિચલ રાખ્યું નામ રે મન૦ ॥પ્રહ૦॥૬॥
અઠ્ઠમપોસહે આદરી રે લાલ, ધરતાં ધર્મનું ધ્યાન રે મન૦
સુધર્મવાસી સુર કહેરે લાલ, વાંછિત દેઉં દાનરે મન૦ ॥પ્રહ૦॥૭॥
વર માંગ્યો દેવલતણોરે લાલ, અનોપમ અતિહિ ઉદ્દામ રે મન૦
પટ્ટ આલેખી આપીયોરે લાલ, સુરવિમાન ઉપમાન રે મન૦ ॥પ્રહ૦॥૮॥

---

૧ પાપરૂપ અંધકાર. ૨ વન=પાણી ને રત્નાકર=સમુદ્ર.
૩ પ્રભાતે. ૪ પૃથ્વીમાં.

રૂપા શિલાવટને દિયોરે લાલ, કોરણી [1]વિતથ ન હોય રે મન૦
પત્થરખાણુ કહી તિહાં રે લાલ, વિઘન નહિ ઈહાં કોયરે મન૦
॥પ્ર૦॥૯॥

## ઢાળ ૨ ૭.

રાગ—કોઇ લો પર્વત ધુંધલો રે લોલ—એ દેશી.

સંવત ચૌદપંચાણુમાં રે લોલ, શુભમુહૂરતે શુભવારરે જિણંદરાય.
મોટે મંડાણે મંડાવીયો રે લોલ, ધરણે ઋષભવિહાર રે જિણંદરાય.
॥ આવો આવો શ્રીજિન વંદીયેરે લોલ ॥૦॥આંચલી૦॥
બ્રહ્માંડ માંડી માંડણી રે લોલ, કીધાં વળી પંચમેર રે જિણં૦
પ્રૌઢો પ્રાકાર ચિહું દિશેરે લોલ, માનું મોહને કરવા જેરરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૧ ॥
દેહરી ચોરાશી દીપતીરે લોલ, ચિહું દિશે પોળ છે ચારરે જિણં૦
લખચોરાશીયોનિમે રે લોલ, માનું ચોગઇભ્રમણ નિવારરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૨ ॥
ઉન્નત શિર થાંભા ભલા રે લોલ, ચૌદસયાં ચૌવીશ રે જિણં૦
[2]તોરણઓલિ સોહામણીરે લોલ, એક એક દિશે બત્રીસરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૩ ॥
વિવિધપ્રકારે કોરણી રે લોલ, પૂતળી ગણીય ન જાય રે જિણં૦
મંડપ ચાર ચિહુંદિશેરે લોલ, રંગમંડપ સુખદાય રે જિણં૦
॥ આવો૦ ॥ ૧૪ ॥
સહસ્રકૂટ તેમાં સોહીયે રે લોલ, અષ્ટાપદ પ્રતિબિંબ રે જિણં૦
નવનિધિપરે નવ ભૂહરાં રે લોલ, તિહાં અનેકજિનબિંબરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૫ ॥
રાયણતળે પ્રભુપાદુકા રે લોલ, અદ્ભુદ્‌મૂરતિ ચંગ રે જિણં૦
ત્રિભુવન ઉદ્ધરવા ભણીરે લોલ, માનું [3]ત્રિહું ભૂમિ ઉત્તંગરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૬ ॥
સ્વર્ગે શાશ્વત દેહરાં રે લોલ, તિમ [4]પુહવીતળે એહ રે જિણં૦
એ સમવડ જે આણીયે રે લોલ, તેહવો ન દીઠો કોયરે જિણં૦
॥ આવો૦ ॥ ૧૭ ॥

---

૧ કોરણી નકામી ન થાય. ૨ તોરણની પંક્તિ. ૩ શ્રીરાણકપુરજીમાં ત્રણમાળનું દેરાસર છે. ૪ પૃથ્વીતળે.

## ઢાળ ૩ જી.

### રાગ—ધોરણીમાં—એ દેશી.

સંવત ચૌદસત્તાણુએ રે, શુદિ પંચમી શુભ યોગ;
માસવૈશાખતણી ભલી રે, આણી બહુવિધ રંગ રે.
॥ શ્રીજિન સેવીયે ॥ ૧૮ ॥
સુવિહિતતપગચ્છ યતિપતિ રે, શ્રીસોમસુંદરસૂરિ;
કરે પ્રતિષ્ઠા અતિભલી રે, વાજતે [1]મંગલતૂર રે ॥ શ્રી૦ ॥ ૧૯ ॥
મૂળનાયક શ્રીઋષભજી રે, ચઉમુખ થાપે રે તેહ;
સમવસરણની થાપના રે, ચઉગતિવારક તેહ રે ॥ શ્રી૦ ॥ ૨૦ ॥
પરિકરયુત ત્રિહું ભૂમિકા રે, ત્રિભુવનનો ઉદ્ધાર;
[2]ચઉવીસસહસને માજનેરે, બિંબપ્રતિષ્ઠા તેણીવારરે ॥શ્રી૦॥ ૨૧ ॥
નાટક વિવિધપ્રકારનાં રે, ઓછવ અતિઘણા થાય;
સંઘ આવે દશદિશિતણા રે, ભેટી પાવન થાય રે ॥ શ્રી૦ ॥ ૨૨ ॥
અચલ હુઓ અવનીતળે રે, તીરથ મહિમાવંત;
ધરણવિહાર મનોહરૂરે, જસ ગુણનો નહિ અંતરે ॥ શ્રી૦ ॥ ૨૩ ॥
આજલગે તેહ ચૈત્યની રે, પૂજા ભક્તિ વિશેષ;
દિન દિન થાયે દીપતી રે, થાપે પુણ્યની રેખ રે ॥ શ્રી૦ ॥ ૨૪ ॥
ચિહું દિશના સંઘ સામટા રે, જો આવે [3]સમવાર;
પણ [4]સંકટતા નવિ હુવેરે, એહવો ચૈત્યવિસ્તારરે ॥ શ્રી૦ ॥ ૨૫ ॥
શાશ્વત ચૈત્ય તે સાંભરે રે, દીઠે ઇણિ પ્રાસાદ;
જન્મ સફલ તેહનો હુવેરે, નાશે સવિ વિષવાદ રે ॥ શ્રી૦ ॥ ૨૬ ॥
ચાર પ્રાસાદ પાસે અછે રે, પુણ્યતણા તે ઠામ;
આજલગે થાતાં અછે રે, બિંબપ્રાસાદના કામ રે ॥ શ્રી૦ ॥ ૨૭ ॥
તેહનું ધ્યાન સદા ધરે રે, સમકિત નિર્મળ થાય;
જ્ઞાનવિમલ સુખસંપદા રે, પામે સુજસ સવાય રે ॥ શ્રી૦ ॥ ૨૮ ॥



---

૧ મંગલવાજિંત્ર. ૨ કેટલેક ઠેકાણે સવાલાખ પ્રતિમાની પ્રતિષ્ઠા પણ કહેલ છે. यदुक्तं-श्रीकल्पसूत्रलघुवृत्तौ श्रीसोमसुन्दरसूरिः स च श्रीराणकपुरे चतुर्मुखश्रीधरणविहारे सपादलक्षप्रतिमाप्रतिष्ठाकृदिति । ૩ સમકાળે. ૪ સાંકડાસ.

# અથ શ્રીજિનપૂજાવિધિનું સ્તવન.

## દુહા.

શ્રીજિનવદનનિવાસિની, સમરી શારદમાય;
[૧]પંચમઅંગ ધુરે ભણી, બ્રાહ્મીલીપી કહેવાય ॥ ૧ ॥
દેશવિરતિની માંડણી, હોઈ સમકિત શુદ્ધ;
જિનપૂજાથી યોગ શુભ, બાંધે નિર્મલ બુદ્ધ ॥ ૨ ॥

## ઢાળ ૧ લી.

રાગ—રાસકની દેશી.

પ્રણમિય પાસજિણંદ પાય, પભણું પૂજાવિધિ;
પ્રથમ ભવિકજન ભાવશું, એ જોઈ ભૂમિ શુદ્ધ ॥
[૨]અંત્યજ માલન દુગંછનીય, કુલ સંગતિ વરજે;
જે જિનભક્તિ હીણ હોય, તેહને પણ [૩]તરજે ॥ ૩ ॥
શુભસ્થાનક જોઈ કરી, દૂષણ સવિ છંડે;
ઘરે પેસતાં [૪]વામભાગે, દેરાસર મંડે ॥
ભૂમિથકી દોઢ હાથ ઉંચ, સિંહાસન સ્થાપે;
[૫]સમચોરસ સંઠાણ જોઈ, જિમ શિવસુખ આપે ॥ ૪ ॥

---

૧ પંચમઅંગ જે શ્રીભગવતીસૂત્ર તેના પ્રારંભમાં **नमो बंभीए लीविए** એ પાઠ છે. ૨ ચાંડાલ. ૩ તરજે એટલે તર્જના તિરસ્કાર કરે. ૪ ડાબે પાસે **यदुक्तं—विवेकविलासे वायटगच्छीय श्री जिनदत्तसूरिभिः—गृहे प्रविशता वाम—भागे सुस्थानसंस्थितम् । देवतायतनं कुर्यात्सार्द्धहस्तोर्ध्वभूमिषु ॥१॥ इत्यादि.** ૫ એકથી બીજા ઢીંચણસુધી આડું એક સૂત્ર તથા જમણા ઢીંચણથી ડાબા સ્કંધસુધી બીજું સૂત્ર તથા ડાબા ઢીંચણથી જમણા ખધ સુધી ત્રીજું સૂત્ર અને નીચેથી માથાસુધી ચોથું સૂત્ર એ ચારે સૂત્રોનું પ્રમાણ સરખું આવે તો પ્રતિમાં સમચતુરસ્ર કહેવાય છે. **यदुक्तं—अन्योऽन्यजानुस्कंधान्त—स्तिर्यक्सूत्रनिपातनात् । केशान्ताञ्चलयोश्चान्तः सूत्रैक्याच्चतुरस्रता॥१॥**

[1]શુક્ર વત્સ ને રાહુ પરિઘ, શૂલ યોગિની કાલ;
વૈધૃત ને વ્યતિપાત લાત, ઈત્યાદિક ટાળે ॥
શુભમુહૂર્ત્તે ગુરૂશાખશ્યું, [2]ધુરિ કલશ ચઢાવે;
ઓચ્છવશું જિનરાજ બિંબ, ઘરમાં પધરાવે ॥ પં ॥

તારા રાશિ નક્ષત્ર યોનિ, ગણ નાડીવર્ગ;
મિલતે નામે આપણે, હોય જે જિનવર્ગ ॥
ચૈત્રમાસે હોઇ શોક રોગ, જેઠે ધન હાણિ;
આષાઢે તિમ ભાદ્રમાસે, હોય શૂનું ઠાણ ॥ ૬ ॥

આશ્વિન કાર્તિક માસ હોય, કલેશાદિક દુઃખ;
માઘે ભય હોય અગ્નિનો, માગશરે ધન સુખ ॥
શ્રાવણ ને વૈશાખ પોષ, ફાગુણ સુખકાર;
એ માસે જિનરાજબિંબ, ઠવતાં જયજયકાર ॥ ૭ ॥

દીપોત્સવ વિજયાદિ દિવસ, જેહ લોકપ્રધાન;
તિણ દિવસે પણ થાપના, કીજે સાવધાન ॥
કાષ્ઠલેપ પાષાણ ચિત્ર, લોહ દંતની દાખી;
દેરાસરે મૂલબિંબ તે, સ્થાપન નવિ રાખી ॥ ૮ ॥

અંગોપાંગે હીન હોય, ખંડિત વિણપરિકરે;
નાસિકા દોષે દુષ્ટ જેહ, નવિ તેહ દેરાસરે ॥
પૂરવે ચોપદ નાશ હોય, ઈશાને ભમંતા;
અગ્નિકૂણે ભય અગ્નિનો, વાયુકૂણે [3]સચિંત ॥ ૯ ॥

નૈઋતે નિર્ધન કાર જાણી, ઉત્તરે હોય હાણિ;
જિનવર સન્મુખ ટાળવી, દિશિ વિદિશિ પ્રમાણ ॥
દક્ષિણ પશ્ચિમ સન્મુખે, જિનવર બિંબ સ્થાપે;
સુખ સંપત્તિ સંતાન સુખ, જગમાં જસ વ્યાપે ॥૧૦ ॥
વાસ્તુકશાસ્ત્ર પ્રમાણ જાણ, બકવરતપયંત્ર;

---

૧ બિંબપ્રવેશમાં શુક્ર સન્મુખ તથા જમણે પાસે ન જોઇયે તથા વત્સ સન્મુખ અથવા પુંઠે ન જોઇયે તથા રાહુ સન્મુખ ન જોઇયે તથા પરિઘયોગ તજવો તથા શૂલ–યોગિની–કાળ–સન્મુખ ત્યજવા તથા યોગિની પુંઠે અથવા ડાબી સારી અને વૈધૃતિ વ્યતિપાત એ બે કુયોગો ત્યજવા અને લત્તાદિક કુયોગોનો ત્યાગ કરવો વિશેષ મુહૂર્ત જોવાનો અધિકાર જ્યોતિઃશાસ્ત્રથી જાણવો. ૨ પહેલા. ૩ ચિંતાવાળો.

ગ્રંથ વિવેકવિલાસ દેખી, તિમ સ્થાપન મંત્ર ॥
શંકા કંખા દોષ પોષ, ન ધરે મિથ્યાત;
ઇમ દેરાસર ઘરે ઠવે, ધન તેહની માત ॥૧૧ ॥

દુહા.

હવે જિણવિધિ પૂજા કરે, શ્રાવક નિર્મળભક્તિ;
સંક્ષેપિ તે વિધિ કહું, જેહની જેવી શક્તિ ॥૧૨ ॥

ઢાળ ૨ ૭.

[1]રાગ—રત્નમાળાની દેશી.

પ્રથમ પૂરવદિશે અહવા ઉત્તરદિશે, સન્મુખ સ્નાન ભવિ આચરે એ;
શુદ્ધનિર્મળજળે તેલમર્દન કરે, યતનાશું [2]નીર તિહાં વાવરે એ ॥૧૩॥
કેશે દિયે કાંકશી ભક્તિ મનમાં વશી, બેસી પરનાલિય બાજઠે એ;
[3]પોતિક પહેરીને જીવયતના હોઇ, તિણપરે સ્નાનજલ પરઠવેએ ॥૧૪॥
ચરણે ચાખડી ઠવે મુખે જિનગુણ સ્તવે, નિર્મળ ધોતિક પહેરતોએ;
એકપટ નિર્મળ ઉત્તરાસંગનું, આઠપડકોશ મુખે ધારતો એ ॥૧૫॥
વસ્ત્ર દોય જિનવર પૂજતાં નર ધરે, નારીને વસ્ત્ર ત્રણ દાખીયે એ;
નારી નરવસ્ત્રનો પાલટો નવિ કરે,તાન જિનભક્તિશું રાખીયેએ ॥૧૬॥
મન વચ કાય ધન વસ્ત્રને ભૂમિકા, [4]પૂજા ઉપગરણ શુદ્ધિ સાતની એ;
સાચવે પાચવે કઠિનનિજકર્મને, ભવિકજન સિદ્ધિસાધન ભણીએ ॥૧૭॥
વિધિથકી ચંદન ઓરસીયે ઘસી, ભરી ધુરિ રજતકચોલડીએ;
જિનવરબિંબને પૂંજણી પૂંજીને, પછી ન્હવે કનકજલકલસલેએ ॥૧૮॥
અંગલુહણાં તિહાં દોય હર્ષે ધરે, ચંદન વાટકી કરી [5]કરે એ;
શુદ્ધકર્પૂરમાંહિ મેળવી ભેળવી, હિંગુલ કેશરરયું ભરે એ ॥૧૯॥
તેલ જાવેલ મોગરેલ ચૂઆ અતિ, અરગજા અબીર તિહાં વિસ્તરેએ;
[6]પૂર્વ ઉત્તરદિશે મુખે જિનપૂજતો, ભવિકનર એણીપરે ભવતરેએ॥૨૦॥
દક્ષિણસન્મુખે મરણનો ભય કહે, અગ્નિસંતાપભય સંભવે એ;
નૈઋતે વિઘ્ન સંતાનસુખ પશ્ચિમે, [7]વાયુ ચોથે ઠામે સુત હરે એ॥૨૧॥

---

૧ ચતુર ચંપાપુરી વનમાંહે ઉતરી—એ દેશી જાણવી. ૨ પાણી. ૩ ધોતીયું. ૪ પૂજ ઊપગરણ ઇત્યપિ. ૫ હાથમાં. ૬ પૂર્વ તથા ઉત્તરદિશા સન્મુખ. ૭ વાયુકૂણ.

પૂર્વદિશે સંપદા ઉત્તરે ફળ બહુ, ઇશાને ધર્મની વાસના એ;
[1]ઇણિપરે જાણતો ભવિકજન પૂજતો, છેદતો બંધ દુઃખપાશનાએ॥૨૨॥
[2]ચરણ અંગુષ્ટયુગ જાનુયુગ કરયુગ, અંસયુગ મસ્તકે નિલવટી એ;
કંઠે હૃદયસ્થળે ઉદર નાભિમંડળે, અંગે નવતિલક દક્ષિણવટીએ॥૨૩॥
વિવિધયુક્તે કરી ભક્તિશું નવનવી, ભાતિની આંગીય વિરચિયે એ;
સાતનારક નર તિરિગતિ નવવિધ, દુઃખટળે જો જિન ચરચીએ
એ ॥૨૪॥

દુહા.

તદનંતર જિનવરતણે, કંઠે કુસુમચિ [3]દામ;
ગુણસંયુત ગુંથી ઠવે, કરતો ભાવ પ્રણામ ॥૨૫॥

ઢાળ ૩ જી.

રાગ—જિનગુણ ગાવે હો નાગકુમારી—એ દેશી.

જિનગળે ઠાવે હો કુસુમચી માળા, જિનગુણ ગાવે હો ભાવવિશાલા.
॥ જિન૦ ॥
જિન ગુણ ગાવે હો દેઇ દેઇ તાલા,
જિન ગુણ ગાવે હો કે ભાવે ત્રિકાલા,
ચંપક કેતક દમણો મરૂઓ જાઇ જુઇવાલા;
નાગ પુન્નાગપ્રિયંગુ અશોક, મોગર માલતીમાલા ॥ જિ૦ ॥૨૬॥

---

૧

| આગ્નેયી. | દક્ષિણ. | નૈર્ઋતી. |
|---|---|---|
| પૂર્વ. | દિશાવિદિશા યંત્ર. | પશ્ચિમ. |
| એશાની. | ઉત્તર. | વાયવ્ય. |

૨ બે પગને અંગુઠે ૧, બે ઢીંચણે ૨, બે હાથે ૩, બે ખભે ૪, મસ્તકે ૫, કપાળે ૬, કંઠે ૭, હૃદયે ૮, નાભિએ ૯, એ નવઅંગે પૂજા.

૩ ફુલની માળા.

કૃષ્ણાગરૂ કસ્તુરી અંબર, કુંદરૂક ઘનસારો;
તુરૂષ્ક સેલારસ બાતી સુંદર, ધૂપ ઘટી વિસ્તારો ॥ જિ૦ ॥૨૭॥
જિમ જિમ ધૂપ ઉક્ષે તિમ દુરગતિ, દોહગ દુરમતિ નાશે;
ધૂપ દશાંગ કરંતાં ભવિને, પરિઘલપાપ પણાસે ॥ જિ૦ ॥૨૮॥
લોકાલોકપ્રકાશક દીપક, તું જિન ઇમ કહે દીવો;
દીપકપૂજા કરતો ભવિજન, તુમ પરે તે ચિરંજીવો ॥ જિ૦ ॥૨૯॥
ત્રણ પુંજ કરી ઇણિપરે માંગે, જિનમારગ અનુસરતો;
દર્શન જ્ઞાન ચારિત્ર ત્રણ આપો, અક્ષતપૂજા કરતો ॥ જિ૦ ॥૩૦॥
સ્વર્ગાદિક ફલ જિનપૂજાનાં, તેહ ભણી ફળ ઢોવે;
શ્રીફળ [૧]પૂગીફળ નાણાદિક, પરભવ દુઃખી ન હોવે ॥ જિ૦ ॥૩૧॥
વિવિધ સુખડી નૈવેદ્યપૂજા, કરતો મને ઇમ રાખે;
શિવસુખ સુખડલી પ્રભુ આપો, જિમ ભવિબાળક ચાખે ॥જિ૦॥૩૨॥
દક્ષિણદિશે પ્રતિમાને દીવો, ડાબે ધૂપ કરીજે;
ફલ નૈવેદ્યાદિક જિનસન્મુખ, ભૂષણ [૨]જિનકરે દીજે ॥જિ૦॥૩૩॥
[૩]સાઠ નવ ત્રણ કર ગુરૂ મંજ્ઝિમ; જઘન્ય અવગ્રહ સંગે;
ધ્યાન ચૈત્યવંદન [૪]નરદાહિણ, તિમ [૫]વામા વામાંગે ॥ જિ૦ ॥૩૪॥
ચંદનવિણ પૂજા નવિ દાખી, તે કીજે પરભાતે;
વાસપૂજા મધ્યાન્હે સાંજે, ધૂપ દીપ બહુભાતે ॥ જિ૦ ॥૩૫॥
જિનપ્રદક્ષિણા દીયે ભવિક જે, ત્રણ સાત એકવીસ;
ચઉગઈ ભ્રમણ ન હોવે તેહને, એ ફલ વીસવાવીસ ॥જિ૦॥૩૬॥
અષ્ટપ્રકારે જે જિન પૂજે, અષ્ટકર્મ હોયે દુરે;
[૬]આઠ અનંતા ગુણ ને પામે, શિવસુખ હોય હજુર ॥જિ૦॥૩૭॥
અષ્ટમંગલ તસ ઘરે નિત્ય હોવે, અષ્ટમહાસિદ્ધિ પાવે;
આઠે પ્રવચનમાતા સુધી, તેહની જે જિન ગાવે ॥ જિ૦ ॥૩૮॥

દુહા.

જિન પૂજંતા ચિત્ત ધરો, એહ અવસ્થા તીન;
છદ્મસ્થા ને કેવલી, સિદ્ધસ્વરૂપ અદીન ॥૩૯॥

---

૧ સોપારી. ૨ શ્રીજિનના હાથમાં આભૂષણ આપે. ૩ સાઠ હાથ અને નવહાથ અને ત્રણહાથ એમ અનુક્રમે ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય અવગ્રહ જાણવા. ૪ પુરૂષ જમણે પાસે. ૫ સ્ત્રી ડાબે પાસે. ૬ સિદ્ધના આઠ ગુણ.

## ઢાળ ૪ થી.

રાગ સામેરી—સમવસરણ સુરવાજાં વાજે—એ દેશી.

છદ્મસ્થાના ત્રણ પ્રકાર, જન્મ રાજ્ય શ્રામણ્ય ઉદાર;
ભાવિજે તિમ સાર, ઇંદ્રિ ઉચ્છંગે લિએ જિમ સુરગિરિ;
કલશ ધરી રહે જિણપરે સુરવર, શિર ઉપરે નીર ઠવંત. ॥૪૦॥
જિણવેલાએ કીજે પખાળ, [1]નિર્મળનીરે કલશ વિશાળ;
જન્માવસ્થા(જન્મઅવસ્થા) સાર ॥
ચંદન કેશરને ઘનસાર, પુષ્પ ચઢાવે જેણીવાર;
રાજ્યાવસ્થા સાર ॥૪૧॥
કેશરહિત શિર મુખ પેખીજે, [2]શ્રામણ્યાવસ્થા જાણીજે;
સાધુપણું ભાવીજે, જિનમુખ નિરખી રીજે ॥
બીજી અવસ્થા કેવલીકેરી, ચઉવિધ સુર રહે જિનને ઘેરી;
વાજે ભુંગલ ભેરી ॥૪૨॥
પ્રાતિહારજ આઠ બિરાજે, કોડિ ગમે તિહાં વાજાં વાજે;
વયરાદિક સવિ ભાજે ॥
[3]રૂપ્ય હેમ મણિ ત્રણ ગઢ સોહે, ત્રણભુવનનાં મનડાં મોહે;
પરખદા [4]દશદોય ઓહે ॥૪૩॥
ચઉમુખ ચઉવિધ ધર્મ પ્રકાશે, બાર છત્ર રહે અધર આકાશે;
ચોવીસ ચામર ખાસ ॥
ઉભયપાસે કંકેલિ ઉદાર, કુસુમવૃષ્ટિ સુરમાલા ધાર;
ધર્મધ્વજ તિહાં ચાર ॥૪૪॥
સહુસજોયણનો તસ વિસ્તાર, પાદપીઠ સિંહાસન સાર;
અતિશય ત્રીશ ને ચાર ॥
સુર અમરીવાળે તિહાં અંગ, અમરકુમર કરે નાટક ચંગ;
ભાવ અધિક મન રંગ ॥૪૫॥
સત્તરભેદ જબ પૂજા કીજે, કેવલી અવસ્થા ઇમ ભાવીજે;
સમકિતનું ફળ લીજે ॥
સિદ્ધ અવસ્થા કહીએ એહ, પર્યંકાસન બેઠા જેહ;
કાઉસ્સગ્ગે રહ્યા તેહ ॥૪૬॥

---

૧ નિર્મળજળે. ૨ સાધુપણાની અવસ્થા. ૩ રૂપાનો, સોનાનો અને મણિરત્નનો એ પ્રમાણે ત્રણ ગઢ. ૪ દશ ને બે બાર.

આપ તર્યા તેમ અમને તારો, અષ્ટકર્મનો કલેશ નિવારો;
સમકિત દેઇ સુધારો ॥
જગચિંતામણિ તું જગનાથ, જગબાંધવ તું શિવપુર સાથ;
જગગુરૂ તુંહિ અનાથ ॥૪૭॥
પરમપુરૂષ પ્રભુ તું પુરૂષોત્તમ, દુરે કર્યો તેં [1]મોહમહાતમ;
શરણાગત જન શરણો ॥
અજરઅમર પ્રભુ તું અવિનાશી, તિમ કરો મુજને સુખવિલાસી;
તો દઉં તુમ સાબાશી ॥૪૮॥
ચૈત્યવંદન કરતાં ભાવીજે, ગર્ભાવાસે જિમ [2]નવિ આવીજે;
ઇણિપરે વિનતિ કીજે ॥
સંયમે ધીરવિમલ જિનદેવ, ઇણિપરે જે કરે જિનની સેવ;
નય કહે એ નિતુમેવ ॥૪૯॥

દુહા.

જે જિનભક્તિયે દુમણો, ન ધરે જિનશું નેહ;
નરરૂપે તે નારકી, નય કહે તેહની દેહ ॥૫૦॥
ભાવસહિતભક્તિયે કરી, નવિ કીધી જિનસેવ;
દાસપણું પરભવ લહે, નય કહે તે નિતુમેવ ॥૫૧॥

## ઢાળ ૫ મી.

[3]રાગ આશાવરી—નમો રે નમો શ્રીશત્રુંજયગિરિવર—એ દેશી.

શ્રીજિનપૂજા વિધિશું કીજે, શિવસુખ સ્હેજે લીજેરી;
જિન તુજ મુખમુદ્રા નિરખંતાં, મુજ તનમન અતિરીઝેરી ॥શ્રી૦॥૫૨॥
પંચવરણ વર કુસુમચી માલા, જે જિનકંઠે આરોપેરી;
તે નરને શિવવનિતા વરવા, વરમાળા ગળે ઓપેરી ॥શ્રી૦॥૫૩॥
કુસુમકલીનો છેદ ન કીજે, પત્રભંગ નવિ કીજેરી;
ઉત્તમસ્થાનક તરૂવરકેરૂં, ઉત્તમગંધ ગ્રહીજેરી ॥શ્રી૦॥૫૪॥
કીરે ખાધું [4]કુવસને બાંધ્યું, પગે લાગ્યું ભોંયે પડીયુંરી;
નાભિથકી જે હેઠું ધરીયું, તિમ શિર ઉપર ચઢીયુંરી ॥શ્રી૦॥૫૫॥

---

૧ મોહરૂપ મહાંધકાર. ૨ જિમ નાવિજે ઇસપિ.
૩ બાપડલાં રે પાતિકડાં તુમે શું કરશો હવે રહીને રે—એ દેશી જાણવી.
૪ ખરાબ વસ્ત્રે બાંધેલું અથવા અડકેલું.

વાસી રાખ્યું લોકે ફરસ્યું, કોહ્યું [1]કરથી ખલિઉંરી;
ગંધવિહુણું ઓછું દુણું, અવર દેવને માગીઉંરી ॥શ્રી૦॥૫૬॥
પત્ર કુસુમ એહવું વરજીજે, પહેરીજે શુભવેશજી;
ઉજ્વલનિર્મળ વસ્ત્ર અખંડિત, જેહ સુપોત સુપેસજી ॥શ્રી૦॥૫૭॥
એણીપેરે વિધિશું જે જિન પૂજે, ધ્રૂજે પાતિક તાસજી;
[2]નય જિનગુણપૂજાનો રસીયો, ભવેભવે [3]તુમપય દાસજી॥શ્રી૦॥૫૮॥

વસ્તુ.

સ્નાત્ર ચંદન દીપ જલ ધૂપ કુસુમ નેવેદ્ય ધ્વજ ચામરે,
વાસ અક્ષત દેવદ્રવ્યવૃદ્ધિં વાજિંત્ર નાટક ગીત થુતિ;
પત્ર છત્ર ફલ અતિપ્રસિદ્ધ ॥
વસ્ત્રવિભૂષણ અતિઘણાં, એમ એકવીશ પ્રકાર;
નય કહે પૂજી વિનવો, જિન ! હમને ભવજલ તાર. ॥૫૯॥

દુહા.

આઠ સત્તર એકવીશવિધ, એકશતને વળી આઠ;
એક સહસઆઠ ઉપરે, એમ પૂજાવિધિ પાઠ ॥૬૦॥
હવે જિનપૂજા ફળ કહું, લહી ગ્રંથની સાખ;
જિનપ્રતિમા જિનસારિખી, એ ગણધરની ભાખ ॥૬૧॥

ઢાળ ૬ ઠ્ઠી.

રાગ—કડખાની દેશી.

ભવિકજન ભાવશું [4]જિનપપૂજા કરો,જિમ તરો એહ [5]ભવજલધિ સોહિલો;
દેશવિરતિતણું ફલ એહ મોટકું, સુગુણમાં તેહ નર ગણિએ પહિલો. ॥ભવિક૦॥૬૨॥
ચોથફલ દેહરે જાયવા મન ધરે, છઠ્ઠ ફલ ઉદ્યમે ગમન ભણીજે;
સાત આઠ ચરણ સાહમો હોવે જિનઘરે, તેહને અઠ્ઠમનું ફલ કહીજે. ॥ભવિક૦॥૬૩॥

---

૧ હાથથી ખળીગયું એટલે પડીગયેલું. ૨ શ્રીનયવિમલગણી (શ્રીજ્ઞાનવિમલસૂરિ). ૩ તમારા ચરણકમલનો. ૪ જિનપ એટલે તીર્થંકર. ૫ ભવસમુદ્ર.

[1]દશમફલ અર્ઘ્યથી બારે [2]દ્વાદશમફલ, પક્ષ(૧૫)ઉપવાસ ફલ દેવ દીઠે;
માસફલ પૂજતાં ચઢત ફલ એણિપરે, સકલ પૂજાથકી પાપ નિઠે.
॥ભવિક૦॥૬૪॥
સોગણું પુણ્ય જિનબિંબને પૂજતાં, [3]સહસગુણું ચંદને લેપ કરતાં;
લાખગણું [4]કુસુમચી માળ આરોપતાં,અનંતગણું પુણ્ય નાટક કરંતાં.
॥ભવિક૦॥૬૫॥
[5]પ્રહસમે પૂજથી સર્વ સંકટ ટળે, મધ્યદિને જન્મના પાપ નાશે;
સંધ્યપૂજાથકી સાત ભવ પાપ સવિ, નાદપૂજાથકી દુ:ખપણાસે.
॥ભવિક૦॥૬૬॥
[6]નીરપૂજાથકી અંગનીરોગતા, ચંદને સુજશ સૌભાગ્ય વાધે;
વસ્ત્રથી વિસ્તરે [7]સુતસુતાપરિકરા, ફળથકી દેવતાઆયુ સાધે.
॥ભવિક૦॥૬૭॥
ધૂપથી પરજલે પાપ સંતાપ સવિ, દીપથી દલિદ્રની કોડિ જાવે;
[8]અક્ષતે જ્ઞાનચારિત્રધન સંપજે, [9]છૂટકકુસુમથી રાજ્ય પાવે.
॥ભવિક૦॥૬૮॥
[10]વાસપૂજાથકી ધર્મની વાસના, નાટકે તીર્થપદ હોય હાથે;
પંચવર્ણી કુસુમદામ જે ગળે ઠવે, શિવવધૂ તેહને ગ્રહે બાથે.
॥ભવિક૦॥૬૯॥
મંગલદીપથી મંગલમાલિકા, આરતીએ અરતિઉચાટ ભાંજે;
છત્ર ચામરથકી ભવિકજન સહજથી, તેજપ્રતાપ મહપૂર રાજે.
॥ભવિક૦॥૭૦॥
જ્ઞાન લહે દ્રવ્યપૂજાથકી ધન ઘણું, ધ્વજથકી સર્વમાંહિ માન પામે;
જિનપ આભરણપૂજાથકી ભવિજના, ચક્રવર્ત્યાદિપદ ઇંદ્ર પામે.
॥ભવિક૦॥૭૧॥
ઇણીપરે [11]રજતે સોવન્ન અંગી પ્રમુખ, જે કરે ભાવશું લાભ જાણી;
એમ બહુફલવતી દેવપૂજા છતી, સકલવિધિ શાસ્ત્રમાંહે વખાણી.
॥ભવિક૦॥૭૨॥

---

૧ દશમ એટલે ચાર ઉપવાસ. ૨ દેરાસરને બારણે પહોંચેથકે દ્વાદશમ એટલે પાંચ ઉપવાસનું ફળ. ૩ હજારગણું. ૪ ફુલની માળા. ૫ પ્રભાતે પૂજાકરવાથી. ૬ જલપૂજા. ૭ પુત્રપુત્રી પ્રમુખ પરિવાર. ૮ અક્ષત (ચોખા)ની પૂજા. ૯ પૂર્વભવે શ્રીકુમારપાલરાજાના જીવની જેમ જિનપ્રતિમાને છુટક છુટક ફુલ ચઢાવે તો. ૧૦ વ.સક્ષેપની પૂજા. ૧૧ રૂપાસોનાની.

[1]શ્રાદ્ધદિનકૃત્યની વૃત્તિ પૂજાપ્રકરણ-પ્રમુખ બહુગ્રંથમાં વિધિ સુણીજે;
જાણવારૂપ સંક્ષેપથી એ કહ્યો, દેવપૂજા સમયે એ ભણીજે.
॥ભવિક૦॥૭૩॥
[2]અચ્છતપગચ્છવરગગનદિનમણિસમો, શ્રીવિજયપ્રભસૂરીંદ રાજે;
પંડિતરાય કવિધીરવિમલતણો, શિષ્ય નયવિમલ કહે ભવિક કાજે.
॥ભવિક૦॥૭૪॥

## ઢાળ ૭ મી.

### રાગ ધન્યાશ્રી.

પૂજો રે ભવિ ભાવ ધરીને પૂજો;
શિવસુખદાયક ત્રિભુવનનાયક, એ સમ દેવ ન દુજોરે ॥ભવિ૦॥૭૫॥
[3]ઇચ્છા હોય જો શિવસુખકેરી, જો ભવભયથી ધ્રુજો;
તો ભક્તિશું તન મન ભેળી, શ્રીજિનવરપદ પૂજો રે ॥ભવિ૦॥૭૬॥
બહુભવસંચિત ચિતમાંહેથી, મિથ્યામતરજપુંજો;
શ્રીજિનચરણ શરણ કરી અહનિશ, કર્મનૃપતિશું ઝુઝોરે॥ભવિ૦॥૭૭॥
મોહવિટંબન [4]મહિલામાયા, જાળમાંહે મમ મૂંઝો;
જિમ અપર પરભવજંગલમાં, ઊવટિનોહે અરૂંઝોરે ॥ભવિ૦॥૭૮॥
શિવસુખસાધન જિનવર પૂજન, કામગવી ઘરે દુઝો;
[5]નય કહે એ હિતશીખ અમ્હારી, માની ભવિ પ્રતિબુઝો રે.
॥ભવિ૦॥૭૯॥

### કલશ (દુહા).

ચંદ્ર(૧) વેદ(૪) ભોજન(૧૭) [6]વરિસ(૧૭૪૧),વિજયદશમી બુધવાર;
પૂજાફલ રચના રચી, સમીશહેર મોઝાર. ॥૮૦॥
[7]વીરચંદ આગ્રહ કરી, કીધો એહ સ્તવન્ન;
ભણતાં નવનિધિ સંપજે, સુણતાં ચિત્ત પ્રસન્ન. ॥૮૧॥

॥ ઇતિ શ્રીજિનપૂજાવિધિસ્તવનં સમ્પૂર્ણમ્ ॥

---

૧ શ્રીદેવેંદ્રસૂરિમહારાજે શ્રાદ્ધદિનકૃત્યવૃત્તિ રચેલ છે અને પૂજાપ્રકરણ શ્રીઉમાસ્વાતિવાચકકૃત છે. ૨ અચ્છ એટલે નિર્મળ ૩ ચાહ ઇત્યપિ. ૪ મહિલા જે સ્ત્રી તેની માયાજાળમાં ન મુંઝો. ૫ શ્રીનયવિમલગણિ (શ્રીજ્ઞાનવિમલસૂરિ). ૬ વરિસ એટલે વર્ષ. ૭ શ્રીશંખેશ્વરતીર્થની પાસે મુંજપરની પાસે રહેલ સમીગામના રહેવાસી શ્રેષ્ઠિવીરચંદશ્રાવકના આગ્રહથી આ સ્તવન રચેલ છે.

# અથ શ્રીજ્ઞાનપંચમીતિથિનું સ્તવન.

## ઢાળ ૧ લી.

### રાગ—ફાગની દેશી.

પ્રણમી શ્રીગુરૂપદકજ, જ્ઞાનની પ્રાપ્તિ ઉપાય;
પંચમીતપ મહિમા કહું, સુણજો ભવિસમુદાય ॥
ત્રિગડે બેઠા મિંઠા, ગિરૂયા વીરજિણંદ;
દે ઉપદેશ અનેકધા, નિસુણે સુરનરવૃંદ ॥ ૧ ॥
જ્ઞાનલોચન સુવિલાસે, લોકાલોકપ્રકાશ;
ભક્તિ મુક્તિદાતાર છે, જ્ઞાન પરમસુખવાસ ॥
[1]જ્ઞાન વિના નર પશુ કહે, લહીએ કાંઈ ન ભેદ;
જ્ઞાનદીપક સમજ્ઞાની, સર્વારાધક વેદ ॥ ૨ ॥
દેશ આરાધક કિરિયા, જ્ઞાન વિના તે અંધ;
જ્ઞાનસહિત જે કિરિયા, તે સોનું ને સુગંધ ॥
દક્ષિણાવર્ત્તક શંખ, દુધે ભરિયો તેહ;
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કઠિન કરમ કરે છેહ ॥ ૩ ॥
જ્ઞાનસહિત કૃતકિરિયા, તે તરિયા ભવસિંધુ;
મહાનિશીથમાં અક્ષરા પંચમી જ્ઞાનપ્રબંધ ॥
ભગવતીપ્રમુખ આગમમાંહિ, જ્ઞાનતણા બહુમાન;
પહેલું જ્ઞાન અનુભવે, કિરિયા તાસ પ્રધાન ॥ ૪ ॥

## ઢાળ ૨ જી.

### રાગ—સાહેલડીની દેશી.

પંચમીતપવિધિ સાંભળો સાહેલડી રે, જિમ પામો ભવપારતો;
જિનગણધરમુનિ ઉપદિશે ॥સા૦॥ ભવિયણ ને હિતકારતો ॥ ૫ ॥
માગશિર માઘ ફાગુણ ભલા ॥સા૦॥ જેઠ આષાઢ વૈશાખતો;
પટ [2]કાતી વળી લીજીએ ॥સા૦॥ શુભદિને સદ્ગુરૂ સાખતો ॥ ૬ ॥
દેહરે દેવ જુહારીયે ॥સા૦॥ ગીતારથ ગુરૂવંદતો;
પોથી શક્તિ પૂજીએ ॥સા૦॥ પ્રભાવના માંડી નાંદિતો ॥ ૭ ॥
[3]ઉભયટંક આવશ્યક કરો ॥સા૦॥ દેવવંદન ત્રણે કાળતો;

---

૧ જ્ઞાનવિના પશુ કહીએ ઈત્યપિ. ૨ કાર્તિકમાસ.
૩ બે ટંકના પ્રતિક્રમણ.

બ્રહ્મચર્યને પાળીએ ॥સા૦॥ આરંભસચિત્તપરિહારતો ॥ ૮ ॥
પંચમીસ્તવન થુઈ કહે ॥સા૦॥ [1]પચખે ચોથ ઉપવાસતો;
[2]ત્રિવિધ ચઉવિધ ગુરૂને મુખે ॥સા૦॥ અથવા પોષધ ખાસતો ॥ ૯ ॥
ગીતારથ પાસે પઠે ॥સા૦॥ મન ધરે તસ ઉપગારતો;
જાવજજીવ ઉત્કૃષ્ટપદે ॥સા૦॥ પંચ વરસ સાઢા સારતો ॥૧૦॥
જઘન્યપદે એમ જાણીએ ॥સા૦॥ અથવા વળી એક વર્ષતો;
ઉજમણે આરાધીયે ॥સા૦॥ જિમ પહોંચે મનહર્ષતો ॥૧૧॥

## ઢાળ ૩ જી.

રાગ—શારદ બુદ્ધિદાઈ—એ દેશી.

નિજ શક્તિને સારૂ, ઉજમણું કરો વારૂ;
વિત્ત ખરચો મોટે મને, પ્રતિમા ભરાવો [3]ચારૂ ॥
જ્ઞાન દર્શન ચારિત્ર ટીકા, ત્રિણે જ્ઞાનને પૂજે;
થાપના પૂજીને [4]ગુરૂપરે કાઉસગ્ગ કીજે ॥૧૨॥

ત્રૂટક.

પાંચ એકાવન લોગસ્સકેરો, પંચ પંચ વસ્તુ ઢોવે;
[5]પાઠા પરતિ રૂમાલ ને લેખણ, વાસકુંપી ને જોવે ॥
પાટી પોથી ઠવણી કવલી, પૂંજણી નોકારવાળી;
દોરા ચાબખી થાપનાચારજ, તિમ મુહપત્તિ સુંવાળી ॥૧૩॥
કાગળ ને કાંઠા, ખડીઆ વત્તરણા કાંબી;
ઝરમર ચંદરૂઆ, વાળાકુંચી લાંબી ॥
આરતી ધૂપધાણા, મંગલદીપ [6]ભૃંગાર;
પ્રાસાદ ને પ્રતિમા, તેહના વળી શણગાર ॥૧૪॥

ત્રૂટક.

સારસાર વસ્તુ જગતમાં, જ્ઞાન દર્શન ઉપગરણા;
કેશર સુખડ અગર કપૂર, [7]બાતી ધ્વજ અંગલૂહણાં-
પંચ અહવ શક્તિ પંચવીશ, પંચવાટનો દીવો,

---

૧ ચોથભકતે ઉપવાસ. ૨ તિવિહાર અથવા ચઉવિહારપણે. ૩ સુંદર. ૪ ગુરૂપુર ઈત્યપિ એટલે ગુરૂઆગળ. ૫ પાના ઈત્યપિ અને પરતિ એટલે પ્રતિ. ૬ ઝારી. ૭ અગરબત્તી.

ફુલ પકવાન ધાન બહુમેવા, કુસુમ પ્રમુખ બહુ [1]સેવા ॥૧૫॥

પૂરવ અથ ઉત્તર, દિશિ વિદિશિ ઈશાન;
નમો નાણસ્સપદને, ધ્યાવો થઈ સાવધાન ॥
સાહમ્મીવચ્છલ કીજે, ગીતગાને જાગીજે;
એ કરણી કરતા, જ્ઞાનને આરાધીજે ॥૧૬॥

ત્રૂટક.

સાધીજે ઈમ શિવપદ સાચું, જિમ ગુણમંજરી વરદત્ત;
લહે સૌભાગ્ય વળી જ્ઞાન આરાધું, કરી નિજ નિર્મળ ચિત્ત ॥
તે સંબંધ કથાથી કહેજો, લહેજો વાંછિતકાજ;
જ્ઞાનવિમલગુરૂ આણા પસાયે, અધિક ઉદય હોય આજ ॥૧૭॥



## [2]અથ શ્રીપંચમીતિથિનું સ્તવન.

દુહા.

પ્રણમી પ્રેમે પાસજિન, પદપંકજ અભિરામ;
પંચમીતપમહિમા કહું, સુણતાં સીઝે કામ ॥ ૧ ॥
[3]અલકાઅધિક વિરાજતી, દ્વારવતી ઈતિ નામ;
નેમિજિણેસર આવીયા, રૈવતગિરિ શુભઠામ ॥ ૨ ॥
કેશવ વંદન આવીયા, બેઠી પરખદા બાર;
વરદત્તગણધર તવ તિહાં, પ્રશ્ન કરે સુવિચાર ॥ ૩ ॥
દંસણ નાણ ચરિત્તની, કહો તિથિ કેહી હોય;
કિણવિધિ તે આરાધીયે, જંપે શ્રીજિન સોય ॥ ૪ ॥
ચૌદશ આઠમ પૂર્ણિમા, અમાવસી એ તિથિ ચાર;
ચારિત્ર પોસહ આદરી, લહીયે ભવજલપાર ॥ ૫ ॥
પંચમી બીજ ઈગ્યારસી, જ્ઞાનતણી તિથિ એહ;
જ્ઞાનભક્તિ બહુ સાચવો, જિમ હોય નિર્મલ દેહ ॥ ૬ ॥
[4]નવતિથ શેષ કીજીયે, દર્શનભક્તિ વિશેષ;

---

૧ ફુલ પકવાન ધાન ફુલ બહુ મેવા, ધુપપ્રમુખ બહુ ઢોવો ઇત્યપિ પાઠઃ ૨ આ પંચમીતિથિના બીજા સ્તવનમાં વરદત્ત ને ગુણમંજરીની કથાનો સંબંધ છે. ૩ સ્વર્ગનગરી. ૪ ઉપર ગણાવેલ તિથિશિવાય બાકી રહેલ નવતિથિઓ.

જિનપૂજન કલ્યાણકા–દિક સાધર્મિક દેખ ॥ ૭ ॥
તેહમાંહિ વળી નિર્મળી, કાર્તિકપંચમી જેહ;
જ્ઞાનારાધનની કહી, નેમિજિને ધરી નેહ ॥ ૮ ॥
એહ દિવસ આરાધતાં, પામ્યું નિર્મળ નાણ;
વરદત્ત ને ગુણમંજરી, સુણજ્યો તાસ વખાણ ॥ ૯ ॥

## ઢાળ ૧ લી.

### રાગ—દાન કહે જગે હું વડા—એ દેશી.

જંબૂદ્વીપે ભરતમાં, પદ્મપુરી અતિસોહે રે;
[1]સુષમા જેહની જોયતાં, સુરનરના મનમોહે રે.
॥ શ્રીજિનવર એમ ઉપદિશે ॥૧૦ ॥
અજિતસેન જસ રાજિઓ, તસ [2]ઘરણી યશોમતીરાણી રે;
વરદત્ત તેહનો સુત ભલો, સકલકળા ગુણખાણી રે ॥ શ્રી૦ ॥૧૧ ॥
આઠવરસનો જબ થયો, તવ મૂકયો નિશાળે રે;
અક્ષર માત્ર ન આવડે, જિમ જળમાં શેવાલ રે ॥ શ્રી૦ ॥૧૨ ॥
અનુક્રમે યૌવન પામીઓ, વિણઠયું કોઢે દેહો રે;
રતિ નવિ પામે કેહથી, ન ધરે કાંઈ સનેહો રે ॥ શ્રી૦ ॥૧૩ ॥
હવે તિણહીજપુરમાં વસે, સિંહદાસ જિનધર્મી રે;
કોટિધ્વજ વ્યવહારીઓ, સંઘમુખ્ય [3]શુભકર્મી રે ॥ શ્રી૦ ॥૧૪ ॥
કપૂરતિલકા તસ ગેહિની, ગુણમંજરી તસ બેટી રે;
વચને મૂંગી વરતનુ, રોગતણી છે પેટી રે ॥ શ્રી૦ ॥૧૫ ॥
[4]સોલવરસની સા થઇ, પણ તસ કોઈ ન [5]ઇહે રે;
માતપિતા પરિજન સવે, તસ દુઃખે દુઃખીયા બીહે રે ॥શ્રી૦॥૧૬ ॥

### દુહા.

એણે સમયે તવ એકદા, વિજયસેન ગચ્છનાથ;
ચઉનાણી ગુરૂગુણ ભર્યા, મુનિપરિકરે સનાથ ॥૧૭ ॥
નાગરજન સવિ આવીયા, સુતસંયુત નરનાથ;
સિંહદાસ તનયા સહિત, વંદે શ્રીમુનિનાથ ॥૧૮ ॥

---

૧ શોભા. ૨ સ્ત્રી. ૩ સારાં કામ કરનાર. ૪ સોલ વરીસી ઈત્યપિ. ૫ ઇચ્છે.

## ઢાળ ૨ જી.

રાગ—વાડી ફુલી અતિભલી મન ભમરારે—એ દેશી.

કલેશનાશિની દેશના હિતઆણી રે, ભાખે શ્રીગુરૂરાજ;
॥ સુણો ભવિ પ્રાણી રે ॥
જ્ઞાન આરાધન સાચવો હિ૦ શ્રવણપઠનને કાજે સુણો૦ ॥૧૯ ॥
જ્ઞાન વિરાધે જે મને હિત૦ તે પરભવે મનહીણ સુણો૦
વચને જેહ વિરાધતા હિત૦ તે મૂંગા દુ:ખદીણ સુણો૦ ॥૨૦ ॥
કાયાથી જે વિરાધતાં હિત૦ તસ કુષ્ટાદિકરોગ સુણો૦
ત્રિવિધવિરાધન જ્ઞાનની હિત૦ જે મૂરખ કરે ભોગ સુણો૦ ॥૨૧ ॥
પુત્ર કલત્ર ધન મિત્રનો હિત૦ તેહને હોયે નાશ સુણો૦
આધિવ્યાધિ તસ પરભવે હિત૦ નિર્વિવેક તનુ તાસ સુણો૦ ॥૨૨ ॥
સિંહદાસ ઇમ સાંભળી હિત૦ પૂછે ઉલટ આણી સુણો૦
કહો ભગવન્! કિણ કર્મથી હિ૦મુજ [1]તનયા ગુણહીણ સુણો૦ ॥૨૩ ॥
ગુરૂ કહે એહ સંસારમાં હિત૦ સુખદુ:ખ કર્મને હાથ સુણો૦
કર્મથકી બળિયા નહીં હિત૦ ચક્રી [2]હલધર સાથ સુણો૦ ॥૨૪ ॥
એહનો પૂરવભવ સુણો હિત૦ હૃદયે વિચારો હેવ સુણો૦
કર્મતણી ગતિ એહવી હિત૦ ગુરૂભાખે તતખેવ સુણો૦ ॥૨૫ ॥

## ઢાળ ૩ જી.

રાગ—કંત તમાકુ પરિહરો—એ દેશી.

ધાતકીખંડે ભરતમાં, મનોહર ખેટકનામ નરરાજ;
નયરમાંહિ વ્યવહારિઓ, ધનવંત વસુદેવ નામ નરરાજ.
॥ પૂરવભવ તુમે સાંભળો ॥૨૬ ॥
સુંદરી નામે ગેહિની, તસ સુત પંચ રસાલ નરરાજ;
આસપાલ પહેલો ભલો, બીજો તે તેજપાલ નરરાજ ॥પૂ૦॥૨૭ ॥
ગુણપાલ ત્રીજો કહ્યો, ધર્મપાલ ધર્મસાર નરરાજ;
લાવણ્યરૂપે શોભતી, વળી તસ પુત્રી ચાર નરરાજ ॥પૂ૦॥૨૮ ॥
લીલાવતી ને શિલાવતી, રંગાવતી તિમ જાણ નરરાજ;
[3]મૃગાવતી ચોથી ભલી, મહિમા ગુણની ખાણ નરરાજ ॥પૂ૦॥૨૯ ॥
પંડિત પાસે મોકલ્યા, તે પાંચે નિજનંદ નરરાજ;

---

૧ પુત્રી. ૨ બલદેવ. ૩ મંગાવતી ઇત્યપિ.

ચપલાઈ કરતા [1]ઘણું, માંહોમાંહિ દંદ નરરાજ ॥પૂ૦॥૩૦ ॥
પંડિત મારે તેહને, તે રોયે ઘરે જાય નરરાજ;
પંડિતને [2]ઉપલે હણ્યો,જો ફરી તુમ ન ગુહાય નરરાજ ॥પૂ૦॥૩૧ ॥
દુ:ખથકી તિણે ભણે શું હોવે, શિખવે ઇણિપરે માય નરરાજ;.
કંઠશોષ કીધાથકી, શું અધિકેરૂં થાય નરરાજ ॥પૂ૦॥૩૨ ॥
પાટી પોથી પ્રમુખજે, પરજાળે તિણિવાર નરરાજ;
મૂર્ખપણાથી તેહને, નવિ પરણાવે નાર નરરાજ ॥પૂ૦॥૩૩ ॥
તિણે દુ:ખે દુ:ખીઓ સ્ત્રીપ્રત્યે, ભાખે શેઠ વચન નરરાજ;
અંગજ મૂરખ રાખીયા, કીધો [3]અહિલ જનમ નરરાજ ॥પૂ૦॥૩૪ ॥
પ્રત્યુત્તર તવ સ્ત્રી કહે, એ સઘળો તુમ દોષ નરરાજ;
ધર્મથાનકે [4]ઉપલે હણી, આણી અતિઘણો રોષ નરરાજ ॥પૂ૦॥૩૫ ॥
તે તુજ તનયા ઉપની, જ્ઞાનાશાતના કીધ નરરાજ;
અંગે પીડી રોગશું, એ ફલ તાસ પ્રસિદ્ધ નરરાજ ॥પૂ૦॥૩૬ ॥

## ઢાળ ૪ થી.

રાગ—વીરે વખાણી રાણી ચેલણાજી—એ દેશી.

પૂરવભવ ઇમ સાંભળીજી, જાતિસ્મરણ લહ્યો તામ;
કહો ભગવન્! હવે એહનુંજી, કર્મ છોડણનું [5]નિદાન.
॥ જ્ઞાન આરાધન આદરોજી ॥૩૭ ॥
ઇણે અવસરે વરદત્તનોજી, કર્મ પુછે નૃપ તામ;
ગુરૂ કહે એહિજ ભરતમાંજી, શ્રીપુરે શેઠ વસુ નામ ॥ જ્ઞા૦ ॥૩૮ ॥
વસુસાર વસુદેવ બિહું હતાજી, તેહના પુત્ર ગુણવંત;
ગુરૂતણી દેશના સાંભળીજી, વનમાંહિ તેણે એકાંત ॥ જ્ઞા૦ ॥૩૯ ॥
સંજમ બેહુજણે આદર્યોજી, સૂરિમુનિસુંદર પાસ;
વસુદેવ બહુશ્રુતગુણથકીજી, સૂરિપદ ઠવે રે ઉલ્લાસે ॥ જ્ઞા૦ ॥૪૦ ॥
પંચસયસાધુને વાચનાજી, આપતો કરતો સજ્ઝાય;
એકદિન પોરિસી સૂયતાંજી, પ્રશ્નમાં રયણિ વિહાય ॥ જ્ઞા૦ ॥૪૧ ॥
નિદ્રા ન કરી શકે ગચ્છધણીજી, ચિંતવે મનમાંહિ એમ;
ધન્ય મૂરખ મુજ બાંધવોજી, કિસીય ચિંતા નહિ તેમ ॥જ્ઞા૦॥૪૨ ॥
એહવું મૂર્ખપણું લહુંજી, ચિત્તે ધર્યું જેહ અજ્ઞાન;

---

૧ કરતાંથકાં ઇત્યપિ. ૨ પત્થરે. ૩ નકામો જન્મારો.
૪ પત્થરથી. ૫ કારણ.

બારદિન મૌન કરી ઉપન્યોજી, તાહરો પુત્ર નિદાન ॥જ્ઞા૦॥૪૩ ॥
વૃદ્ધભ્રાતા થયો હંસલોજી, માનસરારોવરમાંહિ;
ઈમ સુણી જાતિસ્મરણ લહ્યુંજી, વરદત્તે દેશનામાંહિ ॥જ્ઞા૦॥૪૪ ॥
ભૂપતિ શેઠ બેહુ ભણેજી, સૂરિ આગળ કરજોડી;
વિધિ કહો જ્ઞાન આરાધવાજી, જેમ પહોંચે મનકોડી ॥જ્ઞા૦॥૪૫ ॥

## ઢાળ ૫ મી.

રાગ—વીરજિણેસરચરણકમળકમળાકયવાસો—એ દેશી.

ભાખે તવ મુનિનાથ સાથ નિસુણે ચિત્ત આણી,
ઉજવલપંચમી દિવસે જેહ આરાધે પ્રાણી;
[1]ચોથભગત જિન વાંદવા પૂજા ત્રિહું કાળ,
સાવદ્યકરણી નવિ કરે બ્રહ્મચર્ય સંભાળે. ॥૪૬ ॥
માસ માસ એણિપરે કરે તિહાં પાંસઠમાસ,
ઉજમણું કરે તેહનું પંચ વસ્તુ પ્રકાશ;
પાટી પોથી પરતિ પંચ ઠવણી ને કવલી,
નોકારવાળી પૂંજણી ચાબખી પંચવર્ણી. ॥૪૭ ॥
પંચ જાતિ ફલ પંચ પંચ, જિનબિંબ પ્રાસાદ,
પંચ જાતિના દ્રવ્ય જેહ ટાળો પંચ પ્રમાદ;
માસે માસે ન કરી શકે તો કાર્તિક પંચમી,
અજૂઆળી આરાધીયે જાવજ્જીવ કરો એમ. ॥૪૮ ॥
કુસુમ કપૂર સુગંધ દ્રવ્ય લેઇ પુસ્તક પૂજે,
ઠવણી બાજોઠ ઉપરે થાપીને રીજે;
[2]પંચવર્ત્તિ દીપક કરે તિમ સ્વસ્તિક પૂરે,
પંચવર્ણ ફલ સુખડી ધન હોવે અદૂર. ॥૪૯ ॥
ૐ હ્રીં નમોનાણ(સ્સ) જાણ [3]ગુણે સહસજ હોય.
ઉત્તર સહામો શુદ્ધ વસ્ત્ર ધરે નિર્મળ હોય;
ગુરૂમુખે લઇ પચ્ચખ્ખાણ રૂપાનાણું મૂકે,
જાવજીવ ઈમ ઉચરે પછે વિધિ નવિ ચૂકે. ॥૫૦ ॥
જો પોસહને કારણે એ વિધિ ન કરી શકે,
તો બીજે દિન સાચવેતો કીર્ત્તિ ઝલકે;

---

૧ ચોથભકતે ઉપવાસ. ૨ પાંચવાટનો દીવો. ૩ બેહજાર.

રોગ સોગ સંતાપ દુઃખ જાવે સંપદ થાવે,
અનુંક્રમે સુરસુખ ભોગવી અજરામર થાવે. ॥૫૧ ॥
તે તપ [1]બેહુ જણે આદર્યો થયા તેહ નીરોગ,
તિણે સૌભાગ્યની પંચમી કહે તે એહવું લોગ;
એમ ઉજમણું [2]વરિસ્સ વરિસ કરે વરદત્ત શિક્ષા,
સહસ(૧૦૦૦) કન્યા પરણી તિહાં અનુક્રમે લિયે દીક્ષા ॥૫૨॥
ગુણમંજરી પણ થઈ નીરાગ ગુણચંદ્રે પરણી,
પંચમીતપનો વિધિ અનેક કીધી નિર્મલ કરણી;
અંતે સંયમ આદરી [3]બિહું વિજયવિમાને;
બત્રીશસાગર આયુમાન પોહાતા શુભધ્યાને. ॥૫૩ ॥

## ઢાળ ૬ ઠ્ઠી.

રાગ—શારદ બુદ્ધિદાઇ—એ દેશી.

જંબૂપુર્વવિદેહે વિજયપુષ્કલાવતી નામ,
પુંડરીકિણીનયરી અમરસેનનૃપ ધામ;
ગુણવતી તસ રાણી તસ કુખે ઉપન્ન,
વરદત્તજીવ સુરના ગુણ લક્ષણ [4]સંપુન્ન.

ત્રૂટક.

ગુણલક્ષણ સંપુન્નો પેખી શૂરસેન દિએ નામ,
બાર વરસનો એકશતકન્યા પરણાવ્યો અભિરામ;
તીર્થંકરસુખથી પૂરવભવ નિસુણી ચારિત્ર લેઇ,
વર્ષ સહસ એક પાળી કેવળ સિધ્યા કર્મ ખપેઇ. ॥૫૪ ॥

હવે રમણીવિજયે નરસિંહભૂપતિગેહ,
અમરાવતીકુખે ગુણમંજરીજીવ તેહ;
ઉપન્નો આવી સુગ્રીવ ઠવિઉં નામ,
બહુ કન્યા પરણ્યો રાજતેજ બહુધામ.

ત્રૂટક.

બહુધા સુખ વિલસંતાં હુઆ પુત્ર ચોરાશીહજાર,

---

૧ બેહુજણે એટલે વરદત્ત ને ગુણમંજરીયે. ૨ વર્ષેવર્ષે.
૩ બેહુ ઇત્યપિ. ૪ સંપૂર્ણ.

થાપી પુત્ર રાજ્યે લેઇ સંયમ કેવળ પામ્યા સાર;
પૂર્વએકલખ ભવિ પ્રતિબોધી પામ્યા અવિચલ સુખ,
સૌભાગ્યપંચમીનો તપ કરતાં જાયે દુર્ગતિદુઃખ. ॥૫૫ ॥

એહ સંબંધ નિસુણી જ્ઞાન આરાધો પ્રાણી,
આશાતના ટાળો જિમ થાઓ ગુણખાણી;
એમ જાણી નાણી સુણીયે એ હિત આણી,
શ્રીજિનવરગણધરની એહવી ઉત્તમ વાણી.

ત્રૂટક.

ઉત્તમવાણી જિનની સુણીને પ્રતિબુજ્યા ભવિપ્રાણી,
પંચમનાણ લહેવા કારણે એ સાચી સહિનાણી;
શ્રીવિનયવિમલકવિરાજસુસેવક ધીરવિમલકવિરાય,
નયવિમલ તસ શિષ્ય કહે એમ જ્ઞાને સુજસ સવાય. ॥૫૬ ॥

---

## *અથ શ્રીમૌનૈકાદશીતિથિનું સ્તવન.

### ઢાળ ૧ લી.

રાગ—શાંતિજિન એક મુજ વિનતિ—એ દેશી.

દેશ સોરઠ દ્વારાપુરી, કેશવ હરિનરિંદુએ;
યાદવકુલનભદિનમણી, સૌમ્યગુણે જિમ ચંદુએ. ॥ ૧ ॥
॥ દઢમને ધર્મ સમાચરો ॥આંકણી ॥
નેમિજિણંદ સમોસર્યા, મુનિવર સહસઅઢારૂ(૧૮૦૦૦)એ;
રૈવતગિરિ સુણી આવીયા, વંદે [1]હરી સુખકારૂએ ॥દ૦॥ ૨ ॥
નિસુણી દેશના પુછીઉં, એકાદશીફલ સારૂએ;
જ્ઞાનની તિથિ આરાધતાં, આપે શિવસુખ સારૂએ ॥દ૦॥ ૩ ॥
દાખે સુવ્રતમુનિકથા, નિસુણે પરખદા [2]બારૂએ;
પુણ્યવિશેષથકી ફલે, વિધિથી શુભ આચારૂએ ॥દ૦॥ ૪ ॥
ધાતકીદક્ષિણભરતમાં, વિજયપુરી સુવિશાળીએ;

---

* આ સ્તવન કેટલાએક પૂર્વવૃદ્ધપુરૂષો કલ્યાણકનો અધિકાર હોવાથી સ્તવનમાં ગણે છે અને કેટલાએક સુવ્રતશેઠના ચરિત્રરૂપે હોવાથી સઝાય તરીકે પણ માને છે. ૧ કૃષ્ણ. ૨ બાર.

પશ્ચિમદિશિ ઇષુકારને, નૃપ નામે પૃથિવીપાળએ ॥દ૦॥ ૫ ॥
ચંદ્રવતી તેહની પ્રિયા, નગરશેઠ સૂરનામએ;
પુત્ર અનેક છે તેહને, સકલકળા ગુણધામએ ॥દ૦॥ ૬ ॥
જિનધર્મે [1]બહુનેહીઓ, આવશ્યકવ્રતધારૂએ;
એકદિન ગુરૂમુખે જ્ઞાનનો, સુણ્યો મહિમા હિતકારૂએ ॥દ૦॥ ૭ ॥
તવ ગુરૂ ધવલ એકાદશી, દિન આરાધન ભાખ્યોરે;
જ્ઞાનબળે તસ હિત ભણી, વિધિ સઘળો તિહાં દાખ્યોરે॥દ૦॥ ૮ ॥

## ઢાળ ૨ જી.

રાગ—પુણ્ય પ્રશંસીએ એ દેશી.

મૌનપણે પોસહ કરે રે, અહોરત્તો ચોવિહાર;
પઠન ગુણન જિન નામનાં રે, કરતાં ધર્મ વિચાર રે.
॥ ભવિ વ્રત આદરો ॥ ૯ ॥
પારણે ઉત્તરવારણે રે, એક ભક્ત આહાર;
ઉભયટંક આવશ્યકં રે, કરે સચિત્તપરિહાર રે ॥ ભ૦ ॥૧૦ ॥
જ્ઞાનતણી પૂજા કરે રે, સાહમ્મિવાત્સલ્ય સાર;
જિન આગળ ઢોણું કરે રે, પૂજા વિવિધપ્રકાર રે ॥ ભ૦ ॥૧૧ ॥
સંવિભાગવ્રત સાચવી રે, પારણુ એમ કરંત;
બારવરસ પૂરે થયે રે, ઉજમણું મનખંત રે ॥ ભ૦ ॥૧૨ ॥
[2]જિનવરને નવ ભૂષણાં રે, પ્રત્યેકે અગ્યાર;
ધાન પકવાન પ્રમુખ બહુરે, લખાવે અંગ અગ્યારરે ॥ ભ૦ ॥૧૩ ॥
સંઘભક્તિ બહુવિધિ કરેરે, જ્ઞાનોપગરણ સાર;
ઠવણી કવળી ચાબખી રે, પાઠા પ્રમુખ અગ્યાર રે.
વિટાંગણા તિમ સાર રે ॥ ભ૦ ॥૧૪ ॥
એણિપરે બહુવિધિ સાચવે રે, એક વરસ તે સર્વ;
અગ્યાર અગ્યારસ ઉજળી રે, કીધું પૂરણ પર્વ રે ॥ભ૦ ॥૧૫ ॥
ઉજમણાના દિનથકી રે, પન્નરમે દિને તેહ;
શૂલરોગે મરી સુર થયોરે, [3]આરણકલ્પે ગુણગેહરે ॥ભ૦ ॥૧૬ ॥

---

૧ બહુસ્નેહવાળો. ૨ જિનઘરને ઇત્યપિ. ૩ આરણનામે અગ્યારમા દેવલોકે.

## ઢાળ ૩ જી.

રાગ—આદિકરણ શ્રીઆદિજિનજી—એ દેશી.

તિહાંથી ચવિ આ ભરતમાંજી, શૌરીપુરે પુણ્યવંતજી;
સમુદ્રદત્તવ્યવહારિયોજી, પ્રીતિમતીનો કંતજી.
॥ ભાવે ભવિયણ વ્રતવરોજી ॥ ૧૭ ॥
તસકુખે [1]સુર ઉપન્યોજી, નાલનિક્ષેપણ ઠામજી;
નિધિ પ્રગટયે મહોત્સવ કરેજી, સુવ્રત દીધું નામજી ॥ભા૦॥૧૮ ॥
સાધુસમીપે સંગ્રહેજી, સમકિત તિમ વ્રત બારજી;
યોવનવયે પરણાવિયોજી, કન્યા અગ્યાર ઉદારજી ॥ભા૦॥૧૯ ॥
સંયમ જનકે આદર્યોજી, સાધે આતમકાજજી;
સુવ્રત ઘરસ્વામી થયોજી, કોડિ અગ્યાર ધન સાજજી ॥ભા૦॥૨૦ ॥
ધર્મઘોષસૂરિ આવીયાજી, કહે તિહાં પર્વ વિચારજી;
જાતિસ્મરણથી તે ગ્રહેજી, [2]પૂરવજયો આચારજી ॥ભા૦॥૨૧ ॥
એક દિન પોસહ આદર્યોજી, મૌની નિશિ પરિવારજી;
તે નિસુણી ચોર આવિયાજી, ધન લેવા તેણીવારજી;
કીધો પ્રદીપ પ્રચારજી ॥ભા૦॥૨૨ ॥
દીઠા કાઉસ્સગ્ગે રહ્યાજી, લેવે ધનની કોડિજી;
થંભે શાસનદેવતાજી, નહીં કોઈ ધર્મની જોડિજી ॥ ભાવે૦॥૨૩ ॥
લોકે રાય જણાવીઓજી, આવીયો ચોકીદારજી;
થંભાણા સવિ તે તિહાંજી, અચરિજ એહ અપારજી ॥ભા૦॥૨૪ ॥

## ઢાળ ૪ થી.

રાગ—હમચડીની દેશી.

મન થિર કરીને પોસહ પારે, વિધિ સઘલો આરાધે;
રાજા પણ તેહને ઘરે આવ્યો, [3]ભેટે ભગતિ બહુસાધે રે.
હમચડી. ॥૨૫ ॥
અભયદાન માંગી મૂકાવ્યા, [4]તસ્કર વ્યસનથી વાર્યા;
શેઠપદે રાજાએ થાપ્યો, તસપરિજન સત્કાર્યા રે હમચડી. ॥૨૬ ॥
વળી એકદા અગ્યારસદિવસે, સપરિવાર વ્રતધાર;

---

૧ સૂત્રશ્રેષ્ઠિનો જીવ ૨ પૂર્વભવનો. ૩ ભેટ આપીને.
૪ ચોરાને વ્યસનથી વાર્યા.

લાગ્યો અગ્નિ જ્વલતું પુર દેખી, ધર્મશરણ કરે સારરે હમચડી ॥૨૭ ॥
ધર્મશાલા સુવ્રતગેહાદિક, મૂકી અવર સવિ [1]જલીઉં;
દેખી નરપતિ બોલે એહને, ધર્મે વિઘન સવિ ટળીઉંરે
હમચડી. ॥૨૮ ॥
એકશતબહોંતેર પુત્ર થયા તસ, સઘળીએ નારીકેરા;
[2]કોડિનવાણું ધન સવિ મૂકી, લીયે સંયમ થઈ શૂરારે હમચડી ॥૨૯॥
જયશેખરચઉનાણી ગુરૂથી, અંગ અગ્યાર અભ્યાસે;
છઠ્ઠ અઠ્ઠમ શત ચાર છમ્માસી, એક તિમ ચાર ચઉમાસી રે.
હમચડી. ॥૩૦॥
એમ તપ કરતાં સુવ્રતમુનિને, મૌનએકાદશીદિવસે;
અંગે પીડા બહુ ઉપજાવી, પણ સ્થિરતાગુણ વિકસેરે હમચડી ॥૩૧॥
એક [3]મિથ્યાસુર ક્ષોભણ કાજે, પરમુનિને મુખે આવી;
શ્રાદ્ધગૃહે જઈ [4]ભેષજ લાવે, તો વેદના શમાવે રે હમચડી ॥૩૨॥
કહે વ્યંતર જો [5]વસતીને બાહિર, જાવે તો સુખ પાવે;
કહ્યો ન માન્યો મસ્તકે હણીઓ, પણ નિજમન ન ડગાવે રે.
હમચડી ॥૩૩॥
એણિપરે ઘાતિકર્મ ખપાવી, પામી કેવલનાણ;
સિદ્ધ થયો સુરવૃંદ મળીને, ઓચ્છવ કરે વિહાણરે હમચડી ॥૩૪॥
વનિતા પણ અગ્યારે સંયમ, લેઈ નિરતીચાર;
માસસંલેખણ શિવગતિ પામી, વળી બહુ તસ પરિવાર રે.
હમચડી ॥૩૫॥

## ઢાળ ૫ મી.

### રાગ—બે કરજોડીને જિનપાયે લાગું—એ દેશી.

નેમિજિણંદ કેશવ આગે, એહ સંબંધ કહ્યો ચિત્તરાગે;
સાંભળી કૃષ્ણ એ દિવસ આરાધે, ક્ષાયિકસમકિતના ગુણગાવે ॥૩૬॥
અરજિનવ્રત નમિજિનવર જ્ઞાન, મલ્લી જન્મ વ્રત કેવલજ્ઞાન;
એકચોવીશીમાં પંચકલ્યાણ, ત્રણચોવીશીના પન્નર કલ્યાણ ॥૩૭॥
એકણક્ષેત્રે એમ ભણીજે, દશક્ષેત્રે દોઢશો જાણીજે;

---

[1] બળ્યું. [2] નવાણુંક્રોડ સોનૈયા. [3] મિથ્યાદૃષ્ટિદેવ.
[4] ભેષજ એટલે ઔષધ. [5] ઉપાશ્રયની બહાર.

અતીત અનાગત ને વર્ત્તમાન, પંચાસ પંચાસ એમ પ્રમાણ ॥૩૮॥
નેવુંજિનના નામ ગણીજે, [1]એક ત્રણને એકજ લીજે;
અઢારમો ઓગણીશ ને એકવીશ, વર્ત્તમાન જિન એ નિશદીશ ॥૩૯॥
સાતમો ચોથો છઠ્ઠો એહ, અતીત અનાગતના જિન જેહ;
મોટું પર્વ કહ્યું તિણ હેતે, જિનશાસનને વળી [2]શૈવસંકેત ॥૪૦॥
માગશર શુદી અગ્યારસ પાળે, તે સવિ કર્મના મેલ ખપાવે;
જાવજજીવ કીજે શુભભાવે, ભવભવનાં તેમ સંકટ જાવે ॥૪૧॥
શ્રીજ્ઞાનવિમલસૂરિ એણીપરે ભાખે, એહ ચરિત્રતણી છે સાખે;
આરાધે જે જિનકલ્યાણ, હોવે તસ ઘરે કોડિ કલ્યાણ ॥૪૨॥



## અથ શ્રીવીશસ્થાનકતપનું સ્તવન.

### દુહા.

શ્રીજિનમુખકજવાસિની, બ્રહ્માણી શ્રુતદેવી;
થાનકતપમહિમા વિધિ, હું પભણું નિતમેવ. ॥ ૧॥
[3]જિન સિદ્ધ પવયણ ગુરૂ થિવિર, બહુશ્રુત તપસી જેહ;
વાત્સલ્ય કીજે એહનું, બહુનાણોપયોગે તેહ. ॥ ૨॥
દંસણ વિનય આવશ્યકે, શીલે નિરતીચાર;
પ્રમાદિ ક્ષણ પણ નહીં, તપ અનાશંસ વિચાર. ॥ ૩॥
અતિથિસંવિભાગે કરી, ચઉવિધ દાન આહાર;
વૈયાવચ્ચ તસ દાખીયે, ઉપસર્ગાદિ નિવાર. ॥ ૪॥
ચઉવિધ સંઘ સમાધિનું, અપૂર્વજ્ઞાન અભ્યાસ;
શ્રુતભક્તિ તીર્થપ્રભાવના, એ વીશ પુણ્યનિવાસ. ॥ ૫॥

---

૧ અનુક્રમે અઢારમા તીર્થંકરનું એક અને ઓગણીશમાના ત્રણ અને એકવીશમાનું એક એમ પાંચ કલ્યાણક જાણવા. ૨ શૈવશાસ્ત્રમાં પણ મૌનૈકાદશીનું માહાત્મ્ય કહેલ છે. ૩ વીશસ્થાનકપદના નામ નીચે પ્રમાણે—અરિહંતપદ ૧, સિદ્ધ ૨, પ્રવચન ૩, આચાર્ય ૪, સ્થવિર ૫, ઉપાધ્યાય ૬, સાધુપદ ૭, જ્ઞાનપદ ૮, દર્શનપદ ૯, વિનયપદ ૧૦, ચારિત્રપદ ૧૧, બ્રહ્મવ્રત ૧૨, ક્રિયાપદ ૧૩, તપપદ ૧૪, ગોયમપદ ૧૫, જિનપદ ૧૬, સંયમપદ ૧૭, જ્ઞાનપદ ૧૮, શ્રુતપદ ૧૯, તીર્થપદ ૨૦ એ વીશપદ જાણવા.

## ઢાળ ૧ લી.

રાગ—બે કરજોડીને જિન પાયે લાગું—એ દેશી.

હવે થાનકતપ જેણિપરે કીજે, તેહતણો વિધિ ઇમ નિસુણીજે;
સમકિતધારી જે નરનારી, સચિત્તપરિહારી ને બ્રહ્મચારી ॥ ૬॥
ઉત્તરપારણે [1]એકાહારી, ત્રિહુ વિધિ જિનપૂજે નિરધારી;
આવશ્યક [2]દુગવેલ સંભાળે, યતના રૂડી જીવની પાળે ॥ ૭।
ગુરૂભક્તિ વળી વિધિનો રાગી, ધર્મસક્ત ને વિષયનો ત્યાગી;
સજ્જનસંગી કપટે ન લિંગી, તત્ત્વ ત્રણનો જે અતિરંગી ॥ ૮॥
એહવા લક્ષણનો જે પ્રાણી, અમૃતપરે મીઠી જસ વાણી;
તે એ તપ કરવા ઉજમાલ, જિનપદ બાંધે પુણ્યવિશાલ ॥ ૯॥
ગુરૂમુખથી ફલ એહનાં નિસુણી, વિધિ અનુસારે કરતો કરણી;
[3]દોયસહસ પદનું કરે ગણણું,લેશથી ચરિત્ર એહનું હવે પભણું ॥૧૦॥
સાધુ શ્રાવક એ તપને ધારે, ચોથ છઠ્ઠમાસભગત ઉદાર;
[4]પ્રથમ અંતિમજિન સર્વ આરાધ્યાં,શેષે ઇગદુગ પૂર્વભવે સાધ્યા ॥૧૧॥
શ્રાવક પોસહ કરી આરાધે, મૂલગવિધિયેતો જિનપદ બાંધે;
બીજે દિને પૂજાદિક કરણી, સાચવતો વિધિશું જિમ વરણી ॥૧૨॥
યદ્યપિ કાઉસગ્ગ ગ્રંથે ન દાખ્યા,પણ સુવિહિતમુનિયે વિધિમાં રાખ્યા;
એહથી દર્શનશુદ્ધિ વિશેષે, તપ ચારિત્રતણે પણ લેખે ॥૧૩॥
એક નવકારને કાઉસગ્ગે, પલિય સુરાયુ બંધે સગ્ગે;
ઓગણીશલાખ ને સહસ ત્યાશી, દુગશત સડસઠ્ઠ ઉપર વાસી ॥૧૪॥
લોગસ્સકાઉસગ્ગે એતાં જાણો, ઇગસઠ્ઠલખ સહસ પાંત્રીશ આણો;
દુસય દુસઠ્ઠિ પલ્યોપમ [5]આય, બાંધે સુરનું કરી મન ઠાય ॥૧૫॥
તેહભણી કાઉસગ્ગ છે જુત્ત, ત્રિકરણયોગશું વિધિ સુપવિત્ત;
સામાયિક કરીને જો કીજે, તો સહેજે સંસાર તરીજે ॥૧૬॥
થાનક થાનક કાઉસગ્ગ કરવા, સામાયિકે ભવજલધિ તરવા;
નામ ઠામ હવે એહનાં દાખે, [6]ગ્રંથ વિચારામૃતની સાખે ॥૧૭॥

---

૧ ઉત્તરવારણે તથા પારણે એકાસણું કરે. ૨ બે ટંક.
૩ બેહજાર પ્રમાણે. ૪ પહેલા અને છેલ્લા તીર્થંકરે (ઋષભદેવજી ને મહાવીરસ્વામિયે) વીશે સ્થાનકને આરાધ્યા છે અને બાકીના બીજા તીર્થંકરોએ પૂર્વભવમાં એક સ્થાનક અથવા બે સ્થાનક એમ આરાધ્યાં.
૫ આયુષ્ય. ૬ વિંશતિસ્થાનવિચારામૃતસંગ્રહગ્રંથ (૧૫૨૦ વર્ષે) શ્રીમત્તપાગચ્છીય શ્રીજિનહર્ષસૂરિનો રચેલ છે.

## ઢાળ ૨ ૭.

રાગ મારૂની—ચેતન ચેતીયે રે—એ દેશી.

[1]જિનપૂજાવિધિ ગ્રંથાંતરથી જાણજ્યો રે, કહેતાં વાધે વિસ્તાર;
જે વિશેષપદારથ જગમાં જાણીયે રે, તેહની ભક્તિ ઉદાર,
તે તિહાં જોડીયે સાર ॥૧૮॥
જિનવર પૂજીયે રે, પામી નરભવયોગ;
ધર્મ અતુલ છે જગમાં શ્રીજિનવરતણોરે, આરાધ્યે શિવયોગ.
॥ જિ૦ ॥ એ આંકણી ॥
નમોઅરિહંતાણં ગણીએ પ્રથમપદ ભલું રે, તેપણ [2]અડ સત્તર પ્રકાર;
પૂજા કીજે વળી પ્રાસાદ કરાવીયે રે, તસ આશાતના વાર ॥જિ૦॥૧૯॥
તસ [3]પ્રત્યનીકની સંગતિ સહજે વારીયેરે,કાઉસગ્ગ ચોવીશ [4]વા બાર;
અવર્ણવાદઆચ્છાદન જસ થુતિ ગાઇયે રે, ભક્તિબહુમાન ઉદાર.
॥ જિ૦ ॥૨૦॥
દેવપાલભૂપાળપરે ત્રીજે ભવે રે, પામે જિનપદ જેમ;
મનોરમા તસ ઘરણી ગણધરપદવી લહીરે, પ્રથમ થાનકને પ્રેમ.
॥ જિ૦ ॥૨૧॥
ભક્તિ કરો ભવિ બીજે થાનકે સિદ્ધની રે, બિંબ ભરાવો ખાસ;
મણીરૂપ્યસોવન ધાતુતણી બહુરે, સિદ્ધગુણ કીર્ત્તિને રાશ ॥જિ૦॥૨૨॥
નમોસિદ્ધાણં દોય સહસ જપીયે સદારે, પૂરવ વિધિ સવિ હોય;
કાઉસગ્ગ અડ અથ પન્નર લોગસ્સતણોરે, તન્મયધ્યાનેજોય॥જિ૦॥૨૩॥
અરિહંતને પણ બીજું પદ એ માન્ય છે રે, [5]તોશી અવરાં વાત;
એહને ધ્યાને સિદ્ધસ્વરૂપીઆતમારે,સાદિ અનંત હુઈ જાત॥જિ૦॥૨૪॥
મહાતીર્થ પુંડરીક અષ્ટાપદ [6]રૈવતારે, શ્રીસમ્મેતાદિક ઠામ;
વિધિશું કીજે યાત્રકે પટ્ટ ભરાવીયેરે, બાંધે જિનપદ તામ ॥જિ૦॥૨૫॥
હસ્તિપાલનૃપ ચિત્રપ્રધાનતણીપરે રે, ત્રીજે ભવે જિન થાય;
મંત્રી ગણધરપદ પામી શિવ જાયસ્યેરે, બીજાપદ સુપસાય॥જિ૦॥૨૬॥
ત્રીજે થાનકે પ્રવચનભક્તિ કહી ભલી રે, પ્રવચન ચઉવિહ સંઘ;

---

૧ તેના માટે આ પુસ્તકમાં ૨૩૮મા પૃષ્ટમાં છાપેલ જિનપૂજાવિધિનું સ્તવન જૂઓ. ૨ અષ્ટપ્રકારી અથવા સત્તરભેદીપૂજા. ૩ શત્રુ. ૪ અથવા. ૫ તો વળી બીજી વાત શી કરવી. ૬ રૈવતાચળ એટલે ગિરનાર.

[1]શ્રમણાદિક છે આગમ મુખ્યતારે, કીજે ન તસ્સ ઉલ્લંઘ ॥જિ૦॥૨૭॥
સમકિતવંતા શાસનભક્તા જે ભવિપ્રાણીયા રે, કીજે તાસ સહાય;
બાળગ્લાન નવદીક્ષિત વૃદ્ધાદિકતણેરે, અનુગ્રહ કરે નિરમાય॥જિ૦॥૨૮॥
'નમોપવયણસ્સ' ગણીયે કાઉસગ્ગ કીજીયેરે, લોગસ્સ અઉ અથવા બાર;
ચિંતન કરતા જિનદત્તશેઠતણીપરે રે, હીરપ્રભા તસ નાર ॥જિ૦॥૨૯॥
શેઠને જિનપદ ગણધરપદ વળી નારીનેરે, પામી લહે શિવસુખ;
ત્રીજે થાનકે ભક્તિ કરો એમ ભાવશું રે, મહિમા મોટિમ લખ્ખ.
॥ જિ૦ ॥૩૦॥

## ઢાળ ૩ જી.

### રાગ—પારધીયાની દેશી.

ચોથે થાનકે કીજીયે રે, શક્તે ગુરૂની ભક્તિ રે ગુણરસિયા;
આચારી આચાર્યનીરે, છત્રીશગુણની વ્યક્તિ રે ચિત્તવસિયા ॥૩૧॥
'નમોઆયરિયાણં' ગણોરે, છત્રીસ લોગસ્સ કાઉસગ્ગરે ગુણ૦
ત્રિકરણ વિનયે સેવના રે, અતિ ઉચ્છાહ અથગ્ગ રે ચિત્ત૦ ॥૩૨॥
પુરૂષોત્તમનૃપની પરે રે, જિનપદ લહીએ સાર રે ગુણ૦
અન્ન પાન વસતી ને વેયાવચ્ચેરે, પૂજાને સત્કાર રે ચિત્ત૦ ॥૩૩॥
પદ પંચમે વળી થિવિરની રે, સેવા બહુવિધ હોય રે ગુણ૦
[2]શ્રુતપર્યાયવયથી વળી રે ત્રિવિધ લોકોત્તર જોય રે ચિત્ત૦ ॥૩૪॥
સીદાતા સમ સંયમે રે, થિર કરતાં હોય [3]થેર રે ગુણ૦
'નમોથેરાણં' ધ્યાઇએ રે, કાઉસગ્ગ ત્રણ [4]પણ તેર રે ચિત્ત૦ ॥૩૫॥
પદ્મોત્તરનૃપની પરે રે, જિનપદ લહીએ ક્ષેમ રે ગુણ૦
છઠ્ઠે બહુશ્રુતને નમો રે, ઉપાધ્યાયપદ પ્રેમ રે ચિત્ત૦ ॥૩૬॥
'નમોઉવજ્ઝાયાણં' જપોરે, કાઉસગ્ગ લોગસ્સ પચવીશરે ગુણ૦
વિવિધભક્તિ તસ સાચવોરે, બહુશ્રુતની સુજગીશ રે ચિત્ત૦ ॥૩૭॥
મહેંદ્રપાલનૃપની પરે રે, જેમ સુતશીલપ્રધાન રે ગુણ૦
જિનગણધરપદ પામશ્યે રે, જેહની મોટી મામ રે ચિત્ત૦ ॥૩૮॥
તપસી સાધુપદ સાતમે રે, ભક્તિ કરો દ્રવ્યભાવ રે ગુણ૦

---

૧ શ્રમણઆદિ આગમની મુખ્યતા રે ઇત્યપિ. ૨ સમવાયાંગ-સૂત્રસુધી ભણેલ હોય તો શ્રુતસ્થિવિર અને દીક્ષા લીધે વીશ વર્ષ થયા હોય તો દીક્ષાપર્યાયસ્થિવિર તથા સાઠ અથવા સિત્તેર વર્ષની વયવાળા વૃદ્ધ હોય તે વયસ્થિવિર કહેવાય છે. ૩ થિવિર. ૪ પાંચ.

'નમોલોએસવ્વસાહૂણં' રે, [1]સગવીશ લોગસ્સ ખાસ રે ચિત્ત૦ ॥૩૯॥
વીસામણ વાત્સલ્યથી રે, પ્રમુખ કરો ઘણી સેવ રે ગુણ૦
વીરભદ્રમુનિની પરે રે, જિનપદ લહે સ્વયમેવ રે ચિત્ત૦ ॥૪૦॥
જ્ઞાનોપયોગ પ્રતિક્ષણે રે, ચિંતવો આઠમે ઠાણ રે ગુણ૦
'નમોનાણસ્સ'પદ કાઉસગ્ગે રે, [2]પાણ એકાવન માનરે ચિત્ત૦ ॥૪૧॥
જ્ઞાનોપગરણ જ્ઞાનને રે, જ્ઞાનીને બહુમાન રે ગુણ૦
જયંતદેવરાજા પરે રે, બાંધે જિનપદ નામ રે ચિત્ત૦ ॥૪૨॥

## ઢાળ ૪ થી.

રાગ—મેડી ઉપર મેહ ઝરૂખે વીજળી હો લાલ ઝરૂખે—એ દેશી.

નવમું સ્થાનક દર્શનપદનું ધ્યાઇએ હો લાલકે પદનું૦
'નમોદંસણ(સ્સ)' કરી જાપકે પાપ પલાઇએ હો લાલકે પાપ૦
[3]પણ અથવા સડસઠ લોગસ્સને ચિંતીએ હો લાલ લોગ૦
સુગુરૂ સુદેવ સુધર્મ એ દર્શનમંતીએ હો લાલ એ દર્શન૦ ॥૪૩॥
દર્શનના ઉપગરણ વધારો બહુપરે હો લાલ વધારો૦
નિઃશંકાદિ દોષ નિવારી ચિત્ત ધરો હો લાલ નિવારી૦
જિમ હરિવિક્રમભૂપ જિનેંદ્રપદવી લહે હો લાલ જિનેંદ્ર૦
દર્શનથી વળી જ્ઞાનચારિત્ર ગુણ ગહગહે હો લાલ ચારિત્ર૦ ॥૪૪॥
દશમુંપદ 'નમોવિનયસ્સ' ગણી આરાધીએ હો લાલ ગણી૦
ગુણિપદ તેરનો વિનય ચઉભેદ સાધીયે હો લાલ ચઉ૦
અહવા દશવિધ ભેદ વિનય કાઉસગ્ગ કરો હો લાલ વિ૦
દશ અથવા બાવન્ન લોગસ્સ કરી ભવતરો હો લાલ લોગ૦ ॥૪૫॥
દર્શન જ્ઞાન ચારિત્ર ને તપ ઉપકારીનો હો લાલ કે તપ૦
મોક્ષ વિનય પણ ભેદ એ જૈનાચારનો હો લાલકે જૈના૦
ધનશ્રેષ્ઠિપરે તેહ મુનિવ્રત આદરી હો લાલ મુનિ૦
બાંધે જિનપદ નામ કરી કિરિયા ખરી હો લાલ કરી૦ ॥૪૬॥
ઉભયકાળ આવશ્યક ષડ્વિધ સાચવે હો લાલકે ષડ્૦
સામાયિક બહુવાર કરી કર્મ પાચવે હો લાલ કરી૦
'નમોચરિત્ત'પદ જાપ સત્તર અથ પાંચનો હો લાલ સત્તર૦
કરે કાઉસગ્ગ દશ સામાચારી સંચનો હો લાલ સામા૦ ॥૪૭॥

---

૧ સત્તાવીશ. ૨ પાંચ અથવા એકાવન લોગસ્સનો.
૩ પાંચ અથવા સડસઠ.

નિરતીચારે ભક્તિ કરે ચારિત્રની હો લાલ કરે૦
સર્વવિરતિ દેશવિરતિ કરે ચિત્ત ચિત્રથી હો લાલ કરે૦
અરૂણદેવભૂપાલપરે તે જિન હોયે હો લાલ પરે૦
'બારસમું[1] હવે ઠાણ શીલવ્રતનું કહે હો લાલ શીલ૦ ॥૪૮॥
ચિંતામણિપરે શીલ શીલ જે આદરે હો લાલકે શીલ૦
નવવિધવાડી વિશુદ્ધ અઢાર ભેદે ધરે હો લાલ અઢાર૦
વ્રતધારીની ભક્તિ સાધુશ્રાવકતણી હો લાલ સાધુ૦
લોગસ્સ નવ વા અઢાર કાઉસગ્ગે ભણી હો લાલ કાઉ૦ ॥૪૯॥
'નમો બંભવયધારિણં' પાઠ જપે સદા હો લાલકે પાઠ૦
ચંદ્રવર્મનૃપ જેમ લહે જિનપદ મુદા હો લાલ લહે૦
તેરમે થાનકે એહ પ્રમાદ ક્ષણ નવિ કરે હો લાલ પ્રમાદ૦
'નમોકિરિયાણં' જાપ કરી ભવજલ તરે હો લાલકે કરી૦ ॥૫૦॥
વળી પિંડસ્થ પદસ્થ રૂપસ્થ રૂપાતીતનું હો લાલકે રૂપા૦
ધ્યાન ધરે વળી ધર્મ શુક્લની રીતિનું હો લાલ કે શુક્લ૦
[2]કરે પ્રમાદપરિહાર આચાર અનુમોદના હો લાલ આચા૦
કાઉસગ્ગ તેર પણવીસ અક્રિય આલ્હાદના હો લાલ અક્રિ૦ ॥૫૧॥
નિરતિચાર ક્રિયા સાધે વિકથાઆધિને હો લાલકે વિકથા૦
હરિવાહનનૃપ જેમ તે જિનપદ સાધીને હો લાલકે જિન૦
ચૌદમે સ્થાનકે બાહ્ય અભ્યંતરતપ ધરે હો લાલ અભ્યં૦
'નમોતવસ્સ' ગણે પાઠ લોગસ્સ [3]દ્વાદશ કરે હો લાલ લોગ૦ ॥૫૨॥
અનાશંસ અનિદાન કરી ચિત્ત નિર્મલું હો લાલ કરી૦
કંચનકેતુનૃપ જેમ લહે જિનપદ ભલું હો લાલ લહે૦
પનરમે થાનકે એહ ઉચિત અશનાદિકે હો લાલ ઉચિત૦
શુદ્ધ અતિથિસંવિભાગ કરે પૂજાદિકે હો લાલ કરે૦ ॥૫૩॥
તેહ ભણી 'નમોગોયમ' ગણીયે કાઉસગ્ગે હો લાલ ગણી૦
[4]એકાદશ લોગસ્સ સુપાત્રાદિક વગે હો લાલ સુપાત્રા૦
[5]રત્નકનકરૂપ તામ્ર ને મૃન્મય પાત્ર છે હો લાલ કે મૃન્મ૦

---

૧ બારમું વ્રત હવે ઠાણ બ્રહ્મવ્રતનું કહે હો લાલ બ્રહ્મ૦ ઈત્યપિ.
૨ કરે પ્રમાદ પરિહાર આચાર અપ્રમાદનો હો લાલ આચાર૦ ઇત્યપિ.
૩ બાર લોગસ્સનો કાઉસગ્ગ. ૪ અગીઆર. ૫ રત્નના, સુવર્ણના, રૂપાના, તાંબાના અને માટીના એમ પાત્ર.

¹જિનમુનિશ્રાવક સમકિતિ મિથ્યાત્વિમાત્ર છે હો લાલ મિ૦ ॥૫૪॥
એણિપેરે પાત્ર વિચાર સંવિભાગ વ્રત ધરે હો લાલ સંવિ૦
નરવાહનનૃપ જેમ થઈ જિન ભવ તરે હો લાલકે થઇ૦
મન વચ કાય વિશુદ્ધ એહવું જે આદરે હો લાલ એહ૦
જ્ઞાનવિમળગુણરાશિ ભુવનમાં વિસ્તરે હો લાલ ભુવ૦ ॥૫૫॥

## ઢાળ ૫ મી.

### રાગ—મુનિ મન સરોવર હંસલો—એ દેશી.

વૈયાવચ્ચપદ સોલમું, ભવિ તુમે ભાવે આરાધો રે;
²જિનસૂરિવાયગમુનિ ગુણી, દશવિધ ભેદથી સાધો રે. ॥૫૬॥
શ્રીજિનવર એમ ઉપદિશે ॥ એ આંકણી ॥
³ઉપસર્ગાદિક ટાળવે, વૈયાવચ્ચ વિશેષ રે;
તે ભણી અપડિવાઇ કહ્યું, પ્રવચને ઉચિત સંપેખ રે ॥શ્રીજિ૦॥૫૭॥
⁴જિન ઉત્કૃષ્ટ ગુણીમાંહિ, તે ભણી 'જિણાણુ' ગણીયેરે;
કાઉસગ્ગ પાંચ લોગસ્સનો, અધિગત ગુરૂમુખે સુણીયેરે ॥શ્રીજિ૦॥૫૮॥
જીમૂતકેતુનૃપતિપરે, તીર્થંકરપદ ફરસે રે;

---

૧ ઉપર પ્રમાણે અનુક્રમ જેમકે જિ। હોય તે રત્નપાત્રસમાન મુનિ તે કંચનપાત્રસમાન તથા સુશ્રાવક હોય તે રૂપાના પાત્રસમાન અને ફક્ત સમ્યક્ત્વધારી હોય તે તાંબાના પાત્ર સમાન અને મિથ્યાત્વી હોય તે માટીના પાત્રસમાન એમ જાણવું. ૨ તીર્થંકરનો, આચાર્યનો, વાચકનો, મુનિનો, ગુણીનો. ૩ ઉપસર્ગ એટલે શું તે જાણવા માટે—

देवादिकृतस्योपसर्गशब्दस्य व्युत्पत्तिरियं उपसृज्यन्ते क्षिप्यन्ते च्याव्यन्ते प्राणिनो धर्मादेर्येषु इत्युपसर्गाः देवादिकृतोपद्रवेष्विति श्रीस्थानांगसूत्रवृत्त्यादौ तथा उपसर्जनमुपसर्गः अथवा कारण-साधनः उपसृज्यते सम्बध्यते पीडादिभिः सह जीवस्तेनेत्युपसर्गः अथवा कर्मसाधनः उपसृज्यते सम्बध्यते तत्कोऽसावेव तदुपसर्गः अथवा उपादानसाधनः ततस्तस्मादुपसर्गाज्जीवः उपसृज्यते स-म्बध्यते पीडादिभिः सह यस्मात्तत उपसर्ग इत्यादि श्रीउत्तराध्य-यनसूत्रवृत्तिश्रीविशेषावश्यकमहाभाष्यवृत्त्यादौ प्रोक्तमस्तीति ।

૪ ગુણીપુરૂષોમાં [illegible]ત્કૃષ્ટ જિનવર છે માટે 'નમોજિણાણુ' એમ ગણવું.

રાણીયશોમતી તેહની, ગણધરપદે ભવ તરસે રે ॥ શ્રીજિ૦ ॥૫૯॥
પદ સમાધિ હવે સત્તરમું, દ્રવ્યભાવે ઉપજાવે રે;
[1]સૂરિમુખ ચઉવિહ સંઘને, સુપરેશું સુવિધિ સિખાવેરે ॥શ્રીજિ૦॥૬૦॥
સંઘમાં ઉત્તમ મુનિવરા, તે ભણી 'નમોચારિત્ર' જપીએ રે;
વિઘ્નનિરાકરવે કરી, [2]પણ લોગસ્સ કર્મ ખપીએરે ॥શ્રીજિ૦॥૬૧॥
શ્રીપુરંદરનૃપની પરે, જિનપદ લહે સુખકાર રે;
બંધુમતી તેહની પ્રિયા, હોશે તસ ગણધાર રે ॥ શ્રીજિ૦ ॥૬૨॥
પદ અઢારમે આદરો, અપૂર્વ જ્ઞાનનું ગ્રહણ રે;
[3]અંગાનંગ આવશ્યકે, ભણીયે કરી યોગોવહણ રે ॥શ્રીજિ૦॥૬૩॥
તત્ત્વજ્ઞાનની ચિંતના, 'નમોનાણસ્સ' પદ જાપ રે;
કાઉસગ્ગ [4]પણ અથ બારનો, જ્ઞાનથી ટળે સવિ પાપરે ॥શ્રીજિ૦॥૬૪॥
[5]સાગરચંદનૃપની પરે, તીર્થંકરપદ પામે રે;
આદર કરીને આશાતના, ટાળતો સવિ દુઃખ વામે રે ॥શ્રીજિ૦॥૬૫॥
હવે શ્રુતપદ ઓગણીશમું, શ્રુત તે ગણધરે રચિયું રે;
ચૌદપૂરવી દશપૂરવી, પ્રત્યેકબુદ્ધબુદ્ધિ ખચિઉં રે ॥શ્રીજિ૦॥૬૬॥
વિધિશું ગ્રહેવું દેયવું, પ્રત્યનીકતા ટાળે રે;
અંગ અનંગ લખાવીએ, શક્તિ શાસન અજુઆળેરે ॥શ્રીજિ૦॥૬૭॥
'નમોસુયસ્સ' પદ ધ્યાઇએ, [6]ચઉ અથ પણયાલીશ રે;
લોગસ્સ કાઉસગ્ગ કીજીયે, ધરીયે ભક્તિ અશેષ રે ॥શ્રીજિ૦॥૬૮॥
શતક અધ્યયનપદ પાહુડા, ઉદ્દેશાદિક ચૂલા રે;
ધારીયે અંગને પૂર્વના, તો વાધે શ્રુતલીલા રે ॥ શ્રીજિ૦ ॥૬૯॥
રત્નચૂડનૃપની પરે, સ્યાદ્વાદે નહીં શંકા રે;
જિનપદ લહી શિવગતિ લહે, પાવે પુણ્યની લંકા રે ॥શ્રીજિ૦॥૭૦॥
પ્રવચનતીર્થપ્રભાવના, વીશમું સ્થાનક જાણો રે;
વિદ્યાનિમિત્ત ઉપદેશ તપે, ઉન્નતિ કરે સુપ્રમાણો રે ॥શ્રીજિ૦॥૭૧॥
તીર્થપ્રતિષ્ઠાયાતરા, સાહમિવત્સલ આદિ રે;

---

૧ આચાર્યપ્રમુખ. ૨ વિઘ્નને દુર કરવાથી પાંચ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. ૩ અંગ તે આચારાંગાદિ, અનંગ (ઉપાંગ) તે શ્રીઉવવાઇસૂત્રાદિ તે સાધુએ યોગોદ્વહન કરીને ભણવા અને આવશ્યકાદિ (પ્રતિક્રમણાદિ ક્રિયા) તે શ્રાવકો ઉપધાન વહન કરીને ભણે. ૪ પાંચ અથવા બારનો. ૫ સાગરચંદ્રરાજા. ૬ ચાર અથવા પીસ્તાલીશ.

[1]ધર્મકથા વિધિશું કરે, ટાળી સયલપ્રમાદ રે ॥ શ્રીજિ૦ ॥૭૨॥
'નમોતીત્થસ્સ' પદ ચિંતિયે, કાઉસગ્ગ લોગસ્સ ચાર રે;
મેરૂપ્રભનરપતિની પરે, પામે જિનપદ સાર રે ॥ શ્રીજિ૦ ॥૭૩॥
પૂર્વસ્થાનક સવિ એહમાં, આવે તિણે કરી બળિયો રે;
એક એકમાં વધતા વિધે, કરતાં પાતિક ટળિયો રે ॥ શ્રીજિ૦ ॥૭૪॥
અંગે ન આવે તેહને, વીશ અસમાધિના ઠાણ રે;
વીશસ્થાનકતપ સેવતાં, [2]શ્રીજ્ઞાનવિમલપ્રભુ ઝાણેરે ॥શ્રીજિ૦॥૭૫॥

## ઢાળ ૬ ઠ્ઠી.

### રાગ—શાંતિજિન ભામણે જાઉં—એ દેશી.

સ્થાનક વીશે ઇમ આરાધો, પોસહ કરી ભવિ પ્રાણીજી;
સૂરિવાયગમુનિ ચરિતપદે ચઉ, સર્વવિરતિ સહીનાણીજી. ॥૭૬॥
બલિહારી એ જિનતણી ॥ આંચળી. ॥
એહનો પાર ન પામીએ, કાંઇ કહેતાં ગુણસમુદાયજી;
એકેક પદ આરાધતાં કેઇ, જિનપદ લહી શિવજાયજી ॥બલિ૦॥૭૭॥
ઉજમણાં ઉલટ ધરી કીજે, નિજધનને અનુસારેજી;
ધન લહી તપ નવિ [3]ઉજમે,કાંઇ તેહનો અફલ [4]જમવારોજી॥બ૦॥૭૮॥
સૂરતબંદર સુંદર શ્રાવક, સ્થાનકતપ આદરતાજી;
તેહતણો વિધિ જાણણ હેતે, પ્રબલ પુણ્ય અનુસરતાજી ॥બ૦॥૭૯॥
ગ્રંથ વિચારામૃતથી નિસુણી, જ્ઞાનવિમલ ગુરૂવાણીજી;
સમકિતઅનુભવ ઉલ્લસે એહથી,અવર ન એહ [5]સમાણીજી ॥બ૦॥૮૦॥
સંવતરસઋતુમુનિવિધુ(૧૭૬૬) માસે, પોષવદી આઠમ બુધવારેજી;
ભણવા કાજે સ્તવન કર્યું એ, નિતુ નિતુ મંગળચારજી ॥બ૦॥૮૧॥



---

૧ ધર્મકર્મ વિધિશું કરે ઇત્યપિ. ૨ દિન દિન કોડી કલ્યાણ રે ઇત્યપિ પાઠ: ૩ ઉજવે. ૪ જન્મારો. ૫ સરખી.

# અથ પરચુરણ સ્તવનો.



## અથ શ્રીસાધારણજિન સ્તવન.

મેં જિનમુખ દેખણ જાઉં રે, પ્રભુકો જન્મ ભયો મેં૦
[1]તિનભુવનમાંહિ શુભ છાયા, આણંદિત મન થાઉં રે પ્ર૦ ॥ ૧॥
સોહમસુરપતિ મનએમ ચિંતિત, હરિણેગમેષી બુલાઉંરે પ્ર૦ ॥ ૨॥
ઘંટને નંદિત મુદિત મન સવિ, [2]સુર તેડી આણાઉં રે પ્ર૦ ॥ ૩॥
પાલકયાન સકલસુરસેવિત, નંદીસરવર ઠાઉં રે પ્ર૦ ॥ ૪॥
જિનજનની નમી [3]હરિ જિન લેવત,પંચરૂપ ધરી આઉં રે પ્ર૦ ॥ ૫॥
મંદરભૂધરશિખરશિરોપરિ, જન્મમહોત્સવકાઉં રે પ્ર૦ ॥ ૬॥
નાટક નાદ અવાજ અનાહત, મૃદંગ તાલ બજાઉં રે પ્ર૦ ॥ ૭॥
મંગલ આઠ અનોપમ ગુણયુત, સમકિત શુદ્ધ ઠરાઉં રે પ્ર૦ ॥ ૮॥
બત્રીસકોડી રજતની વૃષ્ટિ, નરપતિગેહ ભરાઉં રે પ્ર૦ ॥ ૯॥
એમ આનંદે જન્મમહોત્સવ, જ્ઞાનવિમલપ્રભુ ધ્યાઉં રે પ્ર૦ ॥૧૦॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રથયાત્રાગર્ભિત. )

જિન દરિસણથી દુઃખ જાવેજી જિન૦ ॥ એ આંકણી ॥
પ્રભુભગતે શિવસુખ થાવેજી, રથયાત્રા એમ સોહાવેજી;
પિંડસ્થાદિકચક્ર ચતુર ચઉ, મૈત્યાદિક ઘંટ વજાવેજી ॥રથ૦॥૧॥
બાહ્યઅભ્યંતરરજભરકંટક, મિથ્યા અજ્ઞાન મિટાવેજી ॥રથ૦॥૨॥
શ્રદ્ધા શેરી [4]અદંભતા ભેરી, વિવિધ વાજિંત્ર વજાવેજી ॥રથ૦॥૩॥
અભયદાન ઉચિતાદિક અનોપમ, કુસુમનો પગર ભરાવેજી ॥રથ૦॥૪॥
જે નિરવિઘન [5]અનઘ અર્થાદિક, ચામર ચતુર વીંઝાવેજી ॥રથ૦॥૫॥
ગુણીગણ મહાજનવૃંદ પ્રમોદે, એમ શ્રીજિન પધરાવેજી ॥રથ૦॥૬॥
ત્રિવિધવિવિધ શુભયોગ જનિત ક્રિયા, છત્ર પવિત્ર ધરાવેજી ॥રથ૦॥૭॥
અનુચિત અવિધિ આશાતનાદિક જે, અનુચિતકર્મ ઉસરાવેજી ॥રથ૦॥૮॥
જ્ઞાનવિમલપ્રભુ સુજસ મહોદય, ત્રિભુવન સુજસ ચઢાવેજી ॥રથ૦॥૯॥

---

૧ ત્રણભુવનમાં. ૨ દેવોને બોલાવીને. ૩ ઇંદ્ર. ૪ નિષ્કપટી. ૫ સુંદર.

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

જાણ્યો રે મેં મન અપરાધી (૨) ॥ એ આંકણી ॥
જે પરભાવ પરમારથ જાણ્યો, તિણથી પંચમીગતિ નવિ સાધી રે. ॥જા૦॥ ૧॥
મહામૂઢતા જેહ અનાદિની, [1]દુર્મતિવિજયાવિલાસૌષધી ॥જા૦॥ ૨॥
શુદ્ધચેતન જ્ઞાનદશા તબ, સુમતિ સુસંગતિ રહી અલાધી ॥જા૦॥૩॥
શુદ્ધાશુદ્ધવિચાર વિવેચન, તુજ આણા તે નવિ આરાધી ॥જા૦॥૪॥
અવિધિ અનીતિ [2]અસજ્જનસંગતિ, તિણથી તૃષ્ણાવેલડી વાધી ॥જા૦॥૫॥
વિષયકષાયદાવાનલ યોગે, [3]સામ્યસુધારસવેલડી બાધી ॥જા૦॥૬॥
એમ પ્રવચનમર્યાદારીતિ, અતિ અવિવેકપસાય વિરાધી ॥જા૦॥૭॥
એમ બહુ પુદ્ગલપરિવર્ત્તનથી, [4]આરતિ અરતિ ને અસમાધિ॥જા૦॥૮॥
સો ભય દૂર મિટ્યો અબ જાણ્યો, તત્ત્વપ્રતીતની શેરી લાધી ॥જા૦॥૯॥
જ્ઞાનવિમલસાહિબ સુનજરે, પ્રસરત સહજસભાવ સમાધી॥જા૦॥૧૦॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—રામગિરિ.

પ્રભો! તાહરી યોગમુદ્રા, ભાવતાં ભાવનાશ રે;
[5]ચરણધર્મે શાંતિશર્મે, છેદીયો ભવપાશ રે. ॥ પ્ર૦ ॥૧॥
દ્રવ્યશિવે સંયમી તું, ધરે બંધ અબંધ રે;
જે પ્રવર્ત્તન તે નિવર્ત્તન, શુભકષાય સંબંધ રે. ॥ પ્ર૦ ॥૨॥
નિશ્ચયવ્યવહાર હેતે, ક્રિયા અક્રિય હેત રે;
જાણગે ગુણઠાણયોગે, એકરૂપ સમેત રે. ॥ પ્ર૦ ॥૩॥
ભાવ ઔદાસીન્ય સઘળે, કરે તું નિજ કામ રે;
શ્રીમકાંતગુણોઘપર નિજ, ટાળવાને ધ્યાન રે. ॥ પ્ર૦ ॥૪॥
નિશ્ચયે તું જિહાં અયોગી, તિહાં પ્રવર્ત્તનરૂપ રે;
દ્રવ્યથી પણ નહિ અલગો, સમયે અચલ અનૂપ રે. ॥ પ્ર૦ ॥૫॥
એમ ચરિત્ર અનેક જોતાં, [6]અલખ તું ન લખાય રે;
ધ્યેય ધ્યાતા ધ્યાન એકે, જ્ઞાનવિમલ કહાય રે. ॥ પ્ર૦ ॥૬॥

---

૧ દુર્બુદ્ધિરૂપ વિજયા (ભાંગ) ના વિલાસને ઔષધીરૂપ. ૨ દુર્જનસંગતિ. ૩ સમતારૂપ અમૃતરસ. ૪ પીડા. ૫ ચારિત્રધર્મે. ૬ લક્ષમાં ન આવે તેમ.

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

લગીગઈ અખીયાં મેરી રે, મ્હારો નાથજી જાણે;
પેખી મૂરતિયાં તેરી રે ॥ મ્હારો૦ ॥ એ આંકણી ॥
પ્રભુગુણનંદનવનહનિકુંજમાં, બેસત ચેતના પ્યારી રે ॥મ્હા૦॥૧॥
[1]વિકસિતકજપરે હોવત છતીયાં, પ્રસરતિ મન સુખકારીરે ॥મ્હા૦॥૨॥
રોમરોમ તનુકંચુક ઉલ્લસિત, નિકસિત ભ્રાંતિ બિચારી રે ॥મ્હા૦॥૩॥
[2]રસના તુમ ગુણ પાર ન પાવત, કરત વિનતીયાં ધારીરે ॥મ્હા૦॥૪॥
રહત ન દુશ્મન દાવ ન ફાવત, તુમ્હ સૂરતીયાં ભારી રે ॥મ્હા૦॥૫॥
અનુભવનયણે જિમજિમ જોવત, પ્રગટ ન પતીયાં અરી-
આરી રે ॥મ્હા૦॥૬॥
ગતિ છતિ થિતિ ભગત વસુધાતા, ધારત ન [3]ભત્તીયા
ભારી રે ॥મ્હા૦॥૭॥
જ્ઞાનવિમલગુણ ઉદય અહોનિશ, હોવત [4]નતિયા સારીરે ॥મ્હા૦॥૮॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

મ્હારા ભવભવના ભય જાય રે, પ્રભુને દિલ લાઉં ॥એ આંકણી ॥
સુરૂચિપવનસેં આસઘર શોધું, છાહું શમરસ પાની;
ઉચિત સુગુણના ફૂલ બિછાઉં, ધ્યાનધૂપઘટી પ્રગટાણી રે ॥પ્ર૦॥૧॥
ત્રિકરણયોગ અવંચક ત્રિગડું, [5]તરૂ અશોક [6]સિતજઝાણી;
ધ્યેય સમાયત શિખર સિંહાસન, બેસે મ્હારો નાથજી નાણીરે ॥પ્ર૦॥૨॥
છત્ર તીન કરૂં તીન અવસ્થા, મોટી માલ સુહાણી;
વિધિ અનાશાતન ચામર સુરનર, અવગુણશ્રેણિ ઉંજાણીરે ॥પ્ર૦॥૩॥
સ્તુતિ શબ્દાદિક નાદ અનાહત, દુંદુભિ કોડી બજાની;
હું મ્હારા પ્રભુશ્યું થઈ એકતાને, અવિચલ પ્રીતિ મચાણી રે ॥પ્ર૦॥૪॥
ઇણ વિધિશ્યું સવિ અંતર ભાગો, જ્ઞાનવિમલગુણખાણી;
એહ નિશાની શુદ્ધચેતન, સુંદર જિણઘરે આંણી રે ॥પ્ર૦॥૫॥

---

૧ વિકસ્વરકમલની પેરે. ૨ જીભ. ૩ ભક્તિ. ૪ નમસ્કાર
૫ વૃક્ષ ૬ શુક્લધ્યાની.

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

રાગ—કલ્યાણ.

ધર્મ ન જાણીયા ચલ, દેખો માઇ ધર્મ ન જાણીયા ચલ ॥આંચલી॥
આતમ પાયા ધર્મ બસાયા, કર્મકી વેદન પાઇ;
પરઆશા સો પ્યારી કીની, દૃઢતા ન ધરી કાંઇ ॥ દેખો૦ ॥૧॥
[1]સાકરસહુત દુધ કટુકતા, ઝેર જોરે હો જાઈ;
પ્રીતપ્રકોપપ્રબલના કારણ, જુદા કરીયે [2]જરાઇ ॥ દેખો૦ ॥૨॥
તું મિથ્યામતિ ઝેરકે જોરે, જિનવચ મધુર ન થાઇ;
જ્યું ધ્વજ પટઘર પ્રવચને પ્રેરિત, ન રહત દેવલ થાઇ ॥ દેખો૦॥૩॥
તું મિથ્યામતિધર્મસમીરે, કંપિત ચેતન લાઇ;
વચનકું હેત પરંપર પરચિત, મોહિત મતિ થઈ માઈ ॥ દેખો૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુ તરણિકિરણ થઈ, મિથ્યાતમ વિરલાઈ;
પ્રસરતબોધ પ્રભાત થયો અબ, સહજ સદા સુખદાઈ ॥દેખો૦॥૫॥

---

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

મરૂદેવી કહે ભરતને હો રાજ, અહનિશિ વીતક વાત;
વારિ મ્હારા નંદના.
ઋષભ ઋષભ કરતી રહું હો રાજ, વિસરે નહીં દિનરાત વા૦ ॥૧॥
વરસદિવસલગે સાંભળું હો રાજ, નવિ મિલ્યું ઉદક ને અન્ન વા૦
કેમ કરીને રહેતો હશે હો રાજ, ઠામે તસ [2]તનમન્ન વા૦ ॥૨॥
નયણે ન દેખું જિહાંલગે હો રાજ, તિહાંલગે નહીં સંતોષ વા૦
મનગમતા મેલા વિના હો રાજ, કેમ હોવે સુખનો પોષ વા૦ ॥૩॥
તું સુખમાં લીણો રહે હો રાજ, ધુરે નિશાનનિર્ઘોષ વા૦
[3]લલનાશું લીલા કરે હો રાજ, ગોખે બેઠો જોષ વા૦ ॥૪॥
પરદુઃખે દુઃખીયા થોડલા હો રાજ, ચતુર વિચારો ચિત્ત વા૦
ઘડી [4]વરસાસેતિ વિના હો રાજ, મન મેલુ વિણ મિત્ત વા૦ ॥૫॥
એહવે આવ્યા સાંભળી હો રાજ, આઈ ચઢિ [5]ગયંદ;
આવો મ્હારી આઇજી.

---

૧ સાકરસહિત. ૨ શરીર ને મન. ૩ સ્ત્રીયોની સાથે.
૪ એક ઘડી વરસના જેવી. ૫ ગજેંદ્ર ગંધગઇંદ ઇત્યપિ.

દેખાડું [1]સુતઋદ્ધડી હો રાજ, જેમ મિટે સવિ દુઃખ દંદ આવો૦ ॥૬॥
દેખી આપ વિચારતાં હો રાજ, પામ્યા સહજ સ્વભાવ આવો૦
જ્ઞાનવિમલની જ્યોતિમાં હો રાજ, પ્રગટ્યો પરમપ્રભાવ આવો૦ ॥૭॥

---

## અથ શ્રીઆદીશ્વરજિન સ્તવન.

### રાગ—તોટકચ્છંદ.

જિનરાજ જુહારણ જાસ્યાંજી, આદીસર ભેટણ જાસ્યાંજી;
અમ્હે પાતિક દુરે પલાસ્યાંજી, અમ્હે સહજે શિવસુખ પાસ્યાંજી;
મુદિતમને મનમોહન પ્રભુના, અદ્ભુત ગુણગણ ગાસ્યાંજી ॥જિ૦॥૧॥
ભાવભગતિશું થઇ એકતાને, મૃદંગ તાલ વજાસ્યાંજી ॥જિ૦॥૨॥
વિવિધભક્તિશ્યું બહુવિધિ જુગતે, અમ્હે આંગી અવલ બનાસ્યાંજી ॥જિ૦॥૩॥
સુંદર સૂરતિ સહજે સુભગતા, અમ્હે નિરખી સુખીયા થાસ્યાંજી ॥જિ૦॥૪॥
નરભવફલ નિર્મલદરિસણથી, સુકૃતકમાઈ કમાસ્યાંજી ॥જિ૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ આણંદ લહીને, અમ્હે અવિચલસુખ સરાસ્યાંજી ॥જિ૦॥૬॥

---

## અથ શ્રીસંભવનાથજિન સ્તવન.

### રાગ—સામેરી.

લીનો રે મન સંભવજિનસેં લીનો૦ ॥ એ આંકણી ॥
જબ સેનાસુત નયણે નિરખ્યો, સફલ જન્મ ભયો અબ મોહે તિનસેં ॥લી૦॥૧॥
તુમસમ ઓર મેં અવર ન પેખ્યો, વિનતિ કરૂં કહો હું જઈ કિનસેં ॥લી૦॥૨॥
દુઃખભંજનકી વાત કહું મેં, અવરઅવર દ્વારે જઈ કિનસેં ॥લી૦॥૩॥
હવે ભવભવ હું અવરને ઇહું, સુપનાંતર પણ કોઇ ન મનસેં ॥લી૦॥૪॥
મંગલવેલી વધારણ તુમચું, નામનિદાન અધિકજ્યું [2]ઘનસેં ॥લી૦॥૫॥
[3]હયલંછન કંચનવન કાયા, માયામોહ વિકાર ન મનસેં ॥લી૦॥૬॥

---

૧ પુત્રની ઋદ્ધિ. ૨ વરસાદથી અધિક. ૩ ઘોડાનુ લાંછન.

તુંહિ તુંહિ તુંહિ તુંહિ યુંહી, કહતે હૈ અબ સાહિબનસે ॥લી૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુ અપનો સેવક,કૃપાકરીને અધિકકરી ગણસે ॥લી૦॥૮॥

## અથ શ્રીનમિનાથજિન સ્તવન.

રાગ—હમીર કલ્યાણ.

નીલકમલલાંછન નમિજિનવર, પ્રણમત સુરનરરાયા;
વિજયનૃપતિસુત સુગુણસુહાયા, વપ્રારાણી જાયા ॥ નીલ૦ ॥૧॥
અલવેસર જગદીસર સાહિબ, કેસરચરચિત કાય;
દેહેરાસર બેઠા મનમંદિર, પેઠા ભવિમન ભાય ॥ નીલ૦ ॥૨॥
જિહાંલગે તુમ્હચી ભેટન હુઈ, તિહાંલગે ભવેભવે વાહ્યા;
તે દિન ધન્ય સુકૃતારથ પ્રભુના,જ્ઞાનવિમલ ગુણ ગાયા ॥નીલ૦॥૩॥

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—ધર્મજિણેસર ગાઉં રંગશ્યું—એ દેશી.

**નયણાનંદન નેમિજિનેસરૂ**, માતશિવાદેવીનંદ સોભાગી;
**બાવીશમો** જિનવર જગે જયકરૂ, જન્મથકી વ્રતવંત સોભાગી.
નેમિનિરંજન નિરૂપમ નિરખીયે ॥૧॥
ધન્યકુમરનૃપ ધનવતીને ભવે, પ્રથમ લહ્યું સમકિત સો૦
પ્રાસુકજલ દેઈ તાપ શમાવીઓ, આતમ કીધ પવિત્ત સો૦ ॥ને૦॥૨॥
અનુક્રમે તિહાંથી નવમે ભવે લહ્યા, તીર્થંકરપદ ઋદ્ધિ સો૦
ચોવિશીમાં શીલશિરોમણી, કુમરપણે લહ્યા સિદ્ધિ સો૦ ॥ને૦॥૩॥
[1]અંજનવાને ધનુષજ દશતણું, શંખલંછન ગુણધામ સો૦
સહસવરસનું જેહનું આઉખું, નેમિનાથ જસ નામ સો૦ ॥ને૦॥૪॥
નવભવલગે સંબંધ છે એહનો, રાજિમતી અને નેમિ સો૦
ઈહાંપણ શીલશિરોમણી બિહું થયા,પ્રગટ્યો પૂરણપ્રેમ સો૦ ॥ને૦॥૫॥
સહસઅઢાર મુનીસર સોહીયે, સાધ્વી સહસચાલીશ સો૦
છદ્મસ્થાવસ્થા ચોપનદિને, ગણી અગ્યાર સુજગીશ સો૦ ॥ને૦॥૬॥
ચવિયા અપરાજિતવિમાનથી, શૌરીપુરે થયો જન્મ સો૦
સમુદ્રવિજયકુલકમલદિવાકર, દ્વારિકાયે વ્રતધર્મ સો૦ ॥ને૦॥૭॥
કેવલજ્ઞાન લહે રૈવતગિરિએ, યાદવનો પરિવાર સો૦

[1] શ્યામવર્ણવાળા અને દશ ધનુષની કાયા.

દીક્ષા દેઇને પ્રતિબુઝવ્યા, પાંડવ દશ ય દશાર સો૦ ॥ને૦॥૮॥
અંધકવૃષ્ણી ભુજંગવૃષ્ણીતણા, સહસગમે અણગાર સો૦
રાજિમતી પણ [1]સહસકની સાથે, લેવે સંયમભાર સો૦ ॥ને૦॥૯॥
બંધવ નેમિતણા દશ જાણીયે, શ્રીરહનેમિકુમાર સો૦
રાજિમતી રહનેમિનું આઉખું, [2]નવસયવરસ ઉદાર સો૦॥ને૦॥૧૦॥
સહસવરસનું પાળી આઉખું, સિદ્ધયા નેમિકુમાર સો૦
પંચસયાછત્રીશ મુનિ સાથશું, કરીય સંલેખન સાર સો૦॥ને૦॥૧૧॥
ત્રણ કલ્યાણક ગિરનારે થયા, દોય શૌરીપુરે સાર સો૦
શ્રીનેમીસર રાજિમતી બેહું, યાદવવંશ શૃંગાર સો૦ ॥ને૦॥૧૨॥
તિલકયશાદિક ષટ બાંધવ વળી, સાતમો ગજસુકુમાલ સો૦
અંતગડકેવલી થઇ શિવ પામીયા, કેઇ શત્રુંજય ગિરનાર સો૦॥ને૦॥૧૩॥
પાંડવ પાંચ કુંતી ને દ્રૌપદી, માસખમણ દોય કીધ સો૦
અણસણ ગ્રહી શત્રુંજયઉપરે, દ્રૌપદી [3]બંભ પ્રસિદ્ધ સો૦॥ને૦॥૧૪॥
જાલિમયાલિપ્રમુખ બહુમુનિવરા, યાદવની કેઈ કોડિ સો૦
કેઇ અનુત્તર કેઈ સુર શિવગતિ, પામ્યા ભવદુઃખ છોડિ સો૦॥ને૦॥૧૫॥
જ્ઞાનવિમલસૂરીશ કહે ઇશ્યું, ધન્ય એહના અવતાર સો૦
સિદ્ધયા શત્રુંજય ને [4]રૈવતગિરે, લેઈ સંયમભાર સો૦॥ને૦॥૧૬॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

રાગ—વેલાઉલ.

ગિરનારે સાહિબ શ્યામ, તિહાં મેરો મન લીનો;
મેં રહુ સદા તુમ્હારે ચરણ [5]કમલ પરે લીનો ॥એ આંકણી ॥
શિવાદેવીકે લાડિલે, તુમ્હ તોરણ પધારે;
પશુયાપોકાર સુણી સાર, દ્વારિકા સિધા રે ॥ ગિ૦ ॥૧॥
હાર ચીર તોરડારિ, શૃંગાર નાહિં સજે;
વિરહતાપકો પ્રજાપ, અંગ અંગ દઝે ॥ ગિ૦ ॥૨॥
પીયુ ! પીયુ ! મુખે જંપતિ, [6]નીરવિણ જેમ મચ્છી;
મૃગી આપ યૂથ હીન, પંખ વિણ પંખી ॥ ગિ૦ ॥૩॥

---

૧ એકહજાર કન્યાની સાથે. ૨ નવસેં (૯૦૦) વર્ષ.
૩ પાંચમા બ્રહ્મદેવલોકે. ૪ ગિરનારે. ૫ ભ્રમર ૬ પાણીવિના માછલી.

કેશલુંચ મુંચ શોચ, પીઉપાય લગ્ગી;
લેઈ [1]ચરણ ધરી ઠરણ, જન્મમરણ ભગ્ગી ॥ ગિ૦ ॥૪॥
જ્ઞાનવિમલપ્રભુ પસાય, એકતાન થાવે;
એ દંપતી પ્રણામથેં, દુઃખ દુરે જાવે ॥ ગિ૦ ॥૫॥

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

છોડી ચલ્યો યદુવંશી, કહા કહીયે હો સખી મુને મેલી ગયો યદુવંશી;
અષ્ટભવાંતર પૂરવ સંબંધે, મેં જાણ્યું પરણેસી ॥ ક૦ ॥૧॥
આયે તોરણ ઉરણજન કરી, પાછા કયું ફરેસી ॥ ક૦ ॥૨॥
ઇયું વિચાર કર તુરતમેં, વળિયા જયું પરદેશી ॥ ક૦ ॥૩॥
માનું એ [2]અરજ અમરકરણ કું દયાહી સાન કરેસી ॥ ક૦ ॥૪॥
અભયદાન દેઇ સબ પશુયનકું મોકુલારે ધરેસી ॥ ક૦ ॥૫॥
ઇહ વિચારસાર સંસારમાં, ચારિત્ર લેઇ શુભ લેશી ॥ ક૦ ॥૬॥
થલગતિદીન મીનપરે સતલંપે, રાજુલનારી સુકેશી ॥ ક૦ ॥૭॥
નેમિનાથ શિર હાથ લહીને, જ્ઞાનવિમલપ્રભુ જેસી ॥ ક૦ ॥૮॥
હોત ઉદય તિહાં આતમકે ગુણ, દંપતી હોય મિલેસી ॥ ક૦ ॥૯॥

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

સમતારાણીના [3]વાલિમ છો રસીયા સ૦ આપગુણે છકે છકીયા;
મેં હુ તુમ્હારે હાજર નજરે, તુંહિજ મેરે મન વસીયા ॥સ૦॥૧॥
હું તુમ્હ ચાહું ગોદ બિછાઉં, પ્રેમકી કસવટી કસીયા ॥સ૦॥૨॥
આતમકંતા તું મતિવંતા, નિરખિત રોમ ઉલ્લસિયા ॥સ૦॥૩॥
તેરી દોલત અક્ષયસ્વભાવે, દેખી મોહાદિક અરિ ખસીયા ॥સ૦॥૪॥
તુમ્હ આણાવિણું તેવે કાંઈ, ભાગ અસંખ બદામ ॥સ૦॥૫॥
તે ખસિયાપરે હાથ ઘસે નર, દુઃખ લહે જેમ [4]ગદપામે ॥સ૦॥૬॥
પાસશંખેશ્વર પરતા પૂરણ, [5]પુહવે દશશતધામ ॥સ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુ સંગતિ એહીજ, લાખ કોડિ નિધિ દામ ॥સ૦॥૮॥

---

૧ ચારિત્ર. ૨ અરજ એટલે પાપરહિત અથવા વિનતિ તથા અજર ઇત્યપિ. ૩ સ્વામી. ૪ પામા એટલે ખસનો ગદ એટલે રોગ. ૫ પૃથ્વીમાં હજારો તીર્થોના સ્થાનમાં.

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

રાગ—તુંગિયાગિરિશિખર સોહે—એ દેશી.

[1]વીર મધુરી વાણી ભાખે, જલધિજલ ગંભીર રે;
ઈંદ્રભૂતિ ચિત્તભ્રાંતિરજકણ, હરણપ્રવરસમીર રે ॥વીર૦॥૧॥
પંચભૂતથકીજ પ્રગટે, ચેતનાવિજ્ઞાન રે;
તેહમાં લયલીન થાવે, ન પરભવ સંજ્ઞાન રે ॥વીર૦॥૨॥
વેદપદનો અર્થ એહવો, કરે મિથ્યારૂપ રે;
વિજ્ઞાનઘનપદ વેદકેરાં, તેહનું એહ સ્વરૂપ રે ॥વીર૦॥૩॥
ચેતના વિજ્ઞાનઘન છે, જ્ઞાનદર્શન ઉપયોગ રે;
પંચભૌતિક જ્ઞાનમય તે, હોય વસ્તુસંયોગ રે ॥વીર૦॥૪॥
જિહાં જેહવી વસ્તુ દેખે, હોય તેહવું જ્ઞાન રે;
પૂરવ જ્ઞાન વિપર્યયથી, હોય ઉત્તમ જ્ઞાન રે ॥વીર૦॥૫॥
એહ અર્થ સમર્થ જાણી, [2]અજાણ પદ વિપરીત રે;
એણિપરે ભ્રાંતિ નિરાકરીને, થયા શિષ્ય વિનીત રે ॥વીર૦॥૬॥
દીપાલિકાપ્રભાત કેવલ, લહ્યું તે ગોતમસ્વામિ રે;
અનુક્રમે શિવસુખ લહ્યા તેહને, નય કરે પરણામ રે ॥વીર૦॥૭॥

---

## અથ શ્રીમહાવીરજિન સ્તવન.

મહાવીર તોરા સમવસરણકીરે, મેંજાઉં મેંજાઉં બલિહારી વારી;
મહાવીર તોરા સમવસરણકી રે ॥ ૧ ॥ એ આંકણી ॥
ત્રણ ગઢ ઉપર રે તખત બિરાજે રે, વાણી જિન જોજન સારી;
॥ મેં જાઉં૦ ॥ મહા૦ ॥ ૨ ॥
દેશના અમૃત રે ધારા વરસે રે, જિનશાસન જય જયકારી;
॥ મેં જાઉં૦ ॥ મહા૦ ॥ ૩ ॥
જ્ઞાનવિમલસૂરિ રે જિન ગુણ ગાવે રે, તાર્યા છે નર ને નારી;
॥ મેં જાઉં૦ ॥ મહા૦ ॥ ૪ ॥

---

## અથ શ્રીમહાવીરજિન(રસવેલી) સ્તવન.

રાગ—સામેરી.

અનિહાં વીરજિનેશ્વરરાયા, હાં રે મેં પૂરવપુણ્યે પાયા;

---

૧ આ સ્તવન દીવાળીના દેવવંદનમાં છે. ૨ નજાણ.

અનિહાં સુકૃતસુબોધ જગાયા, હાં રે મેં ધ્યાનભુવનમેં ધ્યાયા.
ત્રૂટક—દિલમેં ધ્યાયા સુકૃત પાયા દુઃખગમાયા ભવેભવે,
[1]હરિરાજ ગાયા હરખ પાયા શચીલડાયા ગુણસ્તવે;
સિદ્ધાર્થત્રિશલાદેવીજાયા હરિસુહાયા લંછને,
સાત હાથ સોવનવાન કાયા સુરવધાયા અનુદિને. ॥૧॥

અનિહાં મૂરતિ મોહનગારી, હાં રે ત્રિભુવનજન હિતકારી;
અનિહાં સૂરતિ સુંદર સારી, હાં રે એતો જિનવર જગજયકારી.
ત્રૂટક—જયકાર અતિશય [2]લચ્છિલીલા કામિની શું પરિવર્યો,
અહનિશ કેવલજ્ઞાન અવિકલ વરવિભૂતિ અલંકર્યો;
શૃંગાર સુંદર ધીરજમંદર સુગુણમણિરયણાયરો,
[3]વરધવલનીરજપરે અલેપન તું અકિંચન જિનવરો ॥૨॥

અનિહાં તું નિરમોહી અમાઈ, હાં રે તુંતો અવિષયી અકષાયી;
અનિહાં પ્રભુ પ્રભુતાને પાઇ, હાં રે તોહિ ન તુજ ચિત્ત આઇ.
ત્રૂટક—આઇન પ્રભુતા એહ ચિત્તમાં રહ્યો સમતાભાવમાં,
રતિ અરતિ ને વિરહિત સુવિહિત સમચિતોદયભાવમાં;
જગનાથ! આપ અનાથ સમરથ સાથ શિવનગરીતણો,
તુજ હાથ જો મુજ શિર થાપે દાસ જાણી આપણો ॥૩॥

અનિહાં તું નિસ્સંગ [4]અકોહી, હાં રે તુંતો અંતરરિપુગણ જોહી;
અનિહાં તું જગે જનપડિબોહી, હાં રે તુંહિ અદોષ અદ્રોહી.
ત્રૂટક—અદ્રોહી સોહી વિશ્વમોહી સુગુણગણગેહી અછે,
આપે અનેહી બહુસનેહી કરી ભવિકામને રૂચિ;
તું નિરંજન શંખનીપરે પુઠવીપરે સમતા ધરે,
વૃષભપરે વ્રતધરણ દુર્દ્ધર ચરણભાર ધુરાધરે. ॥૪॥

અનિહાં તું સમવસરણમાં સોહે, હાં રે ભવિજનને પડિબોહે;
અનિહાં વાણીગુણ પાંત્રીશ, હાં રે અતિશય જાસ ચોત્રીશ.
ત્રૂટક—ચોત્રીશઅતિશય પ્રાતિહારજ આઠ અહનિશ દીપતા,
સવિતેજમાંહે અધિક અધિકી સુભગતા ગુણ જીપતા;
તિહાં દેવદેવી વિવિધ નાટક કરે નવનવ છંદએ,

---

૧ ઈંદ્રાદિ દેવો. ૨ લક્ષ્મી. ૩ નીરજ એટલે કમલ.
૪ અક્રોધી.

બત્રીશ બદ્ધ સુબદ્ધ છાજે ધરી અધિક આણંદ એ. ॥૫॥
અનિહાં રાગ સંગીત આલાપે, એકશત આઠશું થાપે;
અનિહાં સુરકુમરને સુરકુમારી, હાંરે કરે નાટક અતિમનોહારી.
ત્રૂટક—મનોહાર સાર શણગાર પહેરી દેવવાજિંત્ર મેલવા,
ધપમપ ધોં ધોં ધુધુમિ ધુધુકિ મરજ મદ્દલ સેલવા;
તતિતતિ તનનનતી વાણી ચાપટ ચિચિ પટતાલએ,
ગાગડંદાકિ દ્રો દ્રો ઝિઝિમિ ઝિમિઝિમિ રણકિરણ કંસારએ ॥૬॥
અનિહાં ગાવતી કરી એકતાના, દેવતી જન બહુમાના;
અનિહાં શુદ્ધ નાટ [1]નટ્ટ વસંત, હાં રે માલવકેશી મહંત.
ત્રૂટક—મહંત પંચમ લલિત ભૈરવ મારૂણી ધન્યાસિરી,
ગૂંજરી ટોડી સિંધુ ગૌડી રામગિરિ આશાઉરી;
ભૂપાલ સારંગ રામકલીને કાન્હડો કલ્યાણ એ,
મધુમાદ શંકરાભરણ પરદો સૌરઠી અડાણ એ. ॥૭॥
અનિહાં કાસીસ બાફ મલ્હાર, અધરસ ગોડ ઉદ્દાર;
અનિહાં દેશાખ ને સામેરી, એસવિ ધોરણી [2]પૂરે.
ત્રૂટક—પૂરવી વેલાઉલ કેદારો પરજ ભીમપલાસિરિ,
હિંડોલ દીપક ફાગ પાગડ વિહંગડો ને જયતસિરી;
મેવાડ દેવગંધાર દેશી વિવિધભાષા વિસ્તરી,
ષડજ ઋષભ ગંધાર ધૈવત મધ્ય નૈષધ અનુસરી. ॥૮॥
અનિહાં જગ જસવંતી આણા, શિરધરે સુરસપરાણા;
અનિહાં જિનરાજ આગલે તેડે, ભવભ્રમણના નાટક ફેડે.
ત્રૂટક—ફેડે તિહાં ભવદુઃખ સઘળા બંધ નિર્મલ તિહાં કરે,
થય થુઇ મંગલ કરે પ્રભુના ભવિક તારે ને તરે;
રસરંગ ઇણિપરે વેલ ભણતી અહનિશ સિદ્ધિ નવનિધિ લહે,
શ્રીજ્ઞાનવિમલગુણાદિ સમકિત સહજ લીલા તે વરે ॥૯॥

---

## અથ શ્રીસિદ્ધાચળમહાતિર્થ સ્તવન.

માતા મરૂદેવીનો નંદ રે, પ્રથમતીર્થંકર જાણીયે;
મુખડું સોહે પૂનમકેરો ચંદ રે, આદીશ્વર ભેટું રે શેત્રુંજે જઇ ॥૧॥
વિમલાચલ સ્વામી સમોસર્યા, પૂર્વનવાણું વારાવાર રે;

1 હવે રાગણીમાં ગવાતાં રાગનાં નામ કહે છે. 2 પુરવી રાગ.

રાયણહેઠે દીધી પ્રભુ દેશના, ઋષભદેવ છે યુગનો આધાર રે.
॥આ૦॥૨॥
શેત્રુંજે સંઘ આવે ઘણા, ભરતેસર છે આદીશ્વરના પુત્ર રે;
ચક્રવર્ત્તિની ઋદ્ધિ લેઈ ચાલતું, સંઘવી થયા પ્રથમ અદ્ભુત રે.
॥આ૦॥૩॥
કેશર સુખડ [1]ઘનસારમાં, પૂજવા પૂજવા પ્રથમજિણંદ રે;
રાયણહેઠે પૂજ્યાં પ્રભુ [2]પાવલાં, પાવલાં પૂંઠે અકુણું સો નંદ રે.
॥આ૦॥૪॥
શેત્રુંજે પ્રાસાદ કરાવીયા, ભરીયા ભરીયા પુણ્યભંડાર રે;
વિમલગઢ જઈ [3]વિત્ત વાવર્યો, ધન્ય ધન્ય તેનો અવતારરે ॥આ૦॥૫॥
સકલતીરથમાંહે મૂળમાં, ડુંગર ચઢતાં હર્ષ અપાર રે;
ઉભાં દેખી સર્વઋદ્ધિ હુવે જેથકી,જ્ઞાનકહે હું વંદુ વારોવારરે॥આ૦॥૬॥

---

## અથ શ્રીસિદ્ધાચળમહાતીર્થ સ્તવન.

વિમલગિરિ ચલે જાઉં રે સયણા ॥ વિમલ૦ ॥ એ આંકણી ॥
વાટ વિષમકી કોઉ પરવાહ નાહી, [4]ખલકલોક મિલી આઉંરે સ૦
પંખી પંથી શત્રુંજયગિરિકે, સિદ્ધિરાહ બતાઉં રે સ૦ ॥વિ૦॥૧॥
દ્યું તસ શાબાસી સાર મિઠાઇ, મેવે ચાંચ ભરાઉં રે સ૦
નયણે નિરખી પરખી મુક્તાફલ, કંચનકુસુમ વધાઉંરે સ૦ ॥વિ૦॥૨॥
ધન્યધન્ય તે દિન કબહી હોશ્યે ?, જિણદિન દરિસણ પાઉંરે સ૦
તુમ્હ દરિસણ એહ સંસારમેં, સાર કરીને સરાઉં રે સ૦ ॥વિ૦॥૩॥
મેરે દિલ મત આઉંરે મિથ્યામત, નિશ્ચે તુંહિ ઠહરાઉં રે સ૦
દુગ્ધ પ્રાપ્તિ ઘૃત નહીં પુલત્તે,તેમ ગુણ નૃત્ય યહ ઠરાઉંરે સ૦॥વિ૦॥૪॥
[5]... ... ... ... ... ... ...
ભાવના પાવન શુદ્ધસંગીતે, જ્ઞાનવિમલપ્રભુ ધ્યાઉંરે સ૦ ॥વિ૦॥૫॥

---

૧ બરાસપ્રમુખ. ૨ પગલાં. ૩ ધન. ૪ ઘણાલોક.
૫ અહિં બે પદો ગયેલ છે માટે કોઈની પાસે આ સ્તવન હોય તો એ પદો મૂકવા અથવા " ગીત ગાન જિન આગે કરતેં, સુકૃત કમાઈ કમાઉં રે સ૦ " એમ સંભવે છે.

॥श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरीश्वरेभ्यो नमः॥



# અથ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત

# સ્તુતિ(થોય)સંગ્રહઃ



## *અથ શ્રીપ્રતિપત્(એકમ)તિથિની સ્તુતિ.

તુજસાથે નહિં બોલું ઋષભજી, તેં મુજને વિસારીજી—એ દેશી.

એક મિથ્યાત અસંયમ અવિરતિ દુર કરી શિવ :વસીયાજી,
સંયમ સંવર વિરતિતણા ગુણ ક્ષાયિકસમકિત રસીયાજી;
કુંથુજિણંદ સત્તરમા જિનવર જે છઠ્ઠા [1]નરદેવજી,
પડવાદિન જે શિવગતિ પોહોતા સેવું તે નિત્યમેવજી. ॥૧॥

એક કલ્યાણક સંપ્રતિ જિનનું એમ સદ્દહ તું પરિમાણજી,
દશ ક્ષેત્રે મળી ત્રણ ચઉવીશી તેહનાં ત્રીશ કલ્યાણજી;
પડવાદિવસ અનોપમ જાણી સમકિતગુણ આરાધોજી,
સકલજિનેસર ધ્યાન ધરીને મનવાંછિતફલ સાધોજી. ॥૨॥

એક કૃપારસ અનુભવસંયુત આગમરયણનિહાણજી,
ભવિકલોક(જીવ) ઉપકાર કરેવા ભાખે શ્રીજિનભાણજી;
જિમ મીંડા લેખે નવિ આવે એકાદિક વિણું અંકજી,
તિમ સમકિત વિણ પક્ષ ન લેખે પ્રતિપદ સમ સુવિવેકજી. ॥૩॥

કુંથુજિણેસર શાસનસાનિધકારી ગંધર્વયક્ષજી,
વાંછિત પૂરે સંકટ ચૂરે દેવ બલા પ્રત્યક્ષજી;
સંવેગી ગુણવંત મહાયશ સંયમરંગરંગીલાજી,
શ્રીનયવિમલ કહે જિન નામે નિત્ય નિત્ય હોવે લીલાજી. ॥૪॥

---

* અહિં પ્રથમ પજ્ઞરતિથિની સ્તુતિઓ શરૂ થાય છે. ૧ ચક્રવર્તી.

## અથ શ્રીબીજતિથિની સ્તુતિ.

### રાગ—મનોહર મૂર્ત્તિ મહાવીરતણી—એ દેશી.

બીજદિને ધર્મનું બીજ આરાધીએ,
શીતલજિનતણી સિદ્ધિગતિ સાધીએ;
શ્રીવચ્છલાંછન કંચનસમતનુ,
દૃઢરથનૃપસુત દેહ [1]નેવું ધણું. ॥ ૧ ॥

અર અભિનંદન સુમતિ વાસુપૂજ્યનાં,
ચ્યવન [2]જનુ ચ્યવનને જ્ઞાન થયાં એહનાં;
પંચકલ્યાણક બીજદિને જાણીએ,
કાળ ત્રિહું ત્રણ ચોવીશીજિન આ[illegible]ણીએ. ॥ ૨ ॥

ધર્મ બિહુંભેદ જે જિનવરે ભાખિઆ,
સાધુશ્રાવકતણા ભવિકચિત્ત વાસીઆ;
એહ સમકિતતણું સાર છે મૂલગું,
અહનિશ આગમજ્ઞાનને ઓલગું. ॥ ૩ ॥

[3]મનુજ સુર શાસનસાનિધ કારકો,
શ્રીઅશોકાભિધા વિઘનભયવારકો;
શીતલસ્વામિના ધ્યાનથી સુખ લહે,
ધીરગુરૂસીસ નયવિમલકવિ એમ કહે. ॥ ૪ ॥

---

## અથ શ્રીત્રીજતિથિની સ્તુતિ.

### રાગ—શંખેશ્વરપાસજી પૂજીએ—એ દેશી.

શ્રેયાંસજિણેસર શિવ ગયા, જે ત્રીજદિને નિર્મલ થયા;
એશીધણું સોવનવનકાયા, ભવભવ તે સાહિબ જિનરાયા ॥૧॥

વિમલ કુંથુ ધર્મ સુવિધીજિના, જસ જન્મ જ્ઞાનજ જ્ઞાન ધના;
વર્ત્તમાન કલ્યાણક પંચ થયા, જિણદિન જિન તે કરજો મયા ॥૨॥

ત્રણતત્ત્વ જિહાંકણ ઉપદિશ્યાં, તે પ્રવચનવયણાં ચિત્તવશ્યાં;
ત્રણગુપ્તિગુપ્તા મુનિવરા, તે પ્રવચન વાંચે શ્રુતધરા ॥૩॥

ઇશ્વરસુરમાનવી સુહંકરા, જે સમકિતદૃષ્ટિ સુરવરા;
ત્રિકરણશુદ્ધિ સમકિતતણી, નયલીલા હોયે અતિઘણી ॥૪॥

---

1 નેવું ધનુષ્યની કાય. 2 જન્મ. 3 બ્રહ્મા ઈસપિ.

## અથ શ્રીચોથતિથિની સ્તુતિ.

### રાગ—શ્રાવણ સુદિ દિનપંચમીએ—એ દેશી.

સર્વાર્થસિદ્ધથી ચવીએ, મરૂદેવી [1]ઉયરે ઉપન્ન તો;
યુગલધર્મ શ્રીઋષભજીએ, ચોથતણો દિન ધન્ન તો ॥૧॥
મલ્લિ પાસ અભિનંદન એ, ચવિયા વળી પાસ નાણ તો;
વિમલ દીક્ષા ઇમ ષટ થયાએ, સંપ્રતિજિન કલ્યાણ તો ॥૨॥
ચારનિક્ષેપે સ્થાપના એ, ચઉવિહદેવનિકાય તો;
ચઉમુખે ચઉદિશિ દેશનાએ, ભાખે શ્રુતસમુદાય તો ॥૩॥
ગોમુખયક્ષ ચકેસરીએ, શાસનની રખવાળ તો;
સુમતિસંયોગસુવાસનાએ, નય ધરી નેહ નિહાળ તો ॥૪॥

---

## અથ શ્રીપંચમીતિથિની સ્તુતિ.

### રાગ—શ્રીશત્રુંજયગિરિ તીરથ સાર—એ દેશી.

### ( ત્રિપદીની દેશી. )

ધર્મજિણંદ પરમપદ પાયા, સુવ્રતાનામે રાણી જાયા;
પણયાલીસ ધણું કાયા, પંચમીદિન તે ધ્યાને ધ્યાયા;
મુજ મન ભિંતર જબ જિન આયા, તવ મેં નવનિધિ પાયા ॥૧॥
નેમિ સુવિધિના જન્મ કહીજે, અજિત અનંત સંભવ શિવ લીજે;
દીક્ષા કુંથુ ગ્રહીજે, [2]ચંદ્ર ચ્યવન સંભવ નાણ સુણીજે;
ત્રિહુ ચોવીશી એમ જાણીજે, સવિ જિનવર પ્રણમીજે ॥૨॥
પંચપ્રકારે આગમ [3]ભાખે, જિનવરચંદ્ર...રસ ચાખે;
ભવિજન હિયડે રાખે, પંચજ્ઞાનતણો વિધિ દાખે;
પંચમીગતિનો મારગ ભાખે, જેહથી સવિ દુઃખ નાશે ॥૩॥
જિનભક્તિ પ્રજ્ઞપ્તિદેવી, ધર્મનાથજિનપદ પ્રણમેવી;
કિન્નરસુર સંસેવી, બોધિબીજશુભદૃષ્ટિ લહેવી;
શ્રીનયવિમલ સદા મતિ દેવી, દુશ્મનવિઘન હરેવી ॥૪॥

---

૧ ઉદરે (કુક્ષિમાં). ૨ ચંદ્રપ્રભસ્વામિનું ચ્યવન. ૩ સાખે ઇત્યપિ.

## અથ શ્રીછઠ્ઠતિથિની સ્તુતિ.

રાગ—શંખેશ્વરપાસજી પૂજીયે—એ દેશી.

શ્રીનેમિજિણેસર લિયે દીક્ષા,
છઠ્ઠદિવસે [1]સુવિધિચરણ શિક્ષા;
[2]એક કાજળ એક શશિકર ગોરા,
નિત્ય સમરૂં જિમ જલધર મોરા. ॥ ૧ ॥
પદ્મપ્રભ શીતલ વીરજિના,
શ્રેયાંસજિણંદ [3]જિહાં લહે ચવના;
વળી વિમલ સુપાસનાણ [4]અડ હોવે,
કલ્યાણક સંપ્રતિ જિન જોવે. ॥ ૨ ॥
જિહાં જયણા ષડવિધકાયતણી,
ષડવ્રતસંપદ મુનિરાયતણી;
જેહ. આગમમાંહિ જાણીએ,
તે અનુપમ ચિત્તમાં આણીએ. ॥ ૩ ॥
જે સમકિતદૃષ્ટિએ ભાવીએ,
સંવેગસુધારસ [5]સીંચીએ;
નયવિમલ કહે તે અનુસરો,
અનુભવરસ સાથે [6]ચિત્ત ધરો. ॥ ૪ ॥

---

## અથ શ્રીસાતમતિથિની સ્તુતિ.

શ્રીચંદ્રપ્રભજિન જ્ઞાન પામ્યા વળી લહ્યા ભવપાર,
મહસેનનૃપકુલકમલદિનકર લક્ષ્મણામાત મલ્હાર;
[7]શશિઅંક શશિસમ ગોરદેહે જગતજનશિણગાર,
સત્તમીદિને તેહ નમતાં [8]હોય નિત્ય જયકાર. ॥ ૧ ॥
ધર્મ શાંતિ અનંત જિનવર વિમલનાથ સુપાસ,
ચ્યવન જન્મ ને ચ્યવન શિવપદ પામ્યા દોય ખાસ;

---

૧ શ્રીસુવિધિનાથને ચારિત્ર. ૨ એક શ્રીનેમિનાથ કાજલવર્ણે અને શ્રીસુવિધિનાથ ચંદ્રમાના કિરણની જેમ ગોરા. ૩ લહે જિહાં ઇત્યપિ. ૪ આઠ કલ્યાણ. ૫ સેવીયે ઇત્યપિ. ૬ પ્રીતિધરો ઇત્યપિ. ૭ ચંદ્રલાંછન. ૮ હુવે ઇત્યપિ.

એમ વર્ત્તમાન જિણંદકેરાં થયાં સાત કલ્યાણ,
તે સાતમદિન સાત સુખનું હેતુ લહિયે જાણ. ॥ ૨ ॥
જિહાં સાતનયનું રૂપ લહિયે સપ્તભંગીભાવ,
જે સાત પ્રકૃતિના ક્ષય કર્યાથી લહે ક્ષાયિકભાવ;
તે જિનવરાગમ સકલ અનુભવ લહો લીલવિલાસ,
જિમ સાતનરકનું [1]દુ:ખ છેદી સાત ભય હોયે નાશ. ॥ ૩ ॥
શ્રીચંદ્રપ્રભજિનરાજશાસન વિજય દેવવિશેષ,
તસ દેવી જ્વાલા કરે સાનિધ [2]ભવિકને સુવિશેષ;
દુ:ખ દુરિતઇતિ સમંત સઘળે વિઘનકોડી હરંત,
જિનરાજ ધ્યાને લહિએ લીલા નયવિમલ ગુણવંત. ॥ ૪ ॥

---

## અથ શ્રીઆઠમતિથિની સ્તુતિ.

### રાગ—પ્રહ ઉઠી વંદુ—એ દેશી.

આભનંદન જિનવર પરમાનંદપદ પામ્યા,
વળી નમિ નેમીસર જન્મ લહી શિવકામ્યા;
તિમ મોક્ષ ચ્યવન બિહું પામ્યા પાસ સુપાસ,
આઠમને દિવસે સુમતિ જન્મ સુપ્રકાશ. ॥ ૧ ॥
વળી જન્મ ને દીક્ષા ઋષભતણા જિહાં હોવે,
સુવ્રતજિન જન્મ્યા સંભવ ચ્યવનું જોવે;
વળી જન્મ અજિતને એમ અગીયાર કલ્યાણ,
સંપ્રતિ જિનવરના આઠમને દિન જાણ. ॥ ૨ ॥
જિહાં પ્રવચનમાતા આઠતણો વિસ્તાર,
અડભંગીયે જાણો સવિ જગજીવવિચાર;
તે આગમ આદર આણીને આરાધો,
આઠમને દિવસે આઠ અક્ષયસુખ સાધો. ॥ ૩ ॥
શાસનરખવાળી વિદ્યાદેવી સોલ,
સમકિતની સાનિધ્ય કરતી છાકમછોલ;
અનુભવરસલીલા આપે સુજસ જગીશ,
કવિધીરવિમલનો નયવિમલ કહે સીશ. ॥ ૪ ॥

---

૧ આયુ ઇત્યપિ. ૨ ભવિકજન ઇત્યપિ.

## અથ શ્રીનવમીતિથિની સ્તુતિ.

સુવ્રત સુવિધિ સુમતિ શિવ પામ્યા,
અજિત સુમતિ નમિ સંયમ કામ્યા;
કુંથુ વાસુપૂજ્ય સુવિધિજિન ચવિયા,
નવમીદિન તે સુરવર નમિયા. ॥ ૧ ॥
શાંતિજિણંદ થયા જિહાં જ્ઞાની,
વર્ત્તમાન જિનવર શુભ ધ્યાની;
દશ કલ્યાણક નવમી દિવસે,
સવિ જિનવર પ્રણમું મન [1]હરસે. ॥ ૨ ॥
જિહાં નવતત્ત્વવિચાર કહીજે,
નવવિધ [2]બ્રહ્મ આચાર લહીજે;
તે આગમ સુણતાં સુખ લહીયે,
નવવિધપરિગ્રહવિરતે કહીયે. ॥ ૩ ॥
સમકિતદૃષ્ટિ [3]સુરસંદોહા,
આપે સુમતિવિલાસ સમૂહા;
શ્રીનયવિમલ કહે જિન નામે,
દિન દિન દોલત અધિકી પામે. ॥ ૪ ॥

---

## અથ શ્રીદશમીતિથિની સ્તુતિ.

### રાગ—કનકતિલક ભાલે—એ દેશી.

અર નેમિજિણંદા ટાળિયા દુઃખદંદા,
પ્રભુપાસજિણંદા જન્મ પૂજ્યા મહેંદા;
દશમીદિન [4]અમંદા-નંદમાકંદ કંદા,
ભવિજન અરવિંદા [5]ભાસને જે દિણંદા. ॥ ૧ ॥
અર જન્મ સુહાવે વીર ચારિત્ર પાવે,
[6]અનુભવલયલાવે કેવલજ્ઞાન [7]થાવે;

---

૧ હર્ષે. ૨ બ્રહ્મચર્યનો આચાર. ૩ દેવતાનો સમૂહ.
૪ અમંદ આનંદરૂપ માકંદ ( આંબાનું વૃક્ષ ) તેના કંદ સમાન.
૫ ભાસને એટલે વિકસ્વર કરવા માટે સૂર્ય તથા શાસને ઇત્યપિ.
૬ અનુભવરસ ઇત્યપિ. ૭ પાવે ઇત્યપિ.

પટ જિન કલ્યાણ સંપ્રતિ જે પ્રમાણ,
સવિ જિનવરભાણ શ્રીનિવાસાહિઠાણ. ॥ ૨ ॥
દશવિધ આચાર જ્ઞાનમાંહે વિચાર,
દશ સત્યપ્રકાર પચ્ચખ્ખાણાદિ ચાર;
મુનિ દશગુણધાર ભાખિયા જિહાં ઉદાર,
તે પ્રવચનસાર જ્ઞાનનો જે આગાર. ॥ ૩ ॥
દશદિશિ દિશિપાલા જે મહાલોકપાલા,
સુરનરમહિપાલા શુદ્ધદૃષ્ટિ કૃપાલા;
નયવિમલ વિશાલા જ્ઞાનલચ્છી મયાલા,
જયમંગલમાલા પાસ નામે સુખાલા. ॥ ૪ ॥

---

## અથ શ્રીઅગીયારશતિથિની સ્તુતિ.

રાગ—શાર્દૂલવિક્રીડિતચ્છંદ.

[૧]મલ્લીદેવ સુજન્મ સંયમ મહાજ્ઞાનં લહ્યા જે દિને,
તે એકાદશીવાસરઃ શુભકરઃ કલ્યાણમાલાલયઃ;
વૈદેહેશ્વરકુંભવંશજલધિપ્રોલ્લાસને ચંદ્રમા,
માતા યસ્ય પ્રભાવતી ભગવતી કુંભધ્વજોઽવ્યાજ્જિનઃ ॥૧॥
જ્ઞાનં શ્રીઋષભાજિતાખ્યસુમતેઃ પ્રાદુરભૂત્ સન્નમેઃ,
પાર્શ્વાશે ચરણં ચ મોક્ષમગમત્ પદ્મપ્રભાખ્યઃ પ્રભુઃ;
ઇત્યેતદ્દશકં ચ યત્ર દિવસે કલ્યાણકાનાં શુભં,
જાતં સંપ્રતિવર્ત્તમાનજિનપા દદ્યુર્મહામંગલમ્ ॥૨॥
સાંગોપાંગમનંતપર્યવગુણોપેતં સદોપાસકૈ-
કાદશ્યઃ પ્રતિમાશ્ચ યત્ર ગદિતાઃ શ્રદ્ધાવતાં તીર્થપૈઃ;
સિદ્ધાન્તાભિધભૂપતિર્વિજયતે બિભ્રત્સદેકાદશા-
ચારાંગાદિમયં વપુર્વિલસિતં ભક્ત્યા નુતં [૨]ભાવિભિઃ ॥૩॥
વૈરૂટ્યા વિદધાતુ મંગલતતિં સદ્દર્શનાનામિહ,
શ્રીમન્મલ્લિજિનેશશાસનસુરઃ કૌબેરનામા પુનઃ;
દિક્પાલગ્રહયક્ષદક્ષનિવહાઃ સર્વેઽપિ યે દેવતા-
સ્તે સર્વે વિદધન્તુ સૌખ્યમતુલં જ્ઞાનાત્મનાં સૂરિણામ્ ॥૪॥

---

[૧] આ સ્તુતિ ગુર્જરભાષામિશ્રિત સંસ્કૃતભાષાસહિત છે.
[૨] ભાવતઃ ઇત્યપિ.

## અથ શ્રીબારસતિથિની સ્તુતિ.

રાગ—ઉપજાતિચ્છંદ.

જે દ્વાદશીને દિને જ્ઞાન પામ્યા,
અર સુવ્રતસ્વામી સુરેંદ્ર નામ્યા;
મલ્લી લહે સિદ્ધિ સંસાર છોડી,
[1]તે દેવ વંદુ બીહું હાથ જોડી. ॥ ૧ ॥
[2]પદ્મ શીતલ શ્રેયાંસ સુપાસ ચંદ્ર જાયા,
શીતલ ચરણ અભિનંદન મુનિરાયા;
નેમિ વિમલ ચવનુ તેર એ વર્ત્તમાના,
ત્રિકાલ પૂજીને કરૂં પ્રણામ. ॥ ૨ ॥
[3]ભિક્ષુતણી જે પ્રતિમા છે બાર,
જે દ્વાદશાંગીરચનાવિચાર;
ઉપાંગ બાર અનુયોગદ્વાર,
છ છેદ પયન્ના દશ મૂલ ચાર. ॥ ૩ ॥
શ્રીસંઘરક્ષાકર ધર્મભક્તા,
સુરાસુરા દેવપદ પ્રશક્તા;
સદા દીઓ સુંદરબોધિબીજં,
[4]શ્રીનય પાખે ન કિમે પતિજ્જં. ॥ ૪ ॥

---

## અથ શ્રીતેરસતિથિની સ્તુતિ.

રાગ—ગૌતમ બોલે ગ્રંથ સંભાળી—એ દેશી.
( ત્રિપદીની દેશી. )

પદ્મજિણેસર શિવપદ પાવે, તેરસ અનુભવ ઓપમ આવે;
સકલસમીહિત લાવે ॥ શાંતિનાથ વળી મોક્ષે સિધાવે,
દર્શન જ્ઞાન અનંત સુખ પાવે; સિદ્ધ સરૂપી થાવે ॥
નાભિરાયામરૂદેવીમાતા, ઋષભદેવના જે વિખ્યાતા;

---

૧ વિમલ ચ્યવન વંદુ બિહું હાથ જોડી ઈત્યપિ. ૨ પદ્મપ્રભ શીતલચંદ્ર જાયા, સુપાસ શ્રેયાંસ ચવે નેમિરાયા; અભિનંદન શીતલ ચરણુ જાન, ઇમ તેર કલ્યાણક વર્ત્તમાન, ત્રૈકાલ પૂજિને કરૂં પ્રણામ ॥ ૨ ॥ ઈત્યપિ પાઠઃ ૩ સાધુ. ૪ સ ધર્મ પાખે ન કિમે પતિજ્જં ઈત્યપિ.

કંચનકોમલ ગાત ॥ વિશ્વસેનનૃપ [1]અચિરાજાત,
સેવો શાંતિ જગતનો તાત; જેહના શુભ અવદાત ॥૧॥
પદ્મ ચંદ્ર શ્રેયાંસ જિનેશા, ધર્મ સુપાસ જે જગજનઈશા;
સંયમ લે શુભલેશા ॥ વીર અનંત ને શાંતિઅહીશા,
જન્મ ચ્યવન અજિત સુજગીશા; ટાળ્યા સકલકલેશા ॥
વર્ત્તમાનકલ્યાણ કહેસા, તેરસ દિને સવિ અવર [2]મહેશા;
પ્રણમે જસ નિશદીસા ॥ સકલ જિણેસર ભુવનદિનેશા,
[3]મદનમાનનિર્મથન [4]મહેશા; તે સેવો વીસવાવીસા ॥૨॥
તેર કાઠીયા ને જે ગાળે, તેર ક્રિયાના સ્થાનક ટાળે;
તે આગમ અજુઆળે ॥ તેર સજોગીના ગુણઠાણુ,
તે પામીને [5]ઉજ્વલઝાણ; તેહને કેવલનાણુ ॥
[6]ભક્તિબહુમાન જસવાદ ભણીજે, આશાતના તેહની ટાળીજે;
જિનસુખ તેર પદ લીજે ॥ [7]ચારગુણની તેર કરીજે,
બાવન ભેદ વિનય ભણીજે; જિમ સંસાર તરીજે ॥૩॥
ચક્કેસરી ગોમુખસુર [8]ઘરણી, સમકિતધારી સાનિધકરણી;
ઋષભચરણ અનુસરણી ॥ ગોમુખસુરનું મનડું હરણી,
નિર્વાણી દેવી જયકરણી; ગરૂડયક્ષસુર ઘરણી ॥
શાંતિનાથગુણ બોલે વરણી, દુશ્મનદૂરકરણ રવિ ભરણી;
સુખસંપત્ત વિસ્તરણી ॥ કીર્ત્તિકમલા ઉજ્વલ કરણી,
રોગસોગસંકટ ઉદ્ધરણી; નયવિમલના દુઃખહરણી ॥૪॥

---

## અથ શ્રીચઉદશીતિથિની સ્તુતિ.

### રાગ—મનોહરમૂર્ત્તિ મહાવીરતણી—એ દેશી.

વાસુપૂજ્યજિનેસર શિવ લહ્યા, જે રક્તકમલને વાન કહ્યા;
વસુપૂજ્યનૃપતિસુત માત જયા, ચંપાનયરીયે જન્મ થયા ॥
ચઉદશીદિવસે જે સિદ્ધિ ગયા, જસ લાંછનરૂપે મહિષ થયા;
જે અજરઅમર નિકલંક ભયા, તસ પાય નમી કૃતકૃત્ય થયા ॥૧॥
શ્રીશીતલ શાંતિ વાસુપૂજ્યજિના, અભિનંદન કુંથુ અનંત જિના;

---

૧ અચિરામાત ઇત્યપિ. ૨ મહેશા એટલે તીર્થંકરો. ૩ કામ.
૪ મહાદેવ. ૫ ઝાએઝાણુ ઇત્યપિ. ૬ ભક્તિમાન બહુમાન ભણીજે ઇત્યપિ. ૭ તેર ચોક્કું બાવન. ૮ સ્ત્રી.

સંયમ લિયે કેઇ શુભમના, કેઈ પંચમનાણ લહે સુધના ॥
કલ્યાણક આઠ સોહામણા, નિત્ય નિત્ય તસ લીજે ભામણાં;
સવિ ગુણમણિરયણારોહણા, પહોંચે સવિ મનની કામના ॥૨॥
જિહાં ચઉદશભેદ જીવતણાં, જગ ભેદ કહ્યા છે અતિઘણા;
ગુણઠાણા ચોદ તિહાં ભણ્યા, ચઉદશપૂર્વની વર્ણના ॥
નવિ કીજે શંકાદુષણા, અતિચારતણી જિહાં વારણા;
પ્રવચનરસ કીજે પારણાં, જિમ લહીયે ભવજલતારણા ॥૩॥
શાસનદેવી [1]નામે ચંડા, દિયે દુર્ગતિદુર્જનને દંડા;
અકલંક કલા ધરી સમતુંડા, જસ જિવ્હા અમૃતરસકુંડા ॥
જસ કર જપમાલા કોહંડા, સુરનામ કુમાર છે ઉદ્દંડા;
જિન આગળ અવર છે એરંડા, નયવિમલ સદા સુખ અખંડા ॥૪॥

---

## અથ શ્રીપૂર્ણિમાતિથિની સ્તુતિ.

રાગ—દ્રુતવિલંબિતચ્છંદ;

જિનપ સંભવ લિયે સંયમ જિહાં, શ્રીમુનિસુવ્રતનું ચવવું તિહાં;
સકલનિર્મળચંદ્રતણી [2]વિભા, વિશદપક્ષતણે શિર પૂર્ણિમા ॥૧॥
ધર્મનાથજિન કેવલ પામિયા, પદ્મપ્રભજિન નાણ સુધામિયા;
એમ કલ્યાણક સંપ્રતિ જિનતણાં, થયાં પૂનમદિવસે સોહામણાં ॥૨॥
પન્નરયોગતણા વિરહે લહ્યા, પન્નરભેદે સિદ્ધ જિહાં કહ્યા;
પન્નરબંધનપ્રમુખ વિચારણા, જિનવરાગમ તે સુણિયે જાણ ॥૩॥
સકલસિદ્ધિસમીહિતદાયકા, સુરવરા જિનશાસનનાયકા;
[3]વિધુકરોજ્વલકીર્તિકરા ઘણી, નયવિમલ જિનનામતણો ગુણી ॥૪॥

---

## અથ શ્રીઅમાવાસ્યાતિથિની સ્તુતિ.

રાગ—ચોપાઈની દેશી.

અમાવાસ્યા તો થઈ ઉજળી, વીરતણે નિર્વાણ મળી;
દિવાળીદિન તિહાંથી હોત, રાય અઢાર કરે ઉદ્યોત ॥ ૧ ॥
શ્રીશ્રેયાંસ નેમી લહે જ્ઞાન, વાસુપૂજ્ય ગ્રહે સંયમ ધ્યાન;
સંપ્રતિ જિનના થયા કલ્યાણ, અમાવાસ્યાદિવસે ગુણખાણ ॥ ૨ ॥

---

૧ સમકિતી ઇત્યપિ. ૨ કાંતિ. ૩ ચંદ્રકિરણની જેમ ઉજ્વલ.

કાલ અનાદિ મિથ્યાતનિવાસ, પૂરણ સંજ્ઞા કહીએ તાસ;
આગમજ્ઞાણ લહ્યું જે વાર, કૃષ્ણપક્ષ જિત્યાં તેણિવાર ॥ ૩ ॥
માતંગયક્ષ સિદ્ધાઇ દેવી, સાનિધકારક જે સ્વયમેવી;
કવિ નયવિમલ કહે શુભચિત્ત, મંગલલીલ કરો નિત્ય નિત્ય ॥૪॥

## અથ શ્રીકૃષ્ણશુકૂલપક્ષતિથિની સ્તુતિ.

રાગ—પ્રહ ઉઠી વંદુ—એ દેશી.

[1]સાસય ને અસાસય ચૈત્યતણા બિહું ભેદ,
થાપનને રૂપે રૂપાતીત સુભેદ;
બેહું પક્ષે ધ્યાવો જિમ હોએ ભવચ્છેદ,
અવિચલ સુખ પામો નાશે સઘળા ખેદ. ॥ ૧ ॥

ઉત્સર્પિણી અવસર્પિણી કાળ બે ભેદ પ્રમાણ,
ત્રીજે ને ચોથે આરે જિનવર જાણ;
ઉત્કૃષ્ટે કાળે સત્તરિસય(૧૭૦) જિનરાજ,
તિમ વીશ જઘન્યથી વંદી સારો કાજ ॥ ૨ ॥

બિહું ભેદે ભાખ્યા જીવ સકલજગમાંહિ,
એક કૃષ્ણપક્ષી એક શુકલપક્ષી ગુણમાંહિ;
વળી દ્રવ્ય કહ્યાં બે જીવ અજીવ વિચાર,
તે આગમ જાણો નિશ્ચય ને વ્યવહાર ॥ ૩ ॥

સંયમધર મુનિવર શ્રાવક જે ગુણવંત,
બિહું પક્ષના સાનિધકારક સમકિતવંત;
જે શાસનસુરવર વિઘન કોડી હરંત,
શ્રીજ્ઞાનવિમલસૂરિ લીલાલચ્છી લહંત. ॥ ૪ ॥

॥ इति श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरिकृताः पञ्चदशतिथीनां स्तुतयः सम्पूर्णाः ॥



[1] શાશ્વતા અને અશાશ્વતા.

## અથ શ્રીબીજતિથિની સ્તુતિ.

તુજ સાથે નહિ બોલું ઋષભજી તેં મુજને વિસારીજી—એ દેશી.

જંબુદ્વીપે અહનિશ દીપે દોય સૂરજ દોય ચંદાજી,
તાસવિમાને શ્રીઋષભાદિક શાશ્વત નામ જિણંદાજી;
તેહ ભણી ઉગતે શશિ નિરખી પ્રણમે ભવિજનવૃંદાજી,
બીજ આરોપો ધર્મનું બીજે પૂજો શાંતિજિણંદાજી ॥૧॥

દ્રવ્ય ભાવ બિહુ ભેદે પૂજો ચોવીશે જિનચંદાજી,
[1]બંધન દોય કરીને દૂરે પામ્યા પરમાનંદાજી;
દુષ્ટધ્યાન દોય મત્તમતંગજભેદનમત્ત [2]મયંદાજી,
બીજતણે દિન તે આરાધો જેમ જગમાં ચિરનંદાજી ॥૨॥

દુવિધ ધર્મ જિનરાજ પ્રકાશે સમવસરણ મંડાણજી,
નિશ્ચય નય વ્યવહાર બિહુશું આગમ મધુરી વાણીજી;
નરક તિર્યંચ ગતિ દોય ન હોયે બીજજીકે આરાધેજી,
દુવિધ દયા ત્રસ થાવર કેરી કરતાં શિવસુખ સાધેજી. ॥૩॥

બીજ ચંદ પેરે ભૂષણભૂષિત દીપે નિલવટ ચંદાજી,
ગરૂડયક્ષનારી સુખકારી નિર્વાણી સુખકંદાજી:
બીજતણો તપ કરતાં ભવિજન સમકિત સાનિધકારીજી,
ધીરવિમલકવિ શિષ્ય કહે નય સંઘના વિઘન નિવારીજી ॥૪॥

---

## અથ શ્રીપંચમીતિથિની સ્તુતિ.

રાગ—મંગળ આઠ કરી જસ આગળ—એ દેશી.

પંચવરણ કલશે કરી જિનનો જન્મમહોત્સવ રંગેજી,
સોવનકલશે સુર નિપજાવે [3]મેરૂમહીધર શૃંગેજી;
સમુદ્રવિજયકુલકમલદિવાકર માત શિવાદેવીનંદજી,
પંચમીનો તપ કરતાં લહિયે ભવિ મને પરમાણંદજી ॥૧॥
પંચવરણ જિનવર ચોવીશા પંચમીગતિના ઇશાજી,
પંચપ્રમાદમદનમદઇશા[4] જસ મને રાગ ન રીશાજી;

---

૧ રાગદ્વેષરૂપ બે બંધન. ૨ મૃગેંદ્ર સિંહ. ૩ મેરૂપર્વતના શિખર ઉપર. ૪ કામદેવના મદને મહાદેવ સમાન.

[1]પંચભોગતમભેદદિનેશા સેવે સુરનરઈશાજી,
પંચમીનો તપ કરતાં લહિયે દિન દિન અધિક જગીશાજી ॥૨॥
પંચ મહાવ્રતધર્મ પ્રકાશે સમવસરણ જિનભાણજી,
પંચ પ્રકારે આગમ ભાખે સરસસુધારસવાણીજી;
પંચમનાણ લહેવા કારણ પંચમીનો તપ કીજેજી,
પાંસઠ માસે પાંચ ઉજમણે માનવભવફલ લીજેજી ॥૩॥
પંચવરણના ચરણા પહેરી જિનપદપંકજ ભમરીજી,
નેમિજિણંદ તણા ગુણ ગાવે શ્રીઅંબાઈ અમરીજી;
પંચમીતપની સાનિધ્યકારી શ્રુતદેવી સુખકારીજી
ધીરવિમલકવિ શિષ્ય કહે નય સંઘના વિઘનનિવારીજી ॥૪॥

---

## અથ શ્રીઅષ્ટમીતિથિની સ્તુતિ.

**તુજસાથે નહિ બોલું ઋષભજી તેં મુજને વિસારીજી—એ દેશી.**

મંગલ આઠ કરે જસ આગળ ભાવ ધરી સુરરાજેજી,
આઠજાતિના કલશ ભરાવી નવરાવે જિનરાજેજી;
વીરજિનેશ્વર જન્મમહોત્સવ કરતાં શિવસુખ સાધેજી,
આઠમનો તપ કરતાં અમઘરે મંગળકમલા વાધેજી ॥૧॥
આઠ કર્મવયરી ગજગંજન [2]અષ્ટાપદ પેરે બળીયાજી,
આઠમે આઠ સ્વરૂપ વિચારી મદ આઠે જસ ગલીયાજી;
આઠમીગતિ પોહોતા તે જિનવર ફરસ આઠ નહિ અંગેજી,
આઠમનો તપ કરતાં અમઘરે નિત્ય નિત્ય વાધે રંગેજી ॥૨॥
પ્રાતિહારજ આઠ બિરાજે સમવસરણ જિનરાજેજી,
આઠપ્રકારે આગમ ભાખી ભવિમનસંશય ભાજેજી;
આઠ મહાપ્રવચનની માતા પાલો નિરતીચારજી,
આઠમને દિને આઠ પ્રકારે જીવદયા ચિત્તધારોજી ॥૩॥
આઠ પ્રકારે પૂજા કીજે માનવભવ ફલ લીજેજી,
સિદ્ધાઇદેવી જિનપદસેવી અષ્ટમહાસિદ્ધિ દીજેજી;
આઠમનો તપ કરતાં લહીયે નિર્મળકેવલનાણજી,
ધીરવિમલકવિસેવક નય કહે તપથી કોડકલ્યાણજી ॥૪॥

---

૧ શબ્દરૂપાદિ પાંચ ભોગ તે રૂપ અંધકાર. ૨ અષ્ટાપદ નામે જાનવર થાય છે.

## અથ શ્રીએકાદશીતિથિની સ્તુતિ.

રાગ—એકાદશી અતિ રૂયડી—એ દેશી.

શ્રીનેમિજિનવર સયલસુખકર યાદવકુલસિણગાર,
જે કંત રાજુલનારીકેરો જન્મથી બ્રહ્મચાર;
જે વિશ્વરંજન વાનિ અંજન શંખલંછન સાર,
એકાદશીદિન પ્રણમીયે જિન શિવાદેવી મલ્હાર ॥૧॥

અગીયારપ્રતિમા દેશવિરતિ વહો નિર્મલધ્યાન,
ચોવીશજિનવરભક્તિ કરતાં લહો અમરવિમાન;
ઇમ બાર વર્ષે પૂર્ણ કીજે તપ તણો પરિમાણ,
એકાદશીદિન સકલ ઊત્તમ [1]જૈન શિવ મંડાણ ॥૨॥

અગીયાર પાઠાં પરતિ ઠવણી પુંજણીયું રૂમાલ,
તિમ જિનવિભૂષણ વિગતદુષણ ચાબખી [2]સુવિશાલ;
ઇમ ઉજમીજે સફલ કીજે મનુજનો અવતાર,
એકાદશીદિન સુગુરૂમુખથી સુણો અંગ અગીયાર ॥૩॥

શિર મુકુટ મંહિત જડિતકુંડલ વિમલમોતીહાર,
[3]થણયુગલ અંચલ કસિણ કસીયો કંચૂ જિમ જલધાર;
અંબિકાદેવી દેવસેવી ગોમેધસુરની નાર,
ધીરવિમલકવિ સુશિષ્ય કહે નયવિમલ સંઘને સુખકાર ॥૪॥

---

## અથ શ્રીમૌનૈકાદશીતિથિની સ્તુતિ.

રાગ—શ્રીશત્રુંજય તીરથ સાર—એ દેશી.

( ત્રીપદીની દેશી. )

નયરીદ્વારાવતી કૃષ્ણનરેશ, રાજા રાજ્ય કરે સુવિશેષ;
તેજે જાણે દિનેશ ॥ સમવસર્યા શ્રીનેમિજિનેશ,
[4]પરિકર સહસઅઢાર(૧૮૦૦૦) મુનીશ; પ્રણમે સુરનર ઈશ ॥
તવ વંદે શ્રીકૃષ્ણનરેશ, સ્વામી દાખો દિવસવિશેષ;

---

૧ જૈનશાસનમાં તથા શૈવશાસનમાં પણ મૌનૈકાદશીનું માહાત્મ્ય છે "સકલશાસ્ત્રમંડાણ" ઇત્યપિ પાઠઃ ૨ ચઉશાલ ઇત્યપિ.
૩ સ્તનયુગલ. ૪ પરિવાર.

પૂછે નામી શીશ ॥ જેણે દિન પુણ્ય કર્યું લવલેશ,
બહુફલદાયક હોય અશેષ; તે દાખો જિનેશ ॥ ૧ ॥

નેમિજિણંદ વદે ઇમ વાણી, અર્ધમાગધી જે કહેવાણી;
સાંભળે [1]સારંગપાણી ॥ મૃગશિરશુદી અગીયારશ જાણી,
દ્વાદશો કલ્યાણકની ખાણી; વેદપુરાણે વખાણી ॥

શ્રીમુનિસુવ્રતસ્વામી વખાણી, સુવ્રતશેઠે તે શુભ જાણી;
આરાધી ચિત્ત આણી ॥ તે તપથી થયો કેવલનાણી,
જિનચઉવીશતણી એમ કહાણી; શિવસુખની નિશાણી ॥ ૨ ॥

[2]ત્રણ જિનનાં મળી પંચ કલ્યાણ, ત્રણચઉવીશી નવ જિનભાણ;
એકણભરત પ્રમાણ ॥ પણયાલીસે (૪૫) જિનવર જાણ,
પંચોત્તેર તેહનાં કલ્યાણ; ઐરવતે તિમ જાણ ॥

દશક્ષેત્રે એણીપેરે પરિમાણ, નેવું જિનનાં દ્વાદશો કલ્યાણ;
અગીયારશદિને આણ ॥ [3]દીક્ષા જન્મ અને વળી નાણ,
તિમ વળી પામ્યા જિન નિર્વાણ, આગમવયણપ્રમાણ ॥૩॥

[4]પન્નરસહસ જિનનામ ગુણીજે, મૌનધરીને પોસહ લીજે;
અહોરત્તહો પાળીજે ॥ જિનપૂજીને પારણું કીજે,
વરસ અગીઆર લગે એમ કીજે; પાપપડલ સવિ છીજે ॥

શક્તિયે જાવજ્જીવ કરીજે, ગુરૂવચસરસસુધારસ પીજે;
નરભવનું ફલ લીજે ॥ એમ અંબાઇ સાનિધ કીજે,
ધીરવિમલકવિ જગે જાણીજે, કવિ નય એમ પભણીજે ॥૪॥

---

૧ કૃષ્ણ. ૨ શ્રીમલ્લિનાથ, શ્રીઅરનાથ તથા શ્રીનમિનાથ એ ત્રણ તીર્થંકરના મળી પાંચ કલ્યાણક તેમજ અતીત, અનાગત, વર્ત્તમાન એમ ત્રણ ચૌવીશીના નવ તીર્થંકર તેને પાંચે ગુણતાં ૪૫ જિન થાય તે સર્વના ૭૫ કલ્યાણક થાય એ પાંચ ભરતે જાણવા અને પાંચ ઐરવતક્ષેત્રે પણ તેમજ ગણવા એટલે નેવું તીર્થંકરના ૧૫૦ કલ્યાણક થાય.

૩ श्रीमल्लिजन्मव्रतकेवलानि तथा नमिज्ञानमरव्रतं चेति वचनात् વર્ત્તમાનચૌવિશીના ત્રણ તીર્થંકરોના મળી પાંચ કલ્યાણક. ૪ દ્વાદશી નોકારવાળીનું ગણણું ૧૫૦૦૦ થાય છે.

## અથ શ્રીચૌદશીતિથિની સ્તુતિ.

રાગ—મંગલ આઠ કરી જસ આગળ—એ દેશી.

ચૌદસુપનસૂચિત હરિપૂજિત સિદ્ધારથકુલચંદાજી,
[1]ચૌદરયણપતિનરપતિવંદિત ત્રિશલારાણીનંદાજી;
કેશરિલંછન કંચનવાને સોહે વીરજિણંદાજી,
પાખી પર્વ કહ્યું દિન ચૌદશે આરાધો સુખકંદાજી ॥૧॥
[2]ચઉદશદશજિનચંદા વંદો ભાવધરી ભવિપ્રાણીજી,
ચૌદશમેં ગુણઠાણે ચઢીને પામ્યા શિવસુખખાણીજી;
ચૌદરાજ ઉપરે જે પોહોત્યા ચૌદશીદિન આરાધોજી,
ચૌદશીતપ કરતાં ભવિજનને ચૌદશવિદ્યા સાધોજી ॥૨॥
ચઉદશદેવ મલીને વિરચે ગઢ ત્રણનું મનિમાણજી,
ચૌદસહસમુનિપરિકરસંયુત બેસે શ્રીજિનભાણજી;
ચૌદપૂરવ અર્થે ઉપદેશે નિસુણે પર્ષદા બારજી,
જીવદયા ચઉદશીદિને પાળો પ્રાણી ચઉદપ્રકારજી ॥૩॥
ચઉદભુવન વશ કરવા વરવા શિવરમણી મનહરણીજી,
સિદ્ધાઇદેવી જનસુખકરણી માતંગયક્ષની ઘરણીજી;
ચઉદશીતપની સાનિધકરણી [3]વિશદવરણતનુવરણીજી,
[4]જ્ઞાનવિમલ કહે જિન અનુસરણી સકલસંઘ દુ:ખહરણીજી ॥૪॥



## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથની સ્તુતિ.

શંખેશ્વરપાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવાંછિતપૂરણસુરતરૂ, જય વામાસુત અલવેસરૂ ॥ ૧ ॥
દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણનીલા;
દોય લીલા દોય શામલ કહ્યા. સોલે જિન કંચનવર્ણ લહ્યા ॥૨॥
આગમ તે જિનવરે ભાખીઓ, ગણધર તે હૈડે રાખીઓ;
તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવો શિવસુખ સાખીઓ ॥૩॥
[5]ધરણીધરરાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલના વાંછિત પૂરતી ॥૪॥

---

૧ ચૌદરત્નપતિ ચક્રવર્તી. ૨ ચૌદ ને દશ ચોવીશ. ૩ વિશદ એટલે ઉજ્વલવર્ણે. ૪ નયવિમલ કહે જિન અનુસરણી ઇત્યપિ પાઠઃ ૫ શ્રીધરણેંદ્ર ને પદ્માવતીદેવી.

## અથ શ્રીસીમંધરજિનની સ્તુતિ.

રાગ—પ્રહ ઉઠી વંદુ—.એ દેશી.

[1]શ્રીસીમંધર જિનવર સુખકર સાહિબ દેવ,
અરિહંત સકલની ભાવ ધરી કરૂં સેવ;
સકલ આગમપારગ ગણધરભાષિત વાણી,
જયવંતી આણા જ્ઞાનવિમલ ગુણખાણી. ॥ ૧ ॥

---

## અથ શ્રીસિદ્ધચક્રજીની સ્તુતિ.

રાગ—મંગલ આઠ કરી જસ આગળ—એ દેશી.

સકલસુરાસુરનરવિદ્યાધર ભક્તિથકી જે થુણીયેંજી,
સિદ્ધચક્ર ભવિને સુખદાયક નાયક નવપદ ગુણીયેજી;
મનવાંછિતપૂરણ [2]સુરતરૂથી અધિકો મહિમા સુણીયેજી,
રોગ સોગ સવિ સંકટ ચૂરણ જસ ગુણ પાર ન મુણીયેજી. ॥૧॥
[3]કાંચન કોમલવર નિલુપ્પલ ઘનશામલરૂચિ દેહાજી,
કેઇક સ્ફટિક પ્રવાલ રૂચિરવર પંચવરણ ગુણગેહાજી;
સત્તરિસય(૧૭૦) જિનભરતેરાવત પંચ પંચવિદેહાજી,
સિદ્ધચક્ર ધ્યાને તે ધ્યાઓ થયા થસ્યે છે જેહાજી. ॥૨॥
અરિહંત સિદ્ધ આચારજ વાચક સાધુતણા સમુદાયજી,
દર્શન જ્ઞાન ચારિત્ર તપ નિર્મળ નવપદ શિવપદ થાયજી;
સિદ્ધચક્રનો મહિમા દાખ્યો શિવસાધનનો ઉપાયજી,
એ વિણ અવર ન દુજો લહીયે જસ ગુણ કહ્યા ન જાયજી. ॥૩॥
વિમલયક્ષસુર સાનિધકારી ગ્રહગણ સવિ દિશિપાલાજી;
ચક્કેસરી અમરી દિશિકુમરી શ્રુતદેવી રખવાળાજી,
સિદ્ધચક્રમંત્રે અધિકારી વારી ચિત્તના ચાળાજી,
જ્ઞાનવિમલપ્રભુ આણંદ વહતી કરતી મંગલમાલાજી. ॥૪॥



---

૧ આ સ્તુતિ ચાર વખત કહેવાય છે. ૨ કલ્પવૃક્ષથી.

૩ કેઇક તીર્થંકરો સુવર્ણવર્ણા કેઇક નીલોત્પલ (કાળુકમલ) ના વર્ણ. કેટલાએક વરસાદની જેમ શ્યામવર્ણ અને કેઇક સ્ફટિકરત્નની જેમ ઉજ્વલ વર્ણ. કેઇક પ્રવાલાની જેમ રાતાવર્ણ જિનેશ્વરો જાણવા.

## અથ શ્રીસિદ્ધચક્રજીની સ્તુતિ.

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો ॥૧॥
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણા દેવવંદન વિધિશું, આંબિલતપગણણું ગણુ વિધિશું ॥૨॥
[1]છરી પાળી જે તપ કરશે, શ્રીપાલતણીપેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિનઆગમ ગુણ બોલે ॥૩॥
સાઢાચાર વરસે તપ પૂરો, એ કર્મવિદારણ તપ શૂરો;
સિદ્ધચક્ર ને મનમંદિર થાપો, [2]નયવિમલેસર વર આપો ॥૪॥

## અથ શ્રીઅધ્યાત્મની સ્તુતિ.

રાગ—મંગલ આઠ કરી જસ આગલ—એ દેશી.

સોવનવાડી ફુલડે છાઇ છાબ ભરી હું લાવુંજી,
ફુલજ લાવું ને હાર ગુંથાવું પ્રભુજીને કંઠે સોહાવુંજી;
ઉપવાસ કરૂં તો ભુખજ લાગે ઉનું પાણી નવિ ભાવેજી,
આંબિલ કરૂં તો લુખું ન ભાવે નીવિએ ડુચા આવેજી ॥૧॥
એકાસણું કરૂં તો રહી ન શકું મુખે ખાઉં ત્રણ ટંકજી,
સામાયક કરૂં તો બેશી ન શકું નિંદા કરૂં [3]સારિરાતજી;
દેહરે જાવું તો ખોટીજ થાઉં ઘરનો ધંધો ચૂકુંજી,
દાન દેઉં તો હાથજ ધ્રુજે હૈયે કંપ વછુટેજી ॥૨॥
જતરે જમડાનું તેડુંજ આવ્યું સર્વ મેલીને ચાલેજી,
રહો રહો જમડાજી આજનો દહાડો શેત્રુંજે [4]જઇને આવુંજી;
શેત્રુંજે જઇને દ્રવ્યજ ખરચું મોક્ષમારગ હું માગુંજી,
ઘેલા જીવડા ઘેલું શું બોલે એટલા દિવસ શું કીધુંજી ॥૩॥
જાતે જે જીવે પાછળ ભાતું શું શું સાથે આવેજી,

---

૧ ૭ પ્રકારની રી નીચે પ્રમાણે—यदुक्तं, एकाहारी भूमिसंस्तारकारी, पद्भ्यां चारी शुद्धसम्यक्त्वधारी । यात्राकाले सर्वसचित्तहारी, पुण्यात्मा स्याद् ब्रह्मचारी विवेकी ॥ १ ॥

૨ નયવિમલેસર એ વાક્યથી નયવિમલ એવું કર્તા તરીકે પોતાનું નામ પણ સૂચવ્યું અને સિદ્ધચક્રના અધિષ્ઠાયક વિમલેસર યક્ષનું નામ પણ સૂચવ્યું છે. ૩ આખી રાત્રી. ૪ જઇ આવુંજી ઇતિપિ.

કાચીજ કુલેર ખોખરી હાંડી કાષ્ટના ભારા સાથેજી;
જ્ઞાનવિમલસૂરિ એણીપેરે ભાખે ધ્યાઓ અધ્યાતમધ્યાનજી,
ભાવભક્તિશું જિનજીને પૂજો સમકિતને અજુઆળોજી ॥૪॥

## અથ શ્રીપર્યુષણપર્વની સ્તુતિ.

### ( ત્રિપદીની દેશી. )

પર્વ પજૂસણ પુણ્યે કીજે, સત્તરભેદી જિનપૂજા રચીજે;
વાજિંત્રનાદ સુણીજે ॥ પ્રભાવના શ્રીફળની કીજે,
યાચકજનને દાનજ દીજે; જીવ અમાર કરીજે ॥
મનુષ્યજન્મ ફળ લાહો લીજે, [1]ચોથ છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે;
સાહમિવચ્છલ કીજે ॥ ઈમ અઠ્ઠાઈ મહોચ્છવ કીજે,
કલ્પસૂત્ર ઘેર પધરાવીજે, આદિનાથ પૂજીજે ॥૧॥
વડા કલ્પ દિન ધુર મંડાણ, દશ કલ્પ આચાર પ્રમાણ;
નાગકેતુ ગુણખાણ ॥ પછી કીજે સૂત્રમંડાણ,
નમુથ્થુણં હોય પ્રથમ વખાણ; મેઘકુમાર અહિઠાણ ॥
દશ અચ્છેરાનો અધિકાર, ઈંદ્ર આદેશે ગર્ભાપહાર;
દેખે સુપન ઉદાર ॥ ચોથે સુપને બીજું સાર,
સુપનપાઠક આવ્યા દરબાર; ઈમ ત્રીજું જયકાર ॥૨॥
ચોથે વીરજન્મ વખાણ, દિશિકુમરી સવિ ઈંદ્રને જાણ;
દીક્ષા પાંચમું વખાણ ॥ પારણા પરિસહ તપને નાણ,
ગણધરવાદ ચોમાસ પ્રમાણ; તિમ પામ્યા નિર્વાણ ॥
એ છઠ્ઠું વખાણે કહિયે, તેલાધરદિવસે એ લહીયે;
વીરચરિત્ર એમ સુણીયે ॥ પાસનેમિજિનઅંતર [2]સાત,
આઠમે [3]ઋષભ થિરા અવદાત; સુણતાં હોય સુખ સાત ॥૩॥
સંવચ્છરીદિન સહુ નરનારી, બારસેંસૂત્ર ને સમાચારી;
નિસુણો અઠ્ઠમ ધારી ॥ સુણીયે ગુરૂપટ્ટાવલી સારી,
ચૈત્યપ્રવાડી અતિમનોહારી; ભાવે દેવ જુહારી ॥
સાહમીસાહમણ ખામણાં કીજે, સમતારસમાંહે ઝીલીજે;
દાન સંવચ્છરી દીજે ॥ ઈમ ચક્કેસરી સાનિધ કીજે,
જ્ઞાનવિમલસૂરિ જગ જાણીજે, સુજસ મહોદય કીજે ॥૪॥

---

૧ ઉપવાસ. ૨ સાતમા વખાણે. ૩ ઋષભદેવચરિત્ર ને સ્થિવિરાવલી.

## *અથ શ્રીપર્યુષણપર્વની સ્તુતિ.

### રાગ—ત્રિપદીની દેશી.

પર્વ પજૂસણ પુણ્યે કીજે, સત્તરભેદી જિનપૂજા રચીજે;
વાજિંત્રનાદ સુણીજે ॥ મણુયજન્મફલ લાહો લીજે,
કલ્પસૂત્ર ઘરે પધરાવીજે; જીવ અમાર કરીજે ॥
પ્રભાવના શ્રીફલની કીજે, યાચકજનને દાનજ દીજે;
સાહમ્મિવત્સલ કીજે ॥ એમ અઠ્ઠાઇમહોચ્છવ કીજે,
છઠ્ઠ અઠ્ઠમ દશમાદિ કરીજે; આદિનાથ પૂજીજે ॥૧॥
વડાકલ્પ દિને ધુરિ મંડાણ, દશ કલ્પ આચાર પ્રમાણ;
નાગકેતુ ગુણખાણ ॥ પછે કીજે સૂત્ર મંડાણ,
નમુથ્થુણં હોય પ્રથમ વખાણ; સવિ જિન ગુણમણીખાણ ।
દશ અછેરાંનો અધિકાર, ઇંદ્ર આદેશે ગર્ભાપહાર;
દેખે સુપન દીદાર ॥ ચોથે સુપને બીજું સાર,
સુપનપાઠક આવ્યા દરબાર; ઇમ ત્રીજું જયકાર ॥૨॥
ચોથે વીર જન્મ વખાણ, દિશિકુમરી સવિ ઇંદ્રને જાણ;
દીક્ષાએ પાંચમું વખાણ ॥ પારણ પરિસહ તપને નાણ,
ગણધર સંઘ ચઉમાસ પ્રમાણ; તિમ પામ્યા નિર્વાણ ॥
એ છઠ્ઠે વખાણે કહીએ, તેલાધરદિવસે એ લહીએ;
અઠ્ઠમતપ આદરીએ ॥ પાસનેમિજિન અંતર સાત,
આઠમે ઋષભથેરા અવદાત; સુણતાં હોય સુખસાત ॥૩॥
સંવત્સરી દિને સહુ નરનારી, બારસેંસૂત્ર ને સમાચારી;
સુણીએ સહુ હિતકારી ॥ તિમ શ્રીગુરૂપટ્ટાવલી સારી,
ચૈત્યપ્રવાડી કીજે સારી; પડિક્કમણું ચિત્ત ધારી ॥
સાહામિસાહમણિ ખામણ કીજે, સમતારસમાંહિ ઝીલીજે;
દાનં સંવત્સરી દીજે ॥ ઇમ ચક્કેસરી સાનિધ કીજે,
નયવિમલકવિ જગ જાણીજે; સુજસમહોદય લીજે ॥૪॥



* આ સ્તુતિ જીર્ણપ્રતિ પ્રમાણે છાપેલ છે કેમકે ઉપરની સ્તુતિમાં ને આ સ્તુતિમાં પાઠાંતરનો ભાગ બહુ હોવાથી ફરીને છપાવેલ છે.

# અથ *શ્રીપરિશિષ્ટસ્તવનો.



## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( દેશી સિપાઇની. )

અરજ સુણો જિનરાજ, મેરે દિલ આય વસો ॥ માહરી અરજ૦ ॥
॥ એ આંકણી ॥
સકલસુરાસુરનરવિદ્યાધર, આય ખડે તુમ પાય ॥ મેરે દિલ૦॥૧॥
દાસ સભાવ કરી જો દેખો, તો ભવભવનાં દુ:ખ જાય ॥મેરે૦॥૨॥
દીન ઉદ્ધાર ધુરંધર તુમ સમ, અવર ન કો કહેવાય ॥મેરે૦॥૩॥
તુઝ સમ કરૂણા ઠામ ન કોઇ, શ્યે ન કરો સુપસાય ॥મેરે દિલ૦॥૪॥
દેતાં દામ ન બેસે કાંઇ, ઉંણીમ કાંઇ ન થાય ॥મેરે દિલ૦॥૫॥
જે જેહના તે તેહના આખર,જિહાં તિહાં ચિત્ત ન બંધાય ॥મેરે૦॥૬॥
પણ કાચે એક સાચે બોલે, સુણી મનમાં સુખ થાય ॥મેરે૦॥૭॥
માહરે છે તે પ્રગટ કરંતાં, પ્રભુ તુજ નામ સુહાય ॥મેરે દિલ૦॥૮॥
જ્ઞાનવિમલપ્રભુસ્યું ઇમ વિનતિ, કરતાં પાપ પલાય ॥મેરે૦॥૯॥
અનુભવલીલાસુંદરી સહેજે, ધાઇ મિલે ગલે આય ॥મેરે૦॥૧૦॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

પ્રભુ માહરો વાંક કિસ્યોરે શીખામણ દીજે ખલકમૂલ તુમે તારીયા
તેણે શ્યું તુમને દીધું શ્યું કરણા કીધું ॥ પ્રભુ મા૦ ॥૧॥
એહ અનાદિસંસારમાં આવીને વસ્યો રે,
માયામમતાવશે પડયો કર્યો દીન જિસ્યો રે ॥ પ્રભુ મા૦ ॥૨॥
હું સહજે ભદ્રક અછું શઠ વાત ન જાણું,
કુમતિકુવરણીકુસંગતે ન લહું ગુણઠાણું ॥ પ્રભુ મા૦ ॥૩॥
તે તેવડી આવીને મીલ્યા મુઝ વિષય કષાયા,

---

* આ પરિશિષ્ટ સ્તવનો વડોદરેથી પ્રવર્તક શ્રીકાંતિવિજયજી તરફથી આવેલા છે જો કે તેઓશ્રીના તરફથી ફક્ત એકલા શ્રીજ્ઞાનવિમલસૂરિજીના રચેલા ૧૮૧ સ્તવનની પ્રત. આવેલી હતી પણ તેમાંથી કેટલાએક સ્તવનો આ પુસ્તકમાં છપાઇ ગએલ છે તેથી છપાયા વિનાના સ્તવનો આ પરિશિષ્ટ તરીકે દાખલ કર્યા છે તેવી રીતે વિશેષ વૃદ્ધિ થશે.

મન ગાફિલમેં આસરે આજ ભેદ તે પાયા ॥ પ્રભુ મા૦ ॥૪॥
લટપટ શી ઝાઝી કરું ઘટ આવી વસો રે,
એટલે મેં સઘળું લહ્યું હવે અરજ કિસ્યો રે ॥ પ્રભુ મા૦ ॥૫॥
હું બહુનેહી તુમતણો તું અદેહી અનેહી,
દેહી દુઃખ સહુ લહે કહું વાત હું કેહી ॥ પ્રભુ મા૦ ॥૬॥
મોહવશે સ્થિતિ એહવી સહુકોની દીસે,
બાલયા પણ જગે તેહના સીમાધર દીસે ॥ પ્રભુ મા૦ ॥૭॥
તાદૃશ જ્ઞાન ક્રિયા નહિ જેણે મોહ ભાગે,
તુમ દરિસણચક્ર સહાયથી નહી મિથ્યા લાગે ॥ પ્રભુ મા૦ ॥૮॥
જ્ઞાનવિમલપ્રભુ માહરા સેવક નિહાળો,
સો વાતે એક વાતએ [1]બાળક પ્રતિપાળો, નિજ બિરૂદ સંભાલો.
॥ પ્રભુ મા૦ ॥૯॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ કાફી કનડી. )

મુગતિકો મારગ મસ્તહે સુણો જ્ઞાનીલોકો ॥ મુગ૦ ॥
પરમપુરૂષકી ભક્તિ હે ॥ સુણો૦ ॥ મુગ૦ ॥ ૧ ॥ એ આંચલી ॥
સકલસુરાસુરનરવિદ્યાધર, પ્રભુ ચરણકમલે આશક્ત હે
॥સુણો૦॥મુગ૦॥૨॥
તુમ આણાફલપ્રાપતિ રાખે, કાલ અનાદિ ગુદસ્ત હે
॥સુણો૦॥મુગ૦॥૩॥
પરમધરમપદ ચરણવરણગુણ કારણ એહી પ્રશસ્ત હે
॥સુણો૦॥મુગ૦॥૪॥
દ્રવ્યભાવશ્યું બહુવિધ ભેદે ભરમનિષ્કાસન ભક્ત હે
॥સુણો૦॥મુગ૦॥૫॥
વચનં અગોચર ચરિત પવિત્ર ગુણ તુમચી અનંતી શક્તિ હે
॥સુણો૦॥મુગ૦॥૬॥
તુમ સેવામેવારસ પીવત મેરો મન અલિમસ્ત હે
॥સુણો૦॥મુગ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુનામનું ચિંતન એહી પરમનિધિ વસ્તુ હે
॥સુણો૦॥મુગ૦॥૮॥

---

[1] પાલક ઇત્યપિ.

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ કડખો. )

સકલજિનરાજ દિનરાજ પરે દીપતા, મોહમિથ્યાતમત તિમિર ટાળે;
નામને થાપના દ્રવ્યભાવે કરી ત્રિજગજનવાતણા સહજ પાળે ॥
ધ્યાન અનુભાવથી પાપ ટાળે ॥ સકલ૦ ॥૧॥
પંચકલ્યાણકે પરમઉપગારીયા તારિયા કેઈ ભવિજીવકોડી;
કરણના દમનથી ચરણગુણ ધરણથી, તરણનું હેતુ તુમ્હ ભક્તિ[1]હોડી;
દેવ કોઇ અવર નવિ તુઝ જોડી ॥ સકલ૦ ॥૨॥
તાઈ અનુયાચી નહી કેહને સૂત્ર કહે, તું અમાચી અકષાચી ભાઇ;
પાઇ અદ્ભુત કલા કોઇ લોગુત્તરા, ચરિત વિસદૃશપણે થિરવડાઇ ॥
॥ સકલ૦ ॥૩॥
દર્શનજ્ઞાનચારિત્ર આવરણથી, એકમાંહે એક નહીં ભેદભાવે;
થાનકે ભેદ તે દ્રવ્યથી દેખીયે, ઐકયતારૂપ ગતરૂપ ભાવે;
પ્રવૃત્તિથી નિવૃત્તિ તો ધર્મ પાવે ॥ સકલ૦ ॥૪॥
જે મહાદેવ પરબ્રહ્મ વર શંકરો, જેહ પુરૂષોત્તમો વિશ્વરૂપી;
એહ પર્યાયથી નામ પરધ્યાનના, ધ્યેય ગુણગેય મહિમા અરૂપી
॥ સકલ૦ ॥૫॥
તીર્થંકર વીર્યધર ધૈર્યધર જગતજન તારવા વાસના મૂલ હેતે;
અપરથી તેહ ગુણ ભિન્નતો દેખીયે, સ્વપરમતવયણ મધ્યસ્થ ચેતે
॥ સકલ૦ ॥૬॥
પરમ મંગલતણું મૂલ એ હેતુ છે, જ્ઞાનવિમલાદિગુણ સહજભાવે;
ધર્મભાવે કરી ધર્મ આરાધતાં, પરમ આણંદમય [2]અખય થાવે
દુષ્ટદુશ્મન સવિ દુરિ જાવે, જીતનીશાણ જગમાં વજાવે ॥સ૦॥૭॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

સમવસરણ સુખ હેતહે, સુણો ભવિકા લોકો સમ૦;
સુકૃત સુબીજકો ખેતહે, સુજ્ઞાની લોકો સમ૦ ॥ આંકણી ॥
પ્રણમતસુરનરમુકુટરત્નરૂચિ, ભાસિતભુવન ઉદ્યોતહે ॥સુજ્ઞાની૦ ૧॥
સમવસરણે નિરખી નવિ હરખે, ભાવથકી અચેતહે ॥સુજ્ઞાની૦॥૨॥
શિવસુખકમલાકરમેલાવણ, એહી સાચો સંકેતહે ॥સુજ્ઞાની૦॥૩॥

---

૧ નાવ. ૨ અક્ષય.

જગજીવન જગનાયક બેઠત, પરખદા બાર સમેતહે ॥સુજ્ઞાની૦॥૪॥
અમૃત અંજનપરે જ્યોતિપ્રકાશક, સુદૃશસુરાગજનનેતહે
॥સુજ્ઞાની૦॥૫॥
મણિમયકંચનરજતવિરાજિત, કાંતિ ત્રિગઢમઢસેતહે ॥સુજ્ઞાની૦॥૬॥
જ્ઞાનવિમલગુણરત્નમહોદધિ, ઉલ્લસત બહુબહુ હેતહે ॥સુજ્ઞાની૦॥૭॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( સામીડા મુજને શેત્રુંજે લઇ ચાલ—એ દેશી. )

પ્રભુજી મુજને ચિત્તમાંહી અવધાર રે (૨) પ્રભુજી૦
હાં હાં રે સાહિબજી મુજને ચિત્તમાંહી અવધાર ॥ એ આંચલી ॥
વિલંબ કિસ્યો છે અનંતશક્તિને, બાંહી ગ્રહી મુજને તાર રે ॥
॥ સા૦ ॥૧॥
એ નિરદંભી દાસ છે રે આપણો, સયંમુખે એમ કહી ભાખેરે;
માહરેરે એક તુંહિ પણ તુજને, મુજ સરિખા કેઇ લાખ રે ॥
॥ સા૦ ॥૨॥
પ્રભુદરિસણ અનુભવ અમૃતરસ આતમ અહનિશ ચાખી રે;
એહ મધુર આગે અધિક ન કાંઇ દ્રાખ સરાખ સુધા સાખી રે ॥
॥ સા૦ ॥૩॥
કઠિન કર્મના મર્મથી તાર્યા, સહજે સુગુણ નરનારી રે;
અમ સરીખા કહો કેમ વિસાર્યા, કીધા ન ભવને પારરે ॥સા૦॥૪॥
મહેર ન કહેતે મૈત્રી ન રહે નહિ અનાભોગ આચાર રે;
દોષ અમારા ચિત્ત વિસાર્યા, તુમે તો નિકારણ ઉપકારરે ॥સા૦॥૫॥
ત્રિકરણ યોગે ત્રિગુણ અભેદ, તુમ આણા જિહાં હોય રે;
જ્ઞાનવિમલ ગુણ ઉદય અહોનિશ, અંતરભાવ ન કોય રે ॥સા૦॥૬॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ સામેરી. )

લીનો રે મન દુંદુભિ હરિકે, દુંદુભિકે ધ્વનિ સુણી પાવન ભએ
મોહમિથ્યાત સંપ દુરિકે ॥ લીનો૦ ॥૧॥
ચિહું દિશિ ચાર ઉદાર સોહાવત, સહસ યોજનકો
ધ્વજ લાકરકે ॥ લીનો૦ ॥૨॥

સાલ વિશાલ રજત કંચનમણિ વિવિધ રતનકે
સાજસેં ધરકે ॥ લીનો૦ ॥૩॥
જિનકી મૂરતિ સૂરતિ પેખી. આધિ વ્યાધિ અરિ અંતર ધરકે
॥ લીનો૦ ॥૪॥
જિંણકી દેશના સરસ સુહાવત, માનું સુધી અમૃતરસતરકે
॥ લીનો૦ ॥૫॥
ભુવનતિલકસમ જન તે હોવત, જ્ઞાનવિમલપ્રભુ
આણુ શિર ધરકે ॥ લીનો૦ ॥૬॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ ધન્યાશ્રી. )

પ્રભુકી ભક્તિ વિના ના કછું, પ્રભુકી ભક્તિ વિના;
પુરૂષાતનકો એહી પરમારથ પ્રભુ આણા રહણા ॥ ના કછું૦ ॥૧॥
વીતરાગભાવે હોવે શિવગતિ, વીતરાગ મન કરના;
આગમ વેદ પુરાણ કુરાણમેં એહીજ વયણ વિના ॥ના કછું૦॥૨॥
જુઠે તન ધન સયણ કે કારણ, કરે પ્રપંચ ઘણા;
અંતે શરણ ન આવત કોઇ, પ્રભુકી આણ વિના ॥ના કછું૦॥૩॥
મેરી ગતિમતિસ્થિતિ પરતીતે, ધ્યાંહીં એકમના;
પાપપડલવાદલ હોય દુરે, પાવન કરે જયું ઘના ॥ના કછું૦॥૪॥
સત્યકી ભંભસાર નરપતિ જયું, કરત દેવકીનંદના;
દેવપાલપ્રમુખા લહે તીર્થં-કરપદ તુમ સ્તવના ॥ના કછું૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુકી સેવાથી, હોવત યું સુમના;
ભાવથકી તદ્રૂપે હોવત, તો ઇહાં કહા કહના ॥ના કછું૦॥૬॥

---

## અથ શ્રીસાધારંણજિન સ્તવન.

( રાગ સારંગ. )

પ્યારે પ્રભુદીદાર હમારે પ્યારે ॥ એ આંકણી ॥
સૂરતિ સુંદર મુદ્રા મનોહર, નિરખત થેં સુખકાર;
જે તુમ ધ્યાન સુધારસ વરસત, મિટે ભવતાપવિકાર ॥પ્યારે૦॥૧॥
તુમ વિણ સવિ ભવ અહિલ ગમાએ, એહી સકલ અવતાર;
નિષ્કારણ જગબાંધવ હિતકર, કૃત જગજન ઉપગાર ॥પ્યારે૦॥૨॥

તુમ આણા પરતીત વિના સવિ, જોવત થૈં ચિત્ત છાર;
કષ્ટ ક્રિયા તપ જપ ક્ષમણાદિક જ્યું વિણુ દામ વિગાર ॥પ્યારે૦॥૩॥
દામધામમનકામમામ સવિ, પુણ્યવંત પરિવાર;
તુમ સેવા સુરતરૂકી છાયા, પસરિતસુખસહકાર ॥પ્યારે૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુ પૂહવિ પરગટ, દેવ સવે શિરદાર;
વીતરાગભાવે મુજ મનમાં આવી, ભવજલ પાર ઉતારે ॥પ્યારે૦॥પ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

જિનરાજ સુણો મોરી વિનતિ, અતિ ઉમાહે દાસપણાથી;
બહુદિનકેરી જે હતી ॥ ૧ ॥
ભાવવિભાવ વરસાઋતુ વરસત, રાગ ઘનાઘન તીતનિ;
નિજ ઉત્કર્ષ ગર્જારવ ગરજતિ, અમરી [1]સદામિની ચમકતી.
॥ જિન૦ ॥ ૨ ॥
ઘોર અજ્ઞાન અંધાર મિથ્યામતિ, પવન કપટ હે બગતતિ;
જબ તુહ્મ [2]સમકિત શરદ વિશાઋતુ, તવ કલુષિત વરષાપતિ.
॥ જિન૦ ॥ ૩ ॥
સહજ વિવેકતરણિકે તેજે, વિકસિત કમલિણી શુભમતિ;
માનસમાનસસર હૃદયાંબુજ, અનુભવ હંસ ધરે ધૃતિ ॥જિન૦॥૪॥
ભવેભવે પ્રભુ દરિસન તુહ્મ સેવા, મેરે ગતિ મતિ થિતિ છતિ;
અહનિશ ધ્યાન તાન મુજ એહી, ઇમ કહે જ્ઞાનવિમલ યતિ.
॥જિન૦॥પ॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ સારંગ. )

હમ લીનં હે પ્રભુ ધ્યાનમેં, કરમભરમજંજીરસેં[3] છુટે;
હોઈ રહે એક તાનમેં, ॥હમ૦॥૧॥
રોમ રોમ પરમાનંદ ઉલસત, હોત મગનતા જ્ઞાનમેં;

---

૧ વીજળી. ૨ સમ્યક્ત્વરૂપ શરદઋતુ. ૩ જંજીર—હાથીને પગે બાંધવાનું નાડું-દોરડું તે સુતરનું હોય છે અને બહુ જાડું તથા મજબૂત હોય છે. આ નાડાવડે કરી હાથીનો પાછલો પગ બંધાય છે અથવા બીજો અર્થ જંજીર એટલે બેડી-સાંકળ પણ થાય છે.

સવિ સ્વભાવમેં તુંહિ તુંહિ, ઔર ન આવત [1]માનસેં ॥હુમ૦॥૨॥
જ્યું તરવારે અરિ દૂર નિકંદે, અલગ રહી હેં મ્યાનસેં;
આતમશક્તિ ભગતિ જ્યું તેસી, હોવે પુદ્ગલ ઠાનસેં ॥હુમ૦॥૩॥
અહનિશ મૈત્રીભાવ ઉદાસીત, ત્રિભુવન અભયા દાનસેં;
અંજબ કલા કોઈ એસી તુમ્હચી, નિશ્ચિતનય પરધાનસે ॥હુમ૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુતા ગુણ તેરા, પસર્યો આનાપ્રાનસેં;
સહજસદાગમબોધ સુલભતા, દેઇ સફલ કરો દાનસેં ॥હુમ૦॥૫॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ સામેરી. )

જાણે રે પ્રભુ વાતાં મનકી, જાણે રે૦
અતિ હરખે હું તુમ પય આયો,
સફલ દિશા ભઈ અબ મોહિ તનકી ॥ જાણે રે૦ ॥૧॥
તુમ પદકી પરતીત લહીને,
આશા કરું હું અબ નવી પરકી ॥ જાણે રે૦ ॥
કનકપુરૂષ લહી કુણ પામર જન,
સેવન કીજે ઔર [2]અધનકી ॥ જાણે રે૦ ॥૨॥
ચિંતિતદાયક ચિંતામણી લહીને,
આશા કિસી તસ વરસત ઘનકી ॥ જાણે રે૦ ॥
ભુખ તૃષા ભય ભ્રાંતિ સવિ નિકસત,
જબ છાયા લહી નંદનવનકી ॥ જાણે રે૦ ॥૩॥
[3]બેર બેર કહેવે શ્યું હોવત,
જોવન વિભવ તપાવત જનકી ॥ જાણે રે૦ ॥
જ્ઞાનવિમલપ્રભુ કૃપા લહેર થેં,
કહીં ન જાવત શોભા તનકી ॥ જાણે રે૦ ॥૪॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ—શ્રીરાગ. )

અબ મેરે નરભવ સફલ ભયે,

---

૧ મનમાં. ૨ અધન એટલે નિર્ધન. ૩ વારંવાર.

દરિસન દેખત શ્રીજિનવરકો. દુ:ખ દુરમતિ સવિ દુરિ ગએ.
॥અ૦॥૧॥

પૂરવ સંચિત પુણ્ય પ્રકૃતિભર, પરમાનંદગુણ પ્રગટ થયે;
પારંગત પરમેશ્વર પેખત. અનુભવ શુભરૂચિ મહઉદયે ॥અ૦॥૨॥
તુંહી અવરણી બહુવિધ વરણી, ધ્યાવત ધ્યાન વિધાનકએ;
નિર્ગુણપણે નિજત્રિગુણ વિભાસિત, સંતહૃદયંકુરિત પરિમલએ.
॥અ૦॥૩॥

આપ અકામી કામિતપૂરણ, આપ અનંત અમલ અખએ;
જ્ઞાનવિમલપ્રભુપદની સેવા, સરસસુધારસ અધિક પએ ॥અ૦॥૪॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

( રાગ વસંત. )

ધન આ વેળા રે ધન આ વેળા રે, જીહાં દીઠા ભગવંત;
મીઠા સરસસુધારસથી પણ, વાહાલા અધિક અત્યંત ॥ધન૦॥૧॥
આવ્યા મનમાંહિ ઘણું ભાવ્યા, ગઈ મિથ્યામતિ ભ્રાંતિ;
[1]ભાયગજોગેં શુભસંકલ્પે, આય મિલ્યા એકંત ॥ધન૦॥૨॥
ભાવ મનોગમ જાણ બિરૂદને, સ્યું કહેવું અતિવંત;
મિલન અભેદપણેં થિરતાએ, એ પૂરો મનખંત. ॥ધન૦॥૩॥
તે સાહિબની શોભ ન કહીએ, સેવક બારિ રગંત;
ભવથિતિ પ્રમુખ અજર બહુયદ્યપિ,ખલજન દેખિ હસંત ॥ધન૦॥૪॥
શિવસુખદાયક નાયક તુંહિ. એહીજ માહરે તંત;
જ્ઞાનવિમલપ્રભુ નામ અમ્હારે. એહીજ મોટો મંત ॥ધન૦॥૫॥

---

## અથ શ્રીસાધારણજિન સ્તવન.

[2]જોયો રે ભાઇ કર્મના જોરા, કિમ જિનને જઇ મિલીએ;
અહ્મે અજાણ અનાદિસંસારમાં, કહો કિમ દુ:ખથી ટળીએ.
॥ જોયો૦ ॥૧॥

આપણડું ધન સવિ વશ કીધું, મોહમહીપતિ વળીએ;
પરઆશાની અથાહનદીમાં, વિષયપંકે કલીએ ॥ જોયો૦ ॥૨॥

---

૧ ભાગ્યયોગે. ૨ જોતજોયા રે.

એહ અસારસંસાર કંતારે, ચઉગતિમાં રલફળીએ;
કર્મકુંસ જોરે તો ભાગે, જો જિનપુરૂષોત્તમને ભળીએ.
॥ જોયો૦ ॥૩॥

તો પ્રવચનગોરસની રચના, કરતાં કિમહી ન ખળીએ;
મિથ્યામત દંભાદિક અંતર, દૈત્યથકી નવિ છળીએ ॥ જોયો૦ ॥૪॥

જ્ઞાનવિમલપ્રભુસંગતિ કરતે, કેવલકમલા મિલીએ;
આપ સમાન કરે એ સાહિબ, જો હેજેસ્યું હળીએ ॥ જોયો૦ ॥૫॥

---

## અથ શ્રીઆદિનાથજિન સ્તવન.

કોઇ આણ મિલાવે, કોઇ આણ મિલાવે;
ઋષભજિનેસર આણ મિલાવે.
મરૂદેવી ભરતકું વચન પઠાવે ॥ ઋષભ૦ ॥ ૧ ॥

ખબર ન લાવે મુઝ નંદનકેરી,
તું તો ષટખંડ પૃથ્વીરાજ ચલાવે ॥ ઋષભ૦ ॥૨॥

ભરત કહે [1]આઇ અમે સુત તેરા,
આઇ કહે મેરે ચિત્તકું ન આવે ॥ ઋષભ૦ ॥૩॥

ફલ સહકારકેરી જસ મન ઇચ્છા,
[2]આકફલે તે તૃપતિ ન પાવે ॥ ઋષભ૦ ॥૪॥
વરસ સહસ અંતે કેવલ પામી,
પુરિમતાલનગરે પ્રભુ આવે ॥ ઋષભ૦ ॥૫॥
તવ વનપાલક ભરતભૂપતિને,
જાસ વધાઇ વયણ સુણાવે ॥ ઋષભ૦ ॥૬॥
ગજખંધે મરૂદેવી બેસારી,
ઋદ્ધિ દેખાવન વંદન જાવે ॥ ઋષભ૦ ॥૭॥
નિરમોહી સુતની ઋદ્ધિ દેખી,
મોહતિમિર તવ સબ મિટ જાવે ॥ ઋષભ૦ ॥૮॥
જ્ઞાનવિમલ લહી જ્યોતિઝલામલ,
સુત પહેલા [3]આઇ શિવગતિ પાવે ॥ ઋષભ૦ ॥૯॥

---

૧ હે માતા. ૨ આકડાનું ફળ. ૩ માતા (મરૂદેવી).

## અથ શ્રીઆદિનાથજિન સ્તવન.

એસો અનોપમ સાહિબ મેરો મોહનહે મનકો,
શ્રીરિસહેસર જિન પરમેસર મેરાએ,
સોહત જયોતિ ઝલામલકો ॥એસો૦॥૧॥
પુરિમતાલપુરવર ઓચ્છવ હોવત કેવલકો ॥એસો૦॥૨॥
સકલસુરાસુરનાયક આવત, ભાવના ભાવ ધરે નીકો ॥એસો૦॥૩॥
રજતહેમગઢરયણ સુવિરચિત,બેસત તિહાં [1]ત્રિભુવનટીકો ॥એસો૦॥૪॥
સજલજલદધ્વનિ દેશના દેવત, માનું હે મેહ અમીયકો ॥એસો૦॥૫॥
તુઝ મુખતેજઝલામલ નિરખત, અવર દેવ લાગત ફીકો ॥એસો૦॥૬॥
જ્ઞાનવિમલગુણ આગર એહો, નાભિનરેસરકો ટીકો ॥એસો૦॥૭॥

---

## અથ શ્રીઆદિનાથજિન સ્તવન.

[ [2]લીલાવંત કુમર વડો—એ દેશી. ]

શ્રીઅરિહંત અવનીતલે, ઉપકારી શિરદાર રે ॥ જિણંદ ॥
ઉપમા અવર નકો અછે, વારિ જાઉં વાર હજારરે ॥ જિણંદ૦ ॥
[3]મયણા મન મોહ્યો કહે ॥ એ આંકણી ॥૧॥
ખલક મુલક એક ગલકમેં, દરિસણથી લહે લીલ રે ॥ જિ૦ ॥
કોઇ દુ:ખિયા નવિ હોવે, એ તુજ સહજનું શીલરે ॥જિ૦ મ૦॥૨॥
નામ તમારૂં નિત્યપ્રતિ, ભવભયભંજણ હાર રે ॥ જિ૦ ॥
વચન અગોચર તાહરૂં, ચરિત લહે નવિ પાર રે ॥ જિ૦ મ૦॥૩॥
ગતિમતિસ્થિતિછતિ માહરે, જીવન પ્રાણાધાર રે ॥ જિ૦ ॥
મુજ મનવાંછિત પૂરવા, સુરગુરૂ અધિક ઉદાર રે ॥ જિ૦ મ૦॥૪॥
ધ્યાનભવનથી વેગળા, મ હશ્યો પ્રભુજી કોઇવાર રે ॥ જિ૦ ॥
એહીજ વિનતી માનવી, જિહાં લગે એ સંસાર રે ॥ જિ૦મ૦॥૫॥
જ્ઞાનવિમલગુણ તાહરા, વશિયા હૃદયમઝાર રે ॥ જિ૦ ॥
તેહથી તુઝ સમતા લહુ, એહીજ કર્મ મનોહાર રે ॥ જિ૦મ૦॥૬॥

---

૧ ત્રિભુવનતિલક એટલે તીર્થંકર. ૨ શ્રીપાલના રાસની આ ઢાળ છે. ૩ મયણાસુંદરી.

## અથ શ્રીસંભવનાથજિન સ્તવન.

[ રાગ અલહીયો ]

શ્રીસંભવજિનવર સાહિબા, વસિયા મુજ ચિત્ત મઝાર;
ધર્મસનેહી સુપરિશ્યું, જિમ હંસીહિયડે હાર રે ॥ શ્રી૦ ॥૧॥
જન્મ થયે સવિ જગતમાં, જિહાં નાઠા [1]દુઃખ દુકાળ;
ધાન્યનિકર સવિ નીપના, ગુણે નામ ઠવ્યું સુવિશાલ રે ॥ શ્રી૦॥૨॥
તુહ્મ ધ્યાને મુજ હૃદયમાં, થયા સમકિત સૂથ સુગાલ;
મિથ્યામત દારિદ્ર ઉપશમ્યો, દુર્ધ્યાન થયો વિસરાલ રે ॥ શ્રી૦ ॥૩॥
જીરે ભૂપજિતારિકુલતિલો, [2]સેનાઉરિ રાજમરાલ;
હું ઉપકરવા સારિખો, તાહરે ઉપકારનો ઢાળ રે ॥ શ્રી૦ ॥૪॥
જીરે અવરદેવ યાચું નહિ, પામી તુહ્મ ચરણરસાલ;
સરોવરજલ જલધર વિના, નવિ યાચે ચાતકબાલ રે ॥ શ્રી૦ ॥૫॥
જીરે પરમપુરૂષ પરમાતમા, જીહો પુણ્યસરોવરપાલિ;
જ્ઞાનવિમલપ્રભુ નામથી, નિત્ય હોવે મંગલમાલ રે ॥ શ્રી૦ ॥૬॥

---

## અથ શ્રીશીતલનાથજિન સ્તવન.

[[3]દેશી રસીયાની ]

શીતલજિનવર સાહિબ સુંદરૂ, સવિ સુખકારક દેવ દયાલા;
પૂરણપ્રેમ ધરીને જેહની, સારે સુરનર સેવ મયાલા ॥શીતલ૦॥૧॥
મોહનગારી મૂરતિ તાહરી, સૂરતિ અતિસુખકાર સોહાવે;
જનમનવાંછિતપુરણી પુરવા, સુરતરૂસમ અવતાર કહાવે ॥શીત૦॥૨॥
નયન સકોમલ અમીયકચોલડાં, ઉપશમરસને ઉછાંલિ જિનેસર;
સમકિતતરૂવર જે તેં સિંચીઓ, પસર્યો મુજ મનમાંહિ વાલ્હેસર.
॥ શીતલ૦ ॥૩॥
દશરથનંદન ચંદનની પરે, ટાળે ભવદુઃખતાપ ભવિનો;
દુર્મતિ દોહગ દુર્ગતિને હણે, પ્રભુ તુમ નામનો જાપ સલૂણો.
॥ શીતલ૦ ॥૪॥
શ્રીવત્સલાંછન કંચનસમ તનુ, નંદામાતમલ્હાર કહીજે;
એકલાખપૂરવ વરસનું આઉખું, ભદ્દિલપુર અવતાર ભણીજે.

---

૧ દુથ્થ ઇત્યપિ ત્યાં દુસ્થ એટલે દરિદ્રી. ૨ સેનામાતાના ઉદરે રાજહંસ. ૩ ધર્મ જિનેસર ગાઉં રંગશ્યું—એ દેશી જાણવી.

॥ શીતલ૦ ॥૫॥

શીતલ પીતલપરે નહીં પ્રીતડી, સોવનપરે ખરી સ્વામિ અમારે;
ખાઇકદરિસણ કેવલ દેયતાં, કહો કિસ્યો બેસે છે દામ તુમારે.

॥ શીતલ૦ ॥૬॥

સેવક જાણીને પ્રભુ દીજીએ, તુમ પદપંકજસેવ સદાઇ;
ધીરવિમલકવિ સેવક નય કહે, જિનદરિસણ નિતમેવ ભલાઇ.

॥ શીતલ૦ ॥૭॥

---

## અથ શ્રીઅનંતનાથજિન સ્તવન.

[ રાગ—કડખાની દેશી. ]

અનંતજિનરાજના ચરણની સેવના પાવના ભાવના ચિત્ત સુહાવે;
જુગતિશ્યું જગતમેં જતનથી જોયતાં અવર ઉપમાન કહો કોણ આવે.

॥ અનંત૦ ॥૧॥

સંત નવિ અંત તુઝ ગુણતણો કો લહે નવિ વહે એહવો ગર્વ કોઇ;
સકલરૂપે કરી વચનગોચરથકી યદપિ મોહનો અંત હોય.

॥ અનંત૦ ॥૨॥

વસ્તુ ઊપમાન સવિ રૂપથી ભાખિયે તું અરૂપી કહો કિમ મવીજે;
ધ્યાન સાપેક્ષ સાલંબને ધ્યાઇએ તું નિરાલંબ નિરપેક્ષ કહીજે.

॥ અનંત૦ ॥૩॥

વિધિતણી સેવના અવિધિ અણસેવના એહ તુઝઆણ નિર્ધાર લહીએ;
જે નિરાસંસ આસંસ સમભિચ્છિએ મોક્ષસંસારનું હેતુ કહીએ.

॥ અનંત૦ ॥૪॥

સિંહસેનાંગજો સેનલાંછનધરો, માત સુયશાતણો તું મલ્હારો;
જ્ઞાનવિમલાદિગુણ ઉદય અવિચલપણે, તો હુવે જો દિલે દાસ ધારો.

॥ અનંત૦ ॥૫॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

( મોરા સાહિબ હો શ્રીશીતલનાથ—એ દેશી. )

સુખદાયી હો શ્રીશાંતિજિણંદકે સાહિબ સુણીએ વીનતી,
સેવકની હો સુપરે દિલમાંહિકે બહુદિનકેરી જે હતી;
તુઝ આણા હો પાખે નિરધારકે કાળ અનંત લગે ભમ્યો,

ભિન્નરૂપે હો ધરી આતમભાવકે શુદ્ધ અભેદે નવિ નમ્યો ॥૧॥
જે ભાખ્યા હો દંડક ચઉવીશકે તેહમાં નવ દંડક અછે,
તુમ ભગતિં હો હીણા નર જેહકે [1]પ્રાહિં તે તેહમાં [2]ગછે;
નિખેપા હો જિનના છે ચ્યારકે સરીખે ભાવે જાણવા,
તિહાં બહુલી હો છે પ્રવચનસાખીકે મન સંદેહ ન આણવા ॥૨॥
તુઝ મુદ્રા હો નિરખીને જેહ કે હરખ ન પામ્યા પ્રાણીયા,
તે દુર્લભ હો બોધિ નિરધાર કે જાણો પ્રથમગુણઠાણીયા;
તસ તપ જપ હો કિરિયાના મર્મકે કારણ તે સવિ કર્મના,
નવિ આવે હો સંસારનો પારકે શર્મ ન પામે ધર્મના ॥૩॥
તુઝ ચરણે હો આવ્યો હું આજકે સામગ્રી સઘળી સહી,
જે દોહિલાં હો ચ્યારે [3]પરમાંગકે તે પામ્યા મે ગહગહી;
નિજસેવક હો કામિત ન લહંતકે તે સાહિબશોભા કિસી,
અમે લેશ્યું હો તુમ [4]અંચલ સાહિકે દેશો તુમે હરખી હસી ॥૪॥
નવિ જાણ્યા હો દીઠા પણ નાહિકે એહવો કાળ ઘણો વહ્યો,
હવે જાણ્યા હો દીઠા બહુહેજકે કહો કિમ જાઈ હવે રહ્યો;
મેં જોડી હો એહવી એકાંતકે પ્રીતિ ન જાયે તે ટળી,
સૂત્રાર્થે હો જિમ ગુણપર્યાયકે જિમ દુધે ઘૃત હળીમળી ॥૫॥
વળી ભવસ્થિતિ હો કાલાદિક દોષકે અવલંબન બહુ દાખશ્યો,
તેમ નિરખી હો ઉવેખી સ્વામિતો પોતાવટ કેમ રાખશ્યો;
વળી કહેશ્યો હો અવસર નહિં આજકે અવિરતિ દોષ દેખાડશ્યો,
અવલંબ્યા હો આવી જે બાંહિકે કિમ તેહને હવે છાંડશ્યો ॥૬॥
વળી કહેશ્યો હો અમે છું નીરાગકે સહુ પ્રાણી સરિખા ગણું,
નહિં માનું હો અમે તેહ વચન્નકે તારક બિરૂદ છે તુમતણું;
તુમ મુદ્રા હો સુપ્રસન્ન દેખકે લટકે વાંછિત આપશ્યો,
શુભ અનુભવ હો વિચમાંહિ દલાલકે સહજ સભાવે થાપશ્યો. ॥૭॥
મુઝ નિશ્ચય હો એહવો છે સ્વામિ! કે અલગા પલકએક નવિ રહો,
તસ મનથી હો અંતર નહિ કાંઇકે વયણે આપતણો કહો;
મુઝ સાથે હો જે છે એકતાનકે એકમને તે ધ્યાઇએ,
રઢ માંડે હો બાલકપરે જેહકે વીનતિ વયણે ગાઇએ ॥૮॥

---

[1] પ્રાયેકરી. [2] જાય [3] આ દુર્લભ ચ્યાર પરમાંગનો અધિકાર શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ચતુરંગીયાધ્યયનથી જાણવો. [4] છેડો ઝાલીને.

કહેવાનો હો એહતો વ્યવહારકે વિનતી લોકશીખાવવા,
શુદ્ધસમકિત હો જેહને છે હાથેંકે અંતર કોઈ ન ભાવવા;
મૃગલાંછન હો કંચનવન કાયકે અચિરાનંદન જગધણી,
તુમ ધ્યાને હો હોય સુજસસુવાસકે જ્ઞાનવિમલપ્રભુતા ઘણી ॥૯॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

( મોરા સાહિબ હો શ્રીશીતલ—એ દેશી. )

મોરા સાહિબ હો શ્રીશાંતિજિણંદ કે ચંદનશીતલ દેશના;
આવી નમે હો પ્રભુ તાહરા પાયકે નરપતિ સુરપતિ દેશના ॥૧॥
સુખકારી હો તાહરો દીદાર કે સાર સંસારમાં એહ છે;
વારીજાઉં હો હું વાર હજાર કે ચંદ ચકોર જ્યું નેહ છે ॥૨॥
ધર્માદથી હો પુરૂષારથ ચ્યાર કે મોક્ષફળ્યે સવિ તે ફળ્યા;
અનુબંધે હો ચ્યારે પરમાણ કે જે તુમચી આણે મિલ્યા ॥૩॥
નામ થાપન હો દ્રવ્ય ભાવ સ્વભાવ કે ચ્યાર નિક્ષેપ જે તુમતણા;
ત્રિભુવનમાં હો તારક છે એહ કે જેહને એ તસ સી મણા ॥૪॥
કરૂણાકર હો જગજનપ્રતિપાલ કે શ્રીવિશ્વસેનનૃપનંદનો;
અચિરામાતા હો વળી પંચમચક્રી કે સોલમો જિન કંચનવનો ॥૫॥
મૃગલંછન હો મૂરતિ મનોહાર કે સાગવાડાથી આવીયા;
[1]બહુમોદ ... ... ... ... ... ... ॥૬॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

( રાગ—માહરી સહી રે સમાણી—એ દેશી. )

સુખકર સાહિબ શાંતિજિનેસર, કેસરચરચિત દેહા રે;

---

૧ પ્રતિ લખનારને આ સ્તવન સંપૂર્ણ ન મળવાથી આ સ્તવન લિખિતપ્રતિમાંહિ ત્રુટક લખેલ છે વાસ્તે આ સ્તવનની ૬ ઉપરાંત ગાથાઓ હોવી જોઇએ અને ૬ જ ગાથા હોય તો નીચેનું પદ હોય એમ સંભવે છે. જેમકે—" બહુમોદે હો વંદ્યા જિન આજ કે જ્ઞાનવિમલગુણે ભાવિયા ॥ ૬ ॥ " તેમ કરતાં આ સ્તવન જેની પાસે સંપૂર્ણ હોય અથવા આ પુસ્તકમાં છપાયા ઉપરાંત બીજા પણ શ્રીજ્ઞાનવિમલસૂરિકૃત સ્તવનો હોય ને તે જો શ્રીમત્પન્યાસજીદયાવિમલજીગ્રંથમાલા ઉપર લખી મોકલશે તો તેઓના આભારસહિત બીજી આવૃત્તિમાં દાખલ કરાશે.

પ્રભુ સુગુણસનેહા ॥
તુમ સાથે છે અધિક સનેહા, જિમ ચકવાને દીહા રે;
વળી ચાતક મેહા ॥૧॥
હું છું તુમ પદપંકજ ખેહા, તુમે છો ગુણમણિગેહા રે;
દિયો સુખ અછેહા ॥
અવર કહો તુમ તોલે કેહા, કાઢું ઇહાં કિણિ રેહા રે;
જિમ રયણી દીહા ॥૨॥
સૂરતિ સુંદર ભવિસુખકારી, મૂરતિ મોહનગારી રે;
મુઝ લાગે પ્યારી ॥
નિષ્કારણ ત્રિભુવનહિતકારી, પારેવો ઉગારી રે;
કીરતિ વિસ્તારી ॥૩॥
તેણીપરે મુઝને પ્રભુ નિસ્તારો, બાંહી ગ્રહ્યાને તારો રે;
વીનતી અવધારો ॥
ભવભવ ઠાકુર તું છે માહરો, હું સેવક છું તાહરો રે;
દુઃખ દોહગ વારો ॥૪॥
[1]સંવત(રસ?) રસ મુનિ વિધુ વરસે(૧૭૬૬),માહમાસે ઘણું હરખેરે;
બહુ ભવિજન નિરખે ॥
નાગરસુંદરકેરી ઘરણી, અમૃતબાઇ એ ભવતરણી રે;
કરી મોટી કરણી ॥૫॥

---

૧ આ સ્તવન ઉપરથી એમ જણાય છે કે નાગરસુંદરશેઠની સ્ત્રી અમૃતબાઇએ શ્રીશાંતિનાથની પ્રતિમા ભરાવીને સંવત ૧૭૬(૬) વર્ષે માહમાસે શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરમહારાજની પાસે પ્રતિષ્ઠા ( અંજનશલાકા ) કરાવી તે સમયે આ શ્રીશાંતિનાથભગવાનનું સ્તવન રચેલ છે. પણ આ વર્ષનો આંક ૧૭૬૬ હોય તેમ જણાતું નથી કેમકે જુનીપ્રતમાં "સંવત રસ મુનિ વિધુ વરસે" એમ લખાણ હોવાથી પ્રથમ આંક ગએલ છે અર્થાત્ જુનીપ્રતમાં અશુદ્ધ છે તેથી આ આંક અટકળે મૂક્યો છે વાસ્તે આ સ્તવન કોઇ બીજાની પાસે હોય તો સાલનો આંક સુધારી લેવો એજ. અથવા કદાચ આ અમૃતબાઈ સુરતનાં હોય ને સુરતમાં પ્રતિષ્ઠા કરાવી હોય તો આ ૧૭૬૬ ની સાલ ઘટી શકે કેમકે ૧૭૬૬ ની સાલે શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરજી મહારાજ સુરતમાં હતા ને ત્યાં સંવત ૧૭૬૬ ના પોષવદી ૮ ને બુધવારે વીશસ્થાનકતપનું સ્તવન રચેલ છે.

બિંબ ભરાવી પ્રતિષ્ઠા કીધી, શોભા સારી લીધી રે;
મનકામના સીધી ॥
અચિરાનંદન મૃગલંછન જિન, શાંતિનાથ જગસ્વામી રે;
મુઝ અંતરયામી ॥૬॥
નેહ ધરીને જેમ જેમ જુહારૂં, ઉલ્લસે ચિત્તડું માહરૂં રે;
ભવભાવઠ વારૂં ॥
જ્ઞાનવિમલપ્રભુ દિલમાં ધારૂં, ઇમ આપાપું તારું રે;
તુમ નામ સંભારૂં ॥૭॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

( શ્રીસીમંધર વિનતી—એ દેશી. )

શાંતિજિનેસર સાહિબા, અવિચલ સુખ આપે;
સોલમો જિન ચક્રી પંચમો, જગમાં જસ વ્યાપે ॥ શાંતિ૦ ॥૧॥
વિશ્વસેન અચિરાતણો, સુત સુંદર સોહે;
મૃગલંછન કંચનવને, ત્રિભુવનમન મોહે ॥ શાંતિ૦ ॥૨॥
જિમ પારેવો ઉગારીયો, રાખ્યો નિજ શરણે;
દુર્ધર શિંચાણાથકી, દાતા જસ વરણે ॥ શાંતિ૦ ॥૩॥
તિમ મુઝ મોહશિંચાણથી, ઉગારો સ્વામી;
ચરણ શરણમેં આદર્યું, સેવા મેં પામી ॥ શાંતિ૦ ॥૪॥
શાંતિનાથ શિવપુરતણો, સાર્થવાહ એહ બળીઓ;
મિલિઓ મુઝ ભાગ્યે કરી, દુઃખદોહગ ટળીયો ॥ શાંતિ૦ ॥૫॥
શાંતિદાસસુત સુંદરૂ, અમીપાલ નેમિદાસ;
પૂજે પ્રણમે ભાવશ્યું, પહોંચે મનની આશ ॥ શાંતિ૦ ॥૬॥
એહ વિશ્વાસ છે મુઝ મને, તારક તુમ સરીખો;
અવર ન એહસમ જાણિયે, જ્ઞાનવિમલે પરખો ॥ શાંતિ૦ ॥૭॥

---

## અથ શ્રીશાંતિનાથજિન સ્તવન.

( રાગ વેલાઉલ. )

મેરે દિલમાંહિ વસો, શ્રીશાંતિજિણંદા;
કબહી ન હોયો વેગળા, અચિરાદે નંદા ॥ મેરે૦ ॥૧॥
ચિત્તગયંદકે ઉપરે, જયું માવતબંદા;

બહાર ન તિહાંથી ઉતરે, ત્યું સોહે જિનચંદા ॥ મેરે૦ ॥૨॥
ત્રિભુવન આશા પૂરવા, પ્રભુ સુરતરૂકંદા;
સકલસુરાસુરમધુકરા[1], સેવે પદ અરવિંદા ॥ મેરે૦ ॥૩॥
તુમ નામે દૂરે હોયે, દુઃખદોહગદંદા;
સુખસંપદ સહજે મિલે, જે ભજે ભવિવંદા ॥ મેરે૦ ॥૪॥
વિશ્વસેનનૃપકુલતિલો, સોલસમ જિણંદા;
ભાવધરી ભગતિં થુણે, જ્ઞાનવિમલસૂરિંદા ॥ મેરે૦ ॥૫॥

---

## અથ શ્રીમુનિસુવ્રતસ્વામિનું સ્તવન.

શ્રીજિનના ગુણ ગાઉં રે, પ્રભુજી જયકારી;
ચરણકમલને પાઉં રે, જાઉં બલિહારી ॥ એ આંકણી ॥
શ્રીમુનિસુવ્રતજિનવર સુખકર, જગબંધવ જગવાહલા;
સુકૃતલતાનવપલ્લવ કરવા, તુજ આણા [2]ઘનમાલા રે ॥પ્રભુજી૦॥૧॥
ઉપકારિશિર શેષ છે તુંહી, ગુણનો પાર ન લહીએ;
લોકોત્તરગુણ લૌકિકનરથી, કુણ અતિશયથી કહીએ રે ॥ પ્ર૦॥૨॥
સમકિતસુખડલી [3]લઘુશિશુને, આપીને પ્રીતિ કરાવી;
[4]કેવલરયણ દિયાવિણ સાહિબ,કિમ સરશે કહો સમજાવીરે ॥પ્ર૦॥૩॥
કચ્છપલંછન વાને અંજનપણે, પાપપંક સવિ ટાળે;
અચરિજ એહ અદ્ભુત જગમાંહી,ધવલધ્યાન અજુઆળેરે॥પ્ર૦॥૪॥
વીતરાગપણે લોકતણાં મન, રંજે એ અધિકાઈ;
સુમિત્ર જાત તે યુગતું સહુશ્યું, રાખે જે મિત્રાઈ રે ॥પ્ર૦॥૫॥
પદ્માનંદનના પદવંદન, કરતા સુરનર કોડી;
[5]કપૂર હીરતણે દેહરાસરે, ભવને ન કો તસ જોડી રે ॥પ્ર૦॥૬॥
જ્ઞાનવિમલગુણની પ્રભુતાઈ, અધિક ઉદય દિલધારો;
દરિસનથી દર્શન કરી નિર્મળ, સફળ કરો જમવારો રે ॥પ્ર૦॥૭॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

( ઋષભજિનેસર પ્રીતમ માહરો—એ દેશી. )

નેમિજિણેસર નાયક માહરો રે, ખાયકસમકિત દેહ;

---

૧ મધુકરા એટલે ભમરા. ૨ મેઘમાળા. ૩ લઘુ બાળકને.
૪ કેવલજ્ઞાનરૂપરત્ન દીધા વિના. ૫ કપૂરચંદ હીરાચંદના દેરાસરમાં.

[1]સાયક લાગે ન કામતણાં જિહાંરે, લાયક ગુણનોરે ગેહ ॥નેમિ૦॥૧॥
સુરનરનાયક જેહને આલગે રે, પાયકપરે કરજોડી;
નાયકડારે જગે દીસે ઘણારે, પણ નાયક એહની ન જોડી ॥નેમિ૦॥૨॥
જે જગ યોગક્ષેમકર જાણિયે રે, તેહીજ નાયક ભાવ;
નાયકડારે નામે છે ઘણારે, કાચ કથીર સમ ભાવ ॥નેમિ૦॥૩॥
રાજુલ કહે એ મુઝ ચિત્ત ઠારણોરે, માહરે નાયક નેમ;
પતિભાવે રે હું ચિત્ત મેલવારે, અવરસ્યું પ્રેમનો નેમ ॥નેમિ૦॥૪॥
વર ધણી પતિ કંત નાથ ઘર નામથી રે, નાયક પ્રીતમ કંત;
એહ ઉપાધિક નામ અનેક છેરે, તેહની નહિ મુઝ ખંત ॥નેમિ૦॥૫॥
દુઃકૃત દૂરે પાવન કરે તે પતિ રે, તેહથી રાખે તે નાથ;
જેહના સંશય નિરૂપાધિક ગુણે રે, નાયક તે શિવસાથ ॥નેમિ૦॥૬॥
તે પ્રીતમ પરમારથે દાખિયે રે, રોષ ન તોષ ન જાસ;
કંત અમૂરતિ અચલ અવગાહનારે, એહવા વરતણી આશ ॥નેમિ૦॥૭॥
છટકી હટકી છેહ દિયે જિકે રે, નેહ ન રહે લગાર;
પરસ્યુંપર પરભાવે જે મીલે રે, તે દિલ નહિ ભરતાર ॥નેમિ૦॥૮॥
રાજુલ મંજુલ ઇમ મને ચિંતવી રે, લીધો સંયમભાર;
એણિપરે દિલધરી પ્રીતિ જે નિરવહેરે, તેહીજ સુગુણ શિરદાર.
॥નેમિ૦॥ ૯॥
જ્ઞાનવિમલપ્રભુતાયે હળીમળી રે, અંતર નહીં રે લગાર;
સમુદ્રવિજયનૃપનંદન કુલતિલોરે, ધન્ય શિવાદેવીમલ્હાર ॥નેમિ૦॥૧૦॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

શ્રીયાદવકુલનભચંદા, હાં રે માતશિવાદેવીનંદા રે ॥સનેહી નેમ ॥
એસી પ્રીતિ ન તોરો, રંગીલા નેમ વીનતડી મુઝ માનો ॥૧॥
નવભવકેરા સનેહા હાં રે હવે કાંઈ દિયો છટકી છેહા રે [૨]
॥ હઠીલા નેમ૦ ॥૨॥
કહે રાજુલ પ્રણમી પાયા, હાં રે કયું કરી વિવાહ મનાયા રે [૨]
॥ હઠીલા નેમ૦ ॥૩॥
તો તોરણ કાહેકું આયા, જો દિલ હુતી એહવી માયા રે [૨]
॥ સનેહી નેમ૦ ॥૪॥

---

૧ બાગ.

પશુયનકી કરૂણા ધારી, હાં રે થયા આપે મહાવ્રતધારી રે [૨]
॥ રંગીલા નેમ૦ ॥૫॥
મેરી સહિયાં મેં લાજ લગાઈ, હાં રે કાં કીધી 'મોંસે' ઠગાઈરે [૨]
॥ હઠીલા નેમ૦ ॥૬॥
ગ્રહી સંયમ કરી એક તારી, હાં રે નેમિ તારી રાજુલ નારી રે [૨]
॥ સનેહી નેમ૦ ॥૭॥
લહ્યા જ્ઞાનવિમલગુણ ભારી, હાં રે એ દંપતીને જાઉં બલિહારીરે [૨]
॥ હઠીલા નેમ૦ ॥૮॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

( રાગ સામેરી. )

શામલિયા તું પાછો ફિરી મત જાય ॥ શામ૦ ॥
લાપડાં માણસની પરે કરે તે, લોકમાં હાંસી થાય. ॥શા૦॥૧॥
તું તાહરે ઘરે સાહિબડો છે, હું માહરે ઘર રાજ;
એહવે વિવાહે વિછોહી જાતાં, નહીં ભલા માણસકાજ ॥શા૦.૨॥
આજ દયા તુજ દિલમાં આવી, પશુયાં સુણી પોકાર;
તે આટલા દિન કિહાં ગયાથા, સંદવ ગોરવવાર ॥શા૦॥૩॥
માહરે વખતે ઉલિખ્યો છે. પરણો યાદવરાય;
કાજલવાને કંતડો, કહો કિણને આવે દાય? ॥શા૦॥૪॥
જેહવી સંગતિ સેવીએ, તિહાં તેહવો ગુણ પ્રાય;
નંદગોપાલા બાંધવાને, કિણપરી શીખ દેવાય ॥શા૦॥૫॥
એવડું ખુંચું તે ખમે જે, જેહને ન હોએ ઠામ;
પણ તુમ પહેલાં જો લહું, પ્રીતમ ! અવિચલ ઠામ ॥શા૦॥૬॥
ઇણીપરે રાજુલ નેમિજી રે. રાખ્યું શીલ અભંગ;
જ્ઞાનવિમલ કહે સ્વામિશું, ઇમ કીજે રંગાવંગ ॥શા૦॥૭॥

---

## અથ શ્રીનેમિનાથજિન સ્તવન.

( રાગ કાફી—સારંગ. )

નેમિજિણંદ સોહાવે, પ્રભુ અંતરજામી;
નાથ નિરંજન ફાવે, જિન શિવગતિગામી ॥પ્રભુ૦॥૧॥

---

૧ મ્હારાથી.

અણુપરિણિતનું બિરૂદ ધરાવે, રાજુલકંત કહાવે ॥પ્રભુ૦॥૨॥
શમરસગુણનો સિંધુ[1] કહાવે, દુશ્મન ફોજ ગમાવે ॥પ્રભુ૦॥૩॥
અકલઅરૂપ લિખ્યો નવિ જાવે,સવિ જીવે દિલમાં ધ્યાવે ॥પ્રભુ૦॥૪॥
શ્યામવરણ પણ ઉજ્વલ ધ્યાવે, સકલસુરાસુર ગાવે ॥પ્રભુ૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ હે લખ લીલા,લય વિના કોઉ ન પાવે ॥પ્રભુ૦॥૬॥

## અથ શ્રીમનમોહનપાર્શ્વનાથજિન સ્તવન
### ( રાગ બંગાલી )

પાસ પરમપ્રભુ મહિમભંડાર, નિર્હેતુક કરતા ઉપકાર;
સાહિબ સેવિયે હાં રે મનમોહન પાસજી સેવિયે ॥સા૦॥૧॥
દીઠા રે મીઠા અમૃતપાંહિ, સુંદરવર દેહરાસરમાંહિ;
ધ્યાયા રે દિલ દેહરાસરમાંહિ ॥સા૦॥૨॥
અદ્ભુત સુખદાર દીદાર, નિરખત સફળ થયો અવતાર ॥સા૦॥૩॥
પૂરવ પુણ્યપસાયે આજ, પામ્યો ભવોદધિતરવા જાજ ॥સા૦॥૪॥
તુઝ આણાથી નહીં ભયભીતિ, એહીજ છે મુઝ પરમપ્રતીતિ ॥સા૦॥૫॥
પરદલ જીત્યો એહ તુઝ સાહજ, [2]કમલાપતિ કરે કામિતકાજ ॥સા૦॥૬॥
તિમ મોહાદિક પરદલ અસમાન, જીતી સહુ તુમ ધ્યાન [3]નિદાન ॥સા૦॥૭॥
[4]કાન્હકટક જરાનિર્બળપ્રાણ, તુઝ નમણે થયું યોધ યુવાન ॥સા૦॥૮॥
તિમ તુઝ લયજલ છંટણ નીર, અક્ષય અજર હોય એહ શરીર ॥સા૦॥૯॥
જ્ઞાનવિમલપ્રભુ સુનજરે હોય, ગંજી ન શકે દુશ્મન કોય ॥સા૦॥૧૦॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

સાંભળ સહીયર વાતડી, મીઠડો અતિ મીઠીજો;
જગજીવન જિનરાજની, મેં સૂરતિ નયણે દીઠીજો ॥સાં૦॥૧॥
શાંતિસુધારસરયું ભર્યા, નિરૂપમનયનકચોલાજો;

---
૧ સમુદ્ર. ૨ કૃષ્ણવાસુદેવ. ૩ કારણ. ૪ કૃષ્ણવાસુદેવનું સૈન્ય.

[1]મણિઆરિસારી પરિં, દીપે કાંઇકપોલાજો ॥સાં૦॥૨॥
વદનચંદ નિરખી કરી, મુઝ હરખે નયનચકોરાજો;
પદ્માસનપૂરી કરી, બેઠા સાહિબ મોરાજો ॥સાં૦॥૩॥
આવો જઇએ પૂજવા, એ જિન છે પરઉપગારીજો;
સાંતે સુખ સહજે મીલે, એતો વરીએ શિવસુખનારીજો ॥સાં૦॥૪॥
ભગતિતણા એ ભોળવ્યા, એતો સુખડાં સઘળાં દેશ્યેજો;
મુખડાને મટકે કરી, એતો નેકનજરે કરી જોશ્યેજો ॥સાં૦॥૫॥
જાણું હવણાં બોલશ્યે, એતો હસિતવદન હેજાળુજો;
[2]આપણું ભાયગે એ મિલ્યો, એતો મોહનમિત્ર મયાળુજો ॥સાં૦॥૬॥
ધરણેંદ્ર ને પદ્માવતી, એતો વૈરોટ્યા વળી પાસેજો;
સેવા સારે એહુની, જસ નામે સંકટ નાશે જો ॥સાં૦॥૭॥
વાંછિત પરતા પૂરવે, એતો અશ્વસેનકુલદીવોજો;
મોજ મહિરામણ માહરો, પ્રભુપાસજી જિન ચિરંજીવોજો ॥સાં૦॥૮॥
પુરિસાદાણી પાસજી, એ તો વામાનંદન વારૂજો;
જ્ઞાનવિમલ કહે આપણા, એ સાહિબ ભવનો તારૂજો ॥સાં૦॥૯॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

### ( દેશી બિંદલીની. )

પ્રભુ પાસજી ઉંબરવાડી, વાહલા જિમ [3]શિશુને માયડી;
હો સૂરતિ અતિસારી ॥
મૂરતિ મનમોહનગારી, હો સ્વામિ શોભા અતિભારી ॥૧॥
॥ એ આંકણી ॥
ભવભયની ભાંજી અજાડી, પ્રભુ પરણ્યા વરિયા શિવલાડી;
હો સ્વામિ સુખકારી ॥૨॥
મુઝ ફુલી સમકિતગુણવાડી, શુભદૃષ્ટિ હવે ઉઘાડી;
હો સ્વામિશોભા અતિભારી ॥૩॥
મિથ્યામતિકુમતિ પછાડી, શ્યું કરશે મોહ અનાડી;
હો સ્વામિશોભા અતિભારી ॥૪॥
ભવસિંધુ થઇ હવે ખાડી, તે તરતાં શી છે આડી;
હો સ્વામિશોભા અતિભારી ॥૫॥

---

૧ મણિરત્નના આરિસાની જેમ. ૨ આપણે ભાગ્યે. ૩ બાળકને.

નિર્ધાટી દુશ્મનઘાટી, પરઆશાપાશ પછાટી;
હો સ્વામિશોભા અતિભારી ॥૬॥
તુમ આણા જબ શિર ચાટી, થઇ જ્ઞાનવિમલગુણ જાડી;
હો સ્વામિશોભા અતિભારી ॥૭॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

( વિચે મિલે નંદજીકે બેટા, માંગત દધિકા દાન—એ દેશી. )

પ્રભુકે આગે ગુમાન કૈસા,અબ માનગુમાન કે ઓર ઠોરહે ॥પ્રભુ૦॥
જો તુમ ભક્તિ મુક્તિને ચાહો, તોરણ કરાયો નિતસે ॥ પ્રભુ૦ ॥
ભૂતલ આયે ભવિકજનવંદા, [1]સરગથી આયે ઇંદ;
બારે પરખદા બિચમેં બેઠે, માતવામાજીકે નંદ ॥ પ્રભુ૦ ॥૧॥
ઇતથેં ગણધર મુનિવર બેઠે, ઇતથેં કેવલીવૃંદ;
સકલસુરાસુર વિવિધપ્રકારે, કરે નાટક નવચ્છંદ ॥ પ્રભુ૦ ॥૨॥
દેશના નિસુણી કેઈ ભવિકજન, કાટે કર્મના કંદ;
ક્ષીણમોહની મુદ્રા દેખી, ટળે વિરોધલે દંદ ॥ પ્રભુ૦ ॥૩॥
ભામંડલશોભિતસિંહાસન, જાણે મેરૂગિરિંદ;
તેજ પ્રતાપ જસ કાંતિપરાજિત–ગ્રહગણસૂરજચંદ ॥ પ્રભુ૦ ॥૪॥
[2]મન અલિ લીન રહે ગુણરાગે, પ્રભુ તુમપદ અરવિંદ;
જ્ઞાનવિમલપ્રભુચરણપસાએ, પાઇ પરમાનંદ ॥ પ્રભુ૦ ॥૫॥

## અથ શ્રીમનમોહનપાર્શ્વનાથજિન સ્તવન.

( ઈડર આંબા આંબલી રે—એ દેશી. )

શ્રીમનમોહનપાસજી રે, ભવિબોધન તુમ શીલ;
જગ શોભન તુમ ધ્યાન છે રે, ગુણમણિરોહણ[3] શૈલ ॥૧॥
કૃપાનિધિ! દીઠો તુમ દીદાર, સફલ થયો અવતાર ॥ કૃપા૦ ॥
પામ્યો ભવજળપાર ॥ કૃપા૦ ॥ એ આંકણી ॥
અવનીતળે આવે નહીં રે, તુમ સમતા ઉપમાન;
પણ સુકૃતી તે જાણીયે રે, જેહ ધરે ભવિ ધ્યાન ॥ કૃપા૦ ॥૨॥
જે તુમમાં સ્થિર થઇ રહ્યા રે, તેહીજ ગુણી જગરૂપ;
જે તુમથી અલગા રહ્યા રે, તે દુઃખિયા ભવકૂપ ॥ કૃપા૦ ॥૩॥

૧ સ્વર્ગથી. ૨ મનરૂપ ભમરો. ૩. રોહણાચળ.

લોકોત્તરગુણથી થયા રે, લોકોત્તરસુખ લીન;
ગુણ લોકોત્તર સંપજે રે, નહીં ઇહાં મેખ ન મીન ॥ કૃપા૦ ॥૪॥
સયંભૂરમણ સુખ સહજનો રે, ભ્રમણ ન ભવનો કોય;
નમુણતણા અનુભાવથી રે, [1]લચ્છીરમણ જય હોય ॥ કૃપા૦ ॥૫॥
અંતર તાહરા ધ્યાનથી રે, અંતરરિપુ જય થાય,
એતો યુગતી વાત છે રે, પણ દુર્લભ ધ્યાન ઠરાય ॥ કૃપા૦ ॥૬॥
નીલવરણ કરૂણાપરા રે વામાદેવીનંદ;
જ્ઞાંનવિમલપ્રભુ ચરણની રે, સેવા પરમાનંદ ॥ કૃપા૦ ॥૭॥

---

## અથ શ્રીપંચાસરાપાર્શ્વનાથજિન સ્તવન.

### ( દેશી કડખાની. )

પાસ પંચાસરા પ્રગટ પરમેશ્વરા ઈશ્વરા સર્વ તુમ ચરણ નામે;
પાસ મહાવીર મનોહારિ ગુણ સોહિયે ભવિકજન વંદના કોડિ કામે.
॥ પાસ૦ ॥૧॥
એકતો નાગને [2]જલણ ઉગારીયો આપી નિજ દરિસણ ધરણ કીધો;
એકણે કોશીયો રોષથી શોષીઓ સ્વર્ગ સહસ્રાર દીધો પ્રસિદ્ધો.
॥ પાસ૦ ॥૨॥
એકે યાદવતણી જોર જરા અપહરી [3]કાન્હ જયવાદ બહુમાન આપ્યો;
એકણે ઐંદ્ર અભિમાન હીણો કરી દશાર્ણભદ્રનૃપ મુનિ પાસે થાપ્યો.
॥ પાસ૦ ॥૩॥
એકે પ્રસેનજિત મુદિતતરી જય દીયો લઘુવયપણેથકે જગતમાંહિ;
એકણે મંદરો ભૂધરો તૃણપરે તોલીઓ એહ યશ ભુવનમાંહિ.
॥ પાસ૦ ॥૪॥
એક ભૂભારસહને શેષનાગને એકે અતુલી [4]હરીને અગંજી;
માનને મૂકી લંછનમિષે પદ વશ્યા આપણા કૂરતાપાપમંજી.
॥ પાસ૦ ॥૫॥
એક [5]નવકરતનુ ભવે નિધિ આપતો એકસગકર વળી ભય સાત ટાળે;
એક પ્રભુતાધણી એક શાસનધણી બિહુ મિલી મોહમિથ્યાત્વ ગાળે.
॥ પાસ૦ ॥૬॥

---

૧ લક્ષ્મીરમણ એટલે કૃષ્ણવાસુદેવ. ૨ અગ્નિથી ઉગાર્યો.
૩ કૃષ્ણને. ૪ સિંહ. ૫ શ્રીપાર્શ્વનાથનું શરીર નવહાથનું અને
શ્રીમહાવીરસ્વામિનું શરીર સાત હાથનું જાણવું.

એમ કેતા કહ્યું ચરિત્ર પાવન પ્રભુ તાહરાં માહરાં ભાગ્ય જાગ્યાં;
આજતો [1]બેહુ પ્રભુ દેખીયા પ્રસનથી [2]રચ્યું આણું રૂ હવે કાંઇ માગ્યાં.
॥ પાસ૦ ॥૭॥
આણું [3]અનિયાણપણે વાસના દીજીએ કીજીએ એહ સુપસાય ઝાઝો;
તુમ વિના અવરની યાચના નવિ કરૂં આપશો તુમહી મુઝ-
એહ આઝો ॥ પાસ૦ ॥૮॥
બોધિબીજે કરી આતમગુણ ઉલ્લસે જ્ઞાનવિમલતણું નૂર વાધે;
દુષ્ટદુશ્મન સવે દૂર હોવે તેહથી સહજ સુખસંપદા સકલ સાધે.
॥ પાસ૦ ॥૯॥

---

## અથ શ્રીપંચાસરાપાર્શ્વનાથજિન સ્તવન.

શ્રીપંચાસરપાસજિનેસર, કેસરચરચિત કાય;
સકલસુરાસુરરાય મળીને, [4]ધાય નમે તુજ પાય ॥૧॥
જિનરાજ હમારે દિલ વસ્યો હો, અહો મેરે પ્યારે તુમ જિસ્યો-
ઓર ન કોય જિનરાજ૦ ॥ એ આંકણી ॥
ખાયકસમકિત સહજસભાવે, અવર ન ઉપમ લાગ;
નિજપરિણતિ સ્થિતિ અખય અમાપિત, ઓપે અધ્યાતમ ફાગ.
॥ જિનરાજ૦ ॥૨॥
પરપરિણતિ વાદળદલ ફાટે, પ્રગટિતબોધવસંત;
કુંદસમ ઉલ્લસિત મિલિઆએ, નિજગુણ શું વિકસંત ॥જિ૦॥૩॥
વિસ્મિત [5]તમ માયાકે ઠાયા, પાયા પ્રવચન [6]સૂર;
ચરણ ચકવા ચેતના ચકવી, મિલી રહ્યો અતિમહમૂર ॥જિ૦॥૪॥
સાહિબસાનિધિ નવનિધિ પાયે, આયે મંગલમાળ;
જ્ઞાનવિમલપ્રભુતાઇ દીપે, નિજગુણ સૂથ સુગાલ ॥જિ૦॥૫॥

---

## અથ શ્રીસ્તંભનપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ મલ્હાર—ત્રિભુવનતારણ તીરથ—એ દેશી. )

સકલકુશલવનસિંચન [1]અભિનવ જલધર રે કે અભિ૦

---

૧ શ્રીપંચાસરાપાર્શ્વનાથ ને શ્રીમહાવીરસ્વામી. ૨ અનેરૂં (બીજું).
૩ નિયાણાયેરહિત. ૪ દોડીદોડીને. ૫ તમ એટલે અંધકાર.
૬ અભિભવ ઇત્યપિ.

પરમાનંદનિધાન કે કામિતસુરતરૂ રે કે કામિત૦ ॥
ત્રિભુવનભવભયવારણકારણ તું અછે રે કે કારણ૦
શ્રીથંભણજિનપાસનું નામ સદા રૂચે રે કે નામ૦ ॥ ૧ ॥
સમુફ્ણામણિજ્યોતિ ઝગમગ જલહલે રે કે ઝગમગ૦
તાહરા તેજ પસાય કે ઉપદ્રવ સવિ ટળે રે કે ઉપદ્રવ૦ ॥
મહિમાવંત મહંત ભગતજન સેવતા રે કે ભગ૦
ઉભા રહે કરજોડી કે આગળે દેવતા રે કે આગળે૦ ॥ ૨ ॥
આજ સફલ અવતાર દિવસ ને રાતડી રે કે દિવસ૦
જિહાં પ્રભુ તુમચું ધ્યાન ધરૂં તે શુભ ઘડી રે કે ધરૂં૦ ॥
પ્રાણાધાર પવિત્ર પરમ ગુરૂ માહરો રે કે પરમ૦
એહ પરમ અવલંબન તુમચો આશરો રે કે તુમચો૦ ॥ ૩ ॥
ધર્મધુરંધરધીર ધર્મજિન સોહીએ રે કે ધર્મ૦
ધર્મારથને હેતે કે ધર્મ આરાહીએ રે કે ધર્મ૦ ॥
શાંતિકરણ જિન શાંતિજિનેશ્વર સુંદરૂ રે કે જિ૦
ધર્મ શાંતિ ગુણશાંતિ કૃપાગુણમંદરૂ[1] રે કે કૃપા૦ ॥ ૪ ॥
ત્રિવિધયોગ કરી શુદ્ધિ [2]કરણસ્થિરતા ધરી રે કે કરણ૦
પૂજીજે જિનરાજ લહો નવિ દુઃખ ફરી રે કે લહો૦ ॥
દર્શન જ્ઞાન ચરિત્ર લહેવા ખપ કરો રે કે લહે૦
તો સેવો [3]ત્રણ દેવ કુમતિ સવિ પરિહરો રે કે કુમતિ૦ ॥ ૫ ॥
મંગલકારણ એહ સદા આરાધીયે રે કે સદા૦
પુરૂષારથ પરમારથ સહજે સાધીયે રે કે સહજે૦ ॥
વિશ્વસેનનૃપનંદન અચિરામાતજી રે કે અચિરા૦
પંચમચક્રી જિનવર સોલમો શાંતિજી રે કે સોલમો૦ ॥ ૬ ॥
ભાનુનૃપતિકુલચંદ કે સુવ્રતાનંદનો રે કે સુવ્રતા૦
વજ્રલાંછન ધર્મનાથ કે પન્નરમો જિનો રે કે પન્નર૦ ॥
અશ્વસેનનૃપ તાત કે વામામાવડી રે કે વામા૦
ત્રેવીશમા જિનરાજની સેવા સાંપડી રે કે સેવા૦ ॥ ૭ ॥
તુમ શાસન વિણ જેહ ક્રિયા સવિ લાંપડી રે કે ક્રિયા૦
તેહ ભણી તુમ નામ ન મૂંકું એક ઘડી રે કે ન મૂંકું૦ ॥

---

૧ મેરૂપર્વત. ૨ ઇંદ્રિયની સ્થિરતા. ૩ આ સ્તવનમાં કહેલ સ્તંભનપાર્શ્વનાથ ૧, તથા ધર્મનાથ ૨, ને શ્રીશાંતિનાથ ૩ એ ત્રણ દેવ.

શું કરે દુર્મતિ દુર્ગતિ રહું.ને બાપડી રે કે રહુંને૦
રત્નત્રયયુત સાધુ અવર સવિ કાપડી રે કે અવર૦ ॥ ૮.॥
ત્રિણ્યે એ જિનરાજ ત્રિલોકચૂડામણી રે કે ત્રિલોક૦
[1]મૃગધ્વજ શાંતિને પાસપદ લાંછન ફણી રે કે પદ૦ ॥
જ્ઞાનવિમલપ્રભુ મોટા જેહને શિરધણી રે કે જેહને૦
તસ સુખ સંપદ સહજ સદા હોય અતિઘણી રે કે સદા૦ ॥ ૯ ॥

---

## અથ શ્રીશ્યામળપાર્શ્વનાથજિન સ્તવન.

[ રાગ મલ્હાર. ]

આજ સખી સુવિહાણડાં હે ભેટ્યા શામલ પાસ;
વદનકમલ પ્રભુ પેખીને હે આનંદ અધિક ઉલ્લાસ ॥૧॥
॥ જિનવર દરિસણ દેયો આજ ॥ એ આંકણી ॥
અમ ઘરે આજ વધામણા હે નિત નિત અતિઉચ્છરંગ;
પ્રભુ તુમ દરિસણ પામીયો હે નિર્મલ ગંગતરંગ ॥જિન૦॥૨॥
અમ ઘરે મંગલમાલિકા હે કેલિ કરે નિસદીસ;
પ્રભુ તુઝ દરિસણથી લહ્યું હે સમકિત વિશ્વાવીસ ॥જિન૦॥૩॥
સાતે સુખ આવી મિલ્યા હે દીઠે તુમ દીદાર;
[2]સુરતરૂ સુરમણિ સુરગવી હે આવ્યા અમ ઘરે બાર ॥જિન૦॥૪॥
દૂરે દોહગ દુ:ખડાં હે કુમતિ કદાગ્રહ દૂર;
સુમતિ સદા સહજે વરે હે સહજાનંદ સનૂર ॥જિન૦॥૫॥
વામાનંદન જગતણો હે અનોપમ એહ આધાર;
ભવિકલોકનો નાયક હે [3]નયર સમી શણગાર ॥જિન૦॥૬॥
સુખદાયક સોહામણો હે પ્રણમે સુરનર કોડિ;
ધીરવિમલકવિરાજનો હે સીસ કહે કરજોડી ॥જિન૦॥૭॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

[ રાગ કાફી—વસંત. ]

વામાનંદ વસંતશ્યું ખેલે, પ્રભુ પુરિસાદાણિ;

---

૧ મૃગનું છે લાંછન જેને એવા શ્રીશાંતિનાથ. ૨ કલ્પવૃક્ષ તથા ચિંતામણીરત્ન ને કામધેનુગાય એ ત્રણ. ૩ આ સમીનયર શ્રીશંખેશ્વરજીતીર્થની પાસે છે તે હમણાં સમીમુજપુર તરીકે ઓળખાય છે.

અવિચલગુણ સંગતિ મિલે, ગુણરયણની ખાણી ॥પ્રભુ૦॥૧॥
પરમાનંદનન્દનવનમાંહિ, સમતા સુંદરી ગેલે;
જડતા હિમ પર શિશિરવતી તે, અનુભવપરિમલ ઝેલે ॥પ્રભુ૦॥૨॥
અધ્યાતમસુખશાંતિ પ્રસંગે, પ્રસરત પવનઝકોલે;
અરિહંત અતિશય અદ્ભુત શોભિત કુસુમવૃંદ કૃતમેલ ॥પ્રભુ૦॥૩॥
પાતિકપાત ઝરત ત્રિહું જગકા, શોક સંતાપકું ઠેલે;
ચંપક લાલગુલાબ અજાબે, [1]બોલસિરિ ને વલિ ॥પ્રભુ૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુગુણમકરંદે, મંગલકમલાકેલિ;
જિનદરિસનથેં દરિસણ નિર્મલ, આજ ભયે રંગરેલી ॥પ્રભુ૦॥૫॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

સુખદાઇ આઈ વરદાઈ સરસતી રે.
ચિત્ત ધ્યાઇ પાઈ સુમતિ સદા સુપવિત્ત રે;
જિન વામાનંદા પાસજિણંદા દેવ રે,
શામસુરતરૂકંદા સુરનરઇંદા સેવ રે. ॥ સુખ૦ ॥ ૧ ॥
પ્રભુ પુરિસાદાણી ગુણખાણી ભગવંત રે,
મુજ મનડે આણી ગાઇસ મહિમાવંત રે;
તુઝ સાથે નેહા રેહા પત્થર જેમ રે,
નિગુણાસ્યું નેહા ત્રેહા ઓસ પ્રેમ રે. ॥ સુખ૦ ॥ ૨ ॥
તુહ્મસ્યું જે ભલિયા બળિયા તે જગમાંહિ રે;
કિમહોવે ગલિયા મિલીયા તુહ્મચી બાંહિ રે;
તુહ્મ મુખશશિ નિરખે હરખે નયણ અમૂલ રે,
મેં અવર ઉવેખ્યા જિમ [2]નિરમાઇલ ફુલરે. ॥સુખ૦ ॥ ૩ ॥
મન મોજે નાપે તેહ કિસ્યો મહારાજ રે,
બિરૂદાવલી બોલે તાહરી ગરીબનિવાજ રે;
મન મેલું મીલીયા તે કિમ અલગા જાઇ રે,
પટકુલે બેઠી ભાંતિ પરી કિમ થાઇ રે. ॥ સુખ૦ ॥ ૪ ॥
નજરે નિરખીજે હેજાળુ દીદાર રે,
રસરંગીથી જે સન્નિહુમાં શિરદાર રે;

---

૧ ફુલની જાત. ૨ નિર્માલ્ય એટલે ઉતરી ગયેલ, બગડી ગયેલ કરમાઇ ગયેલ ફુલની જેમ.

જિમ જગમાં વાધે સુગુણા સાહિબ મામ રે,
અંતર નેહ વાધે દુશ્મનમુહડા શ્યામ રે ॥ સુખ૦ ॥ ૫ ॥
પૂરવહયે નેહે આવ્યો તાહરે પાસરે,
લટકેશ્યું જુઓ પૂરો મનની આશ રે;
સમજૂને કહેવું તેહ વચણની ખત રે,
જિમ આદર મેહા નેહા તેમ પસરંત રે. ॥ સુખ૦ ॥ ૬ ॥
ઇમ જાગુી કીજે સેવક આપસમાન રે,
ગુણવંતા તારો આયજો છે અસમાન રે;
શુદ્ધસમકિત આપો થાપો તુમ્હ પાય વાસ રે,
નય પ્રભુજી વદે તુમ્હથી લીલવિલાસ રે ॥ સુખ૦ ॥ ૭ ॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

[ દેશી કડખાની. ]

પૂર પ્રભુ ! પૂર મહસૂર મનકામના નામના તાહરી સર્વકામે;
ઠામ સુખ ધામ બહુ મામ તુઝ નામથી ભવિકજન સયણજન
તેહ પામે ॥ પૂર૦ ॥૧॥
મુગતિના ઇશ જગદીશ ! તુઝ પાઉલે સુરનરાધીશ સવિ સીસ નામે;
અહનિશે તેહ [1]બગસીસ બહુલી લહે એહ આશીષ સવિ કર્મ
વામે ॥ પૂર૦ ॥૨॥
વિઘનહર પાસ અરદાસ સુણ દાસની જાસ સાંનિધિથકી કામ જીત્યો;
દગ્ધ જે દોમુખો[2] તેહ [3]સુમન થયો એક મુઝને પ્રભુ! કાં ન ચિંત્યો.
॥ પૂર૦ ॥૩॥
અમલ અલવેસરા આજ આવી મિલ્યા ભાગ્યના યોગથી હવે એકંતિ
દિલથકી કેમકરીને હવે જાઇશ્યો પૂરવા વિણું પ્રભુ મનહખંતિ.
॥ પૂર૦ ॥૪॥
વિકટ સંકટ જિકે નિકટ આવે નહિ પ્રગટ તુમ નામ ધ્યાનાનુભાવે;
[4]તરણિકરે તિમિર જિમ કલ્પતરૂ અંગણે [5]દારિદ્ર દોહગ યથા દૂરજાવે.
॥ પૂર૦ ॥૫॥

---

૧ બક્ષીસ ભેટ. ૨ દોમુખો એટલે સર્પ. ૩ સુમન એટલે દેવ. ૪ સૂર્યના કિરણથી જેમ અંધકાર. ૫ દારિદ્ર ને દૌર્ભાગ્ય.

ચરીય ઉચ્છરંગ [1]વરકંગુબંદરથકી આવીયા અતિઘણું લાભ જાણી;
સૂરતશહેરમાં મહેર કરી મુજ દિયો જ્ઞાનવિમલાદિગુણરયણ સ્વામી;
પ્રણમીયે [2]પ્રહસમે પ્રેમ આણી ઘણા સેવ કરો એહની ભવિક-
પ્રાણી ॥ પૂર૦ ॥૬॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

[ વોહરિ દીલદમ સાફર ચરણાંબે—એ દેશી. ]

શરણાંબે મેરે દિલમેં કૃપાકર સાંઈ સરણા સાંઈ;
જગત ઉદ્ધરના વિનતિ વાત કહું તુમ સુણિએ.
મેં પાયે તુમ ચરણાં બે ॥મેરે૦॥૧॥
[3]ધરણાધર તુમ આગળ આયો, બેઠો હું દિલ ધરણા બે;
તારક અવર ન કોઈ પેખ્યો, ભવજલપાર ઉતરના બે ॥મેરે૦॥૨॥
વરણાવરણ ન કોઇ લાગત, કાળ અનંતે ફરણા બે;
આ સંસારમેં એહી દીસે, જન્મ જરા ને મરણા બે ॥મેરે૦॥૩॥
ભરણા પોષણ વિષયકષાયકી, તિણે પ્રભુનામ ન સરણા બે;
જે દિન જાવત વહોર ન આવત, જ્યું ગિરિકા નિઝરણા બે॥મેરે૦॥૪॥
ભરણા પાપકરી એ પિંડ, વિણ તૃપતિ રહે નિરણા બે;
તરણા તો એક તાહરે ધ્યાને, મોહનૃપતિ શું લરણા બે ॥મેરે૦॥૫॥
ડરણા કોઇ દુઃખ દરિદ્રસે કર્મકી કોડિ નિઝરણા બે;
કરૂણા જ્ઞાનવિમલપ્રભુકેરી, ભવોદધિપાર ઉતરણા બે . ॥મેરે૦॥૬॥

---

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

[ તાપી નાહ્યાનું પુણ્ય—એ દેશી. ]

એહિજ ઉત્તમ કામ, બીજું મુને કાંઇ ન ગમે;
સુકૃત કમાઇ ફલપત પાઈ, પામું પ્રભુનું નામ ॥બીજું૦॥૧॥
ધન પખવાડો ધન તે દહાડો, ધન તે ઘડી લય જામ ॥બીજું૦॥
સાર સંસારમેં એહીજ જાણું, જે જપિયે જિનનામ ॥બીજું૦॥૨॥
ધન તે [4]ગામાગરવરપટ્ટણ, પુરસંબાધન ઠામ ॥બીજું૦॥
તેહિજ ભુવન વિમાન અમાન ગુણ, જિહાં હોય જિણ-

---

૧ આ પાર્શ્વનાથસ્વામિની મૂર્તિ કંગુબંદરથી સૂરતશહેરમાં આવેલી તેનું આ સ્તવન. ૨ પ્રભાતે. ૩ ધરણીધર ઇત્યપિ. ૪ ગામાકરપટ્ટન વિગેરે

વર [1]ધામ ॥બીજું૦॥૩॥
કષ્ટક્રિયા સવિ તુમ વિણ નિઃફલ, જ્યું ગગને ચિત્રામ ॥બીજું૦॥
જે તુમ ચ્યાર નિક્ષેપે ધીઠા, કરણી તસ સવિ [2]વામ ॥બીજું૦॥૪॥
તુમ આણા વિણ તેવે કાંઈ, ભાગ અસંખ બદામ ॥બીજું૦॥
તે ખસીયાપરે હાથ ઘસે નર, દુઃખ લહે જિમ [3]ગદપામ ॥બીજું૦॥૫॥
પાસ સંખેસર પરતા પૂરણ, બહુવિધે દશશત ધામ ॥બીજું૦॥
જ્ઞાનવિમલપ્રભુ સંગતિ એહીજ, લાખકોડિ નિધિદામ ॥બીજું૦॥૬॥

---

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

પાસ રંગ લગો ચોલરંગ લગા, લગા રે દિલ લગા ॥ પાસ૦ ॥
તુંહિ જગતકે દિલકા જ્ઞાની, તુંહિ પરમશિવમગા;
અકલઅરૂપી સિદ્ધસરૂપી, પરમપુરૂષ જગમગા ॥પાસ૦॥૧॥
અવર દેવ તુઝ અંતર મોટો, જિણપરિ હંસ ને બગા;
બિહુંકો નામ કહત જન પંખી, જ્યું [4]કોઇલ ને કગા ॥પાસ૦॥૨॥
કંઠવહુ પ્રભુકી ગુણમાલા, જ્યું બંભણ ગલે ધગ્ગા;
મેરે મનમાં તુંહિજ વસીયો, જ્યું પટ અંતર તગ્ગા ॥પાસ૦॥૩॥
મોહમિથ્યાત કરત કલા અબથે, ચાલત નહીં તસ ઠગ્ગા;
નાથ નિરંજન ધ્યાન ધરંતા, દૂરે દોહગ દગા ॥પાસ૦॥૪॥
પરમાનંદ પરમસુખ પાયો, ભાવઠ ભવભય ભગા;
જ્ઞાનવિમલપ્રભુ સુજસ ભણંતે, [5]ભાયગદિન અબ જગા ॥પાસ૦॥૫॥

---

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

પાસજિન ગાઇએ, જિણંદગુણ ગાઇએ;
શ્રીશંખેશ્વરજિનરાય, જિણંદ ગુણ ગાઇએ. ॥૧॥
કમઠહઠીહઠભંજણો રે, રંજણો રે જગત આધાર;
મંગલવેલી વધારવા, પ્રભુ નવપુષ્કરજલધાર ॥ જિ૦ ॥૨॥
ત્રિભુવનતિલક સમોવડી રે, દીપે તું જિનભાણ;
યાદવજરાનિવારણો, પ્રભુ ભાવ મનોગત જાણ ॥ જિ૦ ॥૩॥
તુહ્મ પદ પૂજે પ્રેમસ્યું રે, તસ પાતિક દૂરે પલાય;

---

૧ અરિહંતના દેરાસરો. ૨ વામ એટલે અવળી. ૩ પામા એટલે ખસના ગદ એટલે રોગ. ૪ કોયલ ને કાગડો. ૫ ભાગ્યદિન.

અષ્ટમહાસિદ્ધિ સંપજે, પ્રભુનામે નવનિધિ થાય. ॥ જિ૦ ॥૪॥
[1]જલણે જલંતો ઉગારીઓ રે, નાગ તે નાગકુમાર;
ઇંદ્રતણું પદ થાપીઓ, પ્રભુ એ તાહરો ઉપગાર. ॥ જિ૦ ॥૫॥
પુરિસાદાણી પાસજી રે, પાવન પરમકૃપાળ;
જગજીવન જગવાલહો, પ્રભુ શરણાગત પ્રતિપાળ. ॥ જિ૦ ॥૬॥
સુરનરમાનવદાનવા રે, સારે તોરી સેવ;
જ્ઞાનવિમલ કહે જગતમાં, પ્રભુ તુંહિજ દેવનો દેવ ॥ જિ૦ ॥૭॥

---

## અથ શ્રીશંખેશ્વરપાર્શ્વનાથજિન સ્તવન.

( આવો અમચે દેશ સોભાગી—એ દેશી. )

આવો અમચે ચિત્ત સોભાગી, જિનજી આવો અમચે ચિત્ત;
ત્રિભુવનજનના મિત્ત સોભાગી ॥ એ આંકણી ॥
સુખકર શ્રીશંખેશ્વર નામે, નવનિધિ ઋદ્ધિ સંપત્તિ ॥ સો૦ ॥
સુરવરદાનવમાનવનાયક, પાયકપરે પ્રણમંતિ ॥ સો૦ ॥૧॥
કામિતદાયક નાયક ભવિનો, સુરતરૂ અધિક પ્રભાવ ॥ સો૦ ॥
ભવજલનિધિને તરવા હેતે, નિરૂપમ તુમ પદ નાવ ॥ સો૦ ॥૨॥
પુરિસાદાણી ગુણમણિખાણી, રાણી વામાનંદ ॥ સો૦ ॥
અવનીતળમાં અનોપમ દીસે, મહિમાનો [2]માકંદ ॥ સો૦ ॥૩॥
નીલવરણ તનુ નવકર માને, અશ્વસેનનૃપ તાત ॥ સો૦ ॥
યાદવજરાનિવારણ તુંહી, એ મહા અવદાત ॥ સો૦ ॥૪॥
આણ વહું અહનિશ તુમચી, એહીજ પરમનિધાન ॥ સો૦ ॥
જ્ઞાનવિમલથી સકલભવિકનો, ભાવ લહો ભગવાન ॥ સો૦ ॥૫॥

---

## અથ શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ કાફી—સોના રૂપાકે સોગઠે સઈયાં ખેલત બાજી—એ દેશી. )

આજ સખી મનમોહનો, મ્હારો અંતરયામી;
સેવક અહનિશે તાહરો, તું માહરો સ્વામી,
હાં રે સેવા:પુણ્યે પામી ॥ ૧ ॥
સફલ સદા જન સુરતરૂ, ચિંતામણિ સરીખો;
પરતા પૂરણ પાસજી, ભવિ નયણે નિરખો. ॥ ૨ ॥

---

૧ અગ્નિમાં. ૨ આંબાનું વૃક્ષ.

ધરણીંદ ને પદ્માવતી, ભવિ આશા પૂરે;
આઠ મહાસિદ્ધિ મોટકી, હુઈ આજ હજૂરે. ॥ ૩ ॥
તુઝ નામે કરી જાગતો, શાસન જગમાંહિ;
સેવકને સાધારતો, દેઇ નિજબાંહિ ॥ ૪ ॥
પુરિસાદાણી પરગડો, [1]ભાભો જગે સોહે;
અમૃત અધિક તુઝ દરિસણે, ત્રિભુવનમન મોહે. ॥ ૫ ॥
મિલીયા તાહરા ધ્યાનને, તેહીજ હોઇ બળીયા;
તે ટળીયા દુ:ખદુરિતથી, સવિ સુખને ભળીયા. ॥ ૬ ॥
જ્ઞાનવિમલગુણના ધણી, તે તુમ યશ બોલે;
સંપ્રતિકાળે જોવતાં, કોઇ નહીં તુમ તોલે. ॥ ૭ ॥

---

## અથ શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

### ( રાગ કાફી. )

(હમારૂં દિલ લાગ્યું પ્રભુ નામ—એ દેશી. અથવા સિપાઇડાની.)
હમારૂં મન લાગ્યું પ્રભુ પાય.
હમારૂં દિલ લાગ્યું, હમારૂં ચિત્ત લાગ્યું પ્રભુ પાય;
ભાભાપાસજી તુંહી તુંહી, યુંહી જપત દિન જાય ॥હમારૂં૦॥૧॥
॥ એ આંકણી ॥
જિનવરદેવ વિના અબ કબહી, ઔર ન આવે દાય;
તુમ દર્શને દર્શન પરતીતે, જિનઆણા સુખદાય ॥હમારૂં૦॥૨॥
અશ્વસેનનૃપવંશવિભૂષણ, વામાદેવી માય;
સેવકવાંછિત [2]સુરતરૂ પૂરણ, નંદનવનસમ કાય ॥હમારૂં૦॥૩॥
વીતરાગતા તાહરી દીપે, તુંહી અનંગ અકાય;
નયનાનંદન ચંદનશીતલ, નામે નવનિધિ થાય ॥હમારૂં૦॥૪॥
તુમ પય વિલગા વિધિશ્યું જે જન, તેહીજ ત્રિભુવનરાય;
અવિધિ આસંસપણે જે સેવક, તે અલગા ઠહરાય ॥હમારૂં૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ સુનજરે હુતે, પાતિકતિમિરપલાય;
નિષ્કારણ જગવત્સલ અવિચળ, સુખકર સયણસહાય ॥હમારૂં૦॥૬॥

---

૧ ભાભાપાર્શ્વનાથ. ૨ કલ્પવૃક્ષ.

## અથ શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ સારંગ. )

ભલે ભાવે ભાભો ભેટીએ;
ભવભવસંચિત દુરિતઉપદ્રવ,દુઃકૃત દુરે મેટીએ॥ભલે૦॥૧॥એ આંચલી॥
આસંગાયત અતિઆનંદે, પ્રભુ [1]ઉત્સંગમાં લેટીએ;
અપનો જન્મ સફળ શું કીજે, શિવસુંદરી ઘરે નેટીએ ॥ભલે૦॥૨॥
[2]મોહમહાઅરિયણ મહાબલ, અંતર અરિ સવિ ફેટીએ;
તે પ્રભુઆણ સુદર્શનચક્રે, લીલાશ્યું ઉમેટીએ ॥ભલે૦॥૩॥
ઇચ્છક સેવ કરે જે જગમાં, તે પૂરણ હોય પેટીએ;
જે ઘરના થઇ ખિજમતિકારક,તે ભવજલનિધિતટ બેટીએ ॥ભલે૦॥૪॥
તુમ પદસેવા ભાવભગતિ વિણ, કળિયુગે કાથો કૂટીએ;
તુમ આણાપરમાણે જે તપ જપ,તિણથી કર્મ સવિ છુટીએ ॥ભલે૦॥૫॥
જ્ઞાનવિમલપ્રભુ ગુણનો મહિમા, કહેતા કિમહી ન ખૂટીએ;
એ નરભવવૃંદાવને ગુણનિધિ,[3]હરિ જિમ [4]દધિપરે લુંટીએ॥ભલે૦॥૬॥

---

## અથ શ્રીભાભાપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ સારંગ. )

ભલે ભાવે ભાભોપાસજી, ચરણ કમલ ભવિયાં તુમે ભેટો;
ચિત્ત હોયે સમકિત વાસના ભલે૦ ॥ એ આંકણી ॥
ભવભવકી સવિ ભાવઠ જાવે, પાવે કર્મ નિકાસના;
અલખ લખી કિણહી નવિ તુમચી, સકલ સરૂપે ઉપાસના.
॥ભલે૦॥૧॥
સહજસોભાગ સુસજ્જન સંગતિ, સુમતિ સુબુદ્ધિ સુવાસના;
ધર્મારોગ્ય કુશલ અનુબંધી, ઈત્યાદિક હુવે આસના ॥ભલે૦॥૨॥
નામમંત્રસમરણ અહનિશ જે, એહીજ પરમ [5]સુધાશના;
અતૃષિતભાવ મુદિતમાં તસ હુઈ, દોહગ દુરિત [6]અપાસના.
॥ભલે૦॥૩॥

---

૧ ખોળામાં. ૨ મોહરૂપ મહાશત્રુ. ૩ કૃષ્ણની જેમ. ૪ દહિં.
૫ અમૃતભોજન. ૬ દૂર

[1]ધરણુરાય પદ્માવતીદેવી, સારે તુમ પદ શાસના;
જ્ઞાનવિમલપ્રભુ ચરણપસાયે, વંછિત હોવત દાસના ॥ભલે૦॥૪॥

## અથ શ્રીપાર્શ્વનાથજિન સ્તવન.

પ્રભુ દરિસનકી પ્યાસી, અખિયાં મેરી પ્રભુ દરિસનકી પ્યાસી;
પુરિસાદાણી પાસ તુહ્મારી, સુરનર જનતાહાસી;
આશા પૂરણ તું અવનીતળે, સુરતરૂને [2]સંકાસી ॥અખિયાં૦॥૧॥
નીરાગીશ્યું રાગ કરંતાં, હોવત જનમાં હાંસી;
એકપખો જે નેહ ચલાવે, દિઉં તેહને શાબાશી ॥અખિયાં૦॥૨॥
અજર અમર અકલંક અનંતગુણ, આપ ભએ અવિનાશી;
કારજ સકલ કરી સુખ પાયો,અબહ્યું હોત ઉદાશી ॥અખિયાં૦॥૩॥
તું પુરૂષોત્તમ પરમપુરૂષ હે, જગમાં તું જિતકાસી;
જગથેં દુરરહ્યો પણ મુજચિત્ત, અંતરિ કયુંકરી જાસી ॥અ૦॥૪॥
વામાનંદન વંદન તુહ્મચી, કરતે શુભમતિ વાસી;
જ્ઞાનવિમલપ્રભુ ચરણ પસાએ, સમકિતલીલવિલાસી ॥અ૦॥૫॥

## અથ શ્રીગોડીપાર્શ્વનાથજિન સ્તવન.

મંગલકલ્પલતાનંદનવન, નવપલ્લવને વસંત;
સંત અનંત મહંતસુવંદિત, ચરણસરોજ ભદંત. ॥૧॥
પ્રભુપાસજી મેરે મન વશ્યોહો, અહો મેરે લલના દેખત અનુભવ
કંદ ॥ પ્રભુ૦ ॥ એ આંકણી ॥
એકલમલ અતુલી બલ રાજે, પ્રબળપ્રતાપ અખંડ;
દુઃખગંજન ગોડીચો ગાજે, મોહિત મહિમ બ્રહ્માંડ ॥પ્ર૦॥૨॥
સુખદાયક શરણાગત વત્સલ, [3]નીલકમલદલવાન;
પરતા પૂરણ સંકટ ચૂરણ, અતિશયસુગુણનિધાન ॥પ્ર૦॥૩॥
કરૂણાવંત અનંતગુણાકર, નાગરવંદિત પાય;
સોહગસુંદર ધીરમાં [4]મંદર, વામાદેવી જસ માય. ॥પ્ર૦॥૪॥
જ્ઞાનવિમલપ્રભુતા શુભવાસે, વાસિત ત્રિભુવન ગેહ,
ત્રિકરણશુદ્ધિં ભવે ભવે પ્રભુના, નામશ્યું અધિક સનેહ ॥પ્ર૦॥૫॥

---

૧ ધરણેંદ્ર. ૨ બરોબર. ૩ નીલકમલદલવર્ણ.
૪ મંદર એટલે મેરૂપર્વત.

## અથ શ્રીગોડીપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ કાફી. )

મુજરો લેયોજી મુજરો લેયોજી, મુજરો લેયો અરજ સુણુજો ॥
થે રાજો છો થલગઢ ઉપરે, ખબર અમારી લેયો ॥
અહનિશ ચિત્ત ઉલ્લાસે ધ્યાવા, સાહિબ સુનજર કરયો ॥મુ૦॥૧॥

માહરા સાહિબજીને વિનતિ કરાયો, દિલમાં અવધારી વિનયે વિચારી
અહનિશ અહનિશ સેવક કરી લેખવયો,સેવક લેખવયો કૃપા કરેયો.
પૂરણ પ્રેમ ધરેયો મેં હું તુમ્હ દરિસન અભિલાષી ॥
દરિસન વહેલું દેયો ॥મુ૦॥૨॥

માહરા સાહેબજીને મોતિ વધાયો, રૂપા સોના ફુલે અતિહિં અમૂલે
કાંઇ ભરિભરિ મોટા થાળ ભરાયો,અતિસમરાયો મંગલ આઠ કરાયો
વામાનંદન ચંદન શીતલ નિરખી હરખ ધરાયો ॥મુ૦॥૩॥

મ્હારાસાહેબજીની પૂજાબનાયો,ચંદન કેશર ઘોળી ખાસબરાસશ્યું ભેળી,
કાંઈ અતિ ઘણુ ઘણુ રજતકચોળા ભરાયો,ખોલી કરાયો છત્ર ધરાયો;
ભૂષણ [1]ભૂરિ પહિરાયો, પ્રભુમુખને મટકે લોચન લટકે ॥
ત્રિભુવન લાલ ધરાયો ॥મુ૦॥૪॥

માહરા સાહિબજીને [2]પ્રણતિ કરેયો, શ્રીજ્ઞાનવિમલપ્રભુ ગોડીપાસજી
અધિક ઉદય હુવે દેયો ॥મુ૦॥૫॥

---

## અથ શ્રીગોડીપાર્શ્વનાથજિન સ્તવન.

( રાગ રામકલી.)

ગોડીચો પ્રભુ ગાજે, કળિયુગ ગોડી૦
ધવલધીંગ અવિચલ અતુલીબળ,તેજ પ્રતાપ બિરાજે હો કળિ૦॥૧॥
દુર્ગતિ દુર્મતિ દોહગ દુરિહ, ભવભયભાવઠ ભાજે;
જિનકે મુખ છવિ નૂરકે આગે, રવિ શશિ ગ્રહ સવિ લાજે ॥ક૦॥૨॥
કરૂણાવંત કૃપાળ કૃપાનિધિ, જસ પડહો જગ ગાજે વાજે;
જ્ઞાનવિમલપ્રભુતાઈ દોલતિ, સાહિબ સુપરે નિવાજે ॥ક૦॥૩॥

---

૧ ભૂરિ એટલે ઘણા  ૨ નમસ્કાર

## અથ શ્રીદીવાળીપર્વનું સ્તવન.

( રાગ કેદારો—હરિ વિણ મોરલી કોણ વજાવે ॥ હરિ૦ ॥
ઓર અનેક વજાવત મુરલી—એ દેશી. )

પ્રભુ વિણ વાણી કોણ સુણાવે ॥ પ્રભુ૦ ॥ એ આંચલી ॥
જબસેં વીર ગએ શિવમંદિર,અબ મેરા સંશય કોણ મિટાવે॥પ્ર૦॥
કહે ગૌતમગણહર તમહર એ જિનવરદિનકર જાવે રે જાવે ॥પ્ર૦॥૧॥
કુમતિઉલૂક કુતીર્થક નાર તિગતિગાઢ તસ થાવે રે થાવે ॥પ્ર૦॥
તુમ વિણ ચોવિહસંઘકમલવન વિકસિત કોણ કરાવેરે કરાવે ॥પ્ર૦॥૨॥
મોકુંસાથ લઇ કયું ન ચલે, ચિત્ત અપરાધ ધરાવેરે ધરાવે ॥પ્ર૦॥
ઇયું પરભાવ વિચારી અપનો, ભાવ સભાવમાં લાવેરે લાવે ॥પ્ર૦॥૩॥
વીરવીર લવતાં વીર અક્ષર અંતરતિમિર હરાવેરે હરાવે ॥પ્ર૦॥૪॥
ઇંદ્રભૂતિ અનુભવ અનુભૂતિ, જ્ઞાનવિમલગુણ પાવેરે પાવે ॥પ્ર૦॥
સકલસુરાસુર હરખિત હોવત જૂહાર કરણકું આવેરે આવે ॥પ્ર૦॥૫॥

---

## *અથ શ્રીપદ્મનાભજિન સ્તવન. (૧)

માહરા મનડામાંહિ વસજયો રે પ્રથમ જિણંદા ॥ એ આંકણી ॥
વિનતડી એ મનમાં અવધારજો, હું છું તુમ પયવંદા ।મા૦॥૧॥
આગામિચોવીશીયે થાશ્યો, પદ્મનાભજિણચંદા ॥મા૦॥૨॥
નયરશતદ્વારે નૃપસમુચી, ભદ્રાદેવીનંદા ॥મા૦॥૩॥
સિંહલાંછન વરકંચનવાને, [1]સગકરતનુ ગતદંદા ॥મા૦॥૪॥
વીરજિનેશ્વર પદકજ સેવા, કરતા નવનવ છંદા ॥મા૦॥૫॥
જિનપદ બાંધ્યું ને ખાયક સાધ્યું, શ્રેણિક નામે નરિંદા ॥મા૦॥૬॥
વિમલવાહન દેવસેન પદ્મનાભ, નામ ત્રણ સુખકંદા ॥મા૦॥૭॥
તિહાં સેવકને સુપરે સંભારયો, અરજ કરૂં મતિમંદા ॥મા૦॥૮॥
જ્ઞાનવિમલપ્રભુથી સવિ લહિયે, અવિચલ શિવસુખવૃંદા ॥મા૦॥૯॥

---

* અનાગતચઉવીશીના પ્રથમ તીર્થંકર.
૧ સાત હાથ પ્રમાણે શરીર

## અથ *શ્રીપેઢાલજિન સ્તવન. (૮)

( રાગ અહલીયો. )

પ્રહસમે પ્રણમું પ્રેમથી, પુરૂષોત્તમ પરમકૃપાલ;
આગામી ચોવીશીએ, શ્રીઆઠમા જિન પેઢાલ રે ॥૧॥
અવધારો અરજ એ દાસની, માહરી આશા પૂરણહાર ॥આંકણી॥
હુંતો અવર ન ઓલગું, એક તારી તુમ્હસ્યું કીધ;
દિલમાં જાણોતો ભલું, માહરે તુમ્હ ધ્યાને સિદ્ધ રે ॥અવ૦॥૨॥
ધનુર્વિદ્યાને કારણે કરી, દ્રોણાચારજ ભક્તિ;
થાપનાથી તે [1]શબરને, થઈ ધનુર્વિદ્યાની શક્તિ રે ॥અવ૦॥૩॥
તિમ મુઝને ફલશે સહી, તુમ સેવાની પરતીત;
એહમાંહી સંશય નહીં, એહભાવે કીધી પ્રીતિ રે ॥અવ૦॥૪॥
આણંદસાધુના જીવ જે, તુમો હોશ્યો શ્રીજિનભાણ;
અજલાંછન કંચનવને, શ્રીકુંથુજિણંદ પ્રમાણ રે ॥અવ૦॥૫॥
આશા એક તુમચી કરૂં, અંગીકૃતના પરિપાલ;
જણ જણસ્યું ચિત્ત મેલવે, એહવો નહીં માહરે ઢાળ રે ॥અવ૦॥૬॥
કોકિલ ઉતકંઠિતઘણી, ઉત્કંઠાપૂરણ અંબ;
તિમ તુમ ચરણથી ભવતરૂ, મુઝ આશા એ અવલંબ રે॥અવ૦॥૭॥
જ્ઞાનવિમલપ્રભુસેવના, હોજો મુઝ તે નિરધાર;
તેહથી સવિ મનકામના, ફલશ્યે મીલશ્યે પરિવાર રે ॥અવ૦॥૮॥

---

## અથ શ્રીઅમમનાથજિન સ્તવન. (૧૨)

( ગિરૂઆ બાહુજિણંદ—એ દેશી. )

અમમજિનેસર બારમા હો રાજ માહરા આતમરામ;

---

* આગામી ચઉવીશીએ આઠમા તીર્થંકર.

૧ શબરને એટલે જે ભિલ્લ ધનુર્વિદ્યા મેળવવાવાસ્તે દ્રોણાચાર્યની મૂર્તિની પૂજા કરતો હતો તેથી (સ્થાપનાના મહિમાથી) તેને ધનુર્વિદ્યા પ્રાપ્ત થઇ તે ભિલ્લની વિસ્તારથી કથા પાંડવચરિત્રમાં છે. તો હે ઢુંઢકો ! ( ઢુંઢીયાઓ ! ) જિનમૂર્ત્તિ વિગેરેને પૂજવાથી ભવ્યોને કેમ અગણિત પુણ્ય ન થાય અપિતુ થાયજ એમ કર્તાનો આશય છે તેવી રીતે સર્વત્ર જાણવું.

અરજ અરજ કરૂં અહનિશે હો રાજ માહરે એહીજ કામ.
॥ અરજ૦ ॥૧॥

આવતી આવતી ચોવીશીયે હો રાજ હોશ્યો શ્રીજિનચંદ;
નેમિ નેમિજિણંદના સેવકો હો રાજ જેહના હરીય ગોવિંદ.
॥ અરજ૦ ॥૨॥

ક્ષાયિકસમકિત ધારકું હો રાજ હોશ્યો તુમે વીતરાગ;
ત્રીજે ત્રીજે ભવને આંતરે હો રાજ મુઝ સંભારો મહાભાગ.
॥ અરજ૦ ॥૩॥

સૂહર સૂહરલાંછન કંચનવને હો રાજ સાઠધનુપતનુમાન;
આયુ આયુ જેહનું જાણિયે હો રાજ સાઠલાખવરસ પ્રમાણ.
॥ અરજ૦ ॥૪॥

[1]સગવન સગવન ગણધર જેહને હો રાજ અડસઠિસહસ અણગાર;
વિમલ વિમલ જિણેસરની થિતે હો રાજ કલ્યાણકદિન સાર.
॥ અરજ૦ ॥૫॥

તુમશ્યું એક તારી કરી હો રાજ ચરણ ગ્રહ્યાં મેં હો સ્વામિ,
આશ્રિત આશ્રિતને છેહ દાખતા હો રાજ કિમ સરે તેહનારે કામ;
રહે કિમ પ્રભુની રે મામ એક ક્રિયા દોય કામ ॥ અરજ૦ ॥૬॥

આજથકી એહ વીનતી હો રાજ માહરી મોજ મહિરાણ;
[2]બાલો બાલો ઠાકુર સેવીએ હો રાજ એહવી લોકની વાણ.
॥ અરજ૦ ॥૭॥

જ્ઞાન જ્ઞાનવિમલપ્રભુતા ઘણી હો રાજ લહશ્યો જિહાં તુમે સ્વામિ;
તિહાં ધુરિ તિહાં ધુરિ કામિત પૂરજ્યો હોરાજ. એ વિનતી અભિરામ.
॥ અરજ૦ ॥૮॥

---

## અથ શ્રીસિદ્ધાચળજીનું સ્તવન.

ઉંચો ગઢ શત્રુંજયતણો મોરા લાલ રે,
મેં દીઠો [૨] નેહ નયણથી આજ રે;
મ્હારાં સિદ્ધયાં [૨] મનવાંછિત સવિ કાજ રે,
હવે ચઢશ્યું [૨] પાલીતાણાની પાજ રે;

---

૧ સત્તાવન ગણધર. ૨ બાલક બાલક પણ.

એ જિનવર [૨] વહાલો ભવજલતરવા જહાજ રે,
હવે જાણ્યો [૨] પાતિકડાં સવિ ભાજ રે.
॥ સિદ્ધાચલ ચાલોને જઇએ મોરા આતમરામ રે ॥૧॥
એ નંદન નાભિનરિંદનો મોરાલાલ રે,
એ વહાલો [૨] સુમંગલાભરતાર રે;
વળી બીજી [૨] રાણીસુનંદા હીયડાનો હાર રે,
ચિરંજીવો [૨] મરૂદેવીમાતમલ્હાર રે;
વંશ વંધ [૨] શતશાખા પરિવાર રે ॥ સિદ્ધાચલ૦ ॥૨॥
ધરમકરણ એ આદિથી મોરાલાલ રે,
તિણ હેતે [૨] આદીસર કહેવાય રે;
કાંઈ દીઠે [૨] ભવભવના ભય જાય રે,
કાંઇ સેવે [૨] સવિ સુખસંપત્તિ થાય રે;
ગુણ ગાયે [૨] સકલસુરાસુરરાય રે,
મુને એહથી [૨] [1](પૂજો) આવે અવર ન દાયરે ॥સિદ્ધાચલ૦॥૩॥
અકળસ્વરૂપ છે એહનું મોરાલાલ રે,
કાંઇ જોતાં [૨] તૃપતિ ન પામે નયણ રે;
એતો દીસે [૨] નિઃસ્વારથ જગસયણ રે,
એણે ટાળ્યો [૨] મોહ માન [2]ને મયણ રે;
એતો કીજે [૨] શરણપણું જસ વયણ રે ॥ સિદ્ધાચલ૦ ॥૪॥
ભામણુ જાઉં જિનતણે મોરાલાલ રે,
તે તો ભેટ્યા [૨] ભાગ્યથકીજિણચંદ રે;
જસ સોહે [૨] જ્ઞાનવિમલગુણવૃંદ રે,
એતો મોહે [૨] સુરનર દાનવ ઇંદ રે;
જસ ધ્યાને [૨] જ્ઞાને લહીએ પરમાણંદ રે ॥ સિદ્ધાચલ૦ ॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચલજીનું સ્તવન.

( અપણે ડુંગરવલી જાઉં રે વેસાસી આપણુ કાન્હ લાજ કિસકી નહુ રાખત મૂરખલોક ચલાયગે હાંસી—એ દેશી.)

વિમલગિરિ ચલે જાઉં રે, સયાણે વિમલગિરિ ચલે જાઉં.

---

૧ દૂજો ઇત્યપિ. ૨ કામદેવ.

વાટ વિષમકી કોઉ પરવા નહિ ખલકલોક મિલી આઉં રે
॥ સયાણે વિ૦ ॥૧॥
પંખી પંથી શત્રુંજયગિરિકે સીધી રાહ બતાઉં રે ॥ સ૦ વિ૦ ॥
દ્યું તસ સાબાશી સાર મીઠાઈ મેવે ચાંચ ભરાઉં રે ॥સ૦ વિ૦॥૨॥
નયણે નિરખી પરખી [1]મુક્તાફલ કંચન કુસુમ વધાઉં રે ॥સ૦ વિ૦॥
ધન ધન તે દિન કબહી હોસ્યેં જેણે દિન દરિસણ પાઉં રે॥સ૦ વિ૦॥૩॥
તુમહી દરિસન એહ સંસારમેં સાર કરીને સરાઉં રે ॥સ૦ વિ૦॥
મેરે દિલ મત આઉ મિથ્યામત નિશ્ચે યું હિ સરાઉં રે॥સ૦ વિ૦॥૪॥
દુગ્ધપ્રીતિ દધિ ઘૃત નહિ દુર્લભ તિમ ગુણ નૃતવ્ય ઠરાઉં રે
॥સ૦ વિ૦॥
ભાવના પાવન શુદ્ધસંગીતે જ્ઞાનવિમલપ્રભુ ધ્યાઉં રે ॥સ૦ વિ૦॥૫॥

---

## અથ શ્રીસિદ્ધાચલજીનું સ્તવન.

(તાપી નાહ્યાનું પુણ્ય મુને બીજું કાંઈ ન ગમે—એ દેશી.)

ચઢવું શેત્રુંજે [2]નગે બીજું મુને કાંઇ ન ગમે,
જિહાં ભવિક લહે શિવ [3]મગ્ગા બીજું૦ ॥
જસ સિર નાવે [4]કગ્ગા બીજું૦ ॥ એ આંકણી ॥
સબ સયાણે મિલી મંગલ ગાયો, એછે શિવસુખસગ્ગ ॥બી૦॥૧॥
શ્રીરિસહેસર ભેટીયા રે, મન વચ તન ત્રિહું વગ્ગ ॥બી૦॥૨॥
ચિંતિત તે ન કરીશકે રે, મોહાદિક અરિવગ્ગ ॥બી૦॥૩॥
દંડ કલશ ધ્વજ સોહીએ રે, [5]અંબરચુંબ વિલગ્ગ ॥બી૦॥૪॥
માનું એ કહે ભવિકને રે, અમથી પાપ વિલગ્ગ ॥બી૦॥૫॥
જન્મમરણભવ [6]વારિધી રે, એહ અનાદિ અતગ્ગ ॥બી૦॥૬॥
પ્રભુ ગુણ ચિંતન કીર્તને રે, દૂરે દુશ્મન ભગ્ગ ॥બી૦॥૭॥
ભરતભૂમિકામુદ્રિકા રે, તિહાં એ નિર્મલ નગ્ગ ॥બી૦॥૮॥
જ્ઞાનવિમલપ્રભુ નામથી રે, નિજગુણ ઝગામગ્ગ ॥બી૦॥૯॥

---

૧ મોતી અને સોનાના ફુલ. ૨ નગે એટલે પર્વતે.
૩ મગ્ગ ઇલપિ. ૪ કાગડા અથવા કગ્ગ ઇત્યપિ. ૫ જાણે આ-
કાશને ચુંબન કરતા હોય તેમ ઉંચા દંડ, કલશ, ધ્વજા વિગેરે શોભે છે.
૬ સમુદ્ર.

## અથ શ્રીસીમંધરજિન સ્તવન;

મીઠડા જિન મેં દીઠડા રે, કાંઇ સમવસરણ મંડાણ રે જીરે.
જયો જયો જગચિંતામણિ જીરે ॥
મીઠડી રે વાણી સુણાવતાં રે, કાંઇ સીમંધર જગભાણ રે
જયો જયો જગચિંતામણિ જીરે ॥૧॥

ધ્યાનભુવનમાં ધ્યાવતાં રે, કાંઇ મીઠડીઆતમ ભાવરે જીરે॥જયો૦॥
મીઠડીમાં મીઠડી મિલગઇ રે, કાંઇ તવ હુઓ પૂર્ણ
જમાવ રે જીરે॥જયો૦॥૨॥

બલિહારી એ જિનતણીરે, જસ ધ્યાનથકી શુભકામરે જીરે॥જયો૦॥
સીજે રીજે અનુભવેરે, કાંઇ [1]ન્યારો આતમરામરે જીરે॥જયો૦॥૩॥

દુખ દુર્મતિદુર્ગતિતણોરે, કાંઇ તવ ન રહ્યો કોઈ દાવ રે જીરે॥જયો૦॥
પરપરભાવમાંહિ રહ્યોરે,કાંઇ તવ લહ્યો સહજસ્વભાવરે જીરે॥જયો૦॥૪॥

જ્ઞાનવિમલપ્રભુતા ઘણીરે, કાંઇ આઇમિલે મહમૂરરે જીરે॥જયો૦॥
અહનિશિ સમતા સુંદરીરે,કાંઇ હરખિત હોઇ હજૂરરે જીરે॥જયો૦॥૫॥



॥ श्रीसरस्वत्यै नमः ॥

---

[1] જુદો.

# ॥ अथ श्रीशान्तिनाथजिनकलशप्रारंभः ॥

## ॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

श्रेयःश्रीजयमङ्गलाभ्युदयतावल्लीपरोहाम्बुदो,
दारिद्र्यद्रुमकाननैकदलने मत्तेन्द्रुरः सिन्धुरः ।
[1]विश्वेऽस्मिन् प्रकटप्रभावमहिमा सौभाग्यभाग्योदयः,
सः श्रीशान्तिजिनेश्वरोऽभिमतदो जीयात् सुवर्णच्छविः ॥१॥

## ॥ गद्यपाठ ॥

[2]अहो भव्यभव्याः शृणुत तावत् सकलमंगलबालाकेलिकलनललसनकमललीलासकलकरोल्लम्बितचित्तवृत्तयः । विहितश्रीजिनेन्द्रभक्तिप्रवृत्तयः । सांप्रतं श्रीमत् शान्तिजिनजन्माभिषेककलशम् ।

## ઢાલ ૧ લી.

( રાગ વસંત તથા નટ્ટ દેશાખ. )

( આરામ મંદરભાવ—એ દેશી. )

શ્રીશાંતિજિનવર સયલસુખકર કલશ ભણિએ તાસ,
જેમ ભવિકજનને [3]સર્વસંપત્તિ બહુલ લીલવિલાસ;
કુરૂનામ[4]જનપદતિલકસમોવડ હાથ્થણાઉર સાર,
જિહું નયરી કંચણરયણધણકણ સુગુણજણ આધાર. ॥ ૧ ॥

તિહાં રાય રાજે બહુ દીવાજે વિશ્વસેનનરીંદ,
નિજપ્રકૃતિ સોમહ તેજે તપનહ માનું ચંદ દિણંદ;
તસ [5]પયણખાણી પટ્ટરાણી નામે અચિરાનાર,

---

१ विश्वे संस्तुतसत्प्रतापमहिमा इत्यपि पाठः ।

२ अहो भव्याः शृणुत तावत्सकलमङ्गलकेलिकलालीलासक्ता लीलारसरोपितचित्तवृत्तयः साम्प्रतं श्रीमच्छान्तिजिनेन्द्रजन्माभिषेककलशो गीयते इत्यपि पाठः ।

૩ સયલ ઇત્યપિ. ૪ જનપદ એટલે દેશ. ૫ પ્રણય એટલે સ્નેહ.

સુખસેજ સુતાં ચૌદ પેખે સુપન સાર [1]દુવાર. ॥ ૨ ॥
શ્રીશાંતિકરણ જિન શાંતિજિનેસર દેવ,
જે યોગક્ષેમકર જગહિતકર નિતમેવ;
વિશ્વસેનનરેસરવંશમહોદધિચંદ,
મૃગલાંછન કંચનવાને શમસુખકંદ. ॥ ૩ ॥
જે પંચમ ચક્રી સોલસમો જિનરાય,
જસ નામે સઘળાં ઇતિ ઉપદ્રવ જાય;
આવી ઉપન્યા અચિરાદેવીકુખે,
નિજ મુખ ઉતરતાં ચૌદસ [2]સુહણાં દેખે. ॥ ૪ ॥

દુહા.

ભાવારથ જોવા હુસ્યે, દ્રવ્યભાવથી જેહ;
જિનગુણ રાગું લેશથી, મતિમંદ કહું તેહ. ॥ ૧ ॥

ઢાળ ૨ જી.

( રાગ—તેહિજ સામેરી તથા નટગાઇ રે. )

ઉન્નત [3]સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત,
માનું મોહમહાગઢ તસ શિર દોટ દિયંત;
ઐરાવણપતિતતિસેવિત ચઉગતિ અંત,
તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત. ॥ ૧ ॥
સંયમભાર વહેવા ધોરી વૃષભ કહાવે,
ભરતે ભવિક્ષેત્રે બોધિબીજ વર વાવે;
જસ ઉન્નત કકુદ ઉન્નત ગોત્ર ને વંશ,
સિત અમૃતમંગલસુખ વીંજે વૃષભ અવતંસ. ॥ ૨ ॥
પરતીર્થિક [4]શ્વાપદ પીડિત ભવિવન રાખે,
એકલમલ્લ દુર્દ્ધર સિંહ પરાક્રમ દાખે;
"[5]પરીસહગજ ભેદી નહિ અસહાય અબીહ,"
એહવો એ હોશ્યે ત્રીજે આવી એમ કહે સિંહ. ॥ ૩ ॥
દેઇ વાર્ષિકદાને જિનપદલચ્છી લેશે,

---

૧ શ્રીશાંતિનાથ ભગવાનને એકભવે બે પદવી હતી (અરિહંતની ને ચક્રવર્તિની ) તેથી અચિરામાતાએ "દુવાર" એટલે બેવાર ચૌદ સ્વપ્ના જોયા. ૨ સ્વપ્ના. ૩ સિત=ઉજળા. ૪ શ્વાપદ=તીર્યંચ. ૫ પરીષહરૂપ હાથી.

[1]મુજ ચાપલતાપણું એહુને સંગ મીટશે;
જડકંટકસંગે નિજ [2]કજ છંડી વાસ,
[3]કરે લક્ષ્મી ચોથે સુપને અથવિલાસ. ॥ ૪ ॥
ત્રિભુવનશિર ધરશે જસ આણા સુરધામ,
નિજજસભરસુરભિત જગત હુસ્યે ઉદ્દામ;
એ પંચમસુહણે છઠ્ઠે [4]શશધર દેખે,
નિઃકલંક હું થાઉં તુજ સુતસંગ વિશેષે. ॥ ૫ ॥
કુવલયે [5]મુદ દેસ્યે શમચંદ્રાતપયુક્ત,
હુવે સપ્તમે દિનકર મિથ્યાતિમિરવિમુક્ત;
ભવિકમલ વિકાસે માનું કહે પુષ્પદંત,
તુમ્હ [6]સુતપરિ અહ્મચો નિત્ય ઉદય પભાણંત. ॥ ૬ ॥
કુલધ્વજ તુમ નંદન ધર્મધ્વજે સોહંત,
સવિ ત્રિભુવનમાંહે એહિજ એક મહંત;
ઇમ અટ્ઠમ સુહણે ભવિકને ભાવ જણાવે,
હુવે નવમે [7]કુંભો સુપને એમ કહાવે. ॥ ૭ ॥

જ્ઞાન-દર્શન-ચારિત્ર-ધર્મ મહાપ્રાસાદ,
તસ શિખરે ઠવસ્યે આતમ નહિ વિષવાદ;
દશમે પદ્મસરોવર સુકૃત કજ પદ ઠાવે,
એ પાવન કરસ્યે [8]જ્ઞાનજલે મંગલભાવે. ॥ ૮ ॥

તુજ સુત ગુણરયણે ગંભીરો સુગુણમહેઠો,
થયો જાણી સેવે ક્ષીરસમુદ્રજ મીઠો;
તેહ ભણી મુજ નીરે હોજયો તનુપરિભોગ,
એકાદશે સુહણે માનું એ વિનતિ યોગ. ॥ ૯ ॥
વળી [9]ભવનવિમાનાધિપ ચઉદેવનિકાય,
સેવિત એ હોસ્યે પાસે સુરસમુદાય;
બારમે એ જાણો તેરમે રયણનો રાશી,
ધનકંચન દેઈ કરસ્યે ત્રિગડે [10]વાસી. ॥ ૧૦ ॥

---

૧ લક્ષ્મીનું ચપળતાપણું. ૨ કજ=કમલ. ૩ કહે ઇત્યપિ. ૪ શશધર=ચંદ્ર. ૫ મુદ=આનંદ. ૬ સુતપરે ઇત્યપિ. ૭ કુંભ =કલશ. ૮ જ્ઞાનરૂપ જળથી. ૯ ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, વૈમાનિક એ ચાર નિકાય. ૧૦ વાસ=સ્થાન.

જ્ઞાનાદિકગુણમણિ દેસ્યે ભવિને એહ,
[1]વરવરિકાઘોષી પૂરવપરે ગુણગેહ;
નિજકર્મઇંધણને ધ્યાનાનલસ્યું [2]જવાલી,
નિજ આતમ નિર્મલ કંચનપરે અજુવાળી. ॥ ૧૧ ॥
નિર્ધૂમ અગ્નિસમ ભવિસોવન કરી શુદ્ધ,
ચૌદસમે સુહણે અષ્ટકર્મ ક્ષયે સિદ્ધ;
ચૌદરાજની ઉપરે કરસ્યે જે અહિઠાણ,
તેહ ભણી સંપૂરણ ચૌદ સુપન મંડાણ. ॥ ૧૨ ॥
ગુણલક્ષણલક્ષિત અતિસુંદર આકાર,
જિન માતા ચૌદે દેખે સુપન ઉદાર;
પણ ચક્રિમાતા કાંઈક તેજે હીણ,
દેખે [3]દોયપદધર દોયવાર ગુણપીણ. ॥ ૧૩ ॥
કુલકીરતીથંભો કુલાધાર કુલમેર,
કુલસુરતરૂપાદપ જેહને નહિ ભવફેર;
કુલમંડણ દીપક જીપક દુરમનકોડી,
ત્રિભુવન જસ ભગતિં નમસ્યે પદ કરજોડી. ॥ ૧૪ ॥
વળી હોડી ન એહની કરતા ભવનમઝાર,
લોકોત્તરચરિતે ધન્ય હોસ્યે અવતાર;
વળી જ્ઞાનવિમલગુણ જેહના કેહતાં પાર,
ન લહે મુખે કહેતાં જો સુરગુરૂઅવતાર. ॥ ૧૫ ॥

॥ इति श्रीशांतिजिनचतुर्दशस्वप्नार्थस्तवनम् ॥

સર્વારથસિદ્ધ વિમાનથી તવ ચવીય [4]ઉઅરે ઉપન્ન,
બહુભદ્દ [5]ભદ્દવકસિણસત્તમી દિવસ ગુણસંપન્ન[6];
તવ રોગસોગવિયોગવિડુર મારી ઇતિ શમંત,
વરસયલમંગલકેલિકમલા ઘરે ઘરે વિલસંત. ॥ ૧ ॥

---

૧ જ્યારે તીર્થંકરમહારાજ વાર્ષિકદાન આપે છે તે સમયે "વર વરો વર વરો" એમ સર્વત્ર ઉદ્ઘોષણા કરાવે છે. ૨ કર્મરૂપ ઇંધણ(લાકડાં) ને બાળીને. ૩ દોયપદધર એટલે તીર્થંકર અને ચક્રવર્તી એ બે પદવીને એકભવે ધારણ કરનાર હોય તેમની માતા બે વખત ચૌદ સ્વપ્ના દેખે. ૪ ઉયરે=ઉદરે (પેટ). ૫ ભાદ્રવાવદિ સાતમ.
૬ સંપુન્ન ઇત્યપિ.

ચરચંદ્રયોગ જિટ્ઠ તેરસ [1]વે દિન થયો જમ્મ,
તો મજ્ઝરયણી દિશાકુમરી કરે સઈકમ્મ;
તવ ચલિયઆસન ઇંદ [2]મુણિય સવિ હરિ ઘંટનાદે મેલી,
સુરવિંદસત્થે મેરૂમત્થ રચ્ચે મજ્જણ કેલિ. ॥ ૨ ॥

## ઢાળ ૩ જી.

( નાભિરાયા ઘરે નંદન જનમિયા એ—એ દેશી. )

તાલ—વિશ્વસેનનૃપઘરે નંદન જનમીયા એ,
તિહુયણભવિયણ પ્રેમશું પ્રણમીયા એ.
ત્રૂટક—પ્રણમિયા ચઉસઠ ઇંદ, લેઇ ઠવે મેરૂગિરિંદ;
[3]સુરનદીય નીર સમીર, તિહાં ક્ષીરજલનિધિનીર. ॥૧॥
સિંહાસને સુરરાજ, તિહાં મલ્યા દેવસમાજ;
સવિ ઔષધિની જાત, તિહાં સરસકમલ વિખ્યાત. ॥૨॥
તાલ—વિખ્યાત વિવિધ પરિકર્મના એ;
તિહાં હરખભર સુરલિ વરદામના એ.
ત્રૂટક—વરદામ માગધ નામ, જેહ તીર્થ ઉત્તમ ઠામ;
તિહાંતણી માટી સર્વ, [4]કર ગ્રાહે સર્વ [5]સુપર્વ. ॥૩॥
બાવનાચંદન સાર, અભિયોગી સુર અધિકાર;
મન ધરી અધિક આણંદ, અવલોકતાં જિણચંદ. ॥૪॥
તાલ—શ્રીજિનચંદને સુરપતિ સવિ ન્હવરાવતા એ;
નિજ નિજ જન્મ સુકૃતારથ ભાવતા એ.
ત્રૂટક—ભાવતા જન્મ પ્રમાણ, અભિષેકકલશમંડાણ;
[6]સાઠ લાખ ને એક કોડી, [7]શત દોય પંચાશ જોડી. ॥૫॥
આઠ જાતિના જે હોએ, ચઉસઠિસહસા(૬૪૦૦૦) જોએ;
એણીપરે ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધપ્રકાર. ॥૬॥
તાલ—વિવિધપ્રકારના કરિય સિણગારસુ એ;
ભરિય જલ વિમલના [8]વિપુલભૃંગારના એ.
ત્રૂટક—ભૃંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ટ પ્રમુખ સુભેરી;
સવિ કલશ પરિમંડાણ, તે વિવિધવસ્તુપ્રમાણ. ॥૭॥

---

૧ વે દિન એટલે તે દિન. ૨ જાણીને. ૩ સુરનદી=ગંગા. ૪ કરે=હાથે. ૫ સુપર્વ=દેવ. ૬ સાઠ લાખ ઉપરાંત એક કરોડ. ૭ બસોને પંચાશ (૨૫૦). ૮ ભૃંગાર=ઝારી.

આરતી મંગલદીપ, જિનરાજને સમીપ;
ભગવતીચૂરણી માંહિ, અધિકાર એ ઉચ્છાંહિ. ॥૯॥

તાલ—અધિક ઉચ્છાંહિશ્યું હરખ ભરી જલ ભીજતા એ;
નવનવભાંતિશ્યું ભક્તિભર કીજતા એ.

ત્રૂટક—કીજતા નાટક રંગ, ગાજતી ગુહિર મૃદંગ;
કિર કીરતી કઠતાલ, ચઉત્તાલ તાલ કંસાલ. ॥૯॥
શંખ પણવ ભુંગલ ભેરી, ઝલ્લરી વિણા નફેરી;
એક કરે હયહયકાર, એક કરે ગુંજગુલકાર. ॥૧૦॥

તાલ—ગુલકાર ગરજનારવ કરે એ;
પાય ઘુર ઘુરય સુર ધરે એ.

ત્રૂટક—સુર ધરે અતિ બહુમાન, તિહાં કરે નવનવતાન;
વરવિવિધજાતિચ્છંદ, જાણે ભક્તિસુરતરૂકંદ. ॥૧૧॥
વળી કરે મંગલ આઠ, એ જંબૂપન્નતીપાઠ;
[1]થય થૂઇ મંગલ એમ, મને ધરે અતિબહુપ્રેમ. ॥૧૨॥

તાલ—પ્રેમ સુઘોષણા પુણ્યની સુરસહૂએ;
સમકિત પોષણા શિષ્ટસંતોષણા એમ બહુએ.

ત્રૂટક—બહુપ્રેમશ્યું સુખ [2]ખેમ, ઘરે આવીયા નિધિ જેમ;
બત્રીશ કોડી સુવર્ણ, કરી વૃષ્ટિ [3]રયણની ધન્ન. ॥૧૩॥
જિન જનનીપાસે મેહેલી, કરે અઠ્ઠાઇની કેલી;
નંદીસરે જિનગેહ, કરે મહોત્સવ સસનેહ. ॥૧૪॥

## ઢાળ ૪ થી.

હવે રાય મહોચ્છવ કરે રસભર હુવો જબ પરભાત,
સુર પૂજીઓ સુત નયણ પેખે-હરખીઓ તવ તાત;
વરધવલમંગલગીતગાને [4]સધવા ગાઇ રાસ,
બહુદાને માને સુખી કીધા સકલ પૂગી આશ. ॥૧॥
પંચવરણીકુસુમવાસિતભૂમિકા [5]સંલિત્ત,
વર અગર ચંદન ગુરૂ ધૂપ ધૂપણાં છટા કુંકુમ દિત્ત;
શિર મુકુટ મંડલ કાને કુંડલ હૃદયે નવસર હાર,
ઇમ સયલભૂષણભૂષિતાંબર જગતજન પરિવાર. ॥૨॥

---

૧ સ્તવન ને સ્તુતિ. ૨ ક્ષેમ=કલ્યાણ. ૩ રત્નની.
૪ સધવા=સ્વામીવાળી, સુવાસણસ્ત્રીઓ. ૫ લીંપેલી ભૂમી.

જિનજન્મકલ્યાણક મહોચ્છવે [1]ચાદભુવન ઉદ્યોત,
નારકી થાવર પ્રમુખ સુખીયા સકલમંગલ હોત;
દુઃખ દુરિત ઇતિ સમંત સઘળે જિનરાજ જન્મપ્રતાપ,
તિણે હેતે શાંતિકુમાર ઠવીઉં નામ ઇતિ આલાપ. ॥૩॥
એમ શાંતિજિનનો કલશ ભણતાં હોએ મંગલમાળ,
કલ્યાણકમલાકેલિ કરતાં લહીએ લીલ વિશાલ;
જિનસ્નાત્ર કરિયે સહેજે તરીએ ભવસમુદ્ર અપાર,
શ્રીજ્ઞાનવિમલસૂરીંદ જંપે શ્રીશાંતિજિન જયકાર. ॥૪॥

॥ इति श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमल-
सूरिरचितः श्रीशान्तिनाथजिनकलशः सम्पूर्णः ॥



## ॥ [2]अथ श्रीपार्श्वनाथजिनकलशो लिख्यते ॥

શ્રીપાર્શ્વનાથ અનાથનો નાથ શિવપુરનો સાથ સકલમંગલ-મહાનિલય ત્રિભુવનતિલકસમાન કામિતપૂરણો સંકટચૂરણો દુરિત-વિહંડણો ત્રિભુવનજનમનરંજણો શ્રીશ્રીથંભણપાર્શ્વનાથજિનજન્મા-ભિષેકકલશમ.

### ઢાળ ૧ લી.

સુખદાયક કાશીદેશ દીપે, [3]ભરતભૂસણગાર;
તિહાં વણારસી વરનામ નયરી, ઋદ્ધિનો નહિ પાર ॥૧॥
અવતરી અલકા એહ માનું, ભૂતલે જયકાર;
સુરલોકની પેરે લોક થોકે, વસે સુગુણ દાતાર ॥૨॥
તિહાં રાયરાણા મુકુટમણિસમ, અશ્વસેનનરીંદ;
તસ નેહખાણી નામ રાણી, વામાદેવીનંદ ॥૩॥
દશમે ભવે દેવલોકે દશમે, ત્યાંથકી ચવિયા દેવ;
વદી ચોથ ચૈત્રતણી જાણું, નિજથિતિ સ્વયમેવ ॥૪॥

---

૧ ચાદરાજલોક. ૨ આ શ્રીપાર્શ્વનાથજીના કલશની જીર્ણપ્રત શ્રીતારંગગિરિતીર્થની પાસે આવેલ પ્રાચીન વડનગરમાં રહેલ શ્રીમત્તપાગચ્છ-ભૂષણ-વિમલશાખીય શ્રીમત્પન્ન્યાસપ્રતાપવિમલગણિશિષ્યવિદ્યાસિદ્ધશાસનોદ્યો-તકશ્રીમત્પન્ન્યાસહેમવિમલગણિના જ્ઞાનભંડારમાંથી મળેલ છે તે એકજ જુની પ્રતના અનુસારે સુધારીને આ છપાવેલ છે. ૩ ભરતક્ષેત્રની ભૂમી.

તિહાં મધ્યરયણીયે સુપના, ચૌદ લહે અતિ આણંદ;
સુખ સ્હેજ બોલે હેજ પેખે, સાર તાર અમંદ ॥૫॥

॥ વસ્તુ ॥

પ્રથમ ગજવર પ્રથમ ગજવર[૧] વૃષભ[૨] સિંહ[૩] [1]સુલચ્છી[૪] દામ[૫] વિધુ[૬] દિનકર[૭] ધ્વજ[૮] કુંભ[૯] પદ્મસર[૧૦] ક્ષીરનીરનિધી[૧૧] સુરવિમાન[૧૨] રયણુચ્ચય[૧૩] તેમ જલણુ નિધ્ધૂમ[૧૪] સવે એ ચઉદશ સુમિણા લહિ જાગી વામાદેવી કાંતધયણે કહે કંતને સુપન સકલ તતખેવ ॥ ૧ ॥

## ઢાળ ૨ જી.

ઇમ કરતાં [2]વોલ્યાં માસ પીન, નવ ઉપર સાઢાસાત દિન;
શુભ ડોહલા બહોલા પૂરણ થાય, મનવાંછિત દીયે અશ્વસેનરાય॥૧॥
શુભમુહૂર્તે ઉંચે સ્થાને સર્વ, ગ્રહ આવે પૂરિત આશાપર્વ;
પોષવદી દશમી રયણીમધ્યવેલ, નક્ષત્ર વૈશાખા ચંદ્રવેલ ॥૨॥
[3]જાયો જિન ત્રિભુવન થયો ઉદ્યોત, સુખિયા સવે સ્થાવરપ્રમુખ હોંત;
આકાશે દેવદુંદુભિનાદ, [4]ભૂયે ઉલ્લસી પામી બહુ આલ્હાદ ॥૩॥
છપ્પન્નદિશિકુમરી અમરી આવે, કરે જન્મમહોત્સવ [5]જીતભાવે;
આસન કંપ્યાથી સપરિવાર, આવે જિહાં જન્મતણો [6]આગાર ॥૪॥
કરે યોજનમાને સૂતિગેહ, જિનજનની સાથે લિયે સનેહ;
હરે [7]કયવર વરસે સુગંધ નીર, ફુલવૃષ્ટિ કરે રહી એક તીર ॥૫॥
ધરે ચામર વિંજે ને [8]ભૃંગાર, દર્પણ સવિ આઠે કરે પ્રકાર;
ચઉ દીપક ચાર રક્ષા કરે, અગ્નિ ઉપાઈ હોમ રક્ષા ધરે ॥૬॥
[9]રંભાના ઘરતળે રચે, સ્નાન આજણ આહુત કરી પછે;
થાપી જિનજનની ઠામ જાય, દિશિકુમરી ઓચ્છવ એમ થાય॥૭॥

વસ્તુ.

હવે મહોચ્છવ હવે મહોચ્છવ ઇંદ્રિકૃત જે શંખશબ્દથી,
ભવનપતિ વીશ ઇંદ્ર બત્રીશ [10]વ્યંતર પટહનાદથી;
આવીયા સિંહનાદથી જ્યોતકી (જ્યોતિષી) બહુતર,

---

૧ સારી લક્ષ્મી. ૨ વોલ્યા એટલે ગયા. ૩ જન્મ્યા.
૪ ભૂમીપણુ. ૫ જીત એટલે આચાર. ૬ ઘર. ૭ કયવર, કચવર એટલે કચરો. ૮ ભીંગાર ઇત્યપિ. ૯ રંભા એટલે કેળ.
૧૦ વણ્યંતર ઇત્યપિ.

દશ વૈમાનિક ઘંટનાદથી સપરિવારે મેરૂ સચલ,
આવે અતિઉલ્લટ ભર્યા, કરતાં જે લીલ ॥૧॥

ઢાળ ૩ જી.

નિજવિમાન નંદીસર થાપી, સુર સઘળા મેરૂ જાવેજી;
સોહમપતિ જિનભક્તિયે ભક્તો, જન્મનયર ઘેર આવેજી ॥૧॥
જિનજનની તસ પ્રતિબિંબ કરીને, અવસ્વાપિની દેવેજી;
નિરાબાધ પંચરૂપ કરીને, જિન લિયે કર સ્વયમેવજી ॥૨॥
ચામર છત્ર ધરે એક આગળ ચાલે વજ્ર ઉલાલેજી;
પંચરૂપશું જિન લેઇ આવે, અવિધિ આશાતના ટાળેજી ॥૩॥
અવલોકે સુર અનિમિષ [1]દિશાતા, જિનને [2]ઉત્સંગ બેસારેજી;
આઠ જાતિના કલશ પાતરી, ચંગેરી સવિ ધારેજી ॥૪॥
તીર્થજળ ઔષધી ને માટી, કુસુમ પ્રમુખ બહુભાંતિજી;
અચ્યુત ઇંદ્રિ અભિયોગિક[3]સુરથી, અણાવે મનખંતજી ॥૫॥
[4]ત્રણ નિકાયના બાસઠ [૬૨] ઇંદ્રા, બાસઠ કલશા તેહનાજી;
છાસઠ છાસઠ ચંદ્ર સૂરજના, એકશોબત્રીશ[૧૩૨] બેહુનાજી ॥૬॥
વૈમાનિકની સોલ સુરીના સોલ[૧૬], બસેઅધિકદશ[૨૧૦] જાણોજી;
અસુરનિકાયની [5]દશ દેવીના, નવ નિકાય બાર પ્રમાણોજી ॥૭॥
વ્યંતર ને જ્યોતિષીતણી દેવી, તેહના છે ચાર ચારજી;
તેહના આઠ[૮] અભિષેક કલશ ઇમ, લોકપાલના ચાર[૪] જી ॥૮॥
એક અંગરક્ષક દેવનો, એક સામાનિકસુરકેરોજી;
એક ત્રાયત્રિંશક દેવનો, એક પર્ષદાનો ભલેરોજી ॥૯॥
સાતકટકનો એક એમ સામાન્ય દેવતણો એક કહીયેજી;
[6]ચોસઠસહસ આઠ જાતિના કલશા, અઢીશતે ગુણી લહીયેજી ॥૧૦॥
એક ક્રોડ સાઠલાખ જે કલશા, ભરિયા ક્ષીરધિનીરેજી;
સ્નાન અભિષેક કલશ ઇમ, શ્રીજિનશિર જલલહેરેજી ॥૧૧॥

---

૧ દેખતાં. ૨ ખોળામાં ૩ સુરપે છત્યપિ. ૪ આ ગણના અઢીશેં (૨૫૦) અભિષેકની છે. ૫ દશ અભિષેક ને નવનિકાયના બાર અભિષેક. ૬ આઠજાતિના કલશામાં એકજાતિના આઠ આઠ (૮૦૦૦) હજાર કલશા હોય છે એટલે આઠજાતિના મળી ચોસઠહજાર (૬૪૦૦૦) કલશા એક એક અભિષેકમાં હોય છે તો ચોસઠહજાર(૬૪૦૦૦) ને અઢીશેં (૨૫૦) અભિષેકે ગુણતાં સર્વમળી એકક્રોડ ને સાઠલાખ કલશા થાય છે.

તાલ પખાજ રબાબ તંબૂરા સરણાઇ સારંગીજી;
વીણા વંસી મહુયર ભેરી, નફેરી સાર સુરંગીજી ॥૧૨॥
[1]ગીત નાટ્ય વાજિંત્ર વિશેષે, તતઘનશુષિર સંગીતેજી;
નવનવચ્છંદે નવનવભેદે, કરતાં બહુવિધ પ્રીતેજી ॥૧૩॥

વસ્તુ.

અચ્યુતઇંદ્ર અચ્યુતઇંદ્રિ પ્રથમ અભિષેક કરતા જન્મના,
પાપ તાપ સવિ જાવત દેવ સઘળા
સૂરજ ચંદ્રમા ઇશાનઇંદ્ર રહે તવ [2]જમલા
ચાર ઋષભના રૂપ કરી ક્ષીરનીર અભિષેક
સોહમ ઇહાં ઇમ લહે જન્મમહોચ્છવ છેક ॥૧॥

ઢાળ ૪ થી.

એમ અભિષેક કરીને, આરતિને ઉતારે;
કરે મંગળદીવો, મુખે કહે જયજયકાર ॥ ૧ ॥
એકશોઆઠ(૧૦૮) કવીતે, જિનગુણ હરખે ગાવે;
[3]સુગંભીર મહારથ, કહીને ભાવના ભાવે ॥ ૨ ॥
જય જય જગનાયક, જગદીપક જિનરાજ;
લોકોત્તરગુણગણ, તાહરે અંગ છાજે ॥ ૩ ॥
[4]નવકર જસ કાયા, છાયા નંદનવનભાસે;
શ્રીઅરિહંત અનોપમ, સકલ અમલગુણરાશિ ॥ ૪ ॥
સુર સઘળા જાવે, નંદીસર જિનગેહ;
અઠ્ઠાઇમહોચ્છવ, કરતાં અતિસસનેહ ॥ ૫ ॥
જિન ગેહે મૂકી, વૃષ્ટિ કરે મનોહાર;
બત્રીશકોડીરયણે, ભરતા ઋદ્ધિ ભંડાર ॥ ૬ ॥
ઇમ જન્મમહોચ્છવ, જિનનો જાણી પ્રભાત;
રાજા પણ તે પરે, કરતા અતિ વિખ્યાત ॥ ૭ ॥
જિનજન્મકલ્યાણકે, મંગલમાળા કોડ;
હોય જ્ઞાનવિમલગુણ, પ્રણમે બે કર જોડ ॥ ૮ ॥

॥ इति श्रीमत्तपागच्छाचार्यविमलशाखीयश्रीज्ञानविमलसूरिरचितः श्रीपार्श्वनाथजिनकलशः सम्पूर्णः ॥

---

૧ ગીયનટ્ટ ઇત્યપિ. ૨ સર્વ. ૩ સારા ગંભીર ને મહાન્ અર્થવાળા ૧૦૮ કાવ્ય કહીને. ૪ નવહાથની કાયા.

# અથ શ્રીચતુર્વિંશતિજિન ચૈત્યવંદન.

આદિનાથપ્રભુ પ્રથમદેવ, સેવે સુખકારણ;
બીજા અજિતજિણંદદેવ, ભવપાપનિવારણ ॥ ૧॥
ત્રીજા સંભવ સુખકરૂ, એ વાંછિતદાતાર;
અભિનંદન ચોથા નમું, જિમ પામું ભવપાર ॥ ૨॥
સુમતિનાથ સુપરિં નમું, જિન પંચમ કહીએ;
પદ્મપ્રભ છઠ્ઠા જિણંદ, જપતાં સુખ લહીએ ॥ ૩॥
જિનસુપાસસામી સાતમા એ, સેવ્યે સંપત્તિ કોડિ;
શ્રીચંદ્રપ્રભપ્રભુ આઠમા, નમતા નાવે ખોડી ॥ ૪॥
સુવિધિનાથ શિવતણો સાથ, નવમા ભગવંત;
દશમા શીતલનાથસામી, સેવ્યે ભવઅંત ॥ ૫॥
શ્રેયાંસજિન અગ્યારમાએ, જગજંતુજયકાર;
બારમા શ્રીવાસુપૂજ્ય, પૂજ્યે સુખ સાર ॥ ૬॥
તેરમા શ્રીવિમલનાથ, ભવભાવઠ ભંજે;
અનંતનાથજિન ચઉદમા, દુર્ગતિ દુઃખ ગંજે ॥ ૭॥
ધર્મનાથપ્રભુ પન્નરમાએ, પ્રણમ્યે પરમાનંદ;
શાંતિજિણેસર સોલમા, સમરચે નિત આણંદ ॥ ૮॥
સત્તરમા ભાવે નમો, ભવિ કુંથુકૃપાલ;
અઢારમા અરનાથદેવ, અરિહંત દયાલ ॥ ૯॥
મલ્લીનાથ ઓગણીશમાએ, શિવસંપદદાતાર;
મુનિસુવ્રતજિન વીશમા, વિશ્વતણો આધાર ॥૧૦॥
એકવીશમા નમિનાથજી નિરખ્યે નિધિ લહીએ;
નેમિનાથ બાવીશમા, જસ ધ્યાને રહીયે ॥૧૧॥
પાર્શ્વનાથ તેવીશમાએ, જસ નામે દુઃખ જાય;
વર્દ્ધમાનજિન ચોવીશમા, સમરંતા સુખ થાય ॥૧૨॥
અતીત અનાગત વર્ત્તમાન, જે જિનવર કહીએ;
સ્વર્ગમર્ત્યપાતાલમાંહે, જિનપ્રતિમા લહીએ ॥૧૩॥
તે સવિ વંદો ભાવશુંએ, ભવિકા મન ઉલ્લાસ
જ્ઞાનવિમલપ્રભુનામથી, જિમ લહો શિવપુરવાસ ॥૧૪॥

# સ્તવનસંગ્રહની શુદ્ધિપત્રિકા.

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ. |
|---|---|---|---|
| સુરરમણી | સુરમણી | ૧ | ૯ |
| ગુણગ્રામ | ગુણગાન | ૨ | ૪ |
| દિવ્યધ્યનિ | દિવ્યધ્વનિ | ૭ | ૧૫ |
| તેમ | નેમિ (નેમ) | ૮ | ૧૫ |
| કરજોડી | કરજોડ | ૧૪ | ૬ |
| વધમાન | વર્ધમાન | ૧૪ | ૧૭ |
| એના | એહના | ૧૪ | ૨૦ |
| સમકિતમનમાંહિ | સમકિતમાંહિ | ૨૮ | ૫ |
| શ્રાતા | શ્રોતા | ૩૧ | ૧૭ |
| પરતી તે | પ્રતીતે | ૪૮ | ૨૫ |
| પણ | પણે | ૪૮ | ૨૬ |
| પ્રાણી | પાણી | ૪૯ | ૧૯ |
| નાહિ | નહિં | ૫૩ | ૧૮ |
| આર્દ્રુ | અર્દ્ધ | ૫૬ | ૩૩ |
| કુરાવંદ | કુરૂવિંદ | ૫૭ | ૪ |
| માલ્લ | મલ્લિ | ૬૨ | ૧૦ |
| ત્રિશલાનદ | ત્રિશલાનંદ | ૬૩ | ૫ |
| તૈકલાસ | તે કૈલાસ | ૬૮ | ૭ |
| પ્રેમધરીયે | પ્રેમધરીને | ૬૮ | ૧૬ |
| આધક | અધિક | ૬૮ | ૨૪ |
| સાહેબ | સાહિબ | ૭૬ | ૧ |
| કેકે | કે | ૭૮ | ૯ |
| મંતરે | મંતરે જગ૦ | ૮૦ | ૭ |
| મારૂદેવી | મરૂદેવી | ૮૦ | ૨૦ |
| વદાજી | વંદોજી | ૮૩ | ૧ |
| નાહ | નાહં | ૮૪ | ૨ |
| આચારજ | અચરિજ | ૮૪ | ૭ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ. |
|---|---|---|---|
| આય | આયા | ૮૫ | ૫ |
| એકાદન | એકદિન | ૯૪ | ૨૮ |
| સફલ | સફલો | ૯૫ | ૭ |
| નિરખ્યાજી | નિરખિયાજી | ૧૦૨ | ૩૦ |
| આધક | અધિક | ૧૦૩ | ૭ |
| શું તેલ | સુતેલ | ૧૦૫ | ૧૫ |
| સુંનજરેનજ | સુનજરેતેજે | ૧૦૫ | ૧૯ |
| તારમુજતારતાર | તારમુજતારમુજ | ૧૦૫ | ૨૪ |
| નિરાતોશરાહુ રહું ચિત્તશુદ્ધિ, ભમતાં ભવકાનનં સુરતરૂ નીપરે | નિરવાહું ભવેભવે ચિત્ત શુદ્ધિ. તાહરે ધ્યાને રાનો સદા હું રહું | ૧૦૫ | ૨૭ |
| આથર | અથિર | ૧૦૫ | ૨૧ |
| કિશુંકીજીયે મોહચૂરે | કિશ્યુંકીજીએમોહચ્યોરે | ૧૦૬ | ૨ |
| સકલવિલોકને | સકલભવિલોકને | ૧૦૬ | ૩ |
| લાજપાવે | મોજપાવે | ૧૦૬ | ૯ |
| આધક | અધિક | ૧૦૯ | ૪ |
| નોમ | નેમ | ૧૧૮ | ૩ |
| મતમિથ્યાત | મલમિથ્યાત | ૧૨૪ | ૨૪ |
| શીલજલ | શીલજલ | ૧૨૫ | ૮ |
| ગલિઠુ | ગલે | ૧૨૫ | ૧૮ |
| ભવાથતિ | ભવથિતિ | ૧૩૦ | ૬ |
| કાલ | કલિ | ૧૩૦ | ૨૬ |
| કોડીટંકારી | કોડીટકારી | ૧૩૨ | ૨૮ |
| એભમતાં | ભમતાં | ૧૩૮ | ૧૦ |
| હર્તુકહર્તુક | કર્તુકકર્તુક (કર્જણી) | ૧૪૩ | ૧૧ |
| કાથન | કાથત | ૧૪૭ | ૨૧ |
| દુરિતામથ્યાત | દુરિતમિથ્યાત | ૧૪૯ | ૧૨ |
| સાંડસરો | સંડિસરો | ૧૫૧ | ૨૫ |
| નિત્યપ્રતિ | શુદ્ધમને | ૧૫૩ | ૨ |
| ગુણગણ | ગુણ | ૧૫૭ | ૧૬ |
| સાંભલો | સંભાલો | ૧૫૮ | ૬ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ. |
|---|---|---|---|
| દંડકવિચા | દંડકવિચાર | ૧૬૫ | ૧ |
| સમાકત | સમકિત | ૧૬૫ | ૨૬ |
| શાસનલાયક | શાસનનાયક | ૧૭૩ | ૨૦ |
| દાશ | દાસ | ૧૭૫ | ૧૦ |
| કેશું | કિસ્યું | ૧૭૬ | ૧૭ |
| તરણા | તરણી | ૧૭૭ | ૧૨ |
| નાત | મુજનતી | ૧૮૦ | ૨૨ |
| જિનરાજજી | જિનરાજની | ૧૮૧ | ૨૯ |
| નાલના | નલિના | ૧૮૭ | ૨૩ |
| પ્રકાશેકે | પ્રકાશેરે | ૧૮૯ | ૧૪ |
| વ્યવહારિયો | વ્યવહરિયો | ૧૯૭ | ૨૫ |
| પાનાપપાસી | પાનપિપાસી | ૨૦૪ | ૨૪ |
| આંગી | અંગ | ૨૦૭ | ૧૦ |
| ચંદન | ચિહ્નણ | ૨૦૮ | ૧૩ |
| કેવાલયાને | કેવલિયાને | ૨૧૨ | ૧૮ |
| ભાવામત્ત | ભાવમિત્ત | ૨૨૦ | ૨૧ |
| રથવાળા | રખવાળા | ૨૨૩ | ૧૪ |
| સુખસદનથી | સુરસદનથી | ૨૨૬ | ૧ |
| મૂત્તિ | મૂર્તિ | ૨૨૭ | ૧૩ |
| ભણેજડા | ભાણેજડા | ૨૩૦ | ૯ |
| અલૌકિક | લૌકિક | ૨૩૧ | ૧૭ |
| કુમાળપાલ | કુમારપાલ | ૨૩૩ | ૧૦ |
| માલન | મલિન | ૨૩૮ | ૧૧ |
| માળઊરી | મલિઊરી | ૨૪૫ | ૨ |
| ખેટકનામ | ખેટકગામ | ૨૫૨ | ૧૯ |
| સઘ | સંઘ | ૨૬૨ | ૨૭ |
| નૃપતિ | નૃપની | ૨૬૬ | ૧૫ |
| ભાવનાશ | ભવનાશ | ૨૭૦ | ૧૮ |
| દશાતણુ | દશાતનુ | ૨૭૪ | ૨૨ |
| દેવ | દેવી | ૨૮૧ | ૨૧ |

| અશુદ્ધ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. |
|---|---|---|---|
| આભનંદન | અભિનંદન | ૨૮૫ | ૧૪ |
| ભાવિભ: | ભાવિભિ: | ૨૮૭ | ૨૫ |
| સંપાત્ત | સંપત્તિ: | ૨૮૯ | ૧૯ |
| બાલયા | બલિયા | ૩૦૨ | ૭ |
| સમવસરણે | સમવસરણ | ૩૦૩ | ૨૯ |
| સકલ | સફલ | ૩૦૫ | ૨૦ |
| તીતની | નીતતિ | ૩૦૬ | ૧૧ |
| સસાર | સંસાર | ૩૧૩ | ૯ |
| ભયભીતિ | ભવભીતિ | ૩૨૦ | ૧૫ |
| ક્સૂર | સૂર | ૩૨૪ | ૨૧ |
| બત | બંત | ૩૨૮ | ૫ |
| વૃદ | વૃંદ | ૩૩૯ | ૨૨ |
| પયણુ | પણુય | ૩૪૨ | ૨૦ |
| દૃષણુ | દૃષણુ | ૩૪૪ | ૧ |

॥ शुभं भवतु ॥

